वसुमुनिकरशशिवर्षे ज्येष्ट(ष्ठ)सितनवमसोमयुते दिवसे ।
श्रीज्ञानचंद्रगुरुणा प्रतिष्ठितोऽर्बुदगिरौ ऋषभं(भः) ॥ ४२॥

१२७८ ज्येष्ट सुदि ९ सोमे ॥

**વિષયાદિ**–અર્બુદાચલ (આબુ) ઉપરની વિમલશાહની વસહિકા–વસતિ–ધર્મશાળાના પ્રવેશદ્વારના ડાબા ભાગની બાધ શાળાના કાળા પથ્થર ઉપર આ પ્રશસ્તિ લખેલી છે સાહુ (શાહ) ધનસિંહના ચાર પુત્રમાંથી બીજડ અને લલ્લે શ્રી ઋષભજીના મંદિરનો જીર્ણોદ્ધાર પોતાના પિતા ધનસિંહના શ્રેયને અર્થે સવત્ ૧૨૭૮માં કરાવ્યો, તે સંબંધી આ પ્રશસ્તિ છે

કુલ શ્લોક ૪૨ છે

**વિશેષ**–૧ આ પ્રશસ્તિ છપાયલી જાણ્યામાં નથી આમાં મારવાડ નડુલમાં ચાહમાનવંશ રાજાઓની વંશાવલિ આપેલી છે પછી લલ્લ અને બીજડની ઉત્પત્તિ આપેલી છે

૨ આ પ્રશસ્તિમાંથી નીચેની બાબત જાણવા જોગ છે –પરમારવંશી કાહ્નડના વંશજ અને આબુથી ત્રણ યોજન દૂર આવેલી પ્રાચીન ચદ્રાવતી નગરીનો રાજા ધુંધુ પોતાની ઉપર ગુજરાતના રાજા ભીમની અવકૃપા થયાથી ધારાનગરના રાજા ભોજના દરબારમાં જઈ વસ્યો પોરવાડ (પ્રાગ્વાટ) વંશના અલંકારરૂપ વિમલને તેની મહા બુદ્ધિથી પ્રસન્ન થઈ ભીમદેવે આબુનો દંડપતિ નીમ્યો તેણે સ ૧૦૮૦માં આબુના શિખરે શ્રી આદિનાથનું દેવલ બંધાવ્યું, તેમ જ તલાવ આદિ બંધાવ્યા પછી કાલ વીતતાં આબુનાં તીર્થો નડુલના રાજા વીરવરના તાબામાં આવ્યા વીરવરનો પુત્ર સમરસિંહ, તેનો સિંહભટ અને તેનો પ્રતાપમલ્લ થયો પ્રતાપમલ્લનો બીજડ મરૂભૂમિનો રાજા થયો તેના ત્રીજા પુત્ર લુઢ-લુભથી તેજસિંહ થયો તેના રાજ્યમાં માડવ્યપુરથી 'જેલ્હા' નામનો શેઠીયો આવી વસ્યો તેનો પુત્ર દેશલ અને તેના વંશમાં ત્રીજી પેઢીએ ધનસિંહ થયો અને એ ધનસિંહના બે પુત્ર લલ્લ અને બીજડે ઉપર જણાવેલા મંદિરનો ઉદ્ધાર કર્યો

૩ લેખમાના બે ખાલી સ્થળોએ પાછળથી પંક્તિઓ ઉમેરાયલી છે, અને હાસી યામા તેમ કેટલાક શબ્દો ઉપર સ્પષ્ટાર્થો લખેલા છે

---

नं. ५ ग. अर्बुदाचले तेजपालवसहिकायांलेख. सं. गद्यपद्य पं. सोमेश्वरदेव.-(र. स. १२८७)-पृ. १–१०

**आरंभ—**धुलेवेशः॥ श्रीअर्बुदाचलोपरि तेजः॥ पालवसहिकायां प्रविशतो दक्षिणभागे देवकुलिकाशालायां उपलखंडद्वयं॥ तत्रैकस्मिन् ०॥ ॐ०

वंदे सरस्वतीं देवीं याति या कविमानसं ॥
नीयमाना निजेनेव ॥ यानमानसवासिना ॥ १ ॥

यः शांति मां नय्य(शांतिमानप्य)सत्प्रकोपे शांतोपि दीप्तः स्मरनिग्रहाय ॥
निमीलिताक्षोऽपि समग्रंप्र(यप्र)दर्शी स वः शिवायास्तु शिवातनुजः ॥२॥

× × × ×

अन्त—

श्रीसोमेश्वरदेवश्चलुक्यनरदेवसेवितांघ्रियुग्मः ॥
रचयांचकार रुचिरां धर्मस्थानप्रशस्तिमिमां ॥ ७३ ॥
श्रीनेमेरम्बिकायाश्च प्रसादादर्बुदाचले ।
वस्तुपालान्वयस्यास्तु प्रशस्तिः स्वस्तिशालिनी ॥ ७४ ॥

सूत्र० ॥ केल्हाणसुतधांधलपुत्रेण चंडेश्वरेण प्रशस्तिरियमुत्कीर्णाः श्रीविक्रम संवत १२८७ ॥ वर्षे फाल्गुण वदि ३ रवौ श्रीनागेन्द्रगच्छे श्रीविजयसेनसूरिभिः प्रतिष्ठा कृता० । भ.

**વિષયાદિ-૧** આબુ પર્વતના દેલવાડા ગામમાંના શ્રી આદિનાથના દેવળની દક્ષિણે ધર્મશાળાની ભીંતમાંના કાળા પથ્થર ઉપર આ શિલાલેખ કોતરેલો છે. અણહિલ્લ પુરના રાજા વીરધવલના બે પ્રધાન વસ્તુપાલ અને તેજપાલ એ બે ભાઇઓએ શ્રી આદિનાથનું દેવાલય સંવત ૧૨૮૭ માં સમરાવેલું તેની પ્રશસ્તિનો આ લેખ છે. તેમા સોલંકી વંશની શાખા વાઘેલા વંશના રાજા વીરધવલની વંશાવલિ આપેલી છે. તેમ વસ્તુપાલતેજપાલનાં ધર્મોદાકાર્યો પણ વર્ણવેલાં છે. આ પ્રશસ્તિ નાગર કવિ સોમેશ્વરદેવે રચેલી છે.

શ્લોક ૭૪ છે. બાકીનો શિલ્પકાર્ય સંબંધી ઉલ્લેખ ગદ્યમાં છે.

**વિશેષ-૧.** આ લેખ સંસ્કૃત કીર્તિકૌમુદીના પરિશિષ્ટમાં તેમજ ભાવનગરના "પ્રાકૃત સંસ્કૃત શિલાલેખ"વાળા ઇંગ્રેજી પુસ્તકમાં પાનાં ૧૭૪ થી ૧૭૭ માં છપાયલો છે. તેમ તે "એશિયાટીક રીસર્ચ" ના વોલ્યુમ ૧૬ ના પાને ૩૨ મે છપાયલો છે.

૨ છપાયલી પ્રતિમાંનાં કેટલાંક સંદિગ્ધ સ્થળોના પાઠ પ્રસ્તુત પ્રતિમાં સ્પષ્ટ છે. કીર્તિકૌમુદીના પરિશિષ્ટમાં લેખનો સંવત્ ૧૨૯૩ અને ભાવનગરના "પ્રાકૃત સંસ્કૃત શિલાલેખો"ની પ્રતિમાં સંવત્ ૧૨૯૭ આપેલો છે. પરંતુ આ પ્રતિમાં લેખનો જે સંવત્ ૧૨૮૭ આપેલો છે, તે વધારે શુદ્ધ જણાય છે. વળી પ્રસ્તુત પ્રતિમાં તેના કોતરનારનું નામ કેલ્હણ સુત ધાંધલનો પુત્ર ચંડેશ્વર આપેલું છે, ત્યારે ભાવનગરની પ્રતિમાં ગજધર કાન્હડના પુત્ર કહુઆકનું નામ છે, તેમ તેમાં જ્યારે લેખનો સંવત્ ૧૨૯૭ ફાલ્ગુન વદ ૧૦ સૌમ્યવાર (બુધવાર) છે, ત્યારે પ્રસ્તુત પ્રતિમાં સવત્ ૧૨૮૭ ફાગણ વદ ૩ રવિવાર છે.

૩ પ્રતિમા પાછળથી ઘણા સ્થળોએ સ્પષ્ટાર્થ કરનારા પદો તેમ શબ્દો, હાંસીયામાં તેમ મૂળના શબ્દો ઉપર આવા=ચિહ્નથી લખેલા છે. અક્ષરોના મરોડમા કઇક ફેરફાર છે, જેમ કે બને બદલે 'બ' બને બદલે ৰ લખેલ છે

---

अं. ५ घ. राणकपुरसीमायां महाप्रासादे स्तंभवर्तिलेख-सं. गद्य-पद्य पं. सोमसुदसूरि—(र. स. १४९६)–पृ १४.

आरंभ—धुलेवेशः ॥ राणपुरा इति ग्रामसीमाया महाप्रासादोऽस्ति तत्र कवलिकामध्ये प्रविशतो दक्षिणभागस्थितस्तंभे ॥ प्रशस्ति. —

स्वस्ति श्रीचतुर्मुखजिन युगादीश्वराय नमः ॥ श्रीमद्विक्रमत १४९६ संख्यवर्षे श्रीमेदपाटराजाधिराज श्रीनप्प ॥ १ ॥ श्रीगुहिल २ भोज ३ शील ४ कालभोज ५ भर्तृभट ६ सिंह ७ · ''श्रीकुम्भकर्णसर्वोर्वीपतिसार्वभौमस्य–४१–विजयमानराज्ये तस्य प्रसादपात्रेण * * *

अन्त —

धारलदेपुत्रजज्ञो जावडादिप्रवर्धमानसंतानयुतेन राणपुरनगरे राणाश्रीकुंभकर्णनरेन्द्रेण स्वनाम्ना निवेशिततदीयसुप्रसादादेशतस्त्रैलोक्यदीपकाभिधान श्रीचतुर्मुखविहार. कारित प्रतिष्ठित. श्रीवृहत्तपागछे श्रीजगचंद्रसूरिश्रीदेवेन्द्रसूरिसंताने श्रीमतुदेवसुंदरसूरिपट्टप्रभाकरपरमगुरुसुविहितपुरदरगच्छाधिराजश्रीसोमसुदरसूरिभि ॥

---

**વિષયાદિ**-આ, મારવાડ(જોધપુર)ના સાદડી ગામ પાસે, ૭ મેલ દૂર આવેના રાણકપુરના જૈન મદિરના દ્વારપ્રવેશના ડાબી બાજુના સ્તભ ઉપરનો લેખ છે ઐતિહાસિક દૃષ્ટિથી તે ઘણોજ ઉપયોગી છે એમા મેવાડના સૂર્ય(ગેહિલ)વંશી રાજા બપ્પ-(બાપા રાવળ)થી આરભી ૪૧ મા કુભા રાણા પર્યંત ૪૧ રાજાઓની યાદી આપેલી છે કુભા રાણાના રાજ્યકાળમા જૈનદેવ ચૌમુખજીનો વિહાર સુલતાન અહમ્મદની ફરમાશથી, પોરવાડ જ્ઞાતિના શેઠ સાંગણના પુત્ર કુમારપાલના પુત્ર ધનાશાએ સવત્ ૧૪૯૬-(સને ૧૪૪૦)મા બધાવ્યો અને બૃહત્તપાગચ્છના સોમસુદરસૂરિએ દેવની પ્રતિષ્ઠા તેમા કરી, એમ આ લેખમા જણાવેલુ છે

**વિશેષ-૧** આ લેખ ભાવનગરના મહારાજા શ્રી તખ્તસિંહજીએ છપાવેલા "પ્રાકૃત અને સસ્કૃત શિલાલેખો'ના ઇગ્રેજી પુસ્તકમા (પાને ૧૧૩-૧૪ મે) તેમ જ રા વિજયશંકર ગવરીશંકર ઓઝાના ભાવનગર પ્રાચીન શોધસગ્રહ ભાગ ૧ લામા (પાને ૫૬ મે) છપાયેલો છે એ બે પુસ્તકોમા પ્રસ્તુત લેખ કોતરનાર સબધી નીચે પ્રમાણે હકીકત આપેલી

છે, (જે પ્રસ્તુત ઉતારામાં નથી):-कृतमिदं च सूत्रधारदेवाकस्य अयं च श्रीचतुर्मुख-विहार आचंद्रार्के नंदतात् ॥ शुभं भवतु ॥ (અર્થઃ-આ જૈન મંદિર, સૂત્રધાર-સલાટ-દેવાનું કરેલું છે. આ ચતુર્મુખ વિહાર ચોમુખજીનું મંદિર સૂર્યચન્દ્ર રહે ત્યાં સુધી આનંદ કરો-રહો.)

૨. વળી પ્રસ્તુત ઉતારામાંના આરંભથી શુલેવેશઃથી પ્રશસ્તિઃ પર્યતની ઉપર્યુક્ત પંક્તિ પ્રસ્તુત નકલ કરનારે લખેલી હોવાથી છપાયલા ઉપર્યુક્ત ઉતારામાં નથી.

---

अं. ५ ड. सोलंकी वंशावली–हिं–पे. का.गद्यपद्य–पृ. १–९. (अपूर्ण)
आरंभ–श्रीगणेशाय नमः ॥

छपय—श्रीमन् श्रीभागौ तनौमऽस्कंद कह्यो
सूर्यवंस प्रताप सुजस अमरीप गवायो
दूरवासा उतपात चक्र रक्षण आ कीनौ
उलट दिपायौ त्रास भयौ मुनि दीन प्रवीनौ
सिव ब्रह्मा अरु विष्णुहू लौं कोउ ना राप सके सरन
भगवंतहु कम जाभक्पेन्द्रो हरहितजे सुपकरन ॥

दोहा ॥ सरमायौ आयौ सरन तब पायो आनंद
समझायौ नृप चक्रकों प्रबल छुडायो फंद ॥ २ ॥
दुरवासासे प्रबल को डंड आप प्रभु दीन
भक्तराज अमरीपसे को महाराज प्रवीन ॥ ३ ॥

१ सूर्यवंशी(शी) राजा अमरीप तीन अमरीप राजाके २ अगनरप राजा अगनरप राजाके० ३ नगरप राजा नगरप राजाके × × ×

अन्त—(वीरपरमे) ११४ दीपसंघराणा दीपसंघराणाके ११५ दुरजनसालराणा दुरजनसालराणाके ११६ प्रतापसंघराणा प्रतापसंघराणाके ११७ फतेसंघराणा फतेसंघराणाके × ×

વિષયાદિ–૧. સૂર્યવંશી અંબરીષ રાજાની અને તેના વંશજ ઘટોડરના સોલંકીઓની વંશાવલિ છે.

૨. છપ્પો, બે દોહા અને બાકી ગદ્ય ભાગ છે. વંશાવલિ અધુરી છે. તેમાં ૨૨ મા વંશજનું નામ આપેલું નથી. ૪૯ થી ૭૮ રાજાઓ ઘટોડરના, ૭૯ થી ૮૯ પાટ-

જુના, ૮૭ મો પાવાગઢનો, ૮૮ થી ૯૫ કડીના અને ૯૭ થી ૧૧૭ થી વીરવરના રાજાઓનાં નામ આપેલા છે આમાં કુલ ૧૧૭ રાજાઓના નામ છે

વિશેષ-ઐતિહાસિક દૃષ્ટિએ આ વંશાવલિ શુદ્ધ જણાતી નથી.

---

**अं. ५ च. लुणावाडाना राजा दीपसिंहनी प्रशंसा-हिं-पे.का.-कवि केवलराम ( र. सं.) पृ. ६-९. अपूर्ण.**

## आरंभ—

(પહેલી ત્રણ તુક મૂળમાંજ પડેલી હોવાથી રીતસરનો આરભ જણાતો નથી)

छपै—लवणपुर कीय वास जास प्रथमं घर चंपे ॥
राणा प्रताप प्रताप ताप वैरी सन कंपे ॥
वणवीर वीर सन जीत मीत धरनीमे थप्पै ॥
रणवीर उमरावको कवहू कर नहि अप्पै ॥
राघवदेव देवही सदा गांगो गंगाधिप दरस ॥
अदोराण जगजाण हुअ वाधो वाघहीतें सरस ॥ ४ ॥
मालदेव महीमाह जाह विरूम वह कीन्ने ॥
वणवीर धीर धरि(र)नाह साह सूपा(जा?) लुट लीन्ने ॥
अपेराज कीय राज लाज किनहुं नहीं लुप्पै ॥
कुंभराण वीरवाण अरि करिकें सीर पुप्पै ।
दयालदास दुपनास हुअ चंदसेन चन्द्रह भए ॥
वीरसंघपर गुज्जरधनी आए सन हारही गए ॥ ५ ॥
नाहरसंघ कीय कोट ओट रैयतकों कीन्नो ।
मैहवासीं सन मार धाट निहकंटक लींन्नो ॥
जैतसंघ अरिमंगंज दछनदल लीय छीन्नो ।
केवल कहत यह वंसमे प्रथु विक्राम सम राज भूप ॥
कृपान दान दुंहविध सरस वषत राण लुस भाण हुत ॥

अन्त—

सवैया—मोहि कवेसर ईस कर्यो तांते मांनत हे नवपंडके राजा ॥
ओर सबे मुगलान पठांण भली बीध चाह करें सीरताजा ॥
है(झे ?)वर हेमकडा बकसे सिरपाव, दए सबही जस काजा ॥
दीपसिं रानासुनो बीनती अब राषिए केवलरामकी लाजा ॥२३॥

× × × ×

**વિષયાદિ**–૧ આમાં લુણાવાડાના રાણા દીપસિંહે કવિ કેવલરામને કવીશ્વરપદ આપેલું તેની પ્રશંસા વર્ણવેલી છે. આરંભમાં લુણાવાડાની ગાદીની સ્થાપના રાણા વીર પ્રતાપના ઉમરાવ **રણધીર** વસ્તીરે કરી ત્યાંથી તે રાણા દીપસિંહ પર્યંત સઘળા રાણાનાં અને તેમાં મુખ્યત્વે દીપસિંહના પિતા 'બખતેશ'નાં ગુણગાન કરી, પછી દીપસિંહે મહેવાસી ભીલોને હરાવી લુણાવાડાના રાજવંશનો જશ દીપાવ્યો તેનું વર્ણન કવિએ કર્યું છે.

૨. છપ્પા, કવિત્ત, સવૈયા અને છંદથી પદબંધ બાંધેલો છે, અને તેની કુલ સંખ્યા ૨૩ છે; પણ પહેલી ત્રણ કડી નહીં હોવાથી આ પ્રતિમાં કુલ ૨૦ ઉતારેલી છે. કાવ્ય અધુરું છે.

**વિશેષ**—૧. બાબીવિલાસ(જુઓ નં. ૨)ના કર્તા, અમદાવાદના વિસલનગરા નાગર કેવલરામે આ કાવ્ય રચ્યું છે. તેના વંશજો જે કવીશ્વરનું પદ ધરાવે છે, તે કવિ કેવલરામને લુણાવાડાના રાણા દીપસિંહે આપેલું, એમ આ ગ્રન્થથી સમજાય છે.

૨. શાહ અકબરના સમયથી તે મરાઠાઓએ ગુજરાતમાં પગપેસારો કર્યો તે પર્યંતના ઇતિહાસ ઉપર આ કાવ્ય કંઇક પ્રકાશ પાડે એવું છે, તેથી તે ઉપયોગી છે. છઠ્ઠા કવિતથી જણાય છે કે જેતસિંહ રાણાએ દક્ષણીઓ(પેશ્વા)ના સૈન્યને હરાવ્યું હતું. અને તેના પિતા નાહરસિંહે મહેવાસ જિતી લુણાવાડાના રાજ્યનો વિસ્તાર વધાર્યો હતો, મોગલોની પડતીના (ઔરંગઝેબના) સમયમાં લુણાવાડાનું રાજ્ય સ્થપાયું હતું, એમ આ કાવ્યથી જણાય છે ભાષા ઓજસ્વિની છે.

૩. આ કાવ્ય છપાયલું નથી

૪. પ્રતિમાં પ્રત્યેક તુકના ભાગ પાછળથી આવા ॥ ચિહ્નથી પાડ્યા છે.

૫. પાના છઠ્ઠાને છેડે ૧૨મા (સવૈયા) છંદના પડેલા શબ્દ પ્રિય ઉપર આવું ⌐ ચિહ્ન કરી "असिन्खंडमित्तित्रेस्ति" એમ લખેલું છે.

૬. બાલબોધ લિપિ હોવા છતાં કેટલાક અક્ષરોનો મરોડ માથાં બાંધેલી ગુજરાતી લિપિનો છે. કાવ્ય ૨૩મા છંદ(સવૈયા)થી અધુરું છે, અને તેને અંતે બીજી શાહીથી "શ્રી ૧, રાકા ૨, નાટક ૩, વજ્ર ૪, ખત્રી ૫, તપન ૬, સોંહ ૭, ઘરણી ૮," એટલું લખેલું છે.

**નં૦ ૫ જ કેસર રાસ-ચા. ઐ. કાવ્ય-ચારણગણ ચાંદણ સાસણ-(ર. સં. ૧૮૦૨)-લિ. (સં. ૧૯૦૫)-પૃ. ૧૪-૬૧.**

आरंभ:-

અહુ તં(છં)દ અછે ધર અંતરે ॥ તણેંરી ઓપતેં કહાં વસંતરે;
વંશ જેણે ઝાલા વસતરે આ ॥ કવી જણુ તેણુ પ્રસંસા કરે આઃ
આદે નારાએણુ તણી ઉર ઓપતઃ॥ વસુ નારાયણુ અંત તે આંપતે ॥
અંતેયકુ પરગટ નારાએણઃ નજ પરગટ હુ મુલ નારાએણુ
મુલહુત માડા તત સધંમણુ ॥ તત માહુત ઉપના સર ત્રણુ ॥

× × × × ×

અથં દહા પુરવછાઈઃ ॥ કેહુર આચ્યુ કેરેટી માલ લહી મકુઆંણુ ॥
જેવારી જનમોતરી પડત કુ પરમાંણુ ॥ ૧ ॥
તવે જેઆી જનમોતરી વદચુ વડત વાંણુ;
બાર માસ સારા બધા જેઠ કઠણુ કરે જાણુ ॥ ૨ ॥
કેહુરદજ સાંભલ કથંન ॥ વડહથ કીધ વચાર;
કોક પવાડુ કીજીએ વાત રહ વકુ વાર ॥ ૩ ॥
સુમરીઓ લાસુ સકજ સાત વીસ સમરથ;
સધ તણે પતસા સકજ દલં સકજ કરે દબાહ

× × × ×

અણી ધરે ચાંદુ વસં (વંશ) ઉધોરઃ ॥ અગરે વેરાં વંક પધોરઃ ॥
પાટોંધર ચાંદ તે વડપાંણુ ॥ જગં લપધીર વડા ગણુ જાંણુઃ ॥
લધં ઝલ પાતલ પે થલકાલઃ ॥ મહાસબલે સતણા મછરાલઃ ॥
અલાસર પાટણુ બ્રહ અધાટ : ॥ પણાંણાં ચંદ્રસેન અુવડ સબ
લેસ સ અુજારણુ વાટ ॥

× × × ×

સજ દલે દપણી સકેજે નજદીના નીસાંણુ ॥
વઢવા દસ વઢવાણથી પડે આઆ પરસાંણુ ॥
દામુજી સરદાર દલે પૂલર મુહુ ચાલેં
સુબાદાર ભાપે સહુ બજે ડજુ ઝબરાલ ॥

અરજણ સંગ ઝલ અતલ બલ ॥ સબલ સંગત સંગ
વાજાં વાહે દોમજે ॥ ધીગાણે ભડ ધીગ ॥
દામા રાઅણ કલદ કલ વલકલેં આ જુદ્ધ વીર
અનકે બીજા ઉભરા પડચડ ધીર પંડીર ॥

अन्त—

અઝભડ ચાંદુ વંસ અજાલ : ॥ ભજે પરીઆ ષદ અંગ ભુજાલ
કવંદા પાલ અરંદા કાલઃ ॥ પોષટ ધર એમ પ્રજા રષપાલ : ॥
ગણે કવી ચાંદણ ભુપતે ગાએ ॥ જગંદા લઇત આ રાજાએં
પ્રમાણે ચાંદુ ભેદ પરિષ ॥ સણે કવી કીધા આપ (સ)રીષ ॥
કહ ગણ ચાંદણ કેએ તાકો ॥ એરુ એ ગજબંધ અજાચીએ હો ॥
મગે કવે ચંદ જકે મહવાર ॥ ન માગ ભુપ બઆ નરધાર
અપે નવનધ સધન અનેક ॥ પરીસણ સાંસણ સપવમેક ॥
જકે કવી ચંદ ગ્રહા ભજે જેહ ॥ તકો કવે મેર સમીવડ તે ॥
કવંદા સારણ કાજ સકાજ ॥ અણધરે નાંહક સુઅચરજે ॥
ભણકે ભૂપતે ચાંદણ ભુલ ॥ અલા સર ચાલણ ક્રમ અદલે;
કવી ગણ સાંભલ ચંદ સકાજ ॥ વરીસણ સાંસણ તેગે જ વાજે ॥

અષાં સવતં સત બેસે અઢાર ॥સહી પલ પોસ બઅજી પપસર
ભણતથ બારસ વરસ ભોમ ॥ ગણ પડભારથ વાલી અગોમ
હુઓ ગ્ર(ગ્રં)થ તે અસપરણ હોએ તં સબત્ર જગનાથ લેસ ચાંદણ સોએ

અથ કવીત કલસરૂ ॥ સેસ ધરા લગ સુર પુર મહરાંણ પરગટના પત્ર ચંદન ધાતે ॥
સરદહ સારાં સવટ અલજ્જં : ॥ સકતી ઘસ ॥ વલેં પ્રસનેસ વષાણાં ॥
ભુઅણ સહજા ભારજાર અગની વજાણાં ગે અણાંણાં એ અકલ જાલગત્ર ગણ ॥
ગાત્રપત્રી વટ રષણ ગણ ચંદ્રસેન તાંહ લગ ધર અચક્ષત પ્રતપે સબલ સલણઃ॥
તદા તાતણ તાંણ ભાણણાં દાલ દૂભજણ તુ દાતા તડતાંણઃ ॥
રૂપગાં સંભવ રંજણ : ॥ તદા તાતડ તાંણ ભડે પ્રસણાં દલ ભેજણ : ॥
તુ દાતા તડતાં તણ ગઢ અણગં જાંગંજણ ॥ ચંદ્રસેન રાણા દાતા અચલે : ॥
ગણી અણગા આતુઝ ધણ ॥ સાકરાં સલાપ સાંસણ સકજેઃ ॥
તદા તાસ બલે સતણઃ ॥
સુભં ભવતું કલ્યાણમસ્તુ ॥ ગણ ચન્દ્ર સંસલઝના છંદ જાત ૭ વસન

અન વંસાઅલી ઝાલાંમાંની લપી છે : અસલ સંવત ૧૮૦૨ના પોષ વદ ૧૨ સોમે તે ઉપરથી આ લખી લેખક:-જાની બાપાલાલ ગોવીંદરામ ગેટેર અમદાવાદમાંના : એ આલીશાન જડજ સાહેબ ફારબસ ।। ચાંદા સુ(ર)જના મેહેલમાં બેસીને લખી છે –

તે સપૂર્ણ કરી તે દિવસે સવત ૧૯૦૫ના માહા વદી ૯ વાર સોમે લખી રહ્યા તે દિવ(સ)ના ૧૧ કલાક વાગતા સપૂર્ણ થઈ એટલે કેદમાથી પેઠ કેદીએ બહાર નીસરી પોરાવાલા સીપાઇની તરવાર લેઈ તેજ સીપાઇને બે ત્રણ તરવારના ઘા કરીને ઉઘાડી તરવાર લેઇને નાઠો તે કેદીને એડી નાની તેથી નાઠાનો ઉપાય કરો પણ તેજ વખતે એક રોગી ધાચણ જતી હતી તેને(તે) કહુ(હુ) કે તે આ કેદી નાઠો જાય છે એટલે કેદીએ તેણે(ને) એ ઘા તરવારનો કરો ત્યારે તે દોસી પડી ।।–પઠવાડે ગાડદી પોત રાવનો આદમી દોડતો આવો તેણે કહ્યુ જે તરવાર નાખી દે ।। નીકર હું તુને મારીસ તે વખતે કેદીએ ગાડદી ઉપર ઘા નાખ્યો પણ ગાદડીએ ।। બદુક ઉપ(ર) લીધો તેથી તે બધુક પણ ભાગીને કેદીહાથની તરવાર પણ ભાગી પણ હડધી હથમા હતી તે લેઇને કાર(ર)જના સામા દક્ષણતા માહાદેવનુ જગા છે તા સુધી નોઠો આટલામા એક બે સીપાઇને પણ મારા તે ઘાએલ થયા પ(ણ) હવાલદાર હાથમ તરવાર લેઈ દોડતો આવ્યો તેણે દેખિ ગાદડ તે કેદીને વળગ્યો ને હવાલદાર પણ આવી પુગો તે વખ(તે) બીજ પય(લ)ટણના સીપાઈ નીગે આવી પોચી તે બીજ પય(લ)ટણના માણસે તે કેદી ઉપ(ર) કમનો ઘા કરો તેથી તે ।। ઘબરાણો આટલે હવાલદાર તેની છાતી ઉપર ચડી બેઠો એટલે ઉપ(ર)નાને કેદીએ પડયા પડયા મો ઉપર ઘા કરો તેથી હવાલદારે પણ તે ઉપર એક બે ત્રણ ઘા કરા તેથી તે મરણ પામ્યો ને તે વખતે બીજા સીપાઈ પ(ણ) કેટલાક ભેલા થયા ત(તે)ણે પણ ઘા તે ઉપર કરા તે વખતે ફોજદાર પણ આવ્યો તુરી પણ કરી તેથી ઘણાક માણસ એકઠા થયા સાહેબ લોક પણ તા આવ્યા તે ઘાએલ લોકને(કને) ઇસપતાલમા મોકલા ને મડદા ઠટાવ્યા એ આ ગ્રથ પૂરો થતા એટલી હકીગત અમદાવાદમા થઈ સ ૧૯૦૫ના મહા વદી ૯ વાર સોમે એટલુ ૧૬ ।। ।। સ ગ્રન્થ ।। ।। સપૂર્ણ ।। ।।

**વિષયાદિ–૧** પ્રસ્તુત રાસમા વિરમગામ પાસેના પાટડી રાજ્યના ઝાલાવશી દરબારોના પૂર્વજોએ મચાવેલા યુધો અને પાટડીના રાજ્યની કરેલી સ્થાપનાનુ વર્ણન સાર્યુંવેલુ છે ઝાલા વશની ઉત્પત્તિ, દેઠ નારાયણની નાભીમાથી બ્રહ્મા પ્રકટ થયા, જેમણે મધુકૈટભ દાનવો સામે યુદ્ધ મચા યુ, તેમનાથી માડી નદક, કાશ્યપ, મરીચિ આદિ પરપરાએ ૧૦૩મો રાજા **કેસર** થયો તે પર્યતની વર્ણવેલી છે તે પછી કેસરે સિંધના સુમરા સાથે મચાવેલો જગ અને તેમા એનુ થયનુ મરણ વર્ણવેલુ છે પછી કેસરના પુત્ર હરપાલે ગુજરાતના કરણને એની રાણીનુ ભૂત કાઢી મેળવેલા ગામ અને પાટડીના રાજ્યની કરેલી ચિરસ્થ સ્થાપના વર્ણવેલી છે તે પછી કરણનુ રાજ્ય ઉખડતા તેના પુત્ર સુરજમલ અને તેના વશજોને ગુજરાતમા સુબાઓ અને સુલતાનો તેમજ સલાબતખાન આદિ બાબી વશી સરદારો સાથે મચેલા યુધ્ધો અને પાટડીના રાજ્યનો વધેરો વિસ્તાર, વઢવાણની રાજ્યગાદીની સ્થાપના આદિ વર્ણવેલા છે, અને અતે

અજમલના પુત્ર ચન્દ્રસેને વઢવાણના ગઢ આગળ **દામાજી** ગાયકવાડને આતરી કાઠી યાવાડમા પેસતો અટકાવ્યો અને તેમા ખપ્યો, એ પ્રસગ વર્ણવી કવિએ પ્રસ્તુત રાસાની પૂર્ણાહુતિ કરેલી છે

૨ જણાય છે તેમ આ રાસાના રચનાર ગણુ ચારણ સાસણે પૃથ્વીરાજ જોડે ચદ બરદાયીએ જેમ શાહાબુદ્દીન ઘોરીના યુદ્ધમા ભાગ લીધો હતો, તેમ ચદ્રસેન સાથે ઉપના યુદ્ધમા લીધો હતો

૩ છદ, દુહા અને પૂર્ણકાયાથી પદ્યબધ આપેલો છે કુલ કડીઓની સખ્યા આપેલી નથી

**વિશેષ-૧** પ્રસ્તુત રાસ છપાયો નથી લહીયાએ 'ચદ સસલજી'ના છદ એવુ નામ આ ગ્રન્થને આપેલુ છે, ત્યારે આ પુસ્તકના આરભે આપેલી ઇગ્રેજી અનુક્રમણિકામા 'કેસર રાસો' એ નામ છે રચનાર ગણુ ચારણ સાસણ છે તેથી અને તેમા વઢવાણના રાજવશીઓના પૂર્વજ કેસરના પરાક્રમ છે તેથી, આ કાવ્ય ઐતિહાસિક હોઇને અને વાઘેલા વશના છેલ્લા રાજા કર્ણની પૂર્વના સમયથી આરભી, મુસલમાન અને મરાઠા સમય પર્યંતનો ગુજરાતનો ઇતિહાસ આમા વર્ણવેલો હોવાથી, આ રાસ ઘણો જ ઉપયોગી છે

૨ ભાષા ચારણી છે તે ઝડઝમકવાળી અને પ્રવાહી છે એમા વીર રસ મુખ્યત્વે છે

૩ પ્રતિ ચોખ્ખે અક્ષરે લખાયલી છે દરેક પક્તિના અત લાલ શાહીની બે ઉભી લીટીઓથી દર્શાવેલા છે લિપિ બાલબોધ છે લખાણ અશુદ્ધ છે બાલબોધ 'ણ' કાર લહીઆએ, 'ए' કાર જેવો લખેલો છે, તેમ 'ઉ'ને બદલે ' સુ' અને 'अ' પણ 'ઞ' જેવો લખેલો છે કેટલીક જગ્યાએ વચ્ચે શબ્દો છેકેલા છે, તેમ ખાલી અક્ષરો — — — નીશાનીથી જણાવેલા છે અક્ષરાનુક્રમમા થયેલી ભૂલ ૧-૨ ના અકથી સુધારેલી છે, તેમ હાસીયામા પણ કેટલાક શબ્દોનું ઉમેરણ પાછળથી કરાયલુ છે

૪ લેખક જાની બાપાલાલે પ્રતિ પૂરી લખાઇ રહી તે વેળાએ અમદાવાદની જેલમાથી ભાગી ગયલા કેદીએ કરેલી કાપાકાપીનો પ્રસગ પણ સાથે સાથે લખી દીધો છે તે એના સમયના ગદ્ય લખાણનો એક નમુનો છે રાસ સવત્ ૧૮૦૨મા રચાયો છે અને તે જ વર્ષની લખાયલી પ્રતિ ઉપરથી પ્રસ્તુત પ્રતિ લહીઆએ સ ૧૯૦૫મા સ્વ ફાર્બસ સાહેબની પ્રેરણાથી ઉતારેલી છે

---

अं. ५ ग्र. कुमारपालचरित्र (लघु)-स-पे का-र. चारित्रसुंदरगणि—
(र स ) पृ १-९८ अपूर्ण

(પહેલા ૩૩ શ્લોક નથી તેથી રીતસરનો આરભ નથી)

आरंभ—

दानेन मानेन बलेन कर्ण-
मय सकीर्णौ नु करिष्यतीति ॥

१

श्री कर्णराजेति स वर्णनीयो
नृपोन्यपुत्रस्य ततान नाम ॥ ३४ ॥
तावाश्विनेयाविव दिव्यरूपौ
परस्परं प्रीतिपरौ कुमारौ ॥
निरीक्ष्य मातापितरौ मनोंत-
स्तावन्वभूतां परमं प्रमोदं ॥ ३५ ॥

अन्त—श्रीरत्नसिंह गुरुपादसरोरुहाली· (लि)
श्चारित्रसुंदरगणिर्यदिदं वितेने-
तस्मिन् कुमारचरिते शमनाभिधानः
सर्मः(र्गः) समाप्तिमगमद्दशमः शमाद्यः ॥ ३९ ॥

इति भट्टारक श्रीवृहत्तपोगच्छनायक भट्टारक श्रीरत्नसिंहसूरिशिष्योपाध्याय श्रीचारित्रसुंदरगणिविरचिते श्रीकुमारपालचरिते दशमसर्मः(र्गः)॥

१६४ सर्वग्रन्थाग्रं २३३२ परमपूजार्चनीयपूज्याराध्य पं० शांतिक्षेमगणियोग्यं ॥ छ ॥ साहा श्रीवचासुत साह सहस्रकिरणेन पुस्तकमिदं गृहीतं सुत सा वर्धमान शांतिदासपरिपालनार्थं कुमारपालचरित्रलघु समास्तुः(तः) ॥

**વિષયાદિ**—આ, ગુજરાતના સોલંકી વંશના રાજા કુમારપાલનું ચરિત્ર, સંસ્કૃત ભાષામાં ચારિત્રસુંદરગણિએ રચેલું છે. સર્ગ અને વર્ગથી બદ્ધ આ કાવ્ય છે. પ્રથમ સર્ગના પ્રથમ વર્ગમાં પહેલા ભીમદેવથી સોલંકી વંશ વર્ણવેલો છે. આ ગ્રન્થ ગુજરાતના ઇતિહાસનું એક ઉપયોગી સાધન છે. જૈનો કુમારપાલને ધાર્મિક રાજા ગણતા હોવાથી તેના ચરિત્રને પણ પવિત્ર માને છે. તેનું આ લઘુ ચરિત્ર છે. આના કુલ સર્ગ ૧૦ છે અને દરેક સર્ગના ૮ સુધી ઓછાવત્તા વર્ગ નામે ભાગ કરેલા છે.

**વિશેષ**–૧. આ ગ્રન્થ ભાવનગરમાં જૈન આત્માનંદ ગ્રન્થમાલાના અંક ૭૨ રૂપે પ્રસિદ્ધ થયો છે. આ ગ્રન્થનો કર્તા વિક્રમની સોળમી સદીના ઉત્તરાર્ધમાં અંતભાગમાં હતો

૨. પ્રતિ ઘણી અશુદ્ધ છે. ઘણે સ્થળે હરતાળ તેમ જ ખડીથી શબ્દો, અક્ષરો, માત્રા આદિ છેકેલાં છે, તેમ ઘણે સ્થળે શબ્દોની ઉપર = આવું ચિહ્ન કરી હાંસીઆમાં શબ્દો સુધારેલા છે, તેમ કેટલેક સ્થળે તેના અર્થ પણ આપેલા છે. કોઈક કોઈક સ્થળે તો નવાં પાદ પણ ઉમેરેલાં છે.

---

अं. ६ क. भोजप्रबंध-पंडित वल्लाल-(र. स. ) (लि. सं. १९०९.) पृ. १-७९.

आरंभ—श्रीगणेशाय नमः ॥ श्रीमतो धाराधीश्वरस्य प्रबंधो लिख्यते॥

आदौ धारायां राज्ये सिंधुलसंज्ञो राजा चिरं प्रजाः पालितवान् ॥ तस्य च वृद्धत्वे भोज इति पुत्रोऽभूत्॥ स यदा पंचवर्षस्तदा आत्मनो मरणसमयं विदित्वा मुख्यामात्यानाहूय अनुजं स मुंजं महाबलमालोक्य पुत्रं च बालं वीक्ष्य विचारयामास ॥ यद्यहं राज्यलक्ष्मीभारधरणसमर्थं सोदरमपहाय पुत्रं प्रयछा(च्छा)मि ॥ राज्यं ॥ तदा लोकापवादः ॥ अथवा बालकं मे पुत्रं मुंजो राज्यलोभात् विषादिना मारयिष्यति ॥ तदा दत्तमपि राज्यं वृथा ॥ पुत्रहानिर्वंशच्छेदश्च ॥

लोभः स्थानं हि पापस्य प्रसूतिर्लोभ एव च ॥
मास्तु ते संशयश्चित्ते(:) लोभः पापस्य कारणम् ॥ १ ॥

अन्त—

देव कोऽपि विद्वान् द्वारि वर्तते राजा प्रवेशय॥ ततः स विद्वान् सभामागत्येहमुक्त्वा प्राह ॥

वक्त्रांभोरुहि भारती नवनवा प्रज्ञा हृदि स्थायिनी ॥
देवश्रीर्भजते भुजं चरणयोः सक्ता च दिग्मंडली ॥
इत्यालोच्य निरुद्धसंगमभितः सौभाग्यलक्ष्मीपतेः ॥
कीर्तिः कोपवतीव भोज जलधेः प्रांतेषु वं(ब)भ्रामते ॥ १ ॥

राजा तस्मै कवये प्रत्यक्षरं लक्षं दत्तवान् ॥

इति श्रीपंडितवल्लालविरचितो राज्ञः श्रीभोजस्य प्रबंधः परिपूर्णः ॥ शुभं भवतु ॥ ॥ श्रीरस्तु ॥ कल्याणमस्तु ॥ संवत् १९०९ना वर्षे असाडमासे शुक्रपक्षे तीथौ नवम्यां ९ शनिवासरे समाप्तोऽयं श्रीभोजप्रबंधग्रंथः ॥ लिखितं लहीया माधवदासजी जीवणदास ज्ञाति कणबी करडवा श्रीअमदावादमध्ये रहेवासी करडया पोलमध्ये ॥श्री ॥ सीतापतये नमः ॥

વિષયાદિ—૧. શ્રી ધારાનગરના રાજા ભોજની સભા તથા નગરચર્યાનાં વૃત્તાંતો, કવિઓએ કરેલી સ્તુતિઓ અને તેણે તેમને આપેલાં દાન આદિની વાર્તા, કવિ બલ્લાલે પ્રસ્તુત ગ્રંથમાં આલેખેલી છે.

૨. પ્રત્યેક વાર્તા ગદ્ય અને શ્લોકથી બદ્ધ છે. પ્રત્યેક વાર્તા સંખ્યાંકથી છૂટી પાડેલી નથી તેમ તેની કે શ્લોકની સંખ્યા પણ આપેલી નથી.

**વિશેષ—૧.** આ ગ્રંથ મુંબઈના નિર્ણયસાગર પ્રેસમાં છપાયો છે. પરંતુ તે પ્રસ્તુત પ્રતિથી સંકલનામાં તેમ વાર્તાના ક્રમમાં કેટલેક સ્થલે ભિન્ન છે, તથા પાઠફેર પણ ઘણા છે વળી કેટલાક શ્લોક છાપેલી પ્રતિમાં નથી તે આ પ્રતિમાં છે; અહીં દાખલા તરીકે અન્તમાં આપેલો શ્લોક છાપેલી પ્રતિમાં નથી.

૨. પ્રતિમાં ક્વચિત્ હાંસીઆમાં કેટલાક શબ્દોના સંસ્કૃત અને કેટલાકના ગુજરાતી અર્થો પણ આપેલા છે.

---

## અં. ૬ ખ. ભોજપ્રબંધ (ભાષાંતર)–ધોંડો ભાસ્કર જોશી (ર. સં. ૧૯૦૯)–(લિ. સં. ૧૯૦૯)–પૃ–૧–૧૧૮.

**આરંભ—**શ્રી ગણેશાય નમઃ શોભાવાલા જે ધારાનગરીના રાજા તેનો પ્રબંધ લિખ્યો છે.

પ્રથમ ધારાનગરીમાં સિંધુલ નામે રાજા હતા તેણે ઘણા વર્ષ સુધી પ્રજા પાલી તેને વૃદ્ધપણામાં ભોજ નામે પુત્ર થયો તે જ્યારે પાંચ વર્ષનો થયો ત્યારે સિંધુલ રાજા પોતાનો મરવાનો કાલ જાણીને મુખ્ય કામદારને બોલાવીને પોતાનો નાનાભાઇને ઘણો બલીયો દેખીને તે પુત્રને બાલક દેખીને વિચારયું જે રાજ્ય કરવા હુશીયાર એવો જે સગો ભાઈ મુંજ તેને મુકીને જો હું પુત્રને રાજ્ય આપું તો લોક મારી નિંદા કરશે ને બાલક એવા મારા પુત્રને મુંજ રાજ્યલોભથી ઝેર દેઈ તથા હરેક ઉપાયેથી મારશે તારે પુત્રને આપ્યું જે રાજ્ય તે ન આપ્યું છે ને પુત્રનો નાશ થશે ને વંશ જશે તે કયમ જાણ્યું તો નીતિમાં કહ્યું છે—

**અન્ત—**હે રાજા! તારા મુખકમલને વિષયે સાક્ષાત્ ભારતી. એટલે વાણી રૂપી સ્રી. શોભા પામે છે. અંતઃકરણને વિષયે નવી. નવી બુદ્ધિરૂપી સ્રી. શોભા પામે છે. ભુજને વિષયે. લક્ષ્મીરૂપી સ્રી. શોભા પામે છે. અને પગને વિષયે. સરદાર પટાવત તથા માંડલીક રાજમંડલી શોભા પામે છે. એવી રીતે ચ્યાર સ્રીઓ. નિત્ય રાજાને વિષે ક્રીડા કરે છે. તે જોઇને. હે લક્ષ્મીપતે. હે સૌભાગ્યપતે. હે ભોજરાજા. તારી કીર્તિરૂપી સ્રી. રીસાણી છે અને કોપીષ્ઠ સ્રીની પેરે(ઠે) સોકોની ઇર્ષાથી નાસી ગઈ છે. તે. સાત સમુદ્રના પેલી પાર ભટકતી ફરે છે. તે સાંભલીને. રાજા ઘણોજ ખૂશી થયો. અને તે કવિને અક્ષર દીઠ લક્ષ આપી દીધું. ॥

ઇતિશ્રી ભોજપ્રબંધઃ સમાપ્તઃ આ ભાષાંતર ધોંડો ભાસ્કર શાસ્રીયે

સ્વમતી મુજબ બનાવ્યું છે. **શ્રી સંવત ૧૯૦૯ ચૈત્ર સુદ ૧૨ વાર બુ(ધ) મુકામ પોસીના પ્રાંત ગુજરાત ઇલાકા મહીકાંઠા.** શુભે ભવતું. સને ૧૮૫૩ માહે અપરેલ તારિખ ॥ ૨૦ ॥

**વિષયાદિ**–૧. પંડિત બલ્લાલે સંસ્કૃતમાં રચેલા, અં. ૬ ક પ્રતિવાળા ભોજપ્રબંધનું આ ગુજરાતી ભાષાંતર છે, જો કે ભાષાંતરકાર પંડિત બલ્લાલના ભોજપ્રબંધનું ભાષાંતર પોતે કર્યું છે, એમ જણાવતો નથી.

**વિશેષ**–૧. એક દક્ષિણી ગૃહસ્થે મહીકાંઠાના પોસીના મુકામે ભાષાંતર કરેલું છે. ભાષા શુદ્ધ અને સરલ છે, પરંતુ જૂની ઢબની છે એટલે કે વચ્ચે વચ્ચે 'ને' 'એવો જે' આદિ સંબંધક શબ્દોથી તેનો પ્રવાહ અસ્ખલિત વહેતો નથી. તેમ ભાષાંતરકાર દક્ષિણી હોવાથી જો કે તેની શૈલી મરાઠી શબ્દાદિથી વિકૃત થયલી જણાતી નથી, પરંતુ કેટલાક વિભક્તિદોષો જણાય છે. છતાં એકંદરે ભાષાંતર ભાવવાહી છે.

૨. પાનાં છૂટાં છે. આ ભાષાંતર પ્રકટ થયું નથી. શાસ્ત્રી કાલીદાસ ગોવિંદજીનું ભાષાંતર સન ૧૮૮૬ માં વિશ્વનાથ ગોવિંદજીએ પ્રકટ કરેલું હતું, પરંતુ તેની પ્રતિઓ હવે અલભ્ય છે.

૩. ભાષાંતરકારે પ્રસંગ કે વાર્તા અલગ બતાવનારા ફકરાઓ અલગ પાડ્યા નથી, તેમ પહેલાં ૧૭ પાનાં સુધી તો વચ્ચે લીટી કે પૂર્ણવિરામ આદિ ચિહ્નો પણ કર્યાં નથી. પરંતુ ૧૭મા પાના પછી જૂનાં લેખનોમાં જણાતી દરેક શબ્દને અંતે ૦ * આવું ચિહ્ન કરવાની પદ્ધતિ પૂરેપૂરી નહીં સ્વીકારતાં કેટલેક સ્થળે એક એક શબ્દને અંતે તો વચ્ચે વચ્ચે કેટલાક શબ્દ સમૂહોને અંતે આવું ૦ ચિહ્ન કરેલું છે. પ્રતિ બાલબોધ લિપિએ લખેલી છે; પણ વચ્ચે કેટલોક મરોડ માથાબાંધી જૂની ગુજરાતી લિપિનો પણ છે. કેટલેક સ્થળે જોડાક્ષરો બરાબર લખાયા નથી.

---

## અં. ૭ ક. વસ્તુપાલ—તેજપાલનો રાસ—ર. સમય સુંદર

(ર. સં. ૧૬૮૬)–(લિ. સં. ૧૯૦૭)–પૃ. ૧–૩.

**આરંભ**—શ્રી અથ વસ્ત(સ્તુ)પાલ તેજપાલરો રાસ લપંતે ॥

સરસતિ સાંભણિ પાય નમી ॥ પ્રણમી સહ ગુરુ પાય ॥
વસ્તુપાલ તેજપાલનો ॥ રાસ કહૂં સુ પસાય ॥ ૧ ॥
પોરવાડ વાં(વં)સૈ પ્રગટ ॥ જિણસાસણસિણગાર ॥
કરણી મોટી જિણ કરી ॥ સહું જાંણું સંસાર ॥ ૨ ॥
પ્રચંડ ચંડ અનુક્રમૈ ॥ સૌમ નૈ આસરાજ ॥
વસ્તુપાલ તેજપાલ બે ॥ તસુ નંદન સિરતાજ ॥ ૩ ॥

## અં. ૭ ખ. વસ્તુપાલ તેજપાલનાં ધર્મકાર્ય-ગુ.-ગ. પૃ-૩-૪.

આરંભ-વસ્તુપાલ તેજપાલ ધર્મકાર્ય કીધાં તિણરી વિગત લિખ્યતે ॥

વરસ ૩૬ નો આઉખો વીર ધવલ વાધેલાસ વારે કાંમદાર હુઆ સાંવત ૧૨૮૫થી માંડી વરસ તાંઈ ધર્મકાર્ય કીધા ૧૨૫૦૦૦૧ પ્રતિમા સપ્ત ધાતમૈં ભરાઈ । કોડિ ૧૯૬૬૦૦૦૦૦૦ સેત્રુંજૈ ઉપર દ્રવ્ય પરચ્યૌ ૧૮૩૦૦૦૦૦૦૦ ગિરનાર પરચ્યો । કોડિ ૧૨૫૩-૦૦૦૦ આબૂ ઉપર દ્રવ્ય પરચ્યૌ ૧૩ હજાર દેહરા જૈનરા કરાયા ૨૩ હજાર જીર્ણોદ્ધાર કરાયા ૯૮૪ ઉપાસરા કરાયા ૫૦૭ ગોશાલા કરાવી ૭૭૦ મસીતાં કરાવી ૯૮૨ કૂવા બંધાયા ૬૮૨ સેવરા દેહરા કરાયા ૨૫૦ પગવાવડીયાં કરાવી ૩૦૧ તલાવ બંધાયા ૭૭૧ સત્રુકાર દીધા ૧૪૦૦૦૦૦ પુસ્તક લિપાવી જતીયાંને દિવહરાવ્યા-

અન્ત-

આસ કરણ સાહરી ॥ અસ્ત્રી અબૈ સાહરી તેરી કરમાં નામ ॥ રંડોલીરા બેટા ॥ પોસા લીયૈ શ્રાવ કરૌ બીજ ॥ જાતરા પોરવાડ પગે પગે નિધાન ॥ નાંમ રહીયો પણ સંતાન નહી ॥ તરંગિણી ઉપદેસમાલા શાસ્ત્ર-માંહે અધિકાર કહીયો છે ॥ સિધ સાથે હાથી ઘોડા રથા શ્રાવક સાધલોક સાતલાખ વહિતા ॥ તિહાંનો નિરવાહ કરતા । એસી સાઠી બારે જાત્રા કીધી ॥

ઇતિશ્રી વસ્તુપાલ તેજપાલ ઉતપત ધરમ કરણી સંપૂર્ણ ॥

**વિષયાદિ**-૧. આમાં વસ્તુપાલ તેજપાલે સંવત ૧૨૮૫થી ૧૩૦૧ સુધીમાં કરેલાં ધર્મકાર્યોની માત્ર ટીપ આપેલી છે.

૨. ગદ્ય લેખ છે. મારવાડી સંસ્કારવાળી ભાષા છે.

**વિશેષ**-૧. આ લેખ પ્રકટ થયો નથી.

૨ પ્રતિ અને લિપિ વિષે જુઓ અં. ૭ ક,

---

## અં. ૭ ગ. રાણપુરના દેહરાનો વિચાર-ઐ. ગુ. લે. પૃ. ૪ થું.

**આરંભ**-અથ ધના પોરવાડ(રે) મારવાડ મધ્યે ઘાણોરા સાદડી ' કોશ ૨ આંતરે કુંભલમેર ગઢપાસ રાંણપુરે દેહરો કરાયો તેહનો વિચાર લિખતે

સંવત ૧૪૬૧ શ્રાસમૈ સુંદરિસૂરિ આચારિજ ઉપદેસથી પોરવાડ ': દેહરો કરાયો તેની વિગત લિખિ છે ૯૯ લાખ રૂપીયા લગાયા । દેહરૌ ચોમુ.

અન્ત—

જયત પતાકા તેત્રીસ વાર ॥ સગ્રામ કરિ નૈ પામી સાર ॥
એહવી સાઠી બારહ જાત્રા કીધી ॥ સૈનુજય સઘ પદવી લીધી ॥ ૮ ॥
હિવ સહૂ પુણ્ય વરાની વાત ॥ જે દ્રવ્ય પરચ્યા તે કહાત ॥
તેત્રીસ સૈ કોડિ । ચવદહ લાપ ॥ અઢાર સહસ આઠ સૈ સકુ ભાપ ॥ ૯ ॥
ત્રિ ષૂ લોહડીએ ફુણા સોનહીયા ॥ પુણ્યવરે પરચ્યા તે કહીયા ॥
જિન સાસણ માટે સોહ ચડાવી ॥ બારે અઢાણૂ સરગતિ પાઈ ॥૧૦॥
વસ્તુપાલ તેજપાલ પુણ્ય પ્રધાન ॥ જેહનૈ પગ પગ પ્રગટયા નિધાન ॥
પુણ્યથી પામી તેજન તૂરી ॥ દિક્ષણાવત સપ આસ્યા પૂરી ॥૧૧॥
ઈમ જાણી સકુ કો વિત્ત સારૂ ॥ ધન પરચો નિવહા૦ વારૂ વારૂ ॥
સફલ કરો અપણો અવતાર ॥ જિમ તુમે પામો ભવનો પાર ॥૧૨॥
**શ્રી પરતર ગછ શ્રીજિનચદ ॥ શિષ્ય સકલચંદ** નામે મુણિંદ ॥
**સમયસુદર** વાચક તસુ સીસ ॥ **રાસ ભણ્યો** શ્રી સઘસુ જગીસ ॥૧૩॥
**સવત સોલૈસૈ છયાંસીયૈ વરપૈ** ॥ રાસ રચ્યો **તિમરી પુર** હરપૈ ॥
વસ્તુપાલ તેજપાલનો રાસ ॥ ભણતા સુણતા પરમ ઉલ્લાસ ॥૧૪॥

ઇતિ શ્રી વસ્તુપાલ તેજપાલ રાસ સમાપ્ત ॥

**વિષયાદિ-૧** આ રાસામા વસ્તુપાન અને તેજપાલ એ બે ભાઇઓએ શત્રુજય પર્વત ઉપરના દેવનોનો જે જીર્ણોદ્ધાર કર્યો હતો તેનુ વર્ણન છે ઉપરાત વસ્તુપાલ અને તેજપાલના બીજા ધર્માદાય કૃત્યોની અને યાત્રાઓની પણ નોંધ આ રાસામા કરેલી છે

૨ દૂહા, ઢાન અને દેશીઓથી આ રાસનો પદબધ બાધેલો છે કુલ ૪૦ કડી છે ૨ ઢાલ, ૨ દેશી અને ૧૨ દૂહા છે

૩ ભાષા જૂની ગુજરાતી છે, પણ તેમા મારવાડીના સસ્કાર ભળેલા છે

**વિશેષ-૧** મુનિ સમયસુદરે આ રાસ સવત ૧૬૮૬ મા રચ્યો છે "જૈન રાસમાળા'ની અનુક્રમણિકામા આ રાસ રચ્યાનો સવત ૧૬૮૨ આપેલો છે આ રાસ પ્રકટ થયો નથી

૨ પ્રતિ બાળબોધ લિપિએ લખેલી છે, છતા 'લ, 'સ', શ આદિ અક્ષરો માત્રા આપેલી ગુજરાતી લિપિના છે અને 'છ' ને 'ડ' જૈન શૈલિના છે લહીઆએ શોભા સારૂ રચ્યાકો, લીટીઓ, આરભ અને અન્તના પ્રસ્તાવો લાલ શાહીથી લખેલા છે

૩ પ્રબધચતુર્વિંશતિકાને અન્તે આપેલી હકીગતથી જણાય છે કે જોધપુરના નિવાસી ખરતરગચ્છના ગોરજી ખુબચદે ફાર્બસ સાહેબના હુકમ તથા કૃપાથી સવત્ ૧૯૦૭ મા આ સમગ્ર પુસ્તક લખેલુ છે દરેક ઓળીમા ૧૬ અક્ષરો અને એક પત્રમા ૨૦ શ્લોકેનુ પૂર એ પ્રમાણે લખાણ છે, એમ લહીઆે પહેલા પાનામા જણાવે છે કુલ ૪૩૨૦ શ્લોકનુ પૂર પ્રસ્તુત પુસ્તિકામા છે

## અં. ૭ ખ. વસ્તુપાલ તેજપાલનાં ધર્મકાર્ય–ગુ.–ગ. પૃ-૩-૪.

આરંભ–વસ્તુપાલ તેજપાલ ધર્મકાર્ય કીધાં તિણુરી વિગત લિખ્યતે ॥

વરસ ૩૬ નો આઉષો વીર ધવલ વાઘેલાસ વારૈ કાંમદાર હૂઆ સાંવત ૧૨૮૫થી માંડી વરસ તાંઈ ધર્મકાર્ય કીધા ૧૨૫૦૦૧ પ્રતિમા સસ ધાતમૈ ભરાઈ । કોડિ ૧૯૯૬૦૦૦૦૦૦ સેત્રુંજે ઉપર દ્રવ્ય પરચ્યૌ ૧૮૩૦૦૦૦૦૦૦ ગિરનાર પરચ્યો । કોડિ ૧૨૫૩–૦૦૦૦ આબૂ ઉપર દ્રવ્ય પરચ્યૌ ૧૩ હજાર દેહરા જૈનરા કરાયા ૨૩ હજાર જીર્ણોદ્ધાર કરાયા ૯૮૪ ઉપાસરા કરાયા ૫૦૭ ગોશાલા કરાવી ૭૭૦ મસીતાં કરાવી ૯૮૨ કૂવા બંધાયા ૬૮૨ સેવરા દેહરા કરાયા ૨૫૦ પગવાવડીયાં કરાવી ૩૦૧ તલાવ બંધાયા ૭૭૧ સતુકાર દીધા ૧૪૦૦૦૦૦ પુસ્તક લિપાવી જતીયાંને દિવહરાવ્યા–

અન્ત–

આસ કરણુ સાહરી ॥ અસ્ત્રી અલૈ સાહરી તેરી કરમાં નામ ॥ રંડોલીરા બેટા ॥ પોસા લીયૈ શ્રાવ કરૌ બીજ ॥ જાતરા પોરવાડ પગે પગે નિધાન ॥ નાંમ રહીયો પણુ સંતાન નહી ॥ તરંગિણી ઉપદેસમાલા શાસ્ત્રમાંહે અધિકાર કહીયૌ છે ॥ સિંઘ સાથે હાથી ઘોડા રથા શ્રાવક સાધલોક સાતલાપ વહિતા ॥ તિહાનો નિરવાહ કરતા । એસી સાડી બારે જાત્રા કીધી ॥

ઇતિશ્રી વસ્તુપાલ તેજપાલ ઉતપત ધરમ કરણી સંપૂર્ણ ॥

**વિષયાદિ**–૧. આમાં વસ્તુપાલ તેજપાલે સંવત ૧૨૮૫થી ૧૩૦૧ સુધીમાં કરેલાં ધર્મકાર્યોની માત્ર ટીપ આપેલી છે.

૨. ગદ્ય લેખ છે. મારવાડી સંસ્કારવાળી ભાષા છે.

વિશેષ–૧. આ લેખ પ્રકટ થયો નથી.

૨. પ્રતિ અને લિપિ વિષે જુઓ અં. ૭ ક,

---

## અં. ૭ ગ. રાણુપુરના દેહરાનો વિચાર–ઐ. ગુ. લેખ–પૃ. ૪ થું.

આરંભ–અથ ધના પોરવાડ(રૈ) મારવાડ મધ્યે ઘાણોરા સાદડી પાસ કોશ ૨ આંતરે કુંભલમેર ગઢપાસ રાંણપુરે દેહેરા કરાયો તેહનો વિચાર લિખંતે ॥

સંવત ૧૪૬૧ શ્રાસમૈ સુંદરિસૂરિ આચારિજ ઉપદેસથી પોરવાડ ધને દેહરા કરાયો તેની વિગત લિખિ છે ૯૯ લાખ રૂપીયા લગાયા । દેહરૌ ચોમુષ

ભરાયો । ચોકફેર દેહરથા ૭૨ ભરાઈ । ભદરા ૨૫ મંડપ।૨૪। પ્રતિમા ૪૯૦૦ ચ્યાર હજાર નવસૈ ભરાઈ। સેત્રુંજે ।૧। ગિરનાર ।૨। પ્રમુખ પચતીરથી ભરાઇ ૧૦૦૦ તોરણ ભરાયા । + + + + સવત ૧૪૭૨ વર્ષે માહસુદિ ૧૩ દિને દેહરાની પ્રતિષ્ઠા કીધી ॥ શ્રી સમૈસુંદરિ । ૧૮૦૦ જતી । સાઢા પાંચસૈ સાધવી ૧૦૦૦ । શ્રાવક શ્રાવિકા ॥ ૧ ॥ ગાંમારા સિંઘ મિળ્યા । મનુષ્ય એક લાષના જાજેરા મિલ્યા । સાત દિવસ સિંઘ ભગતિ કીધી । જેલે(બી) લાડૂ પ્રમુખ । એકસો ઇગ્યારે લાહિણાં હુઈ ॥ નાલેર રૂપીયા ફદીયા પ્રમુષ । સાધ સાધવી શ્રાવિક શ્રાવિકાને વસ્ત્રની પહિરાવણી કરાઈ । સાત દિવસ અમાર પલાઈ । બીજાઈ શ્રાવકશ્રાવિકણીયાં વ્રતોચ્ચાર કીધા । એ સર્વ ધર્મકરણી રાણા કુંભારા રાજમાહે હુઈ । જે જાત્રા રાણપુરની કરસી તે વાત સાચી માનસી ॥

ઇતિ શ્રી રાણપુરારી પ્રસસ્ત છૈ ॥ લિખત પડત ગુરૂજી ઘુમચદ ॥ ૧ ॥

**વિષયાદિ**—આ ગદ્ય લેખ ટુંકો હોવાથી વચ્ચેનો થોડોક ભાગ કાઢી નાખી આખો આપેલો છે આમા સવત ૧૪૬૧ મા મારવાડના સાદડી ગામથી બે કોસ દૂર આવેના રાણપુર ગામમા ધના પોરવાડે દેહરા બધા યા તેને વિગત આપેની છે

**વિશેષ**—૧ આ ગદ્ય લેખ હોઇને તેમજ એક જૈન દેહરાની પ્રતિષ્ઠાવેળા કેવો સમારભ થતો તેની માહિતી આમા હોવાથી ઉપયોગી છે ઉપરના દેહરાની સસ્કૃત પ્રશસ્તિ માટે જુઓ આ જ યાદીનો અ ૧ ઘ

૨ પ્રતિ અને લિપિ વિષે જુઓ અં ૭ ક

---

## અં. ૭ ધ. રાજકુલી—ઐ. ગુ. ગ.—પૃ. ૫ મું

**આરભ**—અથ રાજકુલી લિખને ॥ સવત ૮૦૨ (૮૦૨ ?) ચાવડૌ વણરાજ અણહલવાડૈ હૂવૌ । સવત ૧૦૦૮ । ભાવડૌ દ્વારાવતી । સવત ૧૦૭૭ પરમાર ભોજ ધારાનગરી । સવત ૧૧૯૯ કુમારપાલ રાજા હૂઓ । સવત ૧૨૨૯ । અજેપાલ રાજા હૂઓ રસીયા પાટણમે કુમારપાલરે પાટૈ હૂયો । સવત ૧૩૩૨ વસ્તુપાન તેજપાલ હૂઆ ॥ સવત ૧૩૩૪ । ભોલૌ ભીમ હૂઓ । સવત ૧૩૧૮ । વીસલદેવ રાજા હૂઓ અજમેર । સવત ૧૪૧૬ સારગ સાહ હૂઓ । સવત ૧૦૮૮ વિમલસાહ હૂઓ આબૂગઢ દેહરા કરાયા । સવત ૧૫૭૯ । સાગે પૃથીસિંઘોત કછવાહે સાગાનેર વસાઈ । સવત ૧૪૨૬ રાણે કુભૈ કુભન મેર વસાયો । સવત ૧૫૬૨ લષેદેવડે સીરોહી વસાઈ । સવત ૧૪૩૫ વીરમ સલષાવત જોઇયે ગયો । સવત ૧૪૪૦ । કામ આયો સવત ૧૪૫૯ ગોગાદે કામ આવૌ । સવત ૧૧૬૫ મારવાડ મધ્યે નાગોરમે હરમડાણો । કબોસા

દાહીર્ણું (મહેસરી વાંણીયો) માંડીયો છે । સવત ૧૬૬૯ કીસનગઢ મડાણો છે ॥ સવત ૧૧૮૧ ફલાધી પારસનાથજી દેહરૈરી થાપના હુઇ ॥ સવ(ત) ૧૨૧૩ સમ્રતિ રાજા હૂઔ સવાલાપ દેહરા કરાયા દાનસાલા સૈ સાત ધરમી રાજા થયૌ । શ્રી સવત ૭૩૧ રાજા ભોજ ઉજેણી નગરીમાહે રાજા કીયો ॥ સવત ૧૫૧૫ જેઠ સુદિ ૧૧ મહારાજશ્રી જોધેજી જોધપુર વસાયો મડાણો ॥ સવત ૪૧૦ રાવલ બાપોજી સીસોદીયો હૂઓ છે ॥ સવત ૧૨૧૩ જગડૂદૂવો સાહ હૂઓ ॥ સવત ૧૫૨૩ દૂજો જગડૂઓ હૂઓ ॥ સવત ૧૬૨૪ ચીતોડગઢ પાલટીઓ । અકબ્બર પાતિસાહ લીયો ॥ સવત ૧૨૧૨ જેસલમેરરો ગઢ મડાણો । રાવ જૈસૈ મડાયો શ્રાવણ સુદ ૧૦ ॥

**વિષયાદિ-૧** આ લેખ આખો ઉતારેલો છે આમાં ગુજરાત અને રજપૂતાનાના કેટલાક રાજાઓના રાજ્યાભિષેકના સમયના તેમ તેમણે વસાવેલા નગરોના અને તેમના તેમજ બીજા સમયના જૈન દેવલોની સ્થાપનાના ઉલ્લેખો આપેલા છે પણ તેમાં સાલવારીનો ક્રમ સચવાયો નથી

૨. લેખની ભાષા ગુજરાતી, ત્રણ મારવાડી અને હિન્દીના મિશ્રણવાળી છે

**વિશેષ-૧** ઐતિહાસિક દૃષ્ટિએ આ લેખ ઉપયોગી છે

૨ પ્રતિ વિષે જુઓ અ ૭ ક સવત લાન શાહીએ આપેલા છે

---

**અ. ૭ ઙ   ૩૬ રાજકુલી નાંમ—ઐ. ગ.   પૃ૦ ૫ મું.**

**આરંભ—**અથ ૩૬ રાજકુલી નામ ॥ યાદવ ૧ । પ(ર)માર ૨ । કદબ ૩ । ચહુવાણ ૪ । સોલકી ૫ । મોરી ૬ । સિલાર ૭ । સેધિવ ૮ । છિંદક ૯ । ચિત્પોટ ૧૦ । પડિહાર ૧૧ । લુષ્યક ૧૨ । રાઠોડ ૧૩ । સક્ર ૧૪ । સરટ્ટ ૧૫ । કરટવાલ ૧૬ । ચંદેલ ૧૭ ॥ ગુહિલ ૧૮ ॥ ગહિલોત ૧૯ । પોલિક ૨૦ । સકુયારણ ૨૧ । ધન્યપાન ૨૨ । દોધિલ ૨૩ । કાનબક ૨૪ હૂણ ૨૫ । ચોનકય ૨૬ । કલવા ૨૭ । ડાડ ૨૮ । સાષની ૨૯ । ડાહ્ય ૩૦ । હરિસચક ૩૧ । નિકુતવાન ૩૨ । વાગુડી ૩૩ । ધાડક ૩૪ । કછવાહા ૩૫ । સવણોર ૩૬ ।   ઇતિ ૩૬ રાજકુલી.

**વિષયાદિ—**૩૬ મુખ્ય રાજવંશના નામ ઉપર આપેલા છે

**વિશેષ—**પ્રતિ તેમ લિપિ વિષે જુઓ અ ૭ ક

---

**અં. ૭ ચ.** जाद राव छाडेराना पुरातु कवित्त-हिन्दी

ऐ का—र गोप भाट   पृ. ५–६

पीत्री मार छत्री कीया । जदसु पलस्यौ पाट ॥
उभा सोई आजणा । जीम्या सोई जाट ॥ १ ॥

अलावदीन पातिसाहरै वारै जाट हूआ ॥ कवित्त ॥ राव छाडैरा बेटारां ॥

तीडौ रायां राव । छत्र संघासण सोहे ॥
पोपर पांडा दांन । एकलपांको जोहे ॥
वांनर वरे सुगाल । लपसी माल समप्पै ।
रुद्रपाल पीमसी । तास भय अरीयण कंपै ।
कान्हडदेव कव गोप कहि । तर(ता ?)स चरण तकै घणा ।
एक एकथी आगला । सात पूत छाडैं तणा ॥ १ ॥

**વિષયાદિ**—આમાં જાટ રાજા છાડના સાત પુત્રોનાં નામ ગણાવેલાં છે.

---

## अं. ७ छ. वीरमना पुत्रो अने चुंडाना पुत्रोनां कवित्त (२)

हिन्दी–पे. का–गोप भाट पृ. ६.

चूंडौ अरू सुगाल राजराजवै भणीजै ।
बीजो वीर वीराध । लापमें एक गिणीजै ।
गोगादे गिरमेर । दांनपग अत्ररन राया ।
जेसिंघो घण जांण । तास सरण तकै घणा ।
कवि गोपभाट परगट कहै पांच पूत वीरमतणा ।
रिणमल रायां राव । सुतो हरचंद पटंतर ।
रायां गुरु रणधीर । भुजानल भीम भीमसर ।
कान्हो अरड कमाल । पुवि पनौ अरिगंजण ।
सिवराज रामदे गोप कहि । वीर तद्दासन मंगला ।
चवदै नरिंद चूंडैतणा एकएकहु आगला ।

इति संपूर्णः ॥

**વિષયાદિ**—ગોપ ભાટે ૧લા કવિત્તમાં વીરમ રાજાના પાંચ પુત્રનાં અને ૨ જા કવિત્તમાં તેના પુત્ર ચુંડાના ૧૪ પુત્રનાં નામ ગુણ સાથે ગાયાં છે.

**વિશેષ**—પ્રતિ વિષે જુઓ અં ૭ ક.

---

अं. ७ ज. राठोडकुल कवित्त-हि.-पे.का. पृ. ६.

अथ राठोडकुल कवित्त—

प्रथम जात कमधज । देस कनवजसु आया ।
सापां तेरे सरे । कुलह राठोड कहाया ।
गोतमगुरु सुक्र । वेद अथवरण तीनुं प्रवर ।
नांगणेसी कुलराय । वहीवट गुरपरतर ।
प्रोहत्त सीवड बारोट रोहड । भाट चंडेल डुम देदडा ।
राठोड पहडै येतला । हरीय म्यालो पथरुवडा ।

इति राठोड कवित्त संपूर्ण ।

વિષયાદિ-રાઠોડ વંશની ઉત્પત્તિ, તેના ગુરુ, વેદ, પ્રવર, કુલદેવી, પુરોહિત, ભાટ, બારોટ આદિ જણાવેલાં છે.

---

અં. ૭ ઝ ગુજરાતના રાજ્યકર્તાઓની વંશાવલિ-ઐ. ગ. પૃ. ૬-૧૧.

આરંભ—અથ રાજવંશાવલી લિખંતે ।

સંવત ૮૦૨ શ્રાવણ સુદિ ૨ સોમે વૃષ લગ્ને ચાવડા વંશે । શ્રી વનરાજ ચાવડે અણહિલપુર પાટણ વસાયો ॥ વર્ષ ૬૦ । રાજ્ય કર્યો । તેહને પાટેં । રાજા જોગ (યોગ) વર્ષ ૩૫ ॥ રાજ્યં । તેહને પાટેં રાજા મેષ (ક્ષેમ ?)વર્ષ ૨૫ રાજ્યં । તેહને પાટેં રાજા ભોમ (ભુવડ ?) । વર્ષ ૨૯ રાજ્યં । તે૦ રાજા વીરમદેવ ૧૫ રાજ્યં । તે૦ । રાજા રત્નાદિત્ય વર્ષ ૧૫ રાજ્યં । તે૦ ॥ રાજા સામંતસીહ ૭ (વર્ષ) રાજ્યં ।એવં ૭ પાટ ચાવડા વંશે હવા । ચાવડે વર્ષ । ૧૯૬ રાજ્ય કીધું ।

તિવારે પછી સોલંકીએ રાજ્ય કીધું । સં. ૯૯૮ । વર્ષે । સોલંકી વંશે રાજ્ય થાપના ॥ પ્રથમ રાજા મૂલ વર્ષે ૫૫ રાજ્યં ।

* * * *

સં. ૧૧૨૭ વર્ષે સિદ્ધરાવ જેસિંઘ રાજાઈ । ચારણ કુંભારાં વાસેં હતા તે ષિત્રીયાં પુઠેં થાપ્યા ॥

દૂહા ॥ તોરણ ગધી ચપરીટકો । જાંમા સહિતી પાગ ।
એતો દીજે ચારણાં । કુંભારાંરા લાગ ॥ ૧ ॥

* * * *

મધ્ય-(પાનુ ૧૦) સ. ૧૩૩૭ વર્ષે લઘુ કર્ણ ગહિલડી । વ ૬૦ રાજ્ય। તે કર્ણ તે વારે દિવસે પોલ આડી રેતી ધીણૂ ગામમે ચરતાં। હડબટી હેઠે પાગ બધાતી। તે કર્ણને નાગર બ્રાહ્મણ । માધવ કેશવ પ્રધાન હતા। માધવની શ્રી (સ્ત્રી ?) પદમણી હૂતી તે રાજાઈ અપહરી । અને કેશવને માર્યો । માધવ દલી જઇ પાતસા અલાઉદીનને મિલ્યાં। ૬૬૦ ગગાતુરી ભેટ કીધા । પાતસા રીઝ્યો । ... ધન મોકલ્યો । તેહને સાથે એક લાખ તે અસવાર પનર હજાર હાથી । ... હજાર ઢોકબાણુ (ઢેકાણુ ?) ચાલીસ હજાર પાલક લેઇને । આવ્યો । ગુજરાત વાઘેલા કનાસ્ લીધી । સ. ૧૩૭૭ વર્ષે ગુજરાતમે તુરકાણું થયો ।

**અથ અલાવદીનરી પેઢી લિખ્યતે** ॥ દિલીઈ મૂલગા રાજા હિંદૂ હતા । સં. ૧૨૪૮ વર્ષે । પ્રથમ પાતસાહ સૂલતાંણ અહલાવદીન । વ ૩૨ ।

* * * *

એતલે સોલે પાટ દલી બેઠા ગુજરાતની પાતસાહી ભોગવી । એવં સત્તાવીસ પાટ દલી હવા । તે સતાવીસ પાટ જે વારે ઉંબરાવ પાટણ મે હતો । તિતારખાન નામે પોતાનો બેટા પાટ બેસાર્યો ॥ સવત ૧૪૫૮ । પ્રથમ પાતસાહ ફેદફર । વ ૯ । રા । અહિમદસા વ ૩૨ રાજ્ય । **અહિમદસા અહિમદાવાદ વસાવ્યો સં. ૧૪૬૮ વર્ષે વૈશાખે સુદિ ૭ રવૌ** પુષ્ય નક્ષત્રે પ્રથમ પ્રહરે વસાવ્યો ।

અન્ત-સ. ૧૬૧૦ સુધી મહિમદ રાજ્ય । સ. ૧૬૧૧ મગસિર સુદિ ૧ દિને । આગરાથી પાતસાહ અકબર આયા । કૂડ કરી બધિ ઝાલ્યો । અકબરે ગુજરાત લીધી । ૫૫ જાગીર રાજ્ય । જાહ રાજ્ય । અવરગસાહ રાજ્ય ।

ઇતિ પાટણ મધ્યે રાજ્યાવલી સંપૂર્ણ ॥

**વિષયાદિ—૧** આમા ચાવડા વશના રાજા વનરાજે સવત ૮૦૨ મા અણહિલપુર પાટણ વસાવી ગુજરાતની ગાદી પુન સ્થાપી ત્યારથી તે કરણઘેલાને ઉઠાડી અલાઉદ્દીન ખીલજીએ મુસલમાની રાજ્ય સ્થાપ્યું તે પર્યંતની સાલવારી પ્રથમ આપેલી છે તે પછી દિલ્હીની ગાદી સાહાબુદ્દીન ઘોરીએ લીધી તે સમયથી અલાઉદ્દીન ખીલજીને હસ્તક તે આવી તે પર્યંતની સાલવારી આપેલી છે તે પછી દીલ્હીના પાદશાહના ઉમરાવોએ ગુજરાતમા સુબાગીરી ચલાવ્યાની અને એ ઉમરાવોએ ધીરે ધીરે ગુજરાતની પાદશાહી સ્થાપી અને અકબરે તેમના હાથમાથી તે ખુચાવી લીધી તે પર્યંતના તેમના વહી વટની સાલવારી આપેલી છે

૨ કર્ણ સોલકી અને મયણલ દેવીનો, અને કરણઘેલા અને માધવનો, સિદ્ધરાજ અને રૂદ્રમાલનો, કુમારપાલ અને હેમાચાર્યનો, એ પ્રસગો કંઇક વિશેષ વિસ્તારથી આમા આપેલા છે, બાકીનાની તો માત્ર સાલવારી નોંધેલી છે

૩. ભાષા જૂની ગુજરાતી જેવી લાગે છે.

**વિશેષ**—૧. ઐતિહાસિક દૃષ્ટિએ આ ગદ્ય ઘણું જ ઉપયોગી છે.

૨. પ્રતિ વિષે જુઓ અંક ૭ ક.

---

## અં. ૭ અ દિલ્હીના રાજાઓની વિગતવારી

### ગુ. ઐ. ગ. પૃ. ૧૧-૧૯

**આરંભ—અથ દિલીરી વિગતવાર લિખ્યતે:**

સંવત ૪૨૮ વર્ષે વઇશાષ વદ ૧૩ દિને દિલિ થપાણી। રાજા વીસલદે કુંઅર પાટ બેઠા। પ્રથમ કુંઅર પાટ લિખ્યતે। કાજીપે લિષાયા છે।

વીસલને। પુત્ર વસૂદેવ કુંઅર વર્ષ ૧૯। માશ ૫। દન ૧૮। ઘડી ૧૯ રાજ્યં। પ્રથીમલ કુઅર। વ ૨૧। મા ૩। દિ ૩। ઘ ૧૮। રા. જયદે વ ૨૦। મા ૭। દિ ૨૨। ઘ ૧૧। રાજ નરપાલ। વ ૫। મા ૪। દિ ૪। ઘડી ૯। રા।

* * * *

સંવત ૭૮૮ વર્ષે ચઇત્ર સુદિ ૨ ચહૂઆણ પાટ બેઠા। તુંઅર વર્ષ ૩૫૯। માશ ૧૦। દિ ૨૦। ઘ ૨૭। રાજ્ય કીધું। વર્ષ ૫ લડાઈ કીધી રાજ્ય ચહૂઆંણે લીધો। વીસલદેવ ચહૂઆંણ વર્ષ ૬। મા ૧। દિ ૪। ઘ ૧૫। રા। * * * * પૃથ્વીરાજ વ ૧૮। મા ૨। દિ ૫। ઘ ૧૩। રા. પાતસાહને। ૭। વાર પકડ પકડને છોડ્યૌ। ૮। મી વાર પોતે પકડાણો તરે ચંદ ભાટનૈ પૃથીરાજનૈ પાતસાહ તીનું મૃત્સ પાયા। રાજ્ય ષોસે લીધૂં। પાટ ૭। દલીમેં ચહૂઆંણે વર્ષ ૬૭। મા ૪। દિ ૨૭। ઘ ૩૨। રાજ્ય કીધૂં। ચહૂઆંણથી રાજ્ય ગયું।

**શ્રી** સંવત ૮૫૬ વર્ષે શ્રાવણ સુદિ ૧૨ દિને। **રોહુથકી મુંગલ** આયા। તુરકાંણૌ કીધો હિંદૂથી દલી ગઇ તુરકાંરે ઘરે। હવે પાટ લિખ્યતે। પ્રથમ **સાહિબદીન** ગોરી વર્ષ ૧૪। મા ૫। દિ ૧૬। ઘ ૧૩। રાજ્યં।

મધ્ય-એવં ૩૪ પાટ સુધી મુગલે દલીમૈ રાજ્ય કીધું। વ ૬૦૭। મા ૧૦। દિ ૮। ઘ ૫૯। ઇતરો રાજ્ય કીધો। સંવત ૧૪૬૩। વર્ષે। વૈશાષ વદિ ૭। રવૌ ચગથાંરો પાતસાહ દલી ઉપર આયૌ, જુધ કરનૈ મુગલાં કનાંસુ

દલી લીધી । હવે ચગથાંરા પાટ કહે છે । સાહ અલાદીન વર્ષ ૫૨ । મા ૭ । દિ ૫ । રાજ્ય કીધુ । તિણુ અલાવદીને રાણા રતનસું ચીતોડમાં હુમલો કીધો । પદમણીરૈ વાસ્તે । તિણરૈ પાટ પાતસાહ બબ્બર વ ૪ । મા ૩ । દિ ૧૩ ઘ ૫ । રાજ્યં । હુમાઉ વ ૧૪ । મા ૯ । દિ ૭ । ઘ ૮ । રાજ્યં । સૂરસાહ + + + + અકબ્બર સાહ સં. ૧૫૮૯ વર્ષે કાતી (કાર્તિક) સુદિ ૧૪ શની દિને જન્મ ।

काव्यं–वसू(सु)रंध्रबाणचंद्रे ति(ती)र्थ माघ प्रयागे॥
स्त(त)पसी वहुलपक्षे द्वादशी पूर्वजाम्यं ॥
सुपैस्तनहोम्यं सर्व भौम्याधिपत्यं ॥
स्वजनहितकारी ब्रह्मचारी मुकंद(:) ॥ १ ॥

એ અકબરસાહનો પાછિલો ભવ છે । તિણુ અકબરને હીરસૂર (રિ) મિલ્યા કરામાત દિષાઈ । વીરબલ વિણુ તણુ સમે હૂઉ । કૌ કૌ ફકીર હુઉ ।

* * * *

**અન્ત–મહિમદસા** વ ૧૭ । મા ૮ । દિ ૧૧ । ઘ ૫ । તણુ પછૈ પાતસાહ ૨ । ૪ હૂઆ વિણુ તેજહીન હૂઆ । તિણસુ લિષાંણા નહી । તેજહીન અનેક કછવાહો રાજા સવાઈ સિંઘ જૈપુરવાલે । કાસીસ બ્રાહ્મણુ કને યાગ કરાયા નૈ પાતસાહી ગાલી । તણુ પછૈ પાતસા સઘલા હીનિકાંમ થયા । દલીરી પાતસાહી હૂબી । નૈ દપણીએ રાજ્ય લીધૂં । પુંનાંવાલે । અ(પ)છૈ કિતરૈક વરસે ચીતોડપતિ રાજ્ય કરસી । ઈસી આગમ વાત છે । પછૈ તૌ સાંઈ જાણૈ ।

कवित्त–अनंगपाल गढ रच्यौ ॥ नाम स्थिर थप्यौ दली॥
रं तुंअर मतहीण ॥ करी पीली क्युं ढीली ॥
भणै जंगम जगजोत ॥ अगम आगम हूं जाणूं ॥
तूंअरथी चहूंआण ॥ पिछै फिर तुरकाणूं ॥
तुरका कंध चीतोडपति ॥ वडौ रांण वदसी वरै ॥
नवसत्ता अंत मेवाडपति ॥ दिल्लीछत्र समंधरै ॥

इति श्रीदलीरा पाटपरंपरा समाप्तः ।

**વિષયાદિ–૧.** આ વિગતવારીમાં સંવત ૪૨૮ થી માંડી મોગલ રાજ્યનો અંતે ભ્રંશ થયો તે પર્યંતના રાજ્યકર્તાઓ–હિન્દુ તેમ જ મુસલમાનોની પાટપરંપરા વર્ષ, માસ, દિન અને ઘડી એ ક્રમે આપેલી છે. આમાં મુસલમાનો મોગલ અને તુરકો હોવાનું

જણાવેલુ છે, જ્યારે પ્રચલિત વિગતવારી ઘોરી, ગુલામ, ખીનજી, સૈયદ લોદી, અને મુગલ એ રાજ્યવશો પ્રવર્ત્યાનું જણાવે છે

૨ આખો લેખ ગદ્યબદ્ધ છે, વચ્ચે એક શ્લોક અને અંતે એક કવિત છે ભાષામા ભાટ ચારણોની ભાષાના સસ્કાર પેઠેલા છે

**વિશેષ**-૧ ઐતિહાસિક દૃષ્ટિથી આ લેખ ઘણો ઉપયોગી છે સાલવારી ચોક્કસ આપેલી જણાય છે

૨ કોયા મૂળ ગ્રન્થના આધારે આ પાઠપરપરા ઉતારેલી છે તે પ્રતિના લેખકે જણા વેલુ ન હોવાથી તેની પ્રાચીનતા કેટલી છે તે કહી શકાય એમ નથી, માત્ર કાજીએ આ લખાન્યાનુ જણાવેલુ છે આમા હિન્દમા અગ્રેજી રાજ્યનો ઉદ્ગમ થયો તે પૂર્વની હકીગત આપેલી છે

૩ પ્રતિ વિષે જુઓ અ ૭ ક

---

## અં. ૭ ઠ—ગઢોની વિગત-ગુ. ઐ. ગદ્ય-પૃ ૧૪-૧૮

**આરંભ**-અથ ગઢારી વિગત । સ ૪૨૮ **દલી** થપાણી । ૧ । સ ૮૦૨ ચાવડૈ વનરાજ **પાટણ** વસાઈ । સવત ૮૦૯ **હમીરપુર** વસાયૌ દેવડૈ હમીર । હમીરરૈ ઘરે દેવી આઈ । તણુસ દેવડા કહિવાણા । સ ૩૪૮ **લાહોર** વસાયૌ । સ. ૭૧૧ । ઈંડૂર (ઈડર) વસાઈ । રાવ ઈંદ્રસિંધ ઈડરીયૌ । સ ૧૦૧૧ **પાટહણપુર** વસાયૌ । પાલથી ચહુઆણૈ । સ ૧૧૧૨ **સિદ્ધરાય ચે(જે)-સિંઘ** । **સિધપુર** વસાયૌ । રુદ્રમાલૌ કરાયૌ । + + + + + સ ૧૩૦૦ ના જાલોરરો ગઢ સોનીગરૈ કાનડદૈ કરાયૌ । સોવનગિર હતો । સ ૧૪૬૮ ઐમદ પાતસા **ઐમદાવાદ** વસાયો ।

**અન્ત**-ઈત્યાદિક કિતરાયેક પેડાતો આહુ છૈ । કોઇ તો પાંડવારાં વસાયા છે । કોઈ નારદ રૂપરા વસાયા । કેઈક શ્રીરૂષભદેવ તથા ભરથચક્રવર્તરા વસાયા છે તિકે તૌ જુંના છૈ । નાણારૌ દેવલ । નાદીયારૌ દેવન દયાણારૌ દેવલ બાભણવાડજીરૌ દેવલ એ જીવત સામ કહીજૈ રાજાશ્રી નદીવર્ધનના કરાવ્યા છૈ । મહાવીર સ્વામી જીવત કરાયા । તિણ સુ જીવત સાંમ કહીજૈ છૈ । + + + + + ઈમ આગૈ તો અનેક પ્ર(પ્રા)સાદ સમ્યકતવતે કરાવ્યા । તે તો કેવલીગમ્ય છૈ । અકબર પાતસાઈ આગરામૈ ચિંતામણી પાર્શ્વનાથજીનો પ્રસાદ કરાવ્યો । + + + સ ૧૮૧૩ । મારવાડમા દય્યણી આયા । માહા રાજા વગતસિંઘજી । રામસિંઘજીરૈ વાદ હુઉ । સવત ૧૮૨૪ । મેવાડમાહિ વિવૌ હુઉ । + + + + + સ ૧૮૨૮ । ગોઢવાડ જોધાં હેઠે ગઈ । સ ૧૮૪૭ મારવાડ માહિ વિવૌ હુઉ । + + + + + સ ૧૮૬૨ રા વેશાષ સુદિ ૩ માહારાજા

માંનસીંધજી જાત્રા( ૨ )ગઢયા જોધપુર ગઢ બેઠા । સંવત ૧૮૬૪ દેવનાથ થયા । સં. ૧૮૭૩ । વરષે સીધવા ઇદ્રીજી દેવનાથનુ ચુક કીને જોધપુર ગઢ ઉપર ચીપાઈ મીરપાને બકાકિ મેહલમે ॥

ઇતિ શ્રી નગર વંસાવલી છે ॥

**વિષયાદિ—૧** આમા મુખ્યત્વે ઉત્તર હિન્દના અને ગુજરાતના કેટલાક જાણીતા ગઢ કોણે ક્યારે સ્થપાવ્યા તેની વિગત સંવત ૩૪૮ થી માડી સવત ૧૮૭૩ ( સન ૧૮૧૭ ) પર્યંતની આપેલી છે તેમા ઉત્તર હિન્દના મારવાડ, મેવાડ અને આગ્રાના જૈન દેવલોની વિગતો પણ સમાવાયલી છે

૨. ભાષામા ભાટ ચારણની ભાષાના સસ્કાર ખાસ ધ્યાન ખેંચે છે

**વિશેષ-૧** આ ગદ્ય લેખ પ્રાચીન હોય એમ જણાતું નથી તેમા આપેલી વિગત ચોકસ અને ખરી છે

૨ પ્રતિ માટે જુઓ અં ૭ ક

---

**અં. ૭ ક. प्रबंध चतुर्विंशतिका–राजशेखरसूरि–सं. पे. गद्यपद्य–**
**( र. स१४०५ ) ( लि–स. १९०७ ) पत्र १–१८७.**

**आरंभः—ॐ ॥ नमो जिनाय ॥**

राज्याभिषेके कनकासनस्थ. । सर्वांगदिव्याभरणाभिरामः ॥
श्रिये(ऽ)सु( स्तु )वो मेरुशिरो( रा? )वतंसः । कल्पद्रुकल्पः प्रथमो जिनेन्द्र॰ ॥१॥
विवेककल्पद्रुममारुरोह । सूतोद्रिशृंगं चरणं ततस्तू( स्त )थः ॥
ततः परं ज्ञानमथोत्तरं पदं । श्रियं.सनेमिर्दिशत्त( वा )त्तदोत्तराम् ॥ २ ॥

× × × ×

इह किल शिष्येण विनीतविनयेन श्रुतजलनिधिपारंगमस्य क्रियापदस्य गुरोः समीपे विधिना सर्वमध्येतव्यम् ॥ ततो भव्योपकाराय देशना क्लेशनाशिना विस्तार्या तद्विधिश्चायम् । अस्खलितं अमिलितं अदी( ही )नाक्षरं सूत्रं अमाम्य ललितभंग्यार्थ. कथनीयः । कोयगुप्तेन परितः । सभ्येषु दत्तदृष्टिनायावदर्थनोधनवक्तव्यं । वक्तु प्रायेण चरितैश्च प्रबंधैश्च कार्यं तत्र श्रीऋषभादिवर्धमानां ताजिनाता वत्तयादिना च राजामृषीणा चार्यरक्षिताना वृत्तानि । चरितान( नि ) उच्यंते तत्पश्चात्कालभाविना तु नराणा वृत्तानि प्रबधाः । इति इदानीं वय गुरुमुखश्रुताना विस्तीर्णाना रसाद्या( ढ्या )ना । चतुर्विंशति प्रबंधाना सग्रह (ह) कुर्वाणा. स्म। तत्र सूरिप्रबंधा दश । कविप्रबंधाः चत्वारः । राजप्रबंधाः सप्ताः ( प्त ) । राजांग श्रावक प्रबंधास्त्रयः । एवं

चतुर्विंशतिः भद्रबाहुवराहयोः १ आर्यनंदिलक्षप(ण)कस्य २ श्रीजीवदेवसूरिणां ३ आर्यखपटाचार्याणां ४ पादलिप्तप्रभु( भू )त( णां ) ५ वृद्धवादिसिद्धसेनयोः ६ मल(र्षि)वादिनः ( ७ ? ) श्रीहरिभद्रसूरीणां ८ बप्पभट्टिसूरीणां ९ श्रीहेमसूरीणां १० श्रीहर्षकवेः ११ हरिहरकवेः १२ अमरचन्द्रकवेः १३ दिगंबरमदनकीर्तिकवेः १४ सातवाहत(न) १५ वंकचूल १६ विक्रमादित्य १७ नागार्जुन १८ उदयन १९ लक्ष(क्ष्म)णसेन २० मदनवर्मणां २१ रत्नश्रावक २२ आभड २३ वस्तुपालानां चेति २४

एपु प्रथमं भद्रबाहुप्रबंधः । दक्षिणापथे प्रतिष्ठानपुरे भद्रबाहुवराहौ द्वौ द्विजकुमारौ । निर्धनौ निराश्रयौ प्राज्ञौ वसंतः । तत्र यशोभद्र नाम चतुर्दशपूर्वी समागतः । भद्रबाहुवराहौ तद्देशनांश्च (शु)श्रुवतुः ॥ यथा—

भोगा भंगुरवृत्तयो बहुविधास्तैरेव वाचा(?)यंभव-
सू(स्त)त्वत्त्व(?)स्येह कृते परिभ्रमतरे लोकास्र(मृ)तं वेष्टितौः (चेष्टितैः)॥
आशापाशशतोपशांतिविशदं वे(चे)तः समाधीयताम्
काप्यात्यंतिकसौख्यधामनि यदि श्रद्धेयमस्मद्वचः ॥

अन्त—

श्रीप्रश्नवाहने कुलकोटिकनामनि गणे जगद्विदिते ॥
श्रीमध्यमशाखायां हर्षपुरीयाभिधे गच्छे ॥ १ ॥
मलधारिबिरुदविदितः श्रीअभयोपपदसूरिसंताने ॥
श्रीतिलकसूरिशिष्यः सूरिः श्रीराजशेखरो जयति ॥ २ ॥
तेनायं मृदुगद्यैर्मुग्धो मुग्धावबोधकामेने(न) ॥
विरचितः प्रबंधकोशः जयताज्जिनपतिमतं यावा(व)त् ॥ ३ ॥
( तथा ? ) कह्रारवीरदुरमाधवंशमुकुटो नृपौघगीतगुणः ॥
बन्नूलीपुरकारितजिनपतिसदनोछ(च्छ)लत्कीर्तिः ॥ ४ ॥
वाप्पकसाधोस्तनयो गुणदेवोऽजनि सपादलक्षभुवि ॥
तद्भूर्नर्तकनामा तत्पुत्रः सोट(ढ)को दृढधीः ॥ ५ ॥
तत्सूनुः ( साधु ) सामंतस्तत्कुलतिलकाऽभुव(कोभव)ज्जगत्सिंहः ॥
दुर्भिक्षदुःखदलनः श्रीमहमदसाहिगौरवितः ॥ ६ ॥
तज्जो जयत(ति) श्रीभयपद्दर्शनपो(पो)षको महणसिंहः॥

दिल्यां स्वदत्तवसतौ ग्रंथमिमं कारयामास ॥ ७ ॥
शरगगनमुनिमिताब्दे ज्येष्ठांमूलीयधवलपंचम्यां ॥
निष्पत्र(न्न)मिदं शास्त्रं श्रोत्रध्येत्रोः सुखं तन्यात् ॥ ८ ॥
मतिसागरेण लिखितं फाल्गुन कृ(ष्ण)सप्तमीगुरुवारे ॥
निजपरवाचनायाष्टाष्टो(ष्ट) चतुरेकमिति(त) वर्षे ॥ ९ ॥
इति श्रीमलधारि(हर्षपुर)गच्छीय श्रीराजशेखरसूरिकृतप्रबंधचतुर्विंशतिका ॥
ग्रंथाग्रं० ॥ ६००० ॥

श्रीकल्याणमस्तु ॥ श्रीरस्तु ॥ शुभं भवतु ॥

દૂહા ॥ જબ લગિ મેરૂ અડગ હૈ ત(જ)બ લગિ સસિહર સૂરિ
જિ(ત)બ લગ આ પોથી સદા રહજ્યાૈ ગુણ ભરપૂરિ ॥ ૧ ॥
દૂહા ॥ પોથી પ્યારી પ્રાંણથી। હર હિંવ જાનાૈ હાર।
જીવજતન કરિ રાષજ્યાૈ। પોથીસેતી પ્યાર ॥ ૧ ॥
દૂહા ॥ કર ગાબડ કર બેવડી નીચૈ હરિ મુખ નૈણ।
ઇણ કસટૈ પોથી લષી જતનૈં રાષૈ સૈંણ ॥ ૧ ॥
હિવૈ ગ્રન્થની ટીપ લષંતે ॥

શ્રી ભદ્રબાહૂ વરાહ પ્રબંધ પ્રથમ ॥ ૧ ॥ પત્ર ૬ ॥ આર્યનંદિપ્રબંધ પત્ર ૮ મે સંપૂર્ણ ॥ ૨ ॥ શ્રી ॥ શ્રીજીવદેવસૂરિપ્રબંધ પત્ર ૧૨ સં० ॥ ૩ ॥ ખપટાચાર્યપ્રબંધ પત્ર । ૧૫ સંપૂર્ણ ॥ ૪ ॥ અથ પાદલિપ્તાચાર્ય પ્રબંધ પત્ર ૧૯ સંપૂર્ણ ॥ ૫ ॥ સિદ્ધસેનવૃદ્ધવાદિપ્રબંધ પત્ર ૨૮ સંપૂ० ॥ ૬ ॥ શ્રીમલ્લવાદી પ્રબંધ પત્ર ૩૨ સંપૂ० ॥ ૭ ॥ શ્રીહરિભદ્રસૂરિ પ્રબંધ પત્ર ૩૬ સંપૂ० ॥ ૮ ॥ બપ્પભટ્ટ સુરિ પ્રબંધ પત્ર ૬૪ સંપૂર્ણઃ ॥ ૯ ॥ શ્રી અભયદેવસૂરિપ્રબંધ પત્ર ૬૬ સં० ॥ ૧૦ ॥ શ્રી હેમાચાર્યસૂરિપ્રબંધ પત્ર ૭૯ । સં० ॥ ૧૧ ॥ શ્રી હર્ષસૂરિ કવિપ્રબંધ પત્ર ૮૫ । સંપૂઃ ॥ ૧૨ ॥ શ્રી હરિહરપ્રબંધ પત્ર ૮૯॥ સં० ॥ ૧૩ ॥ અથ અમરચંદ્રપ્રબંધ પત્ર ૯૨ સંપૂ० ॥૧૪॥ મદનકીર્તિપ્રબંધ ।પત્ર। ૯૫। સંપૂ० ॥ ૧૫ ॥ સાતવાહન પ્રબંધ । પત્ર ૧૦૯ । સંપૂ० ॥ ૧૬ ॥ વંકચૂલપ્રબંધ પત્ર ॥૧૧૪॥ સંપૂ० ॥ ૧૭ ॥ વિક્રમાદિત્યપ્રબંધપત્ર ૧૧૮ સંપૂ० ॥ ૧૮ ॥ શ્રી વિક્રમસેન પ્રબંધ । પત્ર ૧૨૩ । સંપૂ० ॥૧૯॥ નાગાર્જુન પ્રબંધ । પત્ર ૧૨૬ । સંપૂ० ॥ ૨૦ ॥ વત્સરાજ પ્રબંધ । પત્ર ૧૨૯ । સંપૂ० ॥ ૨૧ ॥ લખણસેનપ્રબંધ । પત્ર । ૧૩૨ ॥ ૨૨ ॥ મદનવર્મ્મ । પ્રબંધ । પત્ર ૧૩૬॥ સંપૂ० ॥ ૨૩ ॥ રત્ન શ્રાવક ॥ પ્રબંધ । પત્ર ૧૪૨ ॥ સંપૂ ॥ ૨૪ ॥ અભડપ્રબંધ । પત્ર ૧૪૬। સંપૂ० ॥ ૨૫ ॥ શ્રી ॥ શ્રી વસ્તુપાલતેજપાલપ્રબંધ પત્ર ॥ ૧૮૭॥ સંપૂર્ણ ॥ ૨૬ ॥

ઇતિશ્રી સુત્ર ગ્રન્થની વિગતવાર યાદાસત પટ્ટાવલી તથા ટીપ જિમ પુસ્તકમેં હુતી તે રીતે જોઇને તથા દેખીને લેખી છે ॥ પુસ્તિકા સાહિબજી શ્રી ફારબસ સાહબજીની છેઃ લિષતં ગોરજી પુમચંદ મારવાડ તષત ગઢ જોધપુરના રેવાસી ડિકાણે સિંઘપોલ શ્રી સાહબજીને હુકમસું તથા હમ ઉપર કિપાસું પુસીસેં શ્રી અંહમદાવાદ નગરે ॥ સં ૧૯૦૭ વર્ષે દુતીક વૈશાખ સુદ ૮ રવિ૦ ॥

**વિષયાદિ-૧.** આ પ્રબંધ ચતુર્વિ ગતિમાં દશ જૈન સૂરિઓ, ચાર કવિઓ, સાત રાજાઓ, ત્રણ રાજંગ શ્રાવકોના એમ મળી ૨૪ મહાપુરૂષોના ચરિતો વર્ણવેલા છે. ઐતિહાસિક દૃષ્ટિએ આ ગ્રન્થ ઉપયોગી છે. દાખલા તરીકે આર્ય ખપટાચાર્યના પ્રબંધમાં સ્તંભતીર્થ (ખંભાત)ની ઉત્પત્તિ, હેમાચાર્યજીના પ્રબંધમાં કુમારપાલે ગુજરાતમાં જિન ધર્મની કરેલી દૃઢ સ્થાપના આદિ વિષયો ઐતિહાસિક મહત્વના છે.

૨. ભાષા સાદી અને મધુર છે. ગ્રન્થ ગદ્યમય મુખ્યત્વે છે, વચ્ચે વચ્ચે નીતિ આદિના શ્લોકોથી ગ્રથિત છે. તેમ જૂની ગુજરાતી ભાષાના પણ કેટલાક દોહાઓ છે.

**વિશેષ-૧.** આ ગ્રન્થ છપાયો નથી; સંવત્ ૧૪૦૫ માં રાજશેખર સૂરીએ રચેલો છે; એની પ્રાચીન શુદ્ધ પ્રતિ અન્યત્ર પ્રાપ્ય છે, તે ઉપરથી શુદ્ધિ સાથે આ ગ્રન્થ છપાવા યોગ્ય છે.

૨. પ્રસ્તુત પ્રતિ ઘણી જ અશુદ્ધ છે; અન્ય પ્રતિઓ જોતાં આમાં કેટલાક પાઠફેર મહત્વના છે. લિપિ બાલબોધ છે, પરંતુ લેખક ગોરજી હોવાથી જૈની શૈલીવાળા અક્ષરના મરોડ છે હ્રસ્વ 'ઈકાર'નું, તેમ માત્રાનું ચિહ્ન ઉપરની પંક્તિને અંતે અને તેની સાથે સંબંધ ધરાવતો અક્ષર બીજી પંક્તિના આરંભમાં એમ ઘણે સ્થળે શબ્દોથી છુટું પાડેલું છે, લાલશાહીથી શોભા ખાતર વચ્ચે વચ્ચે અક્ષરો લાલશાહીથી લખેલા છે. કેટલાક સ્થળે લહીઆએ પાનાને અંતે કેટલીક લીટીઓ પાછળથી ઉમેરી, 'ઓળીની પેટ' એમ લખેલું છે. હરતાલથી તેમ ખડીથી કેટલેક સ્થળે અક્ષરો, અને ચિહ્નો છેકેલાં પણ છે.

૩. આ પ્રતિની મૂળ પ્રતિ સં. ૧૪૮૮ મા લખાયાનું ઉપર આપેલા શ્લોકોમાંના છેવટના ૮ મા શ્લોક ઉપરથી જણાય છે.

---

## અં. ૭૯. વસ્તુપાલતેજપાલનો રાસ-ઐ. ગુ. કા.-પાસચંદજી સુરિ-(૨. સં.)-(લિ. સં. ૧૯૦૭)-પૃ ૧-૬

**આરંભ—**

જિણ ચઉવીસઈ ચલણ નમેઈ વીઅનુઈ મ્મૂષ સામિણિ સાર(દ) દેવી।
સહિ ગુરુ પાઉ પસાઉ લઇએ ॥ ૧ ॥
રામ(ગ)બંધિ બેઉ બંધવ ક(કે?)ર કાંઈ કવિત કીજિઈ તવેર ।
વસ્તપાલ તેજગતણૂ એ ॥ ૨ ॥

ભરહખેત્રિ ધરિ ઉપમ જાણૂં । ગુજરધર દર દેસ વખાણૂં ।
અણહુલવાડ ઉવર નયરો ॥ ૩ ॥
ગઢમઢ મંદિર પોલિ પગારો । કૂવ સરોવર અતિ મંણુહારો ।
ચઉરાસી ચઉહટાં ભલાં એ ॥ ૪ ॥

× × × ×

વસ્તુ ॥ પઢમ જિણવર જિણવર પમહ ચઉવીસ ।
તિર્થંકર સવિ । મનિ ધરી । કરિસ ચારિત વસ્તુ ગહ કેરૂ ।
અણુહિલવાડ જામલહિ નહી નયર પુહ(હ)વી અનેરૂં ॥
ચંડ પ્રચંડ તિહા વસઈ । સોમસી તંસ પુત્ર ।
આસરાજ ધણુહીણ હૂઉ । માલાસખિ સંપત ॥ ૨૩ ॥

ભાસ ॥ આનૂ સાહ તણઈ ઘરે । અછઈ રબારી એક ।
બુધિવંત બાલિ આગલુ એ । અવસરિ બોલઈ છેક ॥ ૨૪ ॥

અન્ત—

અવર થાનક સંખ્યા કિમ જાણૂં । એકિ જિભિ કિમ કહીય વખાણૂં ।
ત્રિણિ કોડિ સઈ ત્રિહુતરિ કોડિ । અસીય લાખ સોવનહ જોડી ॥ ૯૨ ॥
એ એતલુ દ્રવ્ય એવં કારઈ । વેવી ભરીયા પુણ્ય ભંડારઈ
સહુઈ વરસ અઢાર માંહિ । ધર્મકર્મ કીઉ મનિ ઉછાહિ ॥ ૯૩ ॥
લાછિતણૂ ઈમિ લાહૂ લેઈ । દેવલોકી પહુતા છ એઈ ।
મન આણંદિ હિહાસ રમી જઈ । તુ મન વંછિત સઉ ઈ સીજે(જ)ઈ ॥૯૪॥
જીણઈ એહ રાસ સાંભલી । જાણે તેહ ધરિ સુરતરૂ ફલીઉ ।
પાસચંદ સૂરિ ઈમ બોલંતે । ભણઈ ગુણઇ તે સુખ લહંતિ ॥ ૯૫ ॥

ઇતિ શ્રી વસ્તૂપાલ તેજપાલ રાસ સમાપ્તં ॥ ૭ ॥ શ્રી ॥ શ્રી ॥
એહમદાવાદ નગરે લખિતં ॥ પંડત ગોરજી પુબચંદ ॥ શ્રી ॥

દૂહા ॥ જેસી લહર સંમંદકી । તેસી મનકી દ્રોડ ।
ધીરા સબ કુચ પાઇયે ॥ જો દિલ હવે ઠોડિ ॥ ૧ ॥
પાંન પદારથ સુગણુ નર । અણુતોલિયા વિકાય,
જિમજિમ પરભુમ સંચરે । તિમતિમ મોલ મુંહગા થાઈ ॥

લિખતં પૂબચંદ ॥

**વિષયાદિ-૧.** આ રાસામાં વસ્તુપાલતેજપાલનાં ધર્મકાર્યો વર્ણવેલાં છે.

૨. ૨૨ દોહીયા સાખીઓ, ૫ પંક્તિની એક કડીવાળી ૩ ત્રણ 'વસ્તુ' અને બાકીના લગભગ દૂહાના માપના 'ભાસ,' મળી કુલ ૯૫ કડી છે.

૩. ભાષા જૂની ગુજરાતી છે.

**વિશેષ-૧.** આ રાસ છપાયો નથી. જૈન રાસમાળાની યાદીથી(સં. ૧૯૬૫ ની) જણાય છે કે આ રાસ સંવત્ ૧૫૯૭ માં રચાયો છે.

૨. પાને ૪ થે 'ઉ ( હલી ) ૪ પેટ' એમ લખી ચોથી ઓળીમાંનો બે કડીનો વધારો ઉમેરેલો છે. લહીઆએ પાછળથી ખડીથી કેટલાએક અક્ષરો આદિ છેકયાં છે.

---

## અં. ૭. ણ-વસ્તુપાલતેજપાલનો રાસ-ઐ. ગુ. કા.-લક્ષ્મીસાગર-(ર. સં. )-(લિ. સં. ૧૯૭૭)-પૃ-૧-૫

**આરંભ**-વીર જિણેસર નમીઅ પાય। અનઈ ગોઅમ સામી।
સરસતી તણુઈ પસાઉ લઈ॥ કહસિઉં શિર નામી॥ ૧॥
વસ્તુપાલતેજપાલ તણૂ। અમ્હે બોલસિઉં રાસો।
ભરહખેત્ર ધુરિ ગુજરાત। અણહિલ્લુ નિવાસો॥ ૨॥
અણહિલવાડઉ વડઉંઅ નયર। પુહવિં પરસિદ્ધ ઉ।
ગઢમઢ મંદિર પોલિ વાવિ। સરોવરહિં સમિ દ્ધધઉ॥ ૩॥

**અન્ત**-ગિરૂઆં કરણી તિણિ કરિયાં એ। માગા વરસ અઢાર મઝારિ ॥સું૦।
મહીમંડલિ નામ રહાવીઉં એ। મા૦ મનની પૂરી આસ। સું૦ ॥ ૭૫॥
લષમિસાગરિ બોલીઉં એ। મા૦ મૂરષિ એહ જિ રાસ। સું૦।
વસ્તુપાલ તેજપાલ ન(ત)ણું એ। મા૦ ચરિત્ર સુણઈ નરનારી। સું૦।
તીહાં ઘરિ અફલા ફલઈ એ। મા૦ અષ્ટ મહા સિદ્ધિ પૂરિ। સુણી સુંદર॥૭૬॥
ઇતિશ્રી વસ્તુપાલ તેજપાલ રાસ સંપૂર્ણઃ। શ્રી॥ ॥શ્રી॥

દુહા॥ વાજ્યો પીજ્યો પરચજો। ઝાઝા કરજો સેણઃ
માણુસીઆ મર જાવસી। પૂઠે રેવસી વેણઃ ૧॥
દુહા॥ જે ધન પાયો સજ્જન। તે ધન ગયો મ જાંણઃ
કિણુ ઇકિ વેલા કિણુ ઇક ઘડીઃ હૂણો દેશી આંણઃ॥ ૨॥

**વિષયાદિ**-૧. આ રાસામાં વસ્તુપાલતેજપાલનાં ધર્મકાર્યો વર્ણવેલાં છે.

૨. પાને ૪ થે 'હલી' પેટ' એમ લખી બે કડી પાછળથી ઉમેરેલી છે. કુલ કડી ૭૬ છે. અં. ૭ હની ધાટીએ વચમાં ચાર 'વસ્તુ' અને 'ભાસ' છે.

૩. ભાષા જૂની ગુજરાતી છે

**વિશેષ**-આ રાસ છપાયો નથી. અં. ૭. 'હ' વાળા અને આ રાસામાં ઘણા શબ્દો અને વચનો મળતાં છે.

---

पर्णपत्रे च यत्तोयं यच्च चूर्णे यच्च गोरसे ।
तक्रं तैलभृतं चैव न दुष्यंति कदाचन ॥ ३ ॥
अरण्ये निर्जले देशे चौरव्याघ्रभयाकुले ।
कृत्वा मूत्रपुरीषे च भक्तहस्तो न दुष्यति ॥ ४ ॥
आरनालं तथा क्षीरं कंदुकं दधिसक्तवः ।
स्नेहपक्वं च तक्रं च शूद्रादपि न दुष्यति ॥ ५ ॥

इति दिगंबरमतखंडनसंपूर्णं ॥ ॥ समाप्तं ॥ शुभं भवतु ॥ श्री ॥

**વિષયાદિ**-૧. આમાં દિગંબરોના નીચેના સત્તર પ્રકારના જીવ ધર્મ અને જીવનના વ્યવહારો સંબંધી મતોનું ખંડન કરેલું છેઃ-૧ પરિધાપનિકા, ૨ જિનમૂર્તિ, ૩ બલિ, ૪ કસ્તુરિકા, ૫ યોગપટ્ટક ૬ મુખવસ્ત્રિકા, ૭ પાત્રાપાત્રત્વનો દોષ, ૮ વસ્ત્રાદિ દાનફલ, ૯ તીર્થયાત્રા, ૧૦ જિનકલ્પરીતિ, ૧૧ તેની ક્રિયા, ૧૨ તંત્ર, ૧૩ શ્વેતાંબરનું અર્વાચીનત્વ, ૧૪ સ્ત્રીનિર્વાણ, ૧૫ નહીં ગળેલું જલ આદિનું પાન; ૧૬ વસ્તુઓના પવિત્ર-અપવિત્રપણાનો વિચાર અને ૧૭ સ્પૃશ્યાસ્પૃશ્યવિચાર.

૨. લેખ ગદ્યબંધ છે; વચ્ચે સંમતિના કારણે કેટલાક શ્લોકો પણ લખેલા છે. ભાષા સાદી અને સમજાય એવી છે.

**વિશેષ**-૧ હાલના કાલમાં ધર્માચરણ સંબંધમાં ઉપયોગી થાય તેવી કેટલીક બાબતો આમાં હોવાથી આ ગ્રન્થ ઉપયોગી લાગે છે.

૨ પ્રતિ અર્વાચીન છે. લેખનશૈલી જૈની છે. પાનાં ૮ છે. દરેક પાને ૯ નવ નવ પંક્તિઓ લખેલી છે.

---

અં. ૨૦—वडनगरप्रशस्ति-सं. लेख-श्रीपाल-(र. सं. १२०८)

पृ. १-५—श्लोक ३०.

आरंभ—श्रीगणेशाय नमः ॥

ब्रह्माद्वैतधिया मुमुक्षुभिरभिध्यातस्य यद्वाक्षरै-
रिच्छारा(श)ति(क्ति)मभिष्टतिमि जगतां पत्युः श्रुतीनां निधेः ॥
या व्यापारितसंहतेः(द्रुतैः) स(स्व)समयं (ये)ब्रह्मांडपिंडैर्नवैः
क्रीडंती मणिकंदुकैरिव सखे स्वच्छंदमाह्लादते ॥ १ ॥
गीर्वाणैर्वि(र्गी)तगर्वं दनुजपरित(भ)त्रा(प्रा)त्वार्थितस्त्रायकार्थं
येषा(:)संख्या(ध्यां)नमस्यन्नपि निजचुल(लु)के पुण्यगंगाबुपूर्णा(र्णे)॥

सद्यो चि(वी)रं चुलुक्याह्वयमसृजदिमं येन कीर्तिप्रवाहैः
पूतं त्रैलोक्यमेतन्नियतमनुहरत्येव हेतोः फलं श्रीः ॥ २ ॥

× × × ×

वंशस्यास्य यशःप्रकाशनविधौ निर्मूल्य मुक्तामणिः
क्षोणीपालकीरीटकल्पितपदः श्रीमूलराजोऽभवत् ।
यो मूलं कलिदावदग्व(ग्ध)ति(नि)खिलन्यायाद्रे(यद्रु)मु(मो)त्पादने
यो राजेव करैः प्रकामशिशिरैः(रैः) प्रीतिं निनाय प्रजाः ॥ ४ ॥
यश्चापोत्कटराजराज्यकमलां स्वच्छंदवं(बं)दीकृतां

× × × ×

सूनुस्तस्य बभूव भूपतिलकः चामुंडराजाह्वयो-
यद्गंधद्विपदानगंधनवता(पवन)घ्राणेन दूरादपि
विभ्रश्यन्मदगंधमग्नकरिभिः श्रीसिंधुराजस्तथा ॥ ६ ॥
क्रीडाक्रोड इवो दधौ(द्धा)र वसुधां देवाधिदेवाजयः(ज्ञया) ॥
देवः सेव्य(सौध) कुमारपालनृपतिः श्रीलील(राज्य)चूडामणिः
यः स्वर्गादवतीर्णवान् हरिरिति ज्ञातः प्रभावाज्जनैः ॥ १४ ॥
अन्तें(र्णो)राजनराधिराजहर(हृद)ये क्षिपं(प्तै)कणेनता(ववाणप्रजं)
श्चोततृप्रायिजनंप(च्योतज्ञोहिततर्प)णादमदयचंडीं भुजस्थायिनीं ॥
द्वारालंबितमालवश्वर शिरः पद्मेन याश्चहर-
ह्लीलापंकजव्य(सं)ग्रह व्यजयत(व्यसर्जिनी)चौलुक्यराजान्वयः १५

× × × ×

धर्मोत्रैव चतुर्युगेऽपि कलिता नंदः परिस्पंदते
तेनानंदपुरेति यस्य विबुधैर्नामान्तरं निर्ममे ॥ २० ॥

अन्त—

एवं चेतसि संप्रधाय सकलब्रह्मोपकारेच्छया
चक्रे वि-प्रविभूपितं पुरमिदं चौलुक्यचूडामणिः ॥ २४ ॥

× × × ×

रत्नस्वर्णमहानिधेः पुरमिव त्रातुं सशेषः स्थितः
प्राकारः सुधया शितोघनशिराः संरक्षते वृत्तने ॥ २६ ॥

× × × ×

लक्ष्मांकलक्षाणि भृता(लक्ष्मीकुलक्षोणिभुजो)दधानः
प्रौढोदयाधिष्ठितविग्रहोऽयं ।
विभाजतं (विभ्राजते) नागरकाम्यवृत्ति(ष्टिः)
वप्रश्च चौलुक्यनराधिपश्च ॥ २८ ॥

यावत्पृथ्वी पृथुविरचिता(शेष)प्रमृ(भूभृ)न्निदे(वे)शः(शा)
यावत्कीर्ति(:)सगरनृपतेवि(र्वि)द्यते सागरोयं ॥
तावन्नद्या(न्द्या)द्विजवरमहास्थानरक्षामुदारः निदानं
श्रीचौलुक्यक्षितिपतियशः कि(की)र्तनं विप्रवर्यैः (वप्रएषः)॥ २९ ॥
एकाहनिष्पन्न महाप्रबन्धः
श्रीसिद्धराजप्रतिपन्नबंधुः
श्रीपालनामा कविचक्रवर्ती
प्रशस्त(स्ति)मेतामकरोत्प्रशस्तां ॥ ३० ॥

संवत् १२०८ वर्षे आश्विन् सुदि २ गुरौ लिखित नागरब्राह्मण पंडित वालगणेन ॥

चौलुक्यनाम्नाधिपेन कारिता
प्रतोलिकामार्जुनवा(वा)रिका(को)पतत्(गां)
पुनर्नवीनाल्लुफुल्लवेगा
मर्जाभिधानेन नृपेण कारिता ॥ १ ॥

चैत्रमासेऽर्जुने पक्षे प्रतिपद् गुरुवासरे ॥
नंदाष्टमे नृपे ( १६८९ ) वर्षे प्रशस्ति(:)लिखिता पुनः ॥ २॥

नागरब्राह्मणवेणीसुतेन विष्णुजीकेन लिखिता प्रशस्तिः ॥ श्री शुभं भवतु ॥

વિષયાદિ-૧. આ પ્રશસ્તિ વડનગરનો કીલ્લો ચૌલુક્યવંશી રાજા કુમારપાલે સંવત ૧૨૦૮ માં બંધાવ્યો તે સંબંધી છે. કીલ્લાના, સામેલા તળાવ તરફના, અર્જુન બારીને નામે ઓળખાતા, પૂર્વ-ઉત્તર દ્વારમાં પેસતાં જમણી બાજુએ આશરે પુરૂષપ્રમાણ ઉંચે દેશી પથ્થરમાં આ પ્રશસ્તિ કોતરેલી છે. એના સત્તર શ્લોકોમાં ગુજરાતના ચૌલુક્ય વંશી આઠ રાજાઓનાં શૌર્યાદિ સંબંધી જાણવાજોગ હકીગત આપેલી છે. તેમાંની કેટલીક હકીગત ઇતિહાસમાં નથી આપેલી તેવી, તેમ કેટલીક પ્રચલિત ઇતિહાસની વિગતોને ખોટી પાડનારી પણ છે. મી૦ બુલ્હર 'એપીગ્રાફા ઇંડિકા'ના પહેલા ગ્રન્થમાં પાને ૨૯૪ મે જણાવે છે કે હેમચન્દ્રના દ્વયાશ્રય પ્રબંધ જેટલી આ પ્રશસ્તિ પુરાણી છે. ૫ મો શ્લોક મૂલરાજે ગુજરાત ચાવડાઓના હાથમાંથી જિત્યાનું જણાવે છે, જ્યારે પ્રબંધો તેણે છળકપટથી પોતાના સગાને મારીને ગુજરાત મેળવ્યાનું જણાવે છે. પ્રસ્તુત પ્રશસ્તિની આ હકીગતને મૂલરાજનું એક દાનપત્ર (જુઓ ઇંડીયન એન્ટીક્વરી ગ્રન્થ ૬ પાનું ૧૯૨) પણ ટેકો આપે છે. શ્લોક છઠ્ઠો ચામુંડ સિંધુરાજને હરાવ્યાનું જણાવે છે. આ હકીગત ઇતિહાસમાં નોંધેલી જણાતી નથી. શ્લોક ૭ મો વલ્લભરાજે માલવા ઉપર હુમલો કર્યાનું જણાવે છે, જ્યારે હેમચન્દ્રે તેની નોંધ કરેલી નથી. ૮ મો શ્લોક દુર્લભરાજે લાટ દેશ જિત્યાનું, અને ૯ મો શ્લોક ભીમદેવે ધારાનગર જિત્યાનું જણાવે છે. સિદ્ધરાજ સંબંધી હકીગત આપનારા શ્લોક ૧૨-૧૩ શિલા લેખમાંથી ઉખડી ગયલા છે. શ્લોક ૧૪ થી ૧૮ માં કુમારપાલની પ્રશંસા છે. ૧૯ થી ૨૯ શ્લોકમાં નાગરોના પ્રાચીન નિવાસ આનંદપુર-વડનગરનું અને કુમારપાલે બંધવેલા કીલ્લાનું વર્ણન છે.

૨. આ પ્રશસ્તિ શ્લોકબદ્ધ છે. મૂળ શ્લોક ૩૦ છે. પરંતુ અર્જુન બારી તરફની પ્રતોલિકા સંવત ૧૬૮૯ ફરીથી થઈ ત્યારે નાગર બ્રાહ્મણ જોશી વેણીસુત વિષ્ણુભટ્ટે ઉમેરેલા છે. તેમાં તેણે એ પ્રતોલિકા અનુકુલ બેગ મીરઝાંએ નવી કરાવ્યાનું નોંધ્યું છે. કુલ પંક્તિ ૪૬ છે.

૩. આ પ્રશસ્તિવાળો પથ્થર ૩૫॥ ઇંચ લાંબો અને ૩૨ ઇંચ પહોળો છે. ૧૭,૧૮, અને ૨૦ મી પંક્તિમાંના ઘણાક અક્ષરો ઉખડી ગયા છે, ત્યારે ૧૯ મી પંક્તિ (શ્લોક ૧૩) આખીએ અને ૨૦ મી પંક્તિનો ચોથો ભાગ ઉખડ્યો છે. તેજ પ્રમાણે પંક્તિ ૨૧, ૨૪, ૨૭, ૨૮, ૪૩ અને ૪૫ મીના થોડાક અક્ષરો પડેલા છે.

વિશેષ-૧. આ પ્રશસ્તિ મૂળમાંજ ઘણી અશુદ્ધ કોતરાયલી છે. એટલે તેની શુદ્ધ આવૃત્તિ કરવી મુશ્કેલ છે. "એપીગ્રાફા ઇંડીકા"ના પહેલા ગ્રન્થમાં પાના ૨૯૬-૩૦૧ આ પ્રશસ્તિ ઉતારેલી છે અને મી૦ બુલ્હરે તેમાં કેટલીક શુદ્ધિઓ નીચે નોંધમાં સૂચવેલી છે, છતાં તે લખે છે કે "Spelling is simply execrable. The corrections in the notes to the text rectify only the worst cases."

૨. તેમજ આ પ્રશસ્તિ' કાવ્યમાલાની પ્રાચીન લેખમાલા માં પણ છપાઈ છે.

૩. ઐતિહાસિક દૃષ્ટિએ આ પ્રશસ્તિ ઘણીજ ઉપયોગી છે. પ્રસ્તુત પ્રતિમાં અને 'એપીગ્રાફા ઇંડિકા" ની પ્રતિમાં કેટલાક મહત્વના પાઠફેર છે અને તે અક્ષરો ઉકેલવામાં પડેલા ફેરના અંગના છે, એમ લાગે છે.

૪. આ પ્રશસ્તિનો મૂલ લેખક શ્રીપાલ સિદ્ધરાજનો પ્રતિપન્નબંધુ હતો, તે સિદ્ધરાજનો રાજકવિ હતો, એમ પ્રબંધોથી જણાય છે. તેણે "વૈરોચન પરાજય" નામનો ગ્રન્થ, તેમ દુર્લભરાજસેર, રૂદ્રમહાલય આદિની પ્રશસ્તિઓ લખેલી છે.

अं. २१—छंदशृङ्गारपिङ्गल-महासिंध-हिन्दी का.-(र. सं. १८५३)— पृ. १-२२.

आरंभ—श्रीभक्तिधर्मात्मजाय नमः अथ श्रीभाषाछंदशृंगारपिंगल लिख्यते ॥

छपय छंद ॥

अरून वरन गजवदन सदन बुधिवर सुखदायक ॥
अष्टसिद्धि नवनिद्धि वृद्धि नित प्रत गणनाय(क) ॥
बिमल ग्यांन वरदांन तिमिर अग्यांन निकंदन ॥
सब कारज सिध लहे प्रसन जासौं जगवंदन ॥
गवरी सुनंद आनंदमय विघनव्याधिभवभयहरन ॥ १ ॥
× × × ×
श्रीगुरुदेवप्रतापतें मया अविनिरमल होव ॥
जाके पदशिर नाय कहुं भाषापिंगलछंद ॥ ३ ॥
छंदबोध यातें लहे रसिकनको रससार ॥
नामधर्यो इन ग्रंथको तातें छंदशृंगार ॥ ४ ॥

अथ छंदपधडी (पद्धरी ?)—

अबकहु प्रथम अष्ट हि प्रकार । दूती प्रभाव गनके विचार ।
भन तृ(ती)य छंद मत्तासु चाल । सुभवर्न छंद चोथे रसाल ॥ ५ ॥

अथ अष्टप्रकार कथनं ॥

दोहा–संख्या पुनि प्रस्तारविधि ॥ सूची नष्ट उद्दिष्ट ॥
मेरु, पताका, मर्कटी, अष्टप्रकारविष्ट ॥ ६ ॥

अन्त—

दोहा–मेरि मती जेसो रच्यो भाषाग्रंथ बनाय ।
भूलचूक कछु जो परी छीमाकर हु कविराय ॥ २२२ ॥
× × × ×
मणि मुक्ताके जटित अलि पहिरत धनवंत लोय ।
निरधन काच कथीरकों पहिरि सुखी हिय होय ॥ २२५ ॥
× × × ×

नाम छंदशृंगार हे पढही प्रगट समोद ॥
छंदभेद अरु नायका जाको लहत प्रबोध ॥ २२७ ॥

चोपाया छंद—

भारद्वाज गोत्र पोष्करणा सेवक ख्याति कहावे ।
महासिंघ कवि नगर मेरते वसे परम सुख पावे ।
जो कविताजन भये अगाउ जाके वंदन पाया ।
छंदशृंगार ग्रंथ यह कीनो ता सवि हरिगुन गाया ॥ २२८ ॥

कवित ॥ संवत लोक पांडव नग चंद नभ मास

धवल पंचमी कुज वार ठांनियो ।
स्वाति नक्षत्र सुंदर चंद तुल रास आये
मध्य रवि समे शुभ इन्द्र जोग आनियो ।
या छंदशृंगार नाम ग्रंथ समापत भयो
नवेनगर सेहेर नीज मन मांनियो ।
कह कवि महासिंघ जोइ पढो वांचो सोइ
मेरो नितनित प्रते जै श्रीकृष्ण जांनियो ॥ २९ ॥

इति श्रीसेवकमहासिंघविरचिते छंदशृंगारपिंगल नाम ग्रंथ संपूर्णः ॥ ४ ॥

**વિષયાદિ–૧.** આ, હિન્દી પિંગલનો ગ્રન્થ છે. એના ચાર પ્રભાવ છે. પહેલા પ્રભાવમાં માત્રામેળ છંદોના આઠ પ્રકાર કહેલા છે. બીજા પ્રભાવમાં ગણુવિચાર અને અક્ષરમેળ છંદોના પ્રકાર કહેલા છે. ત્રીજા પ્રભાવમાં છંદોનાં ભેદનું વર્ણન છે; અને વિવિધ છંદો દૃષ્ટાંત સાથે વર્ણવેલા છે. અને ચોથા પ્રભાવમાં નાયિકાના ભેદ વિવિધ છંદોનાં દૃષ્ટાંતો દ્વારા વર્ણવેલા છે.

૨. કુલ કડીની સંખ્યા ૨૨૯ છે.

**વિશેષ–૧.** પહેલા પ્રભાવમાં પતાકાઓની આકૃતિઓ અંક સાથે કાઢેલી છે.

૨. લિપિ બાલબોધ છે, છતાં 'अ' 'इ' આદિ અક્ષરોના મરોડ માથાંબાંધેલી ગુજરાતી લિપિના છે. પ્રતિ શુદ્ધ છે. અક્ષરો મોટા છે. કુલ પાનાં ૨૨ છે.

---

अं. २२–रसिकप्रिया–हिं. सा.–गु. भा.–र. केशवदास–गु. भा. कुशल-धीर उपाध्याय–( र. सं. १६४९ )–पृ. १–३६ अपूर्ण

આરંભ–શ્રી राधाकृष्णाय नमः ગ્રન્થકરતા કેશવદાસ કવિ ગણપતિનું વર્ણન રૂપ મંગલાચરણ કરે છે. એક રદન કેતાં એક દંત છે ગજ હસ્તીના જેવું વદન મુખ છે બુધિનુ ઘર છે મદન કામનો કદર્થનહાર જે મહાદેવ તેનો સુત છે॥ ગવરી જે પારવતીનો નંદન પુત્ર છે હર્ષનું મુલ છે જગતમાં વંદનિક છે ભાલમાં ચંદ્રમા છે સુખના દાતાર છે રૂડિ કિર્તિના દાતા છે ગણનાયકને આઠ ગણુ નંદિ પ્રમુખ તેના નાયક મુખિયા છઁ॥ દુષ્ટના ઘાતકિ દલિદ્રના ઘાતકિ છે સર્વલાયક યોગ્ય તેમાંહિ યોગ્ય છે। ગુરૂગુન જે મોટા ગુણ અનંત જેમાં છે એવા ભગવંત। ભવ શિવં તે જિ ભગતિવંત છે ભવ સંસારનો ભય હરતા છે। તે કેશવ કહે છે સઉને જયજયકાર થાઓ ॥ ૧ ॥

छपय–एकरदन गजवदन बुधिसदन मदनकदनसुत
गवरिनंद आनंदकंद जगचंद चंदसु(यु ?)त
सुखदायक दायक सुकीर्ति गननायक नायक
खलघायक घायकदलिद्र सवलायक लायक
गुरुगुन अनंत भगवंत भवभगत्तिवंत भवभयहरन
जय केशवदास निवासनिधि लंबोदर असरनसरन ॥ १ ॥

અથ શ્રીકૃષ્ણનું વર્ણન ॥ શ્રીકૃષ્ણ કેવા છે। નવરસમય છે॥ શ્રીરાધાજીનેં કાજેં શૃંગારરૂપ થયા। ગોપીનાં વસ્ત્ર હર્યાં તિહાં હાસરસ થયો॥ માતાયેં બંધાવું તિહાં કરુણારસ યથા (થયો)। કેશિ દૈન મારયો તિહાં રૂદ્રમય થયો વત્સાસુર મારયો તિહાં વીરરસ થયા। ભયરસેં દાવાનલ પિધોં। નંદારસેં કરિનેં પુતનાના પ્રાણ લિધા। અતિ અદ્‌ભુત રસેં વિરંચિ બ્રહ્માનિ મિ(મ)તિનેં ખંચિ કે હરિ નવમો સાંત રસ તે। સંતનકે૦ નિરંતન ચિતને વિષે વિચાર તિહાં કવિ કેસવ કેછે રસિકજન નચાવે[1] રસમય વ્રજરાજ તે શ્રીકૃષ્ણને સેવે ॥ ૨ ॥

अथ नवरसवर्णनं—

श्रीवृषभानुकुमारि हेत शृंगार रूप भय ॥
वस्त्र हास रस हरे मातु वंधन करुणामय
केशि प्रति अतिरुद्र बीर मार्यो वत्सासुर
भय दावानलपान पीयो बीभत्स बकीडर

अति अद्भुत बंचि बिरंचि मति सांत सुसंतन सोचि चित
कहि केसव सेवहु रसिकजन नवरसमय ब्रजराजू नित ॥ २ ॥

હવે કવિ પોતાનું સ્થાનક કહે છે જહાં વેત્રવતિ નદિ છે। ત્યાં તુંગારણ્ય નામેં તિર્થ છે। તિહાં નગર ઓડછૂ। બહુ વસે છે। તે પ્રથવી માંહિ ધંન્ય કે ઉત્યમ છે ૧ ॥ તિહાં ચ્યાર આશ્રમ વસે છે।......તથા ચ્યાર વર્ણ......રૂડાં કર્મવાળા છે। તપ જપ વિદ્યા વેદ તેહનિ વિધિ ભલી છે......૩ ॥......તિહાં......મધુકરસાહ નામે રાજા તેનિ ગહિરવાર જાતિ છે.....૫ ॥ તેનો પુત્ર......નામ દુલહરાંમ ॥ છે તેનો અનુજ કેતાં લઘુભ્રાત ઇંદ્રજિત સર્વ ધરમનું સ્થાંનક છે ॥ ૭॥......તેણે કેસવદાસ કવિ સાથેં ધર્મસનેહે કર્યો વલિ સરવ સુખ આપિનેં એમ કહ્યું જે રસિક પ્રિયા કરિ આપો ॥૮॥ તેં સંવત્સર કહિયે છેં યેં સંવત ૧૬૪૮ કારતિક શુદિ ૭ ચ્યારૂ કેતાં ભલો વાર રજનીશ કેતાં સોમવાર ॥૯॥ ઝાઝી પ્રીત રતિ કેતાં ॥ અનેં ઝાઝિ ગતિ કરિ અનેં ઝાઝી મતિ બુદ્ધિ કરી વિવિધ કેતાં નાના પ્રકારને વિવેકેં કરિનેં વિલાસોં કરીનેં રસિક જનનેં વાલિ એ રસિકપ્રિયા કેશવદાસ કવિયેં કિધિ છે ॥૯॥

नदी बेतवइ तीर तिहां तीरथ तुंगारन्यु
नगर ओडछू बहु वसि धरनितलसि धन्यु ॥

× × × ×

रच्यो बिरंचि विचारि तिहां नृपमनि मधुकरसाहि
गहरवार काशी सरवि कुलमंडन जसु जाहि ॥ ५ ॥
ताकुं पुत्र प्रसिद्ध महिमंडन दुलहरांम
इन्द्रजीत ताको अनुज सकल धर्मको धाम ॥

× × × ×

तिनकवि केसव दाससौं कियो धर्मको नेहु
सब सुख दै करि यौं कह्यो रसिकप्रिया करि देहु ॥ ८ ॥
संवत सोरहसैं बरस बीते अठतारीस
कातिक शुदि तिथि सप्तमी चारु वार रजनीस ॥ ९ ॥

अति गतिमतिरति एक करी विविध विवेक विलास
रसीक जनकुं रसिकप्रिया कीन्ही केशवदास ॥ १० ॥

અન્ત-કૃષ્ણકો પ્રકાશ સ્વય દુતત્વં । એક સમે હરિ રાધાજિનેં સંભ-ક્ષાવિનેં કે છે ચાલો વા(વ)નમાં જૈયેં તારે રાધા કહે કોય હાલી નિકામી છે હે કે તમ સાથેં આવવાનેં । તમેં હેતુના હેતુ શત્રુના શત્રુ છો હરિ કહે હૈયે હેત છે કિંવા હેત નથી તારેં રાધા કહે હેત નથી હૈયે તો શું લાલા વઢશો તારે હરિ કહે અમ સાથે ધમ તમને ઘટે એ વિવા

શ્લોકં—अनुलापो मुहुर्भाषा विलापः परिदेवनम् ।
विप्रलापो विरोधोक्तिः संलापो भाषणं मिथः ॥

તો કો છો તે તો તારેં રાધા કહે કયું તો કયું શું કરશો હરિ કહે તારેં કાંઇક રમિયેં કે ભૂલી ગયાં આજ રમતાં નથી આવડતું રાધા કેહ ભૂલું તો નહિ ને ભૂલ્યાં તો શું ગસે પડસ્યો ॥૭૨॥ કેસવદાસ કે છે ધટધટ નાચતા ફરે છે ગ્વાલ નેં એક તો છકિનેં પડા છે તે મુવા જ ગણિયેં છૈયેં સ્વભાવેં એક મદિ-રાને પાનેં બલભદ્રજિયેં કિધા છે સખા સર્વ તે સંગે કોણ જાય એવા દુખિ દેખિ માથું ધુણિયેં મુનેં તો વનમાં ગિયેં દિવસ દાવા લાસોં લૌલનૈં નીલેતુ સામ રહે સબ ખરે આજુ વૃજરાનો જ પ્રાપ્ત થાય અનેં ગાયુંને સમારવી જેસું ધારિવાનું ચિતનેં રાજ વિચારનો અહાર છે

.कृष्णको प्रकास स्वयं दुतत्वं ।
वनि जै जै चलौ कौड ढीली है केसव हुं तुम्ह है तु अरी अरि हौं ।
हितु है हियैइ किधौं नांहि तेहु हितुं नांहि हियै तोल लालरि हौं ॥
हमसौं इह वुझियें ऐसि क—

**વિષયાદિ**–૧. આ રસપ્રકાશનો ગ્રંથ છે. એના 'પ્રભાવ' એ નામે વિભાગ પાડેલા છે. પહેલો પ્રભાવ, 'પ્રચ્છન પ્રકાશ સંયોગો વિયોગ વર્ણન'નો છે; બીજો પ્રભાવ 'પ્રચ્છન પ્રકાશ ચતુર્વિધ નાયક વર્ણન'નો છે; ત્રીજો પ્રભાવ નાયિકાલક્ષણવર્ણનનો, 'સ્વકીયાપરકીયાનાયિકાવર્ણન'નો છે; ચોથો પ્રભાવ પ્રચ્છન 'પ્રકાશ દર્શન વર્ણન'–રાધિકાને કૃષ્ણનું દર્શન થયું તે સમયના ભાવના વર્ણનનો છે. પાંચમો પ્રભાવ 'પ્રચ્છન પ્રકાશ નાયક નાયિકા ચેષ્ટા વર્ણન'નો છે. પાંચમો પ્રભાવ અપૂર્ણ છે.

૨. આ ગ્રંથ રસ સંબંધી–નાયક નાયિકા ભેદનો–છે, અને ઉદાહરણો મુખ્યત્વે કૃષ્ણ અને રાધિકાની પ્રેમચેષ્ટાનાં છે.

૩. પ્રસ્તુત પ્રતિમાં ઉતારેલી કુલ કડીની સંખ્યા અચોક્કસ છે, બે જુદી જુદી સંખ્યા જણાય છે; એકની ૮૫ અને બીજાની ૭૨ છે; તેમાં ૭૨ મી કડીના અર્ધ ભાગથી પ્રતિ શરૂ છે. પ્રત્યેક પ્રભાવને અંતે "इति श्री मन्महाराज कुमार इंद्राजित दि (वि)रचितायां प्रच्छन प्रकाश प्रभावः" એવો ઉલ્લેખ છે.

**વિશેષ**-૧. આ, ગ્રન્થનું ગુજરાતી ભાષાંતર સાથે જ સામેલ છે. પહેલું ભાષાંતર અને પછી હિન્દી મૂલ એ ક્રમે પ્રતિમાં પ્રત્યેક પાને વસ્તુ લખાયલું છે. ભાષાંતરકાર પ્રત્યેક પ્રભાવને અંતે આવો ઉલ્લેખ કરે છે;-"ઇતિ શ્રી મહારાજ કુંવર ઇંદ્રજિતનિ કરેલિ કવિતા તેમાં શ્રી **કુશલધીરોપાધ્યાય** કૃતે વાર્તિકે પ્રભાવ ૧યો॥" પરંતુ ત્રીજા પ્રભાવને અંતે 'કુશલધીરોપાધ્યાય કૃતે વાર્તિકે' એટલા શબ્દો નથી.

૨ આ લેખક કુશલધીર ઉપાધ્યાય કોણ હતો અને કયાંનો તે જાણ્યામાં નથી. તેની શૈલીથી તે કાઠીયાવાડી જૈન હોવાનું સમજાય છે.

૩ ભાષા બહુ જૂની નથી, તેમ અર્વાચીન પણ નથી. ભાષા સાદી અને સુરસ છે; તેની વાર્તિકની પદ્ધતિ વસ્તુને વિશેષ સ્પષ્ટતાથી સમજાવનારી છે. મૂળ પાંચમા પ્રભાવની હિન્દી ૭૨ મી તુકથી અધૂરું છે, ત્યારે ભાષાંતર ૭૩ મી કડીથી અધુરું છે.

૪ પ્રસ્તુત પ્રતિ અર્વાચીન છે, લિપિ જો કે બાળબોધ છે પણ ઘણાખરા અક્ષરોના મરોડ ગુજરાતી લિપિના છે. પ્રસ્તુત પ્રતિ કોઈ-પ્રાચીન પ્રતિ ઉપરથી ઉતારેલી લાગે છે. કારણ કે કેટલેક સ્થળે લહીઆએ પડેલા અક્ષરો......ચિહ્નોથી સૂચવેલા છે.

૫ આ ગ્રંથ ભાષાંતરનો હોઇને ઉપયોગી છે. હિન્દી ગ્રંથ મૂલ, તેમ જ ગુજરાતીમાં નવીન ભાષાંતર સાથે છપાયો છે.

---

## અં. ૨૩ ક. ક્ષત્રિયની ઉત્પત્તિ-ગુ. એ. કા. કવિ ગદ- (ર. સં.) પૃ. ૧

**આરંભ**—અથ ક્ષત્રિઉંની ઉત્પતિ લખ્યતે ॥

પેહેલા ક્ષત્રી પંચ ॥ અંગ ગ્રહે આચારે જાણીએ ॥
નામે ક્રમે કુલ થઉ ॥ તેહેની સાખ બહુ વષાંણીએ ॥
પેહેલા ક્ષત્રી **પરમાર** ॥ સાખ **પાંત્રીસે** જાણું ॥
બીજા થયા **રાઠોડ** ॥ ગાં(ઝાં)ને ધાં(ધ્યા)ને સાખ **તેર** વષાણું॥
ત્રીહો નામ **જાદવ** ॥ **વીસે** કુલે ક્રષ્ણે તારા ॥
ચોથું નામ **ચૂહુવાણ** ॥ સાખ **ચોવીસે** પધારા ॥
પાંચમૂ નામ **સોલંકી** તણુ ॥ **સાતે** સાષે સૂઝીએ ॥
નવાણું સાખ સતજુગ તણી ॥ બીજા અડીયલ બૂઝીએ ॥

---

અથ પાંત્રીશ સાખ પરમારાંનિ લખ્યતે ॥

જકો વંસ ને જાલ ॥ પગી પેર રેહેવાર ને ષટાંણા ॥
ગાલમા ગોહલ મોહલ સેંજવા ॥ પીસ લીલા ને પલ[illegible]
ઉંમર જટં ને ચાવડા વણુહર ને વણુહોલા ॥
ષરું પરા પેડીયા ॥ વસંતાત-ધૂને-ટોલા ॥

રાજસીયા ને મંડૂરા ॥ ખોડાણા મકુવણા ॥
પીપર ઢાંપર ને પેર પેરા ॥ થયા તથડીયા ને મકરાણા ॥
હેબોલા હડી ઉલા કોરંગ ॥ રાવલ રાય ડુંગરપર ધણી ॥
કવી ગદ કેહે સૂણો ઠકરો ॥ પાંત્રીસ સાપ પરમારાંતણી ॥

---

અથ તેર સાપ રાઠોડાંની લખ્યતે ॥
મેરવ સાંઠી ને મેઠીયા ॥ સૂર સૂરમા અતલીક બલ ॥
પલેસ નર રાહોડ ॥ ધૂંમેલીયા વાદેલ વલ ॥
વલપાવલ ધઠીયા વાઘેલવલ ॥ વાવંસવલ રાણુવલ ॥
કવી ગદ કહે સૂણો ઠકરો ॥ તેર સાપ રાઠોડમાં ઝલ ॥ ૨ ॥

---

અથ વીસ સાપ જાદવની લખ્યતે ॥
અલક ને ભાધ્યણી ॥ અલસી ખોલૂવા ॥
હલદલ ને દાંના ॥ જલ ને જેટૂવા ॥
ડાંડેચા ને માંડેચા ॥ જાડેચા ને ધૂમડ ॥
સીઉરા ને સંપેલા ॥ પઢારીયા ને પાચડ ॥
માલા ને મણુકા ॥ બાબર વાધા જરકસીયા ॥
કવી ગત(દ) કહે સુણો ઠકરો ॥ વીસ સાપે જાદવ વસીયા ॥ ૩ ॥

---

અથ ચોવીસ સા(પ) ચૂહૂવાંણુની લખ્યતે ॥
ગોલ ગસેચા ને ડોડીયા ॥ પીચી રાહોડ ॥
ઉડેચા ને દાંણુમા ॥ કોહારી ને ચાહોડ ॥
ટાક છડવી સીરવી ॥ વીહોલ ને સધયણા ॥
પેવા કુંભાલ ને દેવડા ॥ તુવર ને વધયણા ॥
ભંડારી ને સીસોદીયા ॥ ચંડોલ ચતુરાઈ રાયતા ધણી ॥
કવી ગદ કહે સૂણો ઠકરો ॥ ચોવીસ સાપ ચૂહવાંણુ તણી ॥

**વિષયાદિ**–૧. ઉપલાં ચાર કવિતોમાં ક્ષત્રિયની મૂળ પાંચ જાત અને એમાંની પહેલી ચાર જાતની શાખાઓનાં નામ ગણાવેલાં છે.

૨. ઐતિહાસિક દૃષ્ટિએ આ કવિતો ઉપયોગી છે.

**વિશેષ**–પ્રતિ સુંદર મોટા અક્ષરે બાળબોધ લિપિએ લખેલી છે. થોડાક અક્ષરોના મરોડ જૈન શૈલીના છે. લહીઆએ શોભા ખાતર પાનાની ચાર બાજુએ લાલ લીટીએ હાંસીયા આંકી વચ્ચે પીળો રંગ પૂરેલો છે અને વચ્ચે પણ બબ્બે લાલ પાણો વચ્ચે પીળો રંગ પૂરેલો છે. અંક અને મથાળું પણ લાલ શાહીનું છે.

---

## અં. ૨૩ ખ–સોલંકીની સાત સાપ–ગુ. ઐ. કા.–ગૌતમ.–પૃ. ૧

અથ સાત સાપ સોલંકીની લખ્યતે ॥
વીરપર વીર વસીવા ॥ ગાજણે ગાજણા ને વીહોલા ॥
મહીકઠિ મહીડા ॥ વાઘલ થલ વાઘરોલા ॥
ઝાઝા(લા?) ઝલે કરે ઝંકોલ ॥ કાલરી રાજતે રાતે કરા ॥
ભાદરવાસુત ગૌતમ ભણે ॥ સાત સાપે સોલંકી નરા ॥

વિષયાદિ–આમાં સોલંકીઓની માત્ર સાત શાખાઓનાં નામ તેમનાં રહેવાનાં મથક સાથે આપેલાં છે.

વિશેષ–પ્રતિ માટે જુઓ. અં ૨૩ ક.

---

## અં. ૨૩ ગ છત્રીસ ગઢ–ગુ. ઐ. કા. કવિ ગઢ–પૃ. ૧–૨.

આરંભ–અથ છત્રીશ ગઢ લખ્યતે ॥
આદ્ય ૐકાર ॥ ૐકારથી ઉતપત
ચંહૂ દેસે ચ્યાર ॥ પ્રથમ આદ્ય પરમાર ॥
પ્રથવી તો પરમારાં તણી ॥ ધરા ઉજ્જ્વલ (ઉજ્જન?) ને ધાર ॥
ધઢ આબૂ બેસણૂ ॥ અર્બત ધઢ એકાંણુ ॥
સૌનધઢ ઉતપત ॥ નાગોર ધઢ ચૂહૂવાણુ ॥
આસધઢ ધેહેલોતર ॥ બ્રહ્માધઢ બાહોરોડ ॥
ખોડગઢ ખોડાણા ॥ આસધઢ ટાક ॥
કરસનગઢ ડોડીયા ॥ જેતલગઢ ડોડા ॥
સુદેધઢ પઢારીયા ॥ બાકરોલ ધઢ મહીડા ॥
રોહડી ધઢ કચ્છવા ॥ વાડીધઢ પડચડ ॥
પોડાંણુ ધઢ ગોહલ ॥ પાટડી ધઢ ઝાલા ॥
પાટણુ ધઢ ચાવડા ॥ પાટધઢ સીસોદીયા ॥
ભ(ભુ)જધઢ જાડેચા ॥ રાંણુધટ સંધલ ॥
સેસેધઢ કાબા ॥ રાડધઢ મોદી ॥
માંડવ ધઢ લકુમ ॥ દલીગઢ તુઉ(વ)ર ।
જેસલધઢ ભાટી ॥ પાપરગઢ કાઠી ॥
ધૂમલી ધઢ જેઠૂવા ॥ વેજલપર વેજા ॥
તારંગ ધઢ રેહેવોર ॥ કપડવજ ડાભી ॥
મધૂ(થુ)રાંમં જાદવ ॥ ભાલધઢ સોલંકી ॥
કામધજ રાઠોડ ॥ બૂદિધઢ હાડા ॥

ડભાંણુ ઘટ વાઘરેલા ॥ અગ્રઘટ વાસૌદા ॥
વાયસઘટ મકુવાંણા ॥ ડુંગરપર રાવોલ ॥
ઘટ અજમેર રેડી સાવે વાઘેલા ॥ ધન ધન ક્ષત્રિયાં વારવલી ॥
કવી ગદ કહે ચુણો ઠકરો ઘટ છત્રીસે રાજકલી ॥

ઇતિ શ્રી છત્રીસ ગઢ સંપૂર્ણ ॥ શ્રી ॥

**વિષયાદિ**-આમાં, રાજપુતાના અને ગુજરાતના મુખ્ય મુખ્ય ગઢ અને તેના રાજકુલનાં નામ આપેલાં છે. તેમ એ છત્રીસ ગઢનાં છત્રીસ રાજકુલનાં માત્ર નામ આપેલાં છે.

**વિશેષ**-પ્રતિ વિષે જુઓ અં. ૨૩ ક.

---

## અં. ૩૩ ઘ ભવાઇના સ્વાંગ-પૃ. ૧-૩ (અપૂર્ણ).

**આરંભ**-અથ સ્વાંગની વીગત લપી છેં ॥ શ્રી ॥

૧ પેહેલો ગણપતિનો સ્વાંગ આવેઃ॥ પછે કાલીનો સ્વાંગ આવેઃ ॥ પછે ભરડાનો સ્વાંગ આવેઃ ॥
૨ બીજો જુઠણુ મીયાંનો આવેઃ મીઆંની જોરૂ આવે
૩ ત્રીજો મીયાં બીબીનો સ્વાંગ આવે તેને સંગાથે સામલીઉ આવે
૪ ચોથો અડૂવાનો સ્વાંગ આવે તાર પછી તેનાં વાણીયણ આવે તાર પછી જંદાનો સ્વાંગ આવે તેને પછવાડે તેહના ચેલા આવે
૫ પાંચમો ઢેડાનો સ્વાંગ આવે તેની બે નારીઓ આવે
૬ છઠો જોગણીનો સ્વાંગ આવે તાર પછી જોગીને ચેલા આવે
૭ સાતમો વીપ્રનો વેસ આવે પછે જટનો વેસ આવે પછે જટડી આવે
૮ આઠમો પાતસાઈ પે(બે ?)ગ આવે પછે છેલ બટાઉ આવે રાણી મોહના આવે
૯ નવમો અડૂવો આવે પછેં વાણીવાણી આવે પછે સાહેબને મઢમ આવે પછે ચોર આવે
૧૦ દસમો મનીયારનો બીબી જલ્લાલ આવે બાંદી ગલાલા
૧૧ ઇગ્યારમો કસારાનો કસારી આવે પાંચ તથા ૭ મૂડા આવે
૧૨ બારમો રામ લખમણનો આવે સીતાનો આવે બે વીપ્ર આવે હનુમાંનનો આવે રાવણુ આવે
૧૩ તેરમો દરજીનો આવે દરજણુ આવે વાઘોજી આવે
૧૪ ચઉદમો વીપ્રનો જટનો આવે જટડીનો આવે
૧૫ પનરમો લાલ વાદી ફૂલવાદીનો આવે

૧૬ સોલમો વેશ પસડીઉં આવે છતથા સાત વોરા આવે પછે વોરી આવે મલાંજી આવે
૧૭ સતરમો વીકો સીસોદીયાનો માંગણુ મોતીઉ આવે જડપસી આવે ગૂ(ગો)લીઉં આવે રતનાવળ આવે
૧૮ અઢારમો સૂરો રાઠોડ આવે
૧૯ ઉગણીસમો ઢેડનો આવે ઢેડડી આવે મૂગલનો આવે મૂગલાંણીઉં બે આવે
૨૦ વીસમો ગાંગડીઉં દાંણી આવે પાંચ તથા સાત વણઝાર આવે વણઝારી આવે
૨૧ એકવીસમો મેધમનો આવે પદમણી આવે ડોડીઆ દશ થઇને આવે
૨૨ બાવીશમો વામનનો આવે
૨૩ તેવીસમો ચત્રુભૂજનો આવે
૨૪ ચોવીસમો અર્ધાંગનાનો અ(આ)વે
૨૫ પચીસમો કાડીનો આવે કડીયાની આવે
૨૬ છવીસમો ગોલાનો આવે
૨૭ સતાવીસમો ધાંયજાનો આવે ધાંયજી આવે
૨૮ અઠાવીસમો વાઘરીનો આવે વાઘરણ આવે
૨૯ ઉગણત્રીસમો બે કાછીયા આવે ફુદાલી આવે
૩૦ ત્રીસમો ભાંડનો આવે
૩૧ એકત્રીસમો માહાદેવનો
૩૨ બત્રીસમો કેરબાનો
૩૩ તેત્રીસમો જોગીના ચેલા આવે જોગણી આવે
૩૪ ચોત્રીસમો પાવઇનો આવે પ(ક ?)માલીઉં આવે
૩૫ પાંત્રીસમો ગાંગલો મોચીનો માંના મોચણનો આવે રૂપોજી ઠાકોર આવે
૩૬ છત્રીસમો રામદેવનો આવે રંગલો સલૂણનો આવે

**વિષયાદિ**–ભવાઇના છત્રીસ વેષ અને તેમાં કઈ કઈ વ્યક્તિઓ આવે તેનું માત્ર નામસૂચન આમાં કરેલું છે. આ વિષય પ્રતિમાં અધૂરો છે.

**વિશેષ**–પ્રતિ વિષે જુઓ અં. ૨૩ ક

---

## અં. ૨૪-કલિયુગનો ગરબો-ગુ. કા.-(ર. સં. ૧૭૯૦)-પૃ. ૧-૭.

આરંભ-શ્રી ગણેશાય નમઃ અથ કલયુગનો ગરબો લખ્યો છે
સરસ્વતી શાં(સ્વા)મીને વેનવું હો બોચરી ગણપત લાગું પાય
દિન જાણી દયા કરો હો બોહુચરિ વાંણિ આપો મુજ માય
પરમેસ્વરીને પાએ પડુ હો બહુચરિ કહું કુ(ક)લીનાં કર્મ
અકલ નથિ કાંઈ એવડી હો બહુચરી શકતી રાખજ્યો સ(શ)ર્મ ॥

મધ્ય-સંવત સત્તર સત્યાશીએ હો બહુચરિ સર્વે સૃષ્ટિ તજાવી સમત
અકળાવ્યાં અઠ્યાશિયે હો બહુચરિ વિધવિધ પાડી વિપત

× × × × ×

અન્ત-નેવાસ્થકી નારાએણી હો બહુચરિ ઘરોઘેર નવનીધ
દેવી સદા સુખ દીજીએ એ બહુચરિ પરમેસ્વરી પરસીધ
ગરબો સુણે કુ(ક)લી કાલનો હો બહુચરિ જ્યાશક્ત દે દાંન
પ્રતો (પરચો) બોચર બાલનો હો બહુચરી પાંમે ધન સુલતાંન
વરણી અધિકારી વેદમાં હો બહુચરિ ભગવતી બ્રાંહ્મણ એહ
ઊચરૂં અધીક ઉમેદસુ હો બહુચરિ ત્રીપુરે તજીયે નહી ટેક
તમે છો ત્રણ્ય ભોવનપતી હો બહુચરિ સુરપત્ય ને સલમાં(તાં)ન
વલ્લભ ગુલામની વીનતિ હો બહુચરિ આઇજી સુણજો કાંન
વલ્લભ સેવક તાહારો હો બહુચરિ સૈલી દયાનેં આંણ
ઢોર માણસે વેપારિએ હો બહુચરિ આઇજી કરોને કલ્યાંણ
વલ્લભ ધોલાભાઇની હો બહુચરિ ઉ(અ)મર રાખજો જોડ.

ઇતિ સંમપૂર્ણઃ

**વિષયાદિ**-આ ગરબામાં કલિયુગમાં થતા અધર્મ અને અનાચાર જોરદાર વાણીમાં કવિએ વર્ણવેલ છે અને તે ટાળવા દેવીને વિનતિ કરેલી છે. આમાં સંવત્ ૧૭૮૭ અને ૧૭૮૮ માં પડેલા આકરા દુકાળનું હૃદયભેદક વર્ણન છે.

**વિશેષ**-૧ આ ગરબો બૃહત્‌કાવ્યદોહન ભાગ ૧ લામાં (પાને ૬૬૩-૬૬૭ તથા હવે બાલાજી ભગવાનજીના 'અંબિકેન્દુ શેખર કાવ્ય'માં છપાયલો છે.

૨ છપાયલી પ્રતોમાં અને આમાં કેટલોક પાઠફેર છે. દાખલા તરીકે પ્રસ્તુત પ્રતિની કડી ૧લી અને છેલ્લી કડી છાપેલી પ્રતિઓમાં નથી. છેલ્લી લીટીથી જણાય છે કે વલ્લભ અને ધોળો એ બે ભાઈ હતા.

૩ પ્રતિ મોટા અક્ષરે બાળબોધ લિપિએ લખેલી છે.

---

## અં. ૨૫ હમીરપ્રબંધ-ગુ. ઐ. કા.-ર. મૂલણદાસ-(ર. સં. )

પૃ. ૧-૨૬

આરંભ-શ્રી ગણેશાય નમઃ ॥ અથ હમિર પ્રબંધ લિખ્યતે ।

દોહા ॥ શ્રી ગણપતિ પ્રણમું સદા સરસતી સમરૂં સાર ।
રણથંભર હમીર દે ॥ સતધારી સંસાર ॥ ૧ ॥
ડાયો દાન દે આગલો ॥ ચાવો વંસ ચહુવાણ ॥
ભીમ જસો ભડ પ્રાક્રમી ॥ તેનાં વિવિધ કરૂં વખાણ ॥ ૨ ॥
વલી પ્રબલ પતસાહ બલ ॥ રણથંભર હમીર
કુણ કારણ ભડજુધ કરણ ॥ ધજવડ સુણજો ધીર ॥ ૩ ॥
મામું સારહ હમીર દેસ ॥ સેલાર અટક તણેજ ॥
નરસો રેતા દીલી સહર ॥ પાતસાહરાં ભાણેજ ॥ ૪ ॥
સોહ હમીર શરણે રખ્યો ॥ ખટિવટ ઉડી ખાગ
રાંણ ચહુવાંણ હમીર દે ॥ પતસાહ પડિયો પાગ ॥ ૫ ॥
કોણ દેસ દીલી કહણ ॥ પૂરવદેસપર ઠામ
અલાવદીન પતસા તીહાં ॥ સાહ સલતાન સલામ ૬ ॥

અન્ત-(છપ્પય) સંવત બાર છનુવો ॥ માસ શ્રાવણરી પાંચમ ॥
ભોમવાર સેલાર ॥ ભડ ચડિયો તરંગમ ॥
કડે તીર કમાન ॥ મીરમ વડ ધાયે નાખે ॥
ચૌવાંણ રાંણ ચકવે ॥ સોપ ચસો સર ગદ સાખે ॥
રણમાલ મલો દલ પરગટ ॥ સકવ મોલ એ સર ચઢો
પુરવ જોધ જાજો પડો ॥ પડો રાવગઢ પાલટો ॥ ૯૩ ॥
હમિર રાંણ ચહુવાંણ ॥ છત્રપતીસ છત્રીસવ ॥
સંચરિયો વૈકુંઠ ॥ જગ્ય જમહર રચો જેસવ ॥
ખત્રવટ ખાગ ચુવાણ ॥ રાંણસો પ્રાક્રમી રાજા
ચવાંણ રાંણ ભડતિલક ॥ સત્તવત બાધી સાજા ॥
સલતાન સાથ સેના સજી ॥ ગઢ પર ભડ સંચરે ॥
ધટ ઘેરિ પકરો હમીરકું ॥ અલાવદીન એમ ઓચરે ॥ ૯૪ ॥
જળ(બ ?)રણથંભર જાય ॥ નેણ તબ પતસા અંધો ॥
પડો કોસ એક દુર ॥ તહાં એક સપનો લધો ॥
રહીસા તો થાશે મરણ ॥ વેણ કે સગતી (શક્તિ) સારો ॥
જા પાછો પતસાહ નહીં રણથંભર તારો ॥

વયણુ સુણી પાછો વલો ॥ ગઢ થકી થાકે દલિ ગયે ॥
અલાવદીન પતસા ભડા ॥ ભૂપ મૂખ ઝાંખે ભયે ॥ ૯૫ ॥
દોહા ॥ સાહમુખ ઝાંખે ભયે ॥ ગઢ લયે નહિ જાય ॥
સુવાણુ રાણુચે જુગ રયો ॥ નવખંડ નામ ચલાય ॥ ૯૬ ॥
વેણુ એમ સગતી વદે ॥ મુખ થકી કે માય ॥
સાખિ દે રણુથંભ પર ॥ એમ આગમ ખંભાય ॥ ૯૭ ॥
સંવત્ બાર છતું સરસ ॥ સાચે સાવણુ માસ
રણુથંભર જમહર રચે ॥ પતસા પાયે તાલ ॥ ૯૮ ॥
હમિર વાસ વૈકુંઠ કિયે ॥ કે મૂલણુ કરજોડ
અચલ નામ અમર રયે ॥ બોલે જે રણુછોડ ॥ ૯૯ ॥

ઇતિશ્રી મૂલણુદાસકૃત દેસ ભાષાનિબંધ હમિરપ્રબંધ ગ્રન્થ અલાવદીન હમિર સંગ્રામ વર્ણન સમાપ્ત. શ્રીરસ્તુ ॥

**વિષયાદિ–૧.** આ પ્રબંધમાં, દિલ્હીના ખીલજી વંશના બાદશાહ અલાવદીન ખુનીએ રણથંભોરને કિલ્લો ચહુવાણુ વંશી હમીર પાસેથી જિતવા અને તેની પુત્રી પદ્મિનીને પોતાની બેગમ બનાવવા ચાર વાર ફરી ફરીને રણસંગ્રામ કરેલો તેનું વર્ણન વીરરસભર્યું વર્ણવ્યું છે. હકીગત એમ બની કે અલાવદીનનો મુંસાહેબ નામનો સેનાપતિ તેની ઇતરાજીથી નાસી હમીરને શરણે આવ્યો અને હમીરે તેને શરણું આપ્યું. અલાવદીને ભાટ સાથે હમીરને એ મુંસાહેબ, રાજપુત્રી અને ધન મોકલાવી નમ્યું આપવા કહાવ્યું. પણ હમીર ડગ્યો નહીં અને સંગ્રામ આદર્યો. પૃથ્વીરાજે જેમ શાહબુદીનને હરાવી નસાડયો હતો તેમ હમીરે ત્રણ ત્રણ વાર અલાવદીનને હરાવ્યો, પકડ્યો અને છોડ્યો. આખરે ચોથી વાર સંવત્ ૧૨૯૬ માં રણસંગ્રામ ચાલતાં હમીર તેમાં પકડાયો અને તેના રણવાસની રાણીઓ આદિ 'જમહર' (ઝમોર) રચી તેમાં બળી મુઆં.

૨. ભાષા રસવતી છે, તેમ ઝડઝમક આદિ ધમક સારી છે; ભાષા જૂની છે, કેટલાક વ્યાકરણના જૂના પ્રયોગો હજી આમાં જળવાઈ રહ્યા છે. વચ્ચે વચ્ચે હિન્દી અને ભાટ ચારણી ભાષાના દુહા, છપ્પય, છંદ અને કવિતથી પદબંધ બાંધેલો છે. આમાં ગાહા, મોતીદામ, ભુજંગી આદિ છંદો છે.

૩. કડી કુલ ૨૯૯ છે. પ્રબંધના કોઈ ભાગ પાડેલા નથી.

**વિશેષ–૧.** આ પ્રબંધ છપાયો નથી; ઐતિહાસિક કાવ્ય તેમ જ જૂની ભાષાના સંસ્કારવાળો હોઇને તે ઉપયોગી છે.

૨. પ્રતિ જો કે પ્રાચીન નથી, તેમ છેક અર્વાચીન નથી, પણ તે બીજી પ્રાચીન પ્રતિ ઉપરથી ઉતારેલી હોવાનું સમજાય છે. પાછલા ભાગમાં કેટલેક સ્થળે ખાલી અક્ષરો ......આવાં ચિન્હોથી સૂચવાયલા છે.

૩. પ્રતિમાં લિપિકૃત સંવત્ કે રચનસંવત્ આપેલા નથી. તેમ તેના રચનાર કવિ મૂલણુદાસ વિષે પણ કોઈ હકીગત જણાયામાં નથી. તે પ્રસ્તુત ગ્રન્થને 'દેશભાષા નિબંધ હમીર, પ્રબંધ' એ નામ આપે છે. આ પ્રબંધમાં ગુજરાત વિષે બે સ્થલે આભિમાનિક વચનો છે.

૪. પ્રતિ આડાં પાનાં ઉપર બાલબોધ લિપિએ લખેલી છે, જો કે કેટલાક અક્ષરોના મરોડ માથાબાંધી ગુજરાતી લિપિના છે. દરેક પૃષ્ઠે અગીઆર લીટીઓ છે. વચ્ચે શોભા સારૂ લહીઆએ છંદ, દુહા, આદિ તેમજ વિષયનિર્દેશ લાલ શાહીએ લખેલા છે. બીજા પાના ઉપર ૭ મી લીટી પછી એક કોઠો કાઢી તેમાં દિલ્હીની જ્ઞાતિવાર વસ્તીની સંખ્યા નોંધેલી છે.

---

## અં. ૨૬–રૂપસેન રાજાનો રાસ–ગુ. કા.–દેવવિજયજી (ર. સં. ૧૭૭૮) પૃ. ૧–૪૩

આરંભ–શ્રી ગણેશાય નમઃ

દોહા ॥ વિશ્વવિધાતા વિરજિ ॥ વર્ધમાંન વૃદ્ધિ નાંમ ॥
ભાવ ભગતિ ધરિ કરૂં ॥ તસુ પદયુગ પરિણામ ॥ ૧ ॥
વંદુ ગૌતમ વીરના ॥ લબ્ધિવંત ગણધાર ॥
જે અનુદિન શ્રીસંઘને ॥ દાયક શ્રી સુખકાર ॥ ૨ ॥
પય પ્રણમું પરમેશ્વરિ ॥ સરસ્વતિ સરસ વચંન ॥
આદિ શક્તિ મુજ આપજો ॥ થજો માત પ્રસંન ॥ ૩ ॥
ધર્મમુલ તે ગ્યાન છે ॥ ગ્યાને સુદ્ધ સમ્યકત ॥
ચરિત્ર તપ તેહથી લહે ॥ જો દેવઈ ગુરૂ વ્યકિત ॥ ૪ ॥
જિણુથિ પ્રભુતા પામિયે ॥ જનમાં નઈ કરિ દેવ ॥
નિત નમિયેં પદ તેહનાં ॥ કરિયેં સુગુરૂનિ સેવ ॥ ૫ ॥
ગુરૂ સરસ્વતિ જિન ગણધરૂં ॥ પય કજ પ્રણુવી ચ્યાર ॥
ભવિ હવઈ ભણસ્યું તે સુણો ॥ ધર્મતણો અધિકાર ॥ ૬ ॥
ચાર ભેદ તે ધર્મના ॥ દાન, સીયલ, તપ, ભાવ ॥
પુંન્ય વસિં મણુભાવ લહ્યો ॥ તો ઓલખયો દાવ ॥ ૭ ॥
વિ(વી)રે દાંન વખાણિયો ॥ ધર્મધૂરિ સિરદાર ॥
જિન પિણુ સંયમ અવસિરે ॥ સાચવે દાનાં ચાર ॥ ૮ ॥
અમરા અધિન હોઈ દાંનથી ॥ વયરી સવિ વસિ થાય ॥
પરજન બંધવ પરિ હોવૈ ॥ જો કદિ દાંન દેવાય ॥ ૯ ॥
રૂપસેન કુંવર તણિ ॥ દાંન કથા સહુ કોચીં ॥
ભાવ અધિક ભવિજન સુણો ॥ જિમ રૂચિ દાનથિ હોય ॥ ૧૦ ॥
કડવાં ॥ ૧ ॥

મધ્ય દૂહા ॥ તિણુ હી જ રજની કુંમરજી પાવડી બલ આકાશ
ખગપરિં ઉડીનેં ગયો કનકાવતીને પાસ ॥ ૧ ॥

નખચ(શિ)ખ નિરખી નાયકા। જેહની ધરતો ચાહ।
ગાંધરવઈ વહીવા કીઉ। થયો બેહુ હર્ષ ઉછાહ ॥ ૨ ॥
કેત પરિખ્યા કારણું કુંમરી મધૂરી વાંણિ ॥
ગાહા ગુઢા દૂહડા પૂછે પંડિત જાણિ ॥ ૩ ॥
નયણુ સૌલ છીહ્વા પનર અર્ધમૂપયૂત્ત છે એ છવ ॥
કુંમરી ભણુઈ પીઉ તે કવણુ પ્રણુમું દેવ સદૈવ ॥ ૪ ॥
તે દેવ શ્રી પાર્શ્વનાથ ઇતિ કુંમરે પ્રત્યુત્તર સમર્પિતઃ ॥
અથ કુંમરી પ્રતિ કુંમર પ્રાહઃ
ઉપન્ન વિમાણુ નાંણિ લોયા લોય પયાસ
દખો વિજં કેવલી ન પાસઇ તં દીઠં અજ્જ રયણીએ ॥ ૫ ॥
કુંમરી કહે તે સ્વપ્ન જાણુઈ
ફરી કુંમરી પ્રાહ
એક પુરૂષ પગ વિણુ ઉજામ ત્રિયાતણે તે દાસ કહાય
એ હરીયાલી લધૂને પ્યારી ચતુર પીઉ તો કહો વિચારી ॥ ૬ ॥
કુંમરે કહેં તેં ગેડી દડૂસો
હવઈ ફરી કુંમર કુમરી પ્રતિ પ્રાહ
એક અચેતન પુરૂપ નાંમ દોઈ અક્ષર કહીઇ
કાયા તો સુ એક, શીશ કેઈ કોટ જ લહીય
પગ ધાલ્યા પાયા લગી પ્રૌઢ જઈ ગયણું અડીયો
પરોપકારાં કાજિ સ્વર્ગ સાથઈ જઈ લઢીઉ
હારે નહીં તિહાં સિરધણી વદન જિહાં વિકસૈં નહી
નાહ પ્રતિ ભણુઇ સુગણુ પીઉ સમઝણુ હોઇ તો અર્થ કહું ॥ ૭ ॥
કુંમરી કહે તે સહર કોટ જાણુવો ॥

ઇતિ સંપૂર્ણ ઢાલ ૨૦ મી.

અન્ત–ઢાલ ૩૭ મી રાગ ધન્યાસી ॥
કહોને હરી આવે વેગે કે નાંહિ મોહન મથુરાં માંહે એ દેશી ॥
લાછિ લહેસ્યો દાંનથી રે દેતાં દિલ ઉલ્લસંત
રૂપકુંમર પરે ઉમંગ ધરીનેં ઉલખી મુંનીસ મહંત ॥ ૧ ॥
દિઉ રે ભવિ દ્યોનેં દાંન સુપાત્ર જિમ નિરમલ કરો ગાત્ર
દ્યોને ભવિ દ્યોનઈ દાંન સૂપાત્ર ॥ આંકણી
કયવન્નોધન સાર્થપતિ રે દાંની શાલિકુંમાર
તે સૂપ લાભ્યા જે પડિલાભ્યા ચિત ચોખેં અણુગાર ॥ ૨ દ્યો૦ ॥

મૂલ દેવાદિક એહવા રે બોલે સાસ્ત્ર પસીદ્ધ
હૂયા અનેક ઇમ સહુકોએ જાણે દાંન દોલતિ લીદ્ધ ॥ ૩ ઘો૦ ॥
વશિ વિંતર હો વેલી રે કરમ પ્રશંશ સુરેસ
અરિજન પરજન સેવઇ પયકજ થઇ કરી દાસ હમેસ ॥ ૪ ઘો૦ ॥
આપીય અપર અપાવીય રે શકિતતણૈં અનુસાર
તે કરણી અનૂમોદન કીજૈં કૃપણુ ન થીઈ લગાર ॥ ૫ ઘો૦ ॥

× × × × ×

ચોપઇ ॥ જીર્ણ તે જોઇને રે સુણુયો સકલ કવિસ ॥
દાંનચરિત્ર રસાલ રચંતા પહોતી સકલ જગીસ ॥ ૯ ઘો૦ ॥
સાંભલસ્યૈં ભણુસ્યૈં જિ કોયે એકમનાં થઈ એહ ॥
તે નર નારિ સંપદ મિલસ્યૈં નિરમલ કરસ્યૈં દેહ ॥ ૧૦ ઘો૦ ॥
શ્રી વિજયક્ષેમ સુરી સરૂપે રૂડું જેહનું રાજ ॥
સોહૈં સોહમ જિમ ગુરૂ સાચા આરે પંચમે આજ ॥ ૧૧ ઘો૦ ॥
શ્રીવિજય હીર સુરિસના રૈ શ્રી કાચાંણુ વિજય ઉવઝ્ઝાય ॥
તસ્યાનુક્રમૈં વાચક દોય્યે વારૂ શ્રી ધનકુંયર કહાય ॥ ૧૨ ઘો૦ ॥
પ્રગટ સેવક તસુ પાયના રે શ્રી દીપવિજય ગુરૂરાય
રાસ તાસ કૃપા થકી ગાયો દેવવિજયૈં જયદાય ॥ ૧૩ ઘો૦ ॥
સંવત સતર અઠોતરે રે શૂદિ સાતમિ મહા માસ ॥
કડી નગર ક(ર)વિવારે સંપૂરણુ કીદ્ધ સંબંધ ઉલ્લાસ ॥ ૧૪ ઘો૦ ॥
સાડત્રીસે ઢાલે હવો રે રાસ એ રસીક પ્રમાંણુ ॥
નિત્ય સાંભલતાં ભણુતાં હોયે ઘરિ ઘરિ કોડિ કલ્યાણુ ॥ ૧૫ ઘો૦ ॥

ઇતિશ્રી દાંનાધિકારે રુપશેન રાસ સંપૂર્ણમ્ ગાથા દૂહા સર્વ મલીનેં ૭૨૫ છે ગ્રન્થાગ્રન્થ શ્લોકસંખ્યા ૧૩૨૫ લેપક પાઠકયો શુભં ભવતુઃ કલ્યાણુમસ્તુઃ

**વિષયાદિ-૧.** આ રાસામાં દાનનું માહાત્મ્ય નીચેની કથા દ્વારા વર્ણવેલું છે: મગધ પ્રદેશના રાજગૃહ નગરનો અપુત્રવાન યાદવવંશી રાજા વર્ષાઋતુમાં બે કાંઠે વહેતી નદીમાં નાવ મૂકાવી આનંદ લેતો હતો, તેવામાં એક પુરૂષને તેણે ડૂબકાં ખાતો જોયો, એટલે પોતે નદીમાં પડી તેને કાઢચો અને કીનારે આણ્યો. કીનારે આવતાં તે હાથી થઇ ગયો અને રાજા તે ઉપર બેઠો કે તેને લઇને આકાશમાર્ગે ઉડી સહસા વનમાં લઇ ગયો. ત્યાં એક સિદ્ધ પુરૂષે તેને પૂર્વ જન્મની કથા કહી અને પુત્રનું વરદાન દઇ રાજગૃહે પાછો વળાવ્યો. તેને પછી રૂપસેન અને રૂપરાજ નામના બે પુત્ર થયા. રાજાએ મોટા રૂપસેનને કુંવારો રાખી નાના રૂપરાજને ધારાનગરની રાજકુંવરી સાથે પરણાવ્યો. આથી મોટો રૂપસેન રીસાયો અને વનમાં સીધાવ્યો. ત્યાંથી દાનના પ્રતાપથી એક વિમ

દ્વારા કનકાવતી નગરીની ભાળ મેળવી ત્યાં જવા સીધાવ્યો; માર્ગમાં એક યતિથી પવન પાવડી વગેરે પ્રાપ્ત કર્યાં; એ વસ્તુઓના પ્રભાવથી તે કનકાવતીની રાજકુંવરી સાથે ગાંધર્વ વિવાહથી સંલગ્ન થઇ શક્યો અને તેના રાજાએ કેટલીક વિટંબણાઓ પછી તેને પોતાની રાજકુંવરી પરણાવી અને રૂપસેન પાછો રાજગઢ આવ્યો. ત્યાંય પણ તેણે કેટલાક ચમત્કાર પૂર્વ જન્મના સંસ્કારે અનુભવ્યા.

૨. ભાષા રસવતી અને ધમકદાર છે; તેમ મધ્યકાલીન ગુજરાતી ભાષાના નમુના રૂપ છે; કારણ લેખક જૈન છે, છતાં તેમાં પ્રાચીન પ્રાકૃત ભાષાનો ઉપયોગ કર્યો નથી. કલ્પના, અલંકારાદિની યોજના પણ સારી થયલી જણાય છે. દેશીઓ આદિ પણ સુગેય છે.

૩. આ રાસ અદ્ભુત રસથી ભરેલો છે; કરુણ આદિ રસ ગૌણ છે. દૂહા, ચોપાઈ, ગાથા, અને દેશીઓ મળી કુલ કડી ૭૨૫ છે. કુલ ઢાલ ૩૭ છે. શ્રીકૃષ્ણને ઉદ્દેશીને રચાયલી કેટલીક ગરબીઓની ઢાલનો ઉપયોગ લેખકે આ રાસામાં કરેલો છે.

વિશેષ-૧. આ રાસ છપાયો નથી. તે સંવત્ ૧૭૭૮ માં રચાયો છે.

૨. પ્રતિ છૂટાં પાના ઉપર બે બાજુએ લાલ શાહીથી હાંસીયા આંકી વચ્ચે બાળબોધ લિપિએ લખેલી છે; દરેક પૃષ્ઠે લીટી ૧૧ છે. પાનાના અંક ક્રમસર નથી. પહેલાં ૧૫ પાનાની ક્રમસંખ્યા પછી ૨૮ પાનાની ક્રમસંખ્યા ૧ થી આરંભી જુદી ટાંકેલી છે.

---

## અં. ૨૭ ઢોલામારૂ-ગુ. કા.-૨. (૨-સં. ૧૬૫૭)-પૃ. ૧-૨૦.

આરંભ-શ્રીમદ્ગુરુભ્યો નમઃ અથ શ્રી ઢોલામારૂનો ગ્રન્થ લિખ્યતે ॥

દોહા ॥ કે સુ(શૂ)રા કે પંડિતા ॥ કે ગરૂઆ ગંભીર ॥
નારૈં કેઇ ન ચા(છાં)ડિયા ॥ જે જે બાવન વીર ॥ ૧ ॥
પટરાંણી પીંગલ તણિ ॥ અપછરાઈ અણુહાર ॥
આએ ઉમા દેવડી ॥ સુંદર ઘણુ સંસાર ॥ ૨ ॥

સોરઠો ॥ માથૂં ધોએ મેટ ॥ ઉભી સૂરજ સાંમોઇ ॥
તાયે ઉપની પેટ ॥ મોહણવેલી મારૂઅલ ॥ ૩ ॥

દોહા ॥ જનમ હુવો પુત્રી તણો ॥ ઓછવ હુવા અપાર ॥
અતિ સુંદર સ્વરૂપ અંગ ॥ પદમણિરો અવતાર ॥ ૪ ॥
ભૂપતિ ભાઉ ભાટનૈં ॥ કીધૂં કોડ પસાઉ ॥
ચાલ્યો ગઢ નરવર ભણી ॥ પ્રણમી પિંગલ રાઉ ॥ ૫ ॥
વરસ ડોઢ વોલ્યાં પછૈં ॥ તાંહે ઇંદ્ર નવઠ ॥
ખડ પાખેંઇ લોક ખંડ ॥ વરતણુ ગયા વસઠ ॥ ૬ ॥
મારૂ થાકા દેસમેં ॥ એક ન ભાંજે પીઠ ॥
કાદી થીએ અવસરણો ॥ કાં ફાકાં કે તીડ ॥ ૭ ॥
પીંગલ પરિયાણે પૂછિયા ॥ કીજે ત્રેવડ કોય ॥
કોય દેસૈં અટકલો ॥ જે થત્ર સિજે જાય ॥ ૮ ॥

ખડ જલ પાખેં ગોરૂઆં ॥ દેસેં થયો દુકાલ ॥
પોકર ખંડ પાંણી પ્રગલ ॥ શુણિ પિંગલ ભૂપાલ ॥ ૯ ॥
ઉઠી દો પુકરેં ગિયા ॥ પોતિ સબ મન આસ ॥
ભાઉ ભાટ સો આઇયા ॥ નરવરથી તિણુ પાસ ॥ ૧૦ ॥

મધ્ય—માલવણિ વાયક ॥

કે તાસોં મન કામનિ ॥ રખે મન સોઇ વટ ॥
ગેમર કાને ઝાલિયા ॥ વલિઆ ઉ(હ)રિણવટ ॥ ૧૯૧ ॥

ઢોલા વાયક ॥ બજરિઆંલિ લાણિયાં ॥ વચ વેલડિયાં ફુલ
માલવણિ મું સિખ દે ॥ મારૂ દેસ અણુલ ॥ ૧૯૨ ॥

માલવણી વાયક ॥

નદિયાં નાલાં નીઝરણુ ॥ પાણિ ચડિયાં પુર ॥
કરહો કાદવ કમકમે ॥ પંથિ પોગલ દુર ॥ ૧૯૩ ॥
પાયોસ આયો પ્રિતમાં ॥ પગે વલગિ નાર ॥
માહરો કિયો જો કરો ॥ પાવસ પંથ નિવાર ॥ ૧૯૪ ॥
જણુ દિહે પાયોસ ઝરે ॥ સસનેહી સુપ હોયે ॥
તણુ દિ વેરિ વલહાં ॥ મંદર છોડે કોયે ॥ ૧૯૫ ॥
જણુ દિહે પાયોસ ઝરે ॥ બાપૈઆ કરલાયે ॥
તણુ દનકો દુપ વલહાં ॥ સો મેં સેઓ ન જાયે ॥ ૧૯૬ ॥
અત ઘણુ ઉનમ આવિયો ॥ ઝાઝી ઝડ વત વાયો ॥
બગ ભલા જે બાપડા ॥ ધરણુ ધરે નઈ પાયો ॥ ૧૯૭ ॥
ઢોલા ચાહો ઉતાલવા ॥ મલસો દહિ(ઈ ?)નકે લેખ ॥
પોગલ ચાયો જો પ્રોહણા ॥ તો દસ રાહો દેખ ॥ ૧૯૮ ॥
મંડે મોરા તંડવ કરે ॥ પણુયેં ઝીંગન માણે ॥
હું યેકલિ કેમ રહું ॥ મેહ પધારો માંએ ॥ ૧૯૯ ॥
બાપૈઆ પીઉ પીઉ કરે ॥ કોકલ સુરંગા સાપ ॥
પ્રીતણુ દન અલગા રહિ ॥ સેજાં કિયા સવાદ ॥ ૨૦૦ ॥

અન્ત-મારુ વવધ સંગર કર ॥ ગલ એકાવલ હાર ॥
રૂપ દેખ થરકિયો ॥ સરડા લે કરતાર ॥ ૪૨૯ ॥
સોયણુ સભ(?)રે એ નેયડાં ॥ તે ભરિ કેમ ચાર ॥
મલિ કંડ લગાએ કર ॥ દે ઢોલો ખિકાર ॥ ૪૩૦ ॥
સાસુ નણુદ સાહેલિયા ॥ મારુ સરસ મલત ॥

સેયણુ વંદન વલ કસે ॥ કામસ અરિ ટલત ॥ ૪૩૧ ॥
મારુ ને ઢોલો મલે ॥ ચડ દો રથે ચલ ॥
સખેલા વાં(બાં)ધવ સહુ ॥ નરવર તણુ ગોહલ ॥ ૪૩૨ ॥
સુર ગેયો ઘર આપણે ॥ પ્રેમલ કમલ બહક ॥
ઢોલણુ આ થડકિયો ॥ નરવર તણે ચહક ॥ ૪૩૩ ॥
સાંહિ વધાવે ચાચમલ ॥ ॥ મોતિ થાલ ભરેહ ॥
ઢોલણુ પરણે મારૂઈ ॥ આયા કસલ ધરેહ ॥ ૪૩૪ ॥
સજ્જનિ સાણુ વજ્નયેયા ॥ વરલાડિ ભાલેહ ॥
આસા સબહિ દાનિયા ॥ દુધે વુઠા મેહ ॥ ૪૩૫ ॥
પ્રિ ઢોલો ઘણુ મારુઈ ॥ નરવરહ દાનેસ ॥
એ ત્રણુ થોક સ એકટા ॥ તે તુઠા માહેસ ॥ ૪૪૬ ॥
પ્રિ ઢોલો ઘણુ મારૂઈ ॥ ઢોલા મારૂનિ વાત ॥
સંવત સોલ સતાવને ॥ વાત પુરિ પાત ॥ ૪૩૭ ॥

ઇતિ ઢોલામારૂનો ગ્રંથ સંપૂર્ણ ॥ લખિતંગ ત્રવાડિ દિનકરના જયસ્વામિ ના(રા)યણુ વાંચજો ॥

**વિષયાદિ-૧.** આ ચારણી રાસો છે. આ રાસા-વાર્તાનો વિષય સુપ્રસિદ્ધ છે. આ નામની પ્રસિદ્ધ વાર્તામાં અને પ્રસ્તુત વાર્તામાં ઘણો ફેર છે. આ રાસો પ્રાચીન છે; સંવત ૧૬૫૭ માં રચાયલો છે. ભાષા જૂની તેમ પ્રાચીનત્વના સંસ્કારવાળી છે.

૨. મુખ્યત્વે દૂહાથી પદબંધ બાંધેલો છે. કુલ કડી ૪૩૭ છે.

**વિશેષ-૧.** આ રાસો છપાયલો હોવાનું જાણ્યામાં નથી. પ્રાચીનતા અને રસભર શૈલીને લીધે તે છપાવવા યોગ્ય લાગે છે.

૨. શ્વેતાંબર જૈન કોન્ફરન્સે પ્રકટ કરેલી "જૈન રાસમાલા"ની યાદીમાં ઢોલા મારૂની વાત સં. ૧૬૨૭ માં લખાયાની અને તેનો લેખક કુશલલાભ હોવાની નોંધ કરેલી છે. તેનાથી આ ગ્રન્થ જૂદો હોવાનું લાગે છે.

૩ પ્રતિ બાલબોધ લિપિએ પાનાં ઉપર લખેલી છે. વચ્ચે વચ્ચે શોભા સારૂ પ્રત્યેક અર્ધ કડીએ લાલ શાહીની બબ્બે પાણો દોરેલી છે અને સંવાદ કરનાર વ્યક્તિનાં નામ પણ તે જ શાહીએ લખેલાં છે. અક્ષરો મોટા અને શુદ્ધ છે: 'મ,' 'હ,' 'ક્ષ', 'ઙ,' આદિ અક્ષરોના મરોડ માથાંબાંધી ગુજરાતી લિપિના છે. પીળા રંગથી મધ્યે કેટલાક અક્ષરો છેકેલા છે, તેમ કોઇક સ્થળે હાંસીઆમાં શબ્દોના અર્થ લખેલા છે. લેખક દિનકર કવિ દલપતરામના ભાઈ હતા.

૪. પ્રસ્તુત પ્રતિ જો કે અર્વાચીન છે, પણ તે કોઈ પ્રાચીન પ્રતિ ઉપરથી લખાયેલી છે. પરંતુ લહીઆએ તેના 'લિપિસંવત્' વિષે કશો ઉલ્લેખ કર્યો નથી.

---

## અં. ૨૮-વિમલરાસ-ગુ. ઐ. કા.-ર. રૂપવિજય (ર. સં. ૧૯૦૦) (લિ. સં. ૧૯૦૯)-પૃ. ૧-૫૧.

આરંભ-દુહા ॥ ચિં(ચિ)દાનંદ પરમાતમા ॥ સુ(શુ)દ્ધ શ્વ(સ્વ)રૂપ સુગ્યાંન ॥
નમો વિશ્વનાયક સદા ॥ સિદ્ધ સુદ્ધ ભગવાન ॥ ૧ ॥
ચિદાનંદ ચિં(ચિ)દરૂપ પ્રભૂ ॥ ચિં(ચિ)દમૂર્તિ નમુ દેવ ॥
પરમ બ્રહ્મ પરમાતમા ॥ કિજે તેહની સેવ ॥ ૨ ॥

\+ + + + +

અંબા પરે પદ માંડવા ॥ સિખવે જેહ સુખકાર ॥
કવિજનને તે અંબિકા ॥ આપો વચન રસસાર ॥ ૭ ॥
પ્રણુમુ પદકંજ ગુરુજી તણા ॥ ગ્યાનામૃત જલધાર ॥
જહથી સવિ સંપત્તિ મલે ॥ પસરે જસ્સ વિસ્તાર ॥ ૮ ॥
ગુણુનિદ્ધિ સજ્જન લોકને ॥ પ્રણુમિ ચઢતે પ્રેમ ॥
રાસો રચુ સોહામણો ॥ વિમલ પ્રધાનનો એમ ॥ ૯ ॥
કુણુ પ્રધાન વિમલ હૂઉ ॥ કુંણુ ઠાંમે કુંણુ દેસ ॥
કુણુ ગ્નાતિ છે તેહની ॥ કહો સવિ તેહ અશેષ ॥ ૧૦ ॥
કહે કવિયણુ તમે સાંભલો ॥ વીમલ તણો અધિકાર ॥
નિદ્રા વિકથી પરિહરી ॥ આલસ દુરિ નીવારી ॥ ૧૧ ॥

મધ્ય-જીહો જાણ્યૂ અવધિ પ્રભુજીને ॥ એ દેશી
જીહો વીમલ સૈન્યાઇ વિંટીયું ॥ જીહો રામ નગર ચઉ ફેર ॥
જીહો ચાલી હાલિ ન કો સકે ॥ જીહાં ફરે છબીના જેર ॥૧॥ જૂઉ ॥
સુગુણુ નગર જૂઉ જૂઉ વિમલનો ભાગ ॥
જીહો રોમ નગર તવ ખલભલ્યૂં ॥ જીહો દિધિ ફ્રોલે રે પોલ ॥
જીહો બાર મલ્યા તિહા પાતછ્યા(શાહ) ॥ જીહો બેઠા ઉલા ઉલી ॥સુ૦॥
જીહો વિમલ નહોબત્ત ગડગડિ ॥ જીહો વાગ્યાં જાગી રે ઢોલ ॥
જીહો મુખ તબોલ ખસી પડ્યા ॥ જીહો બોલી ન સકે બોલ ॥ સુ૦ ॥
જીહો તે દેખી બિબી હસી ॥ જીહો કહે કિમ સુંનુરયો મિર ॥
જીહો શબ્દ સુણી જો ધરહરયા ॥ જિહો તો કિમ સહરયો તિર ॥ સુ૦ ॥ ૪॥
જીહો ઉંચે ગોખે ચઢિ ચઢિ ॥ જીહો જળ જુઇ સુલતાન ॥
જીહો કયા કિજે આયા હવેં જી ॥ હો ખુદાતણા ફુરમાણુ ॥ સુ૦ ॥૫॥

**અન્ત**—ઢાલ ॥ રાગ ॥ ધન્યાસિરી ॥

ગાવો ગાવો રે ભવિ તિરથના ગુણુ ગાવો ॥
પાવો પાવો રે ભવિ પરમાનંદ પાવો ॥ એ ટેક ॥
તપ ગછ ગગન નભોમણિ ॥ શ્રી **વિજયદેવ** મુનીસ રે ॥
તાસ પાટ ઉદયાચલ દિનમણિ ॥ **વિજયસંગ** સુરિસ રે ॥ ભ૦ ॥ ૧૦ ॥ પા૦ ॥
ગ્યાંન ધ્યાંન તપ સંયમ થોરિ ॥ સંવેગ રંગ સુરંગી ॥
શ્રીગુરૂ **સત્યવિજય** તસ પટધર ॥ જોગાચાર્ય પદ સંગી રે ॥ ભ૦ ॥ ૧૧ ॥ પા૦ ॥
**કપુરવિજયગણિ** સિષ્ય તેહના ॥ કપુરકીર્તિ જસ ધારિ ॥
તાસ સિષ્ય શ્રીખેમા **ખેમવિજયગણિ** ગ્નાંન ક્રિયા
અધિકારી રે. ॥ ભ૦ ॥ ૧૨ ॥ પા૦ ॥
વાદિમત્તગજભેદન હરિસમ ॥ શ્રી **જિનવિજય** મૂનિસ ॥
તાસ શિષ્ય આગિમરસવેદિ ॥ **ઉત્તમવિજય** સિષ્ય રે ॥ ભ૦ ॥ ૧૩ ॥ પા૦ ॥
શબ્દાલંકૃતિ ન્યાય કાવ્ય રસ ॥ પિંગલ નાટિકા ગ્રંથ ॥
જૈનાગમ સિદ્ધાંતના વેદિ ॥ વર્તે સદા મુનિપંથ રે ॥ ભ૦ ॥ ૧૪ ॥ પા૦ ॥
મહાભાગ્ય તત્વારથ સમ્પતિ ॥ કમ્મપય સુપઠાણુ ॥
સિષ્ય અનેકના પાવક પ્રણમૂં ॥ ધરૂ નિત્ય તેહનૂં ઠાણુ રે ॥ ભ૦ ॥ ૧૫ ॥ પા૦ ॥
શ્રી ગુરૂ **પદ્મવિજય** પદ પંકજ ॥ મધુકર મહાવ્રત ધારિ ॥
રૂ**પવિજય** વિમલ ચરિત્રથી ॥ રાસ રચ્યો સુવિચારિ રે ॥ ભ૦ ॥ ૧૬ ॥ પા૦ ॥
સંવત નભ(૦) નભ(૦) નંદ(૯) ચંદ(૧) (૧૯૦૦) મિત વરસે આશાઢ માસે ॥
સુદિ તેરસ રવીવારે રચના ॥ રાસની કિધિ ઉલ્લાસે રે ॥ ભ૦ ॥ ૧૭ ॥ પા૦ ॥

ઇતિશ્રીમતસંવિગ્ન પક્ષિય । પ્રવર પંડિત શ્રીમત્ પં । પદ્મવિજયગણિ-પાદારવૃં(વિં)દ મકરંદેણુ ॥ પં ॥ રૂપ વિજયગણિ વિત્તે વિમલમંત્રિ મહારાસે ચંદ્રાવતિ પૂનવસિન ॥ ધર્મગોપગુરૂરાગમન દ્વાદશ શ્રાદ્ધધર્મોપદેશે ॥ (ચૈ)ત્યો-પદેસકરણુ અંબિકાપ્રગટકરણુ તદાદેસનાડર્બુદગિરો મહાપ્રાશાદકરણુ પ્રતિ-ષ્ઠાકરણુ ॥ કલસધ્વજરોપણુ તતઃ દારાગ્રહે હસ્તિસાલાકરણુ । ચંદ્રાવનિરા-ગમન ॥ તત પરં દ્વાદશ સંવત્સર મહા ધર્મ્મકાર્યકરણુ । પ્રાંતારાધનાકરણુ । શ્રી દેવીસહશ્ચ(સ્વ)ર્ગગમન લક્ષણો । ચતુર્થ ખંડ લુણાવસહિ સ્વરૂપં ॥ અચલ ગઢ ચૈત્યોદ્ધારક ધનસ્વરૂપો ચતુર્થ ખંડ સંપૂર્ણમ્ ॥ **સંવત ૧૯૦૯ વૈશાખ શદિ ૧૨** દ્વાદશી વાર સુક્રેવાસરે ॥ લપી કૃત ॥ શ્રી શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥

**પં. જતનકુશલ** ॥ **ગોધાવી નગરે** શ્રી અમદાવાદ નગરે **સા મગ-નલાલ** ॥ **વખતચંદને અર્થે** મયા લષ્યો ॥

**વિષયાદિ**–૧. આ રાસમાં, ગુર્જરેશ્વર ભીમદેવના (વિક્રમ સદી ૧૧ મી) સમયમાં થયલા, પોરવાડ વણિક્ પ્રધાન વિમલનો મહિમા વર્ણવેલો છે. એનો ઇતિહાસ જાણીતો છે.

૨. રચનાર જૈન પંડિત રૂપવિજયજીએ પ્રસ્તુત રાસામાં પુરોગામી રાસકાર લાવણ્યસમયનો વિમલપ્રબંધ ( ર. સં. ૧૫૬૮ ) જોયો હોવો જોઇએ, એમ સમજાય છે. કારણ કે પહેલા ખંડની અગીઆરમી ઢાલ પછીના 'વસ્તુ છંદ', ત્રણ દુહા, અને આખીયે બારમી ઢાલ (વાણીયાની ચોર્યાશી જ્ઞાતિઓ, અને બીજી વર્ણની અઢાર જ્ઞાતિઓનાં નામ વર્ણવનારી) વિમલ પ્રબંધના બીજા ખંડના 'વસ્તુ છંદ'(૬૧ મી તુક)થી તે ૮૫ મી કડી (ચોપાઇની) પર્યંતના ભાગ સાથે શબ્દે શબ્દ મળે છે, માત્ર જૂના પ્રત્યયોને નવા પ્રત્યયોનાં રૂપમાં ફેરવેલા છે. આ ઉપરાંત બીજાં સ્થલોએ પણ કેટલુંક મળતાપણું જણાય છે.

૩. ભાષા રસવતી અને સાદી છે. જો કે તે સં. ૧૯૦૦ રચાયલો હોવાનું જણાવાયલું છે, છતાં ભાષામાં જૂની ગુજરાતીના ઘણા અંશો જળવાયા છે. અલબત્ત સાંમત કાળ સુધીના ઘણા જૈન લેખકો પ્રાચીન ગુજરાતી(પ્રાકૃત–અપભ્રંશ)ના સંસ્કારો ત્યજતા નથી, એ ખરું છે, પરંતુ પ્રસ્તુત રાસો ભાષાની દૃષ્ટિથી તેમ "જૈન રાસમાળા"ની યાદીથી ( જુઓ. **વિશેષ** અંક ૬) તે સંવત ૧૭૩૦ ની આસપાસ રચાયો હોવાનું સમજાય છે.

૪. પ્રસ્તુત રાસાના ચાર ખંડ પાડેલા છે; પહેલાની ઢાલ ૧૨, બીજાની ૧૩, ત્રીજાની ૧૦ અને ૪ થાની ૧૧ છે. દેશી, ઢાલ અને દુહાથી રાસ બંધાયો છે. કુલ કડી આપેલી નથી.

**વિશેષઃ**–૧. આ રાસ છપાયો નથી.

૨ આ રાસામાં એક વિશેષતા છે. કવિએ તેમાં પોતાનું સંસ્કૃત સાહિત્યાલંકારનું જ્ઞાન ઉજ્જવલ અંશે દાખવવા ઉપરાંત પ્રસંગપરત્વે પૂર્વના તેમ પોતાના જમાનાના ધર્મજ્ઞાન અને સંસારવ્યવહારને પણ સારી રીતે ઉતાર્યાં છે.

૩. આ ઉપરાંત ગ્રન્થના અંતે રાસકારે અબુર્દાચલ ઉપરની વિમલ–વસહિકામાં પોતાના નામનાં દહેરાં બંધાવવાની વસ્તુપાલના ભાઈ તેજપાલે આજ્ઞા કર્યાનો વિસ્તૃત ઉલ્લેખ કરેલો છે, તેનો સમય આદિ નીચે પ્રમાણે આપેલા છેઃ–

વસ્તુપાલ એક દિન કહે તેજપાલને વાત ॥
લુણસિંહબંધવ કહું ॥ પ્રાંત સમય જે ખ્યાત ॥ ૨ ॥
વિમળવસહિમાં દેવકુલિ ॥ કરજ્યો માહરે નામ
ધન ન હોય તો તુમે ગણો ॥ નવ પદ લક્ષ નિમાસ ॥ ૩ ॥
તેહ માટે અર્બુદ જઈ ॥ કરો અર્હત પ્રાસાદ ॥

(ચતુર્થ ખંડ ઢાલ ૧૦ મી)

× × × ×

સંવત શ્રુતુ ગજ અંણક ચંદ્રમા રે ॥ ૧૨૮૬ ॥ કરવા માંડ્યો જિન પ્રાસાદ ॥
નયન ॥ ૨ ॥ નંદ ॥ ૯ ॥ અંબક ॥ ૨ ॥ વિધુ ॥ ૧ ॥ સંવછરે ॥
કીધિ પ્રતિષ્ઠા મન આલ્હાદ ॥ ૧૪ ॥

શ્રી દેવેન્દ્ર સૂરિશ્વર શિષ્ય થકી રે ॥ થાપ્યા નેમિ જીણંદ
સંઘ મેલ્યો મેલો બહુ દેસનો ॥ સામિવછલતણા વૃંદ ॥ ૧૫ ॥
(ચતુર્થ ખંડ ઢાલ ૧૧ મી)

૪. વિમલે દેલવાડાના મુખ્ય મંદિરમાં મૂલ નાયકની પ્રતિષ્ઠા સંવત્ ૧૦૮૮ ના ચૈત્ર માસની વદ ૮ મે કરાવ્યાનું કવિ, જણાવે છે. પહેલા સિવાયના બાકીના પ્રત્યેક ખંડના અંતે તેમાં ચર્ચેલા વિષયોની સવિસ્તર અનુક્રમણિકા આપેલી છે, તેથી સમગ્ર વિષયની માહિતી સારી મળે છે.

૫. પ્રતિ ચોખ્ખા અક્ષરે, જૈન શૈલીએ, બાલબોધ લિપિમાં લખેલી છેઃ જો કે હ્રસ્વદીર્ઘ આદિ ઉપર પણ ધ્યાન આપેલું છતાં ક્વચિત્ ચૂક રહેલી જણાય છે. આરંભમાં વચ્ચે વચ્ચે લહીઆએ પડિમાત્રાવાળી શૈલીનો ઉપયોગ કરેલો છે, પરંતુ પાછળથી તે ઊડી દીધી છે. શોભા ખાતર દેશીઓ, ટેક, પાણો, હાંસીયા અને દરેક ખંડની ઇતિશ્રી લાલ શાહીએ લખેલી છે. 'નોટ'ના આકારમાં પ્રતિ છે; તેનાં બે થોકડીઓમાં અંકબંધ પાનાં છૂટાં છે.

૬. પ્રસ્તુત પ્રતિમાં આ રાસો સંવત્ ૧૯૦૦ માં રચાયાનું જણાવેલું છે, પરંતુ શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સે (સંવત્ ૧૯૬૫ માં) પ્રકટ કરેલી "જૈન રાસમાળાની યાદી" તે સંવત્ ૧૭૩૦ ની આસપાસ રચાયાનું જણાવે છે, જો કે તેમાં એનાં કારણો કે બીજું કાંઈ પ્રમાણ આપેલું નથી. પરંતુ જૈન રાસાઓના કેટલાક અભ્યાસીઓ રૂપ-વિજયને અઢારમી સદીમાં મૂકે છે, તેમ રાસાની ભાષા પણ મધ્યકાલીન ગુજરાતીની છે.

૭. લહીઆએ પ્રતિ લખાઈ રહ્યા પછી પાછી તપાસી જતાં કેટલેક સ્થળે ખડીથી પંક્તિઓ અને શબ્દો ભુંસ્યાં છે, અને કેટલેક સ્થલે નવી પંક્તિઓ અને શબ્દો પાનાના મથાળે કે બાજુએ કાકપદનાં ચિહ્ન સાથે ઉમેરેલાં છે. ઉતાવળમાં લહીઆએ પહેલા ખંડની ઇતિશ્રી લખી નથી, જેથી રીતસર એ આખાયે ખંડની વિષય અનુક્રમણિકા પડેલી છે.

---

## અંક ૨૯. ભીમ અને સોમેશ્વરની પ્રશસ્તિ

### ૨. चंदवरदायी—ગુ. ભા.—પૃ. ૧—૧૯.

આરંભ—ભીમ યુદ્ધે સોમેશ્વર વધ પ્રસ્તાવમાંથી સંક્ષેપ.

कवित—गुज्जरधर चालुक, भीम जिम भीम महाबल;
कोय न चंपे सीम कीर्तिवर रीति अचगलि;
सोमेसर संभरिय, जास उर अंतर सल्लै;
प्रिथीराज दिल्लीस रीस तस · अंतर ब्रह्मै;
मिसि मंत वंत वुझिय मरम, करिव सेन तुरंग सज;
धर लेउं आज दुज्जन दवहि, एक छत्र मंडी त्रिरज.

(ભાષાન્તર)–ગુજરાત દેશમાં સોલંકી ભીમ જેવો મહાબળિયો;
કે જેનો સીમાડો કોઇ દાબી શકે નહીં; એવી એની કીર્તિની રીત અદ્ભુત;
(તે) સંભરના રાજા સોમેશ્વરના મનમાં સાલતો હતો;
અને દિલ્લીના રાજા પ્રથીરાજનું અંતર પણ ક્રોધથી બળતું હતું;
તેઓએ મળીને ગુપ્ત વિચાર કરીને, મરમ જાણીને, ચાર તરેહની ફોજ તૈયાર કરાવીને;
(કહ્યું કે) શત્રુની જમીન આજ દબાવી લો, અને ત્રણે રાજનું એક છત્ર માંડવું. ૧

अन्त

(कवित्त) कनकदंड सित छत्र, सुभत चहुवान सीसपर;
केत रत, शशि भान तेज मंगल जंगल गुर;
ग्रहसु सत्त संग्रहन, पंच पंचौ अधिकारिय;
चाव दिसी चहुवान, दुष्ट नवग्रह बल हारिय;
प्रजा मिलिय आनि चढयौ अनंद, चंद छंद चातिग रहहि;
प्रिथिराज सुवर दुर्जन मनह, काल्ब्याल कारन उठहि.

इतिश्री कवि चंदविरचिते राजा श्रीप्रिथीराज रासके चालुक भीमयुद्ध राजाश्री सोमेस(श्व)रवध श्रीप्रिथीराजराजाभिषेक नाम प्रस्तावः ॥

ભાષાંતર–ધોળું છત્ર છે તેને સોનાની દાંડી છે, તે ચહુવાણના માથા ઉપર શોભે છે;
રાતી ધજા છે, તેનાં તેજ કેવાં છે? તો સોનાની દાંડી ચંદ્ર જેવી, છત્ર સૂર્ય જેવું, ધજા મંગળ જેવી, અને જંગલ બ(બૃ)હસ્પતિ જેવું છે.
તે સારા સત્વવાળા ૪ ગ્રહને સંઘર્યા છે, અને બાકીના પાંચને બીજા પાંચ અધિકાર સોંપ્યા છે.
ચહુવાણે ચારે તરફથી નવ ગ્રહમાંથી દુષ્ટ ગ્રહોનું બળ મટાડ્યું;
-સઘળી પ્રજા ભીજી મળી અને આનંદ ચડ્યો છે, ચંદ કવિ બપૈયાની પેઠે છંદ બોલે છે;
તે સારો પ્રિ(પૃ)થી રાજ શત્રુઓના મનમાં તો કાળા નાગ જેવો કારણમય લાગે છે.
એ પ્રકારે સારા કવિ ચંદનો રચેલો રાજા શ્રી પ્રિથીરાજનો રાસો, તેમાં સોલંકી ભીમની લડાઇમાં રાજા શ્રી સોમેશ્વરનો નાશ, અને પ્રિથીરાજને રાજ્યાભિષેક એવા નામનો પ્રસ્તાવ પુરો થયો.

**વિષયાદિ-૧.** આ પ્રસ્તાવ (પ્રશસ્તિ)માં નીચેના પ્રસંગો વર્ણવેલા છેઃ-સાંભર-(રાજપુતાના)ના રાજા સોમેશ્વરે (દિલ્હીના રાજા) પૃથ્વીરાજને ચઢાવી, ગુર્જર નરેશ સોલંકી ભીમદેવનો યમુના નદીના જંગલ ઉપરનો રાજ્યપ્રદેશ દબાવ્યો. ભીમદેવ, કાઠી રાજા કાન્હ, વીરધવલ, જેસિંઘ ચાવડો, સારંગ મકવાણો, જુનાગઢનો તત્તાર આદિ સાથે ચતુરંગી ફોજ લઇ તેમની સામે યુદ્ધ કરવા સામો ગયો. સોમેશ્વર પણ દિલ્હીમાં પૃથ્વીરાજને રાખી, જામ જાધવ, બગરી દેવરાજ, રાવ પ્રસંગ ખીચી, ભાન ભટી વગેરે સાથે સામો આવ્યો. બન્ને વચ્ચે ઘોર યુદ્ધ મચ્યું; આખરે સોમેશ્વર મરાયો; પૃથ્વીરાજે સેના વડતી પાછી બોલાવી સોમેશ્વરની દાહક્રિયા કરી; પછી તે રાજ્યાભિષેક કરાવી, તેના પાટે બેઠો અને ઇચ્છન કુમારી સાથે પરણ્યો.

૨. આ, ચંદબરદાયીએ રચેલા પૃથ્વીરાજ રાસનો એક ભાગ છે.

૩. ભાષાંતરની ભાષા જૂની નથી, પણ અર્વાચીન છે, છતાં પૌરાણિક લઢણની છે. ભાષાંતરકારનાં નામ આદિનો ઉલ્લેખ નથી.

**વિશેષ-૧.** આ બાબત ગુજરાતના ઇતિહાસ ઉપર પ્રકાશ નાંખે એવી છે, તેથી ઉપયોગી છે.

૨. પ્રતિ છુટા 'બાજરીયા' કાગળ ઉપર પેન્સીલથી પહોળી પહોળી લીટીઓ દોરી લખેલી છે; એક પૃષ્ઠ ઉપર હિન્દી ભાગ બાલબોધ લિપિએ અને તેની સામા પૃષ્ઠ ઉપર ગદ્યમાં ભાષાંતરભાગ, પંક્તિએ પંક્તિનો છુટો, ગુજરાતી લિપિએ લખેલો છે, જો કે કેટલાક અક્ષરોના મરોડ બાલબોધ લિપિના છે.

૩. પ્રતિના કાગળો જીર્ણ થયલા છે; તેમ શાહી ફૂટી નીકળેલી હોવાથી પ્રતિ સવેળા પ્રતિબિંબિત કરાવવાની અગત્ય છે.

---

## અં. ૩૦ ક-વિસલદેવનો ગરબો-ગુ. ઐ. લે.-પૃ. ૧-૮

**આરંભ**—શ્રીગણેસાય નમાંઃ અથ ગરબો લખો છે

સાણુ સોલકી સાણુ જો ॥ પરગણે પાટણુ રાજાનો દેસ જો ॥
સધરા રે જેસંગનો દીકરોઃ તેહનું તે રાજા વીસલદેવ નામ જો ॥
સાત સાત રાણીને રાજા પરણીયોઃ તેહને પેટ રહ્યો ગરભાધાંન જો ॥
(એકેને ફરજંદ નથી અને આઠમી રાણીને રાજા પરણી છે)
એની તે શોકોએ કામણ કરાંઃ દાઅટાં તે તો ઉમરાને હેઠ જો ॥
સાતે શોકોને શોક વાધી ઘણોઃ તે તો ચાલી જતીતી ભુવાને ઘેર જો ॥

**અન્ત**—

મુગલ ઘોડાં તે લેઈ જવા ગઓઃ તારે દાસી બોલી તે મુખ જો ॥
આ કરનારો તે ચણે કોટમાંઃ તે સાંભલતાં લાગુ મુગલને દુખ જો ॥

વાત સુણીને વારે ચહડોઃ મારૂં મોટા હોએ ભૂપ જો ॥
હેની તરવારે ત્ર(તૃ)ણુ કુપતાંઃ એની કટારે નવ ધાર જો ॥
મારો તે રાજા વીસલ દેવનેઃ શેહેરમાં વરતો તે હાહાકાર જો ॥
રાણી રૂવે રંગ મેહેલમાંઃ ઘોડા રૂવે ઘોડાશ (ર) જોઃ ॥
કોઠારી રૂવે તે કોઠારમાં; મેહેલમાં રૂવે તે ખીજમતદાર જોઃ
ચાકર રૂવે તે બેઠા ચોકમાં; કસબે પડો પોકાર જોઃ ॥
મારો મારો તે વીસલ દેવનેઃ રૂવે રથને સુખપાલ જોઃ
એ ગરબો તે પુરણુ થઓ : રાજાને તે હવાલ જો ॥

**વિષયાદિ-૧.** આ ગરબો સિદ્ધરાજ જયસિંહના પુત્ર (?) વિસલદેવના મરણ સંબંધી છે. એમાં નીચેના પ્રસંગો નોંધેલા છે:–વિસલદેવનું સાત પત્નીઓ વાંઝણી હોવાથી આઠમી સાથે લગ્ન; આઠમી સગર્ભા થવાથી સાતે શોકોનાં કામણટ્રમણ અને રાણીને ગર્ભ ધારણ કીધા પછી વીસ મહીના થવા છતાં સંતાન ન પ્રસવતાં તેનું વનગમન; ગોસાઇની યુક્તિથી રાજપુત્રનો પ્રસવ; આનન્દમાં નવું નગર પથ્થરના કોટ સાથે વસાવવાની વિસલદેવની આજ્ઞા; શિલ્પકાર્યના પ્રપંચથી શિલ્પિનો વધ; મોગલ સરદાર સાથે સંગ્રામ અને વિસલદેવનું મરણ.

૨. ગરબો સાદો છે; ભાષા લોકપ્રચલિત છે; કડી મૂળમાં નોંધેલી નથી; આશરે ૭૨ છે.

**વિશેષ-૧.** આ ઐતિહાસિક, પ્રચલિત અને પ્રાચીન લોકગીત છે. અન્ય ઇતિહાસોમાં સિદ્ધરાજ જયસિંહને કોઈ પુત્ર થયો હોવાનું વૃત્તાંત મળતું નથી. તેમજ વીસનગર આ વીસલદેવથી બંધાયાની હકીકત તપાસવા જેવી છે.

૨. પ્રતિ અર્વાચીન છે; લિપિ ગુજરાતી છે.

---

## અં. ૨૩ ખ-૧ વિસલનું ભજન-ગુ. લો.–
## ૨. વિસામણ ભક્ત-પૃ. ૧.

**આરંભ**-વીસામણ ભગતનું ભજન

એક વાર આવો રે વીસલ મારા દેસમાં નાંહાં આવો તો તમને નંદગરુની આંણુ
નાંહાં આવો તો નંદ બાવાની આંણુ રે ॥ એક વાર૰
વીસલ મારા દેશમાં રે માહા દરીઆમાં રે
બેડીઓ ડુબવા લાગી તરી તરી સતને આધાર
ધરમની ધજાવો રે વીસાંમણે બાંધીઓ રે
સતનાં બેડાં રે વીસામણે ચઢાવીઆં
હાં રે તાગડ હોય તો હમે ટોડીએ ન ટુટી વીસાંમણુની પ્રીત
ટોલાંનાં વછોડાં રે વીસલ હમે વન વસાં
ખાખરો પાલવો રે વીસલના આધારથી સીઓરથી
આથગતુ(તા) વીસલ તારા દેશડા ॥ ૧ ॥

**વિષયાદિ-૧.** આ એક જ કડીના ભજનમાં વિસલ( વીસનગરના સ્થાપનાર વીસલદેવ ?)ને સિહોરના વિસામણ ભક્તે સહાય અર્થે આવવાને કરેલી વિનતિ ભાવપૂર્વક વર્ણવાયલી છે. આ એક ધ્રુવવાળું ગાવવાદી ટૂંકું ભજન છે, તે પ્રાચીન છે.

૨. આ ભજનનું ઇંગ્રેજી ભાષાંતર સ્વ. ફાર્બસ સાહેબે, પંક્તિબદ્ધ નીચે પ્રમાણે કરેલું છે, જે સાથે કાગળના એક કટકા ઉપર નીચે પ્રમાણે લખેલું છેઃ-

VISAMAN BHAGAT.

Come once oh Visal! to my country. (આવું લખીને સમજાય છે તેમ કર્ણદોષથી સ્વ. ફાર્બસે oh Visal એ શબ્દો છેકી નાંખ્યા છે અને my ને છેકી Visal's કર્યું છે; જે ખોટું છે.) If you come not then may Nand Guru refuse you. If you come not may Nand Bhava refuse you. Come oh Visal! In the great ocean the ships begin to sink, still still of safety there's hope—Religion's flag Visaman has raised—safety's vessel Visaman has lifted. If there is the thread of life. I break it, but Visaman' faith break not. Having left my family I have retired to the wilderness. I am beneath Khkaro tree—Visal's (ખરી રીતે oh Visal! your જોઇએ) country is to the east of Sihora.

**વિશેષ**-એક છૂટા પાના ઉપર ગુજરાતી લિપિએ આ ભજન ઉતારેલું છે.

---

## અં. ૩૦ ખ-૨-ટોપીવાલાનું ગીત-મિશ્ર-હિં. ગુ. લો. પૃ. ૧

આર્ બી ગંગા પાર બી ગંગા બીચમાં ટોપીવાલા
એ ફ્લાંગ બીચમાં મેરા ખાસા ટોપીવાલા
આધી રાતકા ગબરૂ નાહા સહેરમાં પડી ધુમા
બચેકચે છોડી દીએ ને જોરૂ લેકર ભાગા-મેરા ખાસા ટોપીવાલા
નાન વાલેકે નાંન લુટી તંબોલીકે પાંના
એક તંબોલન એસી લુટી તે લાખ ટકા સરખાના-મેરા ખાસા ટોપીવાલા
હાથી દેઉગા ઘોડા દેઉગા દુગા સરકા સેલા
ઉસ ફ્લાંગ બનમાં મેરા ખાસા ટોપીવાલા ॥ ૧ ॥

**વિષયાદિ**-આ ટૂંકું લોકગીત એક ટોપીવાલે શહેરમાં આવી લુંટફાટ ચલાવેલી અને તંબોલનની લાજ લુંટેલી, તે સંબંધી છે.

**વિશેષ**-વિસામણ ભગતનું ભજન અને આ ગીત બે એક જ છૂટા પાના ઉપર બાલબોધ લિપિએ લખેલાં છે. 'એ' 'તે' આદિ અક્ષરોના મરોડ જૂની માથાબાંધી ગુજરાતી લિપિના છે.

---

### અં. ૩૦-ગ-૧ રાજીઆ પરજીઆ ગુ. ભ.-ર. પ્રીતમ-પૃ. ૧

આરંભ—અથ રાજીઆ પરજીઆ લખા છે.

રાગ પરજીયાનોઃ

હરી સમરણ કરો હેતમાંઃ ચીત ચેત અચેત રેઃ
આ અવશર ચેતાતણોઃ હાં રે મુખ પડસે બહુ રેત રેઃ હરીઃ ૧ ॥
કાયાનું કાંઈ નવ નીપજે રે, મીથા મોહ અંકાર રેઃ
તંનથી ત્રણ વાનાં નીપજેઃ હાં રે કીટ મીટ ને છાર રેઃ હરીઃ ૨ ॥
માયા તે મીથા મોહની રેઃ જેવી મીસરી ખાંડ રેઃ
જગત પસારો કાલનોઃ હાં રે જુગમાંય થાશે ભાંડ રેઃ હરીઃ ૩॥
જુગમાં તે કોએ રહે નહી રેઃ સંસી ચંદ્રમાનો વંક્ષ(શ) રેઃ
ખડખડ કરતા ખપી ગઆઃ હાંરે કો રાજે(જા) ને રંક રેઃ હરીઃ ૪ ॥
જાચુ(યુ) તે જાવા કારણે રેઃ પસુ પંક્ષી અવતાર રેઃ
કહે પ્રીતમ ભજો રામનેઃ હાં રે ફરે સીરપર કાલ રેઃ હરીઃ ૫ ॥

પદ ૧.

---

પદ ૨ જું. જેવાં તે જલનાં ઝાંઝુઆં રેઃ તેવો આ સંસાર રેઃ (કડી ૪)
પદ ૩ જું. માટે જોને વીચારીને જીવડાઃ માંથે મરણનો માર રે; (કડી ૫)
પદ ૪ થું. ગોવીંદ ગોવીંદ ગાઈ લે રે જબ લગ તંન આસ રેઃ (કડી ૫)
પદ ૫ મું. ઝગડો લાગો કાચો પ્રાંણુનેઃ સુણ કાચા કટક રેઃ (કડી ૭)

વિષયાદિઃ—આ, વૈરાગ્ય અને તત્વજ્ઞાનનાં પાંચ પદ કવિ, નામાંકિત ભક્ત પ્રીતમદાસનાં રચેલાં છે. આમાંના પહેલા પદનું ઇંગ્રેજીમાં અક્ષરાંતર (transliteration) સ્વ. ફાર્બસ સાહેબે કરાવેલું છે. જે જોડેના એક પાના ઉપર સામેલ છે.

વિશેષઃ-એક ઓળીયામાં આ પાંચ પદ ચરડબંધ લખેલાં છે, અને તે પછી અં. ૩૦ ગ-૨ વાળું પદ લખેલું છે. ઓળીઉં ખવાયલું છે. લિપિ ગુજરાતી છે.

---

### અં. ૩૦ ગ-૨ ભજન ર. આશારામ પૃ. ૧ કડી ૬

બાલપણું રમતાં ગઉ રેઃ નારી જોબનમાંય રે;
આવું બુઢાપણ ધાઈનેઃ મુરખ લહુ નહી કાંઈએઃ
જોધા માણીગર બંગલાઃ ॥ ૧ ॥
હાથી રહા હાટ સેરીએ રેઃ ઘોડા રહા ઘોડાર રે;
ઘારી રહા રથ જોતરાઃ જુયે મેલાંમાં નાર રે, જોધા૦ ॥ ૩ ॥
× × ×

આસારામ ભજો રામનેઃ આવો સીરપર' કાલ. જોધા૦ ॥ ૬ ॥
વિષયાદિ-આ વૈરાગ્યનું પદ છે. પ્રત સારી અને ધાર્મિક છે.
વિશેષ-પ્રતિ માટે જુઓ અં૦-૩૦ ગ-૧.

---

અં. ૩૦ ઘ. રાજીયા ૧-૨ ગુ. લો. પૃ. ૧-૨

આરંભ:-અથ રાજીયા પરજીયા લખ્યા છે. ઓરતો જે રીત કરીને કુટે છે તે

અભેવંન ચડો મરણુ ધાટ રેઃ ઓતરાને તેડાં મોકલાં;
વોઅ રે બાપજી વોઅ રેઃ
ગયા છે ડોસીડાને હાટ રેઃ ધરચોલાં વશાવે મુંધા મુલનાં;
વોઅ રે બાપજી વોઅ રેઃ
આપાં ઓતરાને હાથ રેઃ ઓતરા હુંસીલીને પેરવા;
વોઅ રે બાપજી વોઅ રેઃ
પેરાં છે વાર તેવાર રેઃ જેવાં પેરાં રે તેવાં ઉતરાં;
વોઅ રે બાપજી વોઅ રેઃ ॥ ૧ ॥
અભેવંન ચડો મરણુ ધાટ રેઃ ઓતરાને તેડાં મોકલાં;
વોઅ રે બાપજી વોઅ રેઃ
ગયા છે સોનીડાને હાટ રેઃ ઝુમણું વસાવે મુંધા મુલનાં;
વોઅ રે બાપજી વોઅ રેઃ

\+ \+ \+ \+

અન્ત:-આવી રીતે જે જે દુકાનદારને તાં મલતું હોય તે સંભારી લાંબું કરે તેવું થાય.

---

રાજીયો બીજી રીતનો.

ડોસીડા આવો ને પાધર ઉતરોઃ વોઅ રે બાપજી વોઅ રેઃ
ધરચોલાંના કોણ કરે મુલ રેઃ રાજવી પોડા અંગારી બાગમાં
વોઅ રે બાપજી વોઅ રેઃ ॥ ૧ ॥
ગાંધીડા આવો ને પાધર ઉતરો.

× × × ×

અન્તઃ-આવી રીતે જે જે દુકાનદારને સંભારી તેની દુકાનના સાંમાનના મુલ કરે એવી રીતે લંબાણુ કરે તો થાય.

**વિષયાદિ**-આ બે, નવલોહીયાં જુવાન સ્ત્રી કે મરદ મરતાં મરણના કે હઠમણાના દિવસે લહેકબંધ ગવાતા રાજીયા છે. પહેલા રાજીયાની કુલ કડી ૫ છે; તેમાંની ૧ લી ઉસીડાની, ૨ જી સોનીડાની, ૩ જી સુખડીયાની, ૪ થી સરૈયાની, અને ૫ મી મોચીડાની છે અને ૧ લી કડીમાં છે તેવી ૮ પંક્તિઓની પુનરુક્તિ છે.

બીજા રાજીયાની કડી ૮ છે અને તે અનુક્રમે ઉસીડાને, ગાંધીડાને, 'કણસારા'ને, સોનીડાને, સરૈયાને, સોદાગરને, સુખડીયાને અને માલીડાને ઉદ્દેશીને લખાયલી છે.

**વિશેષ**-પ્રતિનું ઓળીઉં છે; વચ્ચેથી ફાટ ખાધેલું છે. લિપિ ગુજરાતી છે.

---

## અં. ૩૦ ઠે. અંબાજીના પરચા-ગુ. ગરબો-ર. યદુરામ (ર. સં. ૧૮૯૯)--પૃ. ૧-૮

**આરંભઃ**-અથ સંઘનો ગરબો લષ્યો છે ॥

ગુરૂ ગણપતિને વેનવું હો બહુચરિ ॥ સરસ્વતિ લાગુ પાય ॥
બાલા ત્રિપુરાને હુ નમું હો બહુચરિ ॥ બુદ્ધિ આપે તું માયે ॥ ૧ ॥

× × × ×

દેવીમાહાત્મ વિચિત્ર સુણિ હો બ૦ ॥ પ્રસંન્ન થયા રાજંન ॥
ધંન ધંન રૂષિને ભણી હો બ૦ ॥ તૃપત થયું નહી મંન ॥ ૩ ॥

× × × × ×

**સતજુગ** મારયો મહિશાસુર હો. બ૦ ॥ ત્રે(ત્રે)તાનું કરૂં વષાંણુ ॥
**સગાલસા** ધણું આતુર હો બ૦ ॥ ઘરમાં કાંઈ ન જાણુ ॥ ૨૧ ॥

× × × × ×

**કલજુગનો પરચો** કહું હો બ૦ ॥ સાંભલજો સુજાણુ ॥
**મેં નજરે જોવું લહ્યું** હો બ૦ ॥ તેનું કરૂં વષાંણુ ॥ ૨૯ ॥
**ગુજરાતનું બેસણુ** હો બ૦ ॥ **સેહેર અમદાવાદ** નાંમ ॥
રાજ્ય ટોપિવાલાતણું હો બ૦ ॥ જે(જૈ)ન તણાં બહુ ધાંમ ॥ ૩૦ ॥
**હેમો હઠિભાઇ** બે જણા હો બ૦ ॥ નગર શેઠ બહુ દાંમ ॥
સંગ કાઢો તારંગાતણો હો બ૦ ॥ નવખંડ થાયે નાંમ ॥૩૧॥
**સંવત અઢાર નવાંણુઓ** હો બ૦ ॥ **સુધ પાંચમ મહામાસ** ॥
સુરત કરિ ડેરો તાંણિઓ હો બ૦ ॥ ગામ બાહાર કરો વાસ ॥ ૩૨ ॥

**અન્ત**—એ કથા અંબેના ચરિત્રનિ હો બ૦ ॥ સાંભલજો સુજાણુ ॥
સરસ્વતિ જકત પવિત્રનું હો બ૦ ॥ ત્રિજુ ચરિત્ર વષાંણુ ॥૮૨॥
**યદુરામ** કર જોડિ ભણે હો બ૦ ॥ આરાસુરિનો દાસ ॥
ગરબો ગાયે સિષે સુણે હો બ૦ ॥ **અંબાજી** પુરે આસ ॥૮૩ ॥

અથ સંઘનો ગરબો સંપૂર્ણ લષિતં મહારાજ મોહનલાલ યદુરામઃ ॥
**શ્રીઅંબાજિના પરચાનો ગરબો** સંપૂર્ણ.

**વિષયાદિ-૧.** આ ગરબામાં, આરાસુરની અંબામાતાનાં સત્યયુગ, ત્રેતાયુગ અને કલિયુગ, એ ત્રણે યુગનાં ત્રણ ચરિત્રો વર્ણવેલાં છે. તેમાં ત્રીજું ચરિત્ર સંવત ૧૮૯૯ માં અમદાવાદના જૈન શેઠ હઠિભાઇને અંબાએ દાખવેલા પરચાનું છે. તે સૌથી મોટું અને રસિક છે. એમાં જૈનોના પવિત્ર તીર્થ તારંગાજીથી આબુ જતાં વચ્ચે અંબાનું દહેરું આવ્યા છતાં શેઠ અને સંઘનો ધર્ણાક માણસોએ દેવીના દર્શનની અવજ્ઞા કર્યાથી કોલેરાનો રોગ સંઘમાં થયો અને શેઠ હઠિભાઇએ માતાની બાધા રાખી, ફરી સંઘ માતાનો કાઢયો, એ બાબત વર્ણવેલી છે.

૨. આ ગરબામાં બે એક બાબત નોંધવા જેવી છે. ગુજરાતમાં ઇંગ્રેજ રાજ્યનો અમલ આરંભાયા પછી, ધર્માચાર્યો, નગરશેઠો, સંઘવીઓ આદિને માર્ગરક્ષણ નિમિત્ત ઇંગ્રેજ સરકાર તરફથી વળાવાઓ, સ્વારીનો ઠાઠ વગેરેનો બંદોબસ્ત કરી આપવામાં આવતો હતો, વળી તે સમયે સેંકડો હજારો માણસોના સંઘ તીર્થયાત્રાએ નીકળતા હતા.

**વિશેષઃ-૧.** આ ગરબો સંવત ૧૮૯૯ માં રચાયો છે. તે અમદાવાદના વડનગરા નાગર સ્વ. બાલાજી ભગવાનજીના "અંબિકેન્દુશેખર કાવ્ય"માં પ્રકટ થયો છે.

૨. આ પ્રતિ કવિના પુત્ર મોહનલાલે લખી છે; લિપિ બાલબોધ છે; અક્ષરોના મરોડ માથાંબાંધી ગુજરાતીના છે.

---

## અંક ૩૦ ચ-અમદાવાદના બાર દરવાજા તથા કાકરીઆની વાત-મિશ્ર હિં. ગુ. પદ્યગદ્ય-પૃ. ૧-૫.

આરંભ—અમદાવાદના બારે દરવાજા તા. કાકરીઆની વાત લખી છે લાવણીમાં-શાહ આલમકા બોહોતમ તેજ રાંક બડુ બસે સરખેજ,

દવામાં ગુદાવલશા પીર, ગુજરાતકે બડે વજીર. ૧
યારો જબ કુતે પર શીયા દોડાયા તબહી અમદાવાદ બસાયા,
બસાયા શેહેર આખા હુઇ ઠંડી બારે ભાગોળ છતીસ ચંડી. ૨
બારે ભાગોળ હે દેખલાવું હલમની ખડકી જુદી લાવું,
એસા શેહેર કશુ નહી બસ્તા પુર કાકરીઆ જમણા રસ્તા,
જંગલ જંગલકા પાની ભરીયા જબ નામ કાકરીઆ ધરીઆ. ૩
યારો કાકરીએકા ચોગટ પાની ભરીઆ, ઉંચી હે એક ટીબી,
એક ધોબણ એસી દીઠી, ઉસકા નામ લીબી.
નીચી હોકર સાબુ દેવે, ઉંચી હોકર ધોવે,
કળીઆ ચુના દેતી જાવે ઇઆરકુ બતલાતી જાવે. ૪

અન્ત—એક વખત પાદશાએ નજુમી લોકોને બોલાવીને પ્રશ્ન પુછ્યું હશે, જે કીયે દરવાજે થઇને સ્વારી જઇશું ને કીયે દરવાજે પેસીશું એવું પ્રશ્ન પુછ્યું. તારે જોસીએ રૂકો લખીને બીડી ઉપર શીલ કરીને કાગળનો

લખોટો આપ્યો, ને કહ્યું જે સ્વારી જઈ આવ્યા પછી જોવું. કાગળ વાંચવો તે ઉપરથી બારે દરવાજા છોડીને જમાલપુર તથા આસતોડીઆ વચ્ચે દરવાજો મુકેલો છે તાંહાં થઈ નીકળ્યા, તે શાહાપુર તથા ઇદરીઆ દરવાજાની વચ્ચે હલમની ખડકીનો દરવાજો મુકેલો છે તાંહાં પેઠા ને સ્વારી જઈ આવી. કચેરી કર(રી)ને પેલો લાખોટાનો કાગળ ફોડીને વાંચ્યો તેમાં તેજ મુજબ નીકળ્યું. તેથી જોસી ઉપર ઘણા ખુશ થઈ વરખાસન તથા ગામ ઇનામ ઘણું લખીને આપ્યું જેથી કરીને તે લોકોની આલઓલાદ સુધી આવે જાય, દા(દુ)વા ગુજારે.

**વિષયાદિ**-આ લેખમાંની લાવણીમાં અમદાવાદના બારે દરવાજાને લગતી ટુંકી ટુંકી હકીગત આપેલી છે; તે ઉપરાંત ભદરની બારી અને હલમની ખડકીની વિગત પણ છે. તેમ કાકરીઆ તળાવ અને નગીના વાડીમાં થતા લીલા મેવા અને ફુલો આદિનું પણ વિસ્તૃત વર્ણન છે.

૨. લાવણીની કડી ૧૩ અને બાકીનો છેવટનો થોડોક ગદ્ય ભાગ છે, જે ઉપર આપેલો છે.

**વિશેષ**-૧. ઐતિહાસિક અને પ્રાચીન લોકગીત અને વાર્તા હોઇને ઉપયોગી છે.

૨. પ્રતિ અર્વાચીન છે. ચોથીઆ કાગળના કટકા ઉપર ગુજરાતી લિપિએ લખેલી છે. આ પછીનાં લોકગીતો પણ આવીજ રીતે ઉતારેલાં છે.

---

## અંક. ૩૦-મહાલક્ષ્મીનો ખ્યાલ-મિશ્ર હિં.-ગુ. કા.-
## ર. કિશોરદાસ-(ર. સં. ૧૮૬૦)-પૃ. ૬-૧૨.

**આરંભ-મહાલક્ષ્મીનો ખ્યાલ**

**લાવણી**-પ્રથમ સમરૂં ગણપતી ગુરૂ ગણુકે દાતા રે,
શુધ બુધ દેવે સરસ્વતી સબ સુખકી સાતા રે.
અમદાવાદમાં અમુલ ઠેકાણા અંબા મા કેરા,
ધના સુતારકી પોળમાં એક દેવીકા ડેરા.
\+ + + +
ઉનકી ફીરપાસે છન્દ બોલું એક મહાલક્ષ્મી કેરા.
\+ + + +
વઇકુંઠસે બલવંત ભવાની ખેલનકું નીકળી,
આસો માસ દીવાળી દેખન ગુજરાત આએ ચલી.
\+ + +
પેહેરદાર હવાલદાર જાગા અજબ દેખી બાળા,
આયા હવાલદાર ખડી રે બાલા તજકું વેણ કહ્યું;
કીનકે ઘરકી કાંહાં જાતી હે આધી રાતકે સમે.

અન્ત-વચનકી બાંધી માણુક ચોકમે પ્રથવીમે પેઠ ગઈ;
ગુપ્ત હોકર ચલી રે મઈઆ બ્રાહ્મણુકે ડેરે.
આચારવિચાર જીનકે ઘરમે હે એ લીલા બહેવે;
સાહુકારકે વાવરેમે મહીયા (મઈઆ ?) ભુપતકે ભંડાર.
સોનીકે વિશ્વારમે મહીયા (મઈઆ ?) દીનકર કી દાતાર;
વેહેવારે વસંતી લખમી દુનીયા લીલ વીલાસ.
સતકી બાંધી રહી સેતની ગઈ વૈકુંઠ વાસ;
માહાસન આસનપર બેઠી ચત્રુભુજ પાસે.
વીષ્ણુની વીસ્વકું કહેવે ગઉ ઘેન પુજાય;
સંવત્ ૧૮૬૦ વરખે શ્રાવણ માસ માંહે.
સુદી ૧૫ રવીવારે છન્દ પુરણ ગાએ;
કાળીપુત્ર કંસારા અંબા પૂરણ કરો આસ.
પ્રેમાનંદ ગુરૂકા ચેલા કેહે કીશોરદાશ.

**વિષયાદિ-૧.** આ લાવણીમાં અમદાવાદની ધના સુતારની પોળની માતા મહાલક્ષ્મીનો પરચો વર્ણવેલો છે. તેનો પ્રસંગ આ પ્રમાણે નોંધેલો છેઃ-આસો મહીનામાં દેવી શહેરમાં ફરવા નીકળી, તે ફરતી ફરતી માણેકચોકમાં આવી; તેને પેહેરેગીરે રોકી અને પાદશાહના હુકમ વિના માર્ગે જવા ન દીધી. દેવીએ તેને શહેરમાં ફરવા દેવાની પાદશાહની પરવાનગી માગી. પહેરેગીર આવે ત્યાં સુધી ત્યાં રહેવાનો કોલ દીધો અને પેહેરેગીર પાદશાહ પાસે તે માગવા ગયો. પાદશાહ ચેત્યો કે એ દેવી છે, તેથી તેણે પોતે તેને મળવા જવાના વિચારથી એ પહેરેગીરનું ડોકું ઉડાવી દીધું અને પોતે જાતે તે સ્થળે દેવીના દર્શને આવ્યો. પણ દેવીએ તેણે નાહક ખુન કર્યાથી તેના દેખતાં જ ભોંયમાં ભંડારાઈ ગઈ.

૨. કડી નોંધેલી નથી; પરંતુ ૭૪ પંક્તિઓ છે.

**વિશેષ**-પ્રતિ માટે જુઓ અં. ૩૦ ચ.

---

## અં. ૩૦ જ-સેલુકરનો ગરબો-ગુ. ઐ. લો.-
## (ર. સં. ૧૮૫૬)-પૃ. ૧૩-૨૦.

આરંભ-(સેલુકરનો ગરબો)
**પુનેથી સેલુકર આવીયો રે,**
**કરવા અમદાવાદના રાજ રે,** સેલુકર સીદ આવ્યો તો સેરમાં રે ॥
તાંહાંથી સેલુકર વરોદડે આવ્યો, સાથે મરાઠાની ફોજ રે ॥સેલુકર શીદ૦ ॥

તાંહાંથી સેલુકર જાગનાથે આવ્યો, જાગનાથે ડેરા તાણ્યો રે ॥સેલુકર શીદ.॥
તાંહાંથી ખીજમતદારને મોકલા રે, જાહેર કરૂં સીવરામ પંતને
॥ સેલુકર શીદ૦ ॥
કડીઆ તેડાવ્યા ને સુતાર તેડાવ્યા, ભલી ભલી બેઠકો કરાવો સીવરામ પંતને
શહેરનો સુબો અહીં આવીઓ રે દાદા પલસીકરને પુછીઆં રે,
હુકમ આવ્યો કેમ કરીએ ॥ સેલુકર શીદ૦ ॥
રાયપુર દરવાજે પેસીઆ રે ભારે ચઢાવી અસવારી ॥ સેલુકર શીદ૦ ॥
પેસતાં ને હલા કરી રે, કાપ્યો રસ્તાનો પીપલો ॥ સેલુકર શીદ૦ ॥

અન્ત-આવ્યો તારે દોસાલા હોડી, ગયો તારે ચાદરો હોડી-સેલુ૦ જશ૦ ॥
આવ્યો તારે નોબતો ઝાડીઓ, ગયો તારે તાલીઓ બહુ પાડીઓ-
સેલુ૦ જશ૦ ॥
આવ્યો તારે વાજીત્ર વાજે, ગયો તારે તતુડા વાજે,
સેલુકરે કોસાભા લીધા જીત્યો, છે ગાયકવાડનો સુબો.
જે જોરો અંગરેજનો કહાવે તેની સાથે લઢવા કોઈ ના આવે
સેલુ૦ જસ૦ ॥
હારયો છે સેલુકર ફોસી એના કામ તણી કાંણી,
જેને કોઈ જ જાણે બિહારી. સેલુ૦ જસ૦ ॥
·સંવત ૧૮૫૬ ની સાલે સેલુકર ગયો પુનાની વાટે. સેલુ૦ જસ૦ ॥

**વિષયાદિ-૧.** આ લાવણીમાં, અમદાવાદ જ્યારે ગાયકવાડી અને પેશ્વાઇના સહીઆરા અમલ હેઠળ હતું ત્યારે પુનેથી ઠાકમાઠથી પેશ્વાના સરદાર સેલુકરે અમદાવાદમાં આવી કડક રાજ્ય અમલ કર્યાનું અને વ્યાપારીઓ તથા વસવાયાંને હરેક રીતે દંડ્યાનું વર્ણન છે; તેની સામે વડોદરાના રાજા ફત્તેસિંહ ગાયકવાડ, કાનોજીરાવ અને ભગવંતરાવ સાથે તથા ગોસાઇઓ અને આરબોની બેરખો સાથે અમદાવાદ ઉપર ચઢી આવ્યા અને જમાલપોર દરવાજા આગળ સેલુકરને હરાવી પગે બેડી નાંખી પુને સંવત ૧૮૫૬ માં પાછો મોકલી દીધો, એ વિગત સવિસ્તર વર્ણવેલી છે.

૨. કડીઓ નોંધેલી નથી. 'પણ ગણતાં ૬૩ કડી થાય છે. બે જાતની લાવણીઓ છે; ૨૫ કડી 'સેલુકર શીદ આવ્યો' એની અને ૩૮ કડી 'સેલુકર તેં જસ ના લીધો રે'ની છે.

**વિશેષ-૧**ઐતિહાસિક લોકગીત હોવાથી ઉપયોગી છે.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૦ ચ.

---

અં. ૩૦ ઝ-વેણીભાઇનો રાસડો—ગુ. લો. ગદ્યપદ્ય પૃ. ૨૦-૩૦

આરંભ-ખંભા(ત)ની પાસે બે ચાર કોસ ઉપર (એક ગામ) નવું ગામ છે. તાંહ એક અજાણ્યો કલમી વેણીભાઈ કરી મોહોટો માણસ રેહેતો હતો તેની બેહેનને પેસ્વા સરકાર મધ્યે તથા નાહાના સવાઇએ રાખી હશે. તેથી તેને નવું ગામ સોંપ્યું હશે તાંહાં રેહે. ને નાના સવાઇનો સાળો થયો તેથી એમના વસીલાના જોર ઉપર ઘણોક અમલ બજાવે તે લોકોને ઘણીક તરેથી ઇજા હરકત કરે તે ખંભાત ગામના નવાબ સાહેબને પણ દમ ભરાઉ(વ્યો?) ને અ(એ)ણે દિલમાં એવો ઈરાદો ધારયો જે ખંભાત સેહરનો અમલ લેઉ અથવા દીવાનગીરી કરૂં એવે ઈરાદે પુને ગયો તે વાત નવાબ સાહેબને માલમ પડ્યાના સબબથી એ વેણીભાઈ ઉપર કાગલ લખી મોકલ્યો જે તમોને દીવાનગીરી આપવી છે તેવી રીતે દગલબાજીથી બોલાવીને મારી નાંખ્યો છે ને ઘણી તરેની હીકમતથી નાના સવાઈ પાસેં નવાબ સાહેબ ૫૦૦ અસવારથી ગયા તે એમની ઓરતોને સારૂ બંગડી ચુડીઓના જોડા વગેરે ઘણુંક ઈનામ લઈ ગયા. પણ વેણીભાઇનો કુ(ક)રપ સારા પરગણામાં હતો તેથી તાંહાં જતાં સવાર ૨૫ રહ્યા ને બીજા નાસી ગયા જે આપણ ત(?)મારા જૈસુ ને નવાબ નામે **મોમીનખાં** કસો ડર ના રાખતાં નાના સવાઇને સમજાવી આવ્યા ને વેણીભાઇએ કાંઇ લોકોની વાત ન સાંભળતાં વગર વીચારે રાજનું કામ ધાર્યું ને ઘણો જુલમ કર્યો તેથી મરાણો તેનો રાસડો ઉપજ્યો છે ને લખ્યો છે તે નીચે મુજબ—

રાસડો—વેણીભાઇને જી રે **ખંભાતથી નવાબ** કાગલ મોકલે જો;
વેણીભાઇ તમે વેહેલા આવો જો તમને આપું રે ખંભાતની દિવાનગીરી જો.
તારે **વેણીભાઇએ** **નાનાસવાઇને** પુચ્છ્યું જો ખંભાતથી નવાબ કાગલ મોકસે જો;
વેણીભાઈ તમે વેગે વેહેલા આવો જો તમને આપું ખંભાતની દિવાનગીરી જો.
તારે નાનાસવાઇએ વેણીને વારીઆ જો વેણીભાઈ તમે ખંભાતે ના જાસો જો;
મુગલાઇની કચેરી તમને દોહેલી, જો તમને દોહેલી અમને સોહેલી જો.
અમારે છે નવાબ સાથે સારૂં જો ગાંડો ને **ગુલાબરાય** અમને સું કરે જો;
તાંથી ને વેણીભાઇ બાપો ઉપજ્યા જો કુટુંબકબાલા શોતા ઉપજ્યા જો.
તાંબાને નગારે બાપો ઉપજ્યા જો આવી ઉતરયા છે **વસાઈ** ગામને ચોક જો;
વસાઇ ગામને ચોકે ડેરા તાણીઆ જો લીલા ને પીલા તે ડેરા તાણીઆ જો.
વસાઇ ગામનો હાકમ તેડું મોકલે જો આજનો દહાડો રોહો અમારા શેહેરમાં જો;
કાહો તો આપું કોરા ને કરેકરાં જો કાહો તો આપું લાખ બે લાખ જો—આજનો૦

શું કરૂં તારા લાખ બે લાખને જો માહારે. ને જાવું ખંભાત શેહેરમાં જો.
વસાઇ ગામના હાકેમે તે વારીઆ જો—

અન્ત–તાંથી ને વેણીભાઈ બાપો ઉપક્યા જો આવી ઉતરયા કચેરીને માંહે જો;
કચેરીમાંહી કબજે કીજીયા જો તારે ને વેણીભાઇ બાપો બોલીઆ જો.
કો તો આપું કોરા ને કડકડતા જો કો તો આપું લાખ બે ચાર જો;
એક વાર મેહેલો મુને જીવતો જો,
શું કરૂં તારા કોરા ને કડકડતા જો શું કરૂં તારા લાખ બે ચાર જો;
મારે તો લેવા છે તારા જીવડા જો પથર મેલો એની છાતીએ જો.
પથર મેલીને જીભ ખેંચીએ જો જીભ ખેંચીને જીવડા જતા રહ્યા જો.
એવી જે વાતા રે ચાલી દેશમાં જો અકસ્માતે ના કરવું કાંઇ કામ જો;
વીચાર વીના તો વાંકુ નીપજે જો બહુ જણથી નહીં કરીએ કાંઇ વેર જો.
જુલમની વાતોથી જીવડા જતા રહ્યા જો એની માજીમા રૂવે રે એને ઘેર જો;
કોઇની વાતો રે બાપે ના સુણી જો વહુજી રૂવે રે એના મેહેલમાં જો.
હ(અ)કડાઇમાં જીવડો જતો રહ્યો જો વાતા રે ચાલી જી સઘલા દેશમાં જો;
પુરણ થયો છે એ ભાઇનો રાસડો જો.

વિષયાદિ–૧. આ રાસડાનો વિષય ઉપરના "આરંભ" ગદ્ય ભાગમાં સ્પષ્ટ છે. પુનેથી તેઓ વસાઈ આવ્યાનું અને સવાઈ માધવરાવે ખંભાત જવાનું તેને ના કહ્યાનું અને વેણીભાઇએ હઠ કર્યાનું જેવું વર્ણન અને કથન છે તેવું જ તેઓ વસાઇથી મુંબાઈ, મુંબાઈથી સુરત, સુરતથી ભરૂચ, ભરૂચથી દેહેવાણ (બોરસદ આગળનું બંદર) દેહેવાણથી નવું ગામ (પોતાનું ગામ) અને ઘરથી ખંભાતની નવાબની કચેરીએ આવ્યાનું વર્ણનકથન એટલી જ પંક્તિઓમાં છે. ૪ થી ૧૨ એ આઠ પંક્તિઓ વારંવાર પુનરૂક્ત કરેલી છે. ઘેરથી તેઓ ખંભાત જવા નીકળ્યા ત્યારે થયલા અપશુકનો પણ વિગતવાર વર્ણવેલા છે.

૨. કુલ કડી નોંધેલી નથી. ભાષા તથા વર્ણનાદિ સાદાં છે.

વિશેષ:–૧. આ લોકગીત ઐતિહાસિક છે અને પેશ્વાઈના વારામાં ગુજરાતના પાટીદારોનો દોર કેવો હતો તે એથી જણાય છે. આ બનાવ પેશ્વા સવાઈ માધવરાવના વારામાં સને ૧૭૭૫ પછી બન્યાનું સમજાય છે.

૨. પ્રતિ વિષે જુઓ અં૦ ૩૦ ચ.

---

## અં. ૩૦ ગ–ફતેસિંહ ગાયકવાડનો ગરબો–ગુ. લો. (સં. ૧૮૨૩) પૃ. ૩૦–૩૫ (અપૂર્ણ)

આરંભ–ફતેસંગ ગાયકવાડનો ગરબો લડાઇનો. રાસડો
પ્રથમ પ્રણમું સંભુસુતને સરસ્વતી લાગુ પાય રે

અંગરેજને ઝીત્યા બાબાએ તેનો કહુ મહીમાય
નસીબનો બહુબલીયો ॥ ૧ ॥
બંગાલાનો સુબો કહીયે મીસ્તર ગાડર નામ રે
પુરવ બાંધું ઝીત્યું એણે મારર્યા ગામોગામ રે
નસીબનો બહુબલીયો ॥ ૨ ॥
વીલાતથી કોશલીઆ આવ્યા મીસ્તર ગાડર પાસ રે
રાઘવને પુને બેસાડયો ન ગણ્યો કોઇનો ત્રાસ–નસીબનો૦ ॥ ૩ ॥
+ + + +
રાઘવ ને બાટમની સાથે કોસલ બેસી કીધી રે
અમદાવાદ લેવું આપણને તાંહાંથી પણ લીધું–નસીબનો૦ ॥ ૪ ॥
ફતેસંગ બાબાને લખીઉં વેહેલા મળવા આવા(વો) રે
અમ સાથે અંતર નવ ગણુશો ન મળે તમસું દાવ રે–નસીબનો૦ ॥૫॥
+ + + + +
વાંચી જોઇને તરત જ તેડયા મુનસી ભોલાનાથ–નસીબનો૦ ॥ ૮ ॥
જઇ કહેજો મીસ્તર ગાડરને નહી આવું તમ પાસ રે
વઢવું હોય તો વેહેલા થજો ન ગણું તાહારો ત્રાસ રે–નસીબનો૦ ॥ ૯ ॥

અન્ત–મુનસી કેહે મીસ્તર ગાડરને રેહેજો રેવાતીર રે
અવાજ તોપ કાંઇએ નવ કરસો રાખી મનમાં ધીર–નસીબનો૦॥૨૯॥
એક દિવસમાં મુનસી આવ્યા સાજત બાબા પાસે રે
ગાડર સાહેબ કેહે મળવા આવો ન ગણુશો મનમાં ત્રાસ–નસીબનો૦૩૦॥
બાબો કહે ધારું નહીં એવું મળવાનું શું કામ રે
વાટેથી લુંટી લઇ એહને તારે ફતેસંગ નામ–નસીબનો૦ ॥ ૩૧ ॥
+ + +

વિષયાદિ—૧. આ રાસડામાં નારાયણરાવ પેશ્વા મરાયાથી તેની ગાદીએ ઇંગ્રેજોએ રાઘોબાને બેસાડ્યો. તેના વતી ગુજરાતનાં અમદાવાદ આદિ પેશ્વાઈ થાણાં કબજે કરવાને સન ૧૭૭૯ માં ઇંગ્રેજી લશ્કર સાથે સેનાપતિઓ મીસ્તર ગાડર અને મીસ્તર બાટમ રાઘોબા સાથે તાપી અને નર્મદા ઉતરી ગુજરાતમાં આવ્યા, તે વેળા વડોદરાના રાજા ફતેસિંહ ગાયકવાડ, જે બાબાને નામે ઓળખાતા હતા તેમણે તેમને હરાવ્યા, એ પ્રસંગ વર્ણવેલો છે.

૨. કડી ૩૧ થી રાસડો અધુરો છે, અહીંથી પાનાં કેટલાંક કોરાં રાખેલાં છે. ભાષા સાદી તેમ વર્ણન પણ તેવુંજ સાદું છે.

વિશેષ—૧. પેશ્વાઈની પડતીના સમયે ગુજરાતમાં ગાયકવાડીનું બળ કેટલું હતું, તે આ રાસડાથી જણાય છે. આ એક ઐતિહાસિક લોકગીત છે.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૦ અ.

अ. ३० ट.—फतेसिंहनी लावणी-हिं. लो.-र. गचु-पृ. १-५.

આરંભ–ફતેસીંગ માહારાજની લાવણી ॥ શેહેર વરોદડામાં ગાયકવાડે(ડ) એકતંતરે પોતીકો હુકમ ચલાવતા ને ધરમરાજ ચલાવતાં તેમના કારભારી ધડુજી ભાઉ કાકા ધાગજી વીગરે સાતપાંચ કારભારી તથા સાહેબ લોકના તથા દાક્તર સાહેબની સલાથી અફીણનો ઇજારો કરવાની ચીઠી લખાવીને સરકાર ફતેસંઘજી મહારાજ પાસે સહી કરાવવા ગયા તારે એમણે કહ્યું કે મારે કાંઈ કરવું નથી; ઇજારો કરી લોકોને હેરાન કરવા નથી. એવી રીતે કોઇનું બરોબર ના સાંભળતા તે ઉપરથી કારભારી લોકે ગુજરાતના ખીજમતદારને ફોડીને કેફની ગોલી ખવાડીને દીકરા બાપુ ગાયકવાડને પણ તાંહાં બોલાવી જઇને કહ્યું કે માહારાજ મરી ગયા તેવી રીતે મેનામાં લઈ જઈ જીવતા બાલ્યાં ને દગો થયો, એવું સંભળાય છે. તેની લાવણી નીચે લખી છે.

(ફતેસંઘ મહારાજની લાવણી)

वडोदे के दरमीआनमे माहाराजाका नाम सवाई ॥
गुजरखंडमे फीरती हे जीनकी दा(दु)वाई ॥
उनके उपर मदत मोलापन जतन इलाई ॥
राम तलाव उपर शखीने वनाई ॥ १ ॥

राग धोस्ते–वडोदा गायकवाडका, राज ओ करते गुजर खंडका ॥
हाथी उपर उडे जरी पटका, वाजता नोबतपर डंका ॥
अवका होते तोपुका, कलेजा धडके दुसमनका ॥
वीर नरसींघ वडा बंका, तखत तुम सुणो वडोदेका ॥
भला धन गाम रंग आला, सदा रंग नही रेहेनेवाला ॥
छत्रपती महाराज पुनमका चंद्र छत्र सवका ॥
गया खाखमे टुट वीखर कर दाणा मोतीका ॥ १ ॥

अन्त—

वैकुंठमे जाकर उने कीया रे ठेकाणा ॥
मेहेलमे मा रोवे ऊनका पलंग पडा सुना ॥
महाराज मर गये रे यारो हे सवकु मरना ॥
आखरकु मोत फीर मरनेसे क्या डरना ॥
आधी रातकु चली असवारी जंगल मसाना ॥

અંગરેજને ઝીત્યા બાબાએ તેનો કહુ મહીમાય
નસીબનો બહુબલીયો ॥ ૧ ॥
બંગાલાનો સુબો કહીયે મીસ્તર ગાડર નામ રે
પુરવ બાંધું ઝીત્યું એણે મારયાં ગામોગામ રે
નસીબનો બહુબલીયો ॥ ૨ ॥
વીલાતથી કોશલીઆ આવ્યા મીસ્તર ગાડર પાસ રે
રાઘવને પુને બેસાડયો ન ગણો કોઇનો ત્રાસ–નસીબનો૦ ॥ ૩ ॥

+ + + +

રાઘવ ને બાટમની સાથે કોસલ બેસી કીધી રે
અમદાવાદ લેવું આપણને તાંહાંથી પણ લીધું–નસીબનો૦ ॥ ૪ ॥
ફતેસંગ બાબાને લખીઉં વેહેલા મળવા આવા(વો) રે
અમ સાથે અંતર નવ ગણુશો ન મળે તમસું દાવ રે–નસીબનો૦ ॥૫॥

+ + + + +

વાંચી જોઇને તરત જ તેડયા મુનસી ભોલાનાથ–નસીબનો૦ ॥ ૮ ॥
જઇ કહેજો મીસ્તર ગાડરને નહી આવું તમ પાસ રે
વઢવું હોય તો વેહેલા થજો ન ગણું તાહારો ત્રાસ રે–નસીબનો૦ ॥ ૯ ॥

અન્ત–મુનસી કેહે મીસ્તર ગાડરને રેહેજો રેવાતીર રે
અવાજ તોપ કાંઇએ નવ કરસો રાખી મનમાં ધીર–નસીબનો૦॥૨૯॥
એક દિવસમાં મુનસી આવ્યા સાજત બાબા પાસે રે
ગાડર સાહેબ કેહે મળવા આવો ન ગણુશો મનમાં ત્રાસ–નસીબનો૦૩૦॥
બાબો કહે ધારું નહીં એવું મળવાનું શું કામ રે
વાટેથી લુંટી લઇ એહને તારે ફતેસંગ નામ–નસીબનો૦ ॥ ૩૧ ॥

+ + +

વિષયાદિ—૧. આ રાસડામાં નારાયણરાવ પેશ્વા મરાયાથી તેની ગાદીએ ઇંગ્રેજોએ રાઘોબાને બેસાડ્યો. તેના વતી ગુજરાતનાં અમદાવાદ આદિ પેશ્વાઈ થાણાં કબજે કરવાને સન ૧૭૭૯ માં ઇંગ્રેજી લશ્કર સાથે સેનાપતિઓ મીસ્તર ગાડર અને મીસ્તર બાટુમ રાઘોબા સાથે તાપી અને નર્મદા ઉતરી ગુજરાતમાં આવ્યા, તે વેળા વડોદરાના રાજા ફતેસિંહ ગાયકવાડ, જે બાબાને નામે ઓળખાતા હતા તેમણે તેમને હરાવ્યા, એ પ્રસંગ વર્ણવેલો છે.

૨. કડી ૩૧ થી રાસડો અધુરો છે, અહીંથી પાનાં કેટલાંક કોરાં રાખેલાં છે. ભાષા સાદી તેમ વર્ણન પણ તેવુંજ સારૂં છે.

વિશેષ—૧. પેશ્વાઈની પડતીના સમયે ગુજરાતમાં ગાયકવાડીનું બળ કેટલું હતું, તે આ રાસડાથી જણાય છે. આ એક ઐતિહાસિક લોકગીત છે.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૭ ચ.

अ. ३० ट.—फतेसिंहनी लावणी-हिं. लो.-र. गवु-पृ. १-५.

આરંભ-ફતેસીંગ માહારાજની લાવણી ॥ શેહેર વરોદડામાં ગાયકવાડે(ડ) એકતંતરે પોતીકો હુકમ ચલાવતા ને ધરમરાજ ચલાવતાં તેમના કારભારી ધડુજી ભાઉ કાકા ધાગજી વીગરે સાતપાંચ કારભારી તથા સાહેબ લોકના તથા દાકતર સાહેબની સલાથી અફીણનો ઇજારો કરવાની ચીઠી લખાવીને સરકાર ફતેસંધજી મહારાજ પાસે સહી કરાવવા ગયા તારે એમણે કહ્યું કે મારે કંઈ કરવું નથી; ઇજારો કરી લોકોને હેરાન કરવા નથી. એવી રીતે કોઇનું બરોબર ના સાંભળતા તે ઉપરથી કારભારી લોકે ગુજરાતના ખીજમતદારને ફોડીને કેફની ગોલી ખવાડીને દીકરા બાપુ ગાયકવાડને પણ તાંહાં બોલાવી જઇને કહ્યું કે માહારાજ મરી ગયા તેવી રીતે મેનામાં લઈ જઈ જીવંતા બાલ્યા ને દગો થયો, એવું સંભળાય છે. તેની લાવણી નીચે લખી છે.

( ફતેસંધ મહારાજની લાવણી )

वडोदे के दरमीआनमे माहाराजाका नाम सवाई ॥
गुजरखंडमे फीरती हे जींनकी दा(दु)वाई ॥
उनके उपर मदत मोलापन जतन इलाई ॥
राम तलाव उपर शखीने बनाई ॥ १ ॥

राग धोस्ते—वडोदा गायकवाडका, राज ओ करते गुजर खंडका ॥
हाथी उपर चडे जरी पटका, वाजता नोवतपर डंका ॥
अवका होते तोपुका, कलेजा धडके दुसमनका ॥
वीर नरसींघ वडा बंका, तखत तुम सुणो वडोदेका ॥
भला धन गाम रंग आला, सदा रंग नही रेहेनेवाला ॥
छत्रपती महाराज पुनमका चंद्र छत्र सबका ॥
गया खाखमे टुट वीखर कर दाणा मोतीका ॥ १ ॥

अन्त—

वैकुंठमे जाकर उने कीया रे ठेकाणा ॥
मेहेलमे मा रोवे ऊनका पलंग पडा सुना ॥
महाराज मर गये रे थारो हे सबकु मरना ॥
आखरकु मोत फीर मरनेसे क्या डरना ॥
आधी रातकु चली असवारी जंगल मसाना ॥

केहेते गंग्रु सुनो हुकम जो हुवाहे मौलाका ॥
गया खाखमे टुट बीखर कर दाना मोतीका ॥ १० ॥

**વિષયાદિ**-૧. આ લાવણીનો વિષય આરંભ ભાગમાં સ્પષ્ટ છે. વિશેષ એટલું નોંધવાજોગ જણાવેલું છે કે ફતેસિંહે વડોદરામાં ચૌદ વર્ષ રાજ્ય કર્યું; દર મહીને ડાકોરની જાત્રાએ જતા, હાથી વ્યાઘ્ર વગેરેના સાઠમારી કરાવતા. તેમના દિવાન ઇડુજીએ તેમને દગાથી બાળી મૂક્યા.

૨. કુલ કડી ૧૨ છે. ભાષા જુસ્સાદાર છે.

**વિશેષ**-૧. ઐતિહાસિક લોકગીત છે.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૦ ચ.

---

*अं. ३० ठ-१. चाडीयानी लावणी-हिं. लो.-र. फाजलखां-(र. सं. १८७२)-पृ. १-४*

## आरंभ—लावणी

ओतम फाडीआ वडा चाडीआ भाटडीपर जुलम कीया,
जब भाटोने कीया तरागा भरे सेहेरमे जीव दीया. चोक.
अचरत खेला देखो चतुराई, अपणे दीलकी बात भाटणीकु सुणाइ,
तुं हे वनीया में हु भाटणी, नहीं होओ असनाई,
जब फडीएने मुछ मरोड उसकुं धमकाई,
उसने गालीओ तुरत सुनाई, जद फडीएके दीलमे यारो तामस चढ आई,
तामस खा कर चला जाव हाकम हुकमसे मीला
करीती दंडवानेकी सला हाकमने हुकम ऊशकुं बोलावनेका कीया,
जब भाटोने कीया तरागा भरे सेहेरमे जी. ॥ १॥

## अन्त—

ए हलमकी खडकी दुसरे लदनसा गादी,
ऊनकी हुइती मदत भाटुकी रेहे गई बाजी,
केहेते फाजलखां लावणी सुण लेना ताजी,
ले गए समसाने ऊसकुं ले गये समसाने,
जला कर दी माणस माने जला कर आए घरो मीआने,
तुम देखो यारो अमदावादमे भाटोने तो जस लीआ,
जब भाटोने कीया तरागा भरे सेहेरमे जी ॥ १ ॥

**વિષયાદિ-૧.** આ લાવણીમાં નીચેનો પ્રસંગ વર્ણવેલો છેઃ-અમદાવાદમાં પેશ્વા સરકારના અમલમાં દશા દેશાવલ વાણીઆ નાતના એક ઉત્તમ નામના ચાડીઆએ એક ભાટડીને તેના ઉપર વ્યભિચારનો આરોપ મૂકી દરબારમાં લઈ જવા પ્રયત્ન કર્યો, ત્યારે તેના ધણી ભાટે પોતાની સ્ત્રીએ પતિવ્રતાપણાની ખાતરી આપ્યાથી તેની અને પોતાના કુટુંબની આબરૂ સાચવવાને છોકરાછોકરીને તથા ભાટડીને પણ સઘળા લોકો દેખતાં કાપી નાંખી દરબારમાં જતી અટકાવી અને પછી શેહેરના લોક સાથે મળી પેશ્વાના સુબાની હવેલીએ ગયો અને ત્યાંથી ચાડીઆને સરકારના હુકમથી ગધેડે બેસાડી કાળુપુર દરવાજે કાઢ્યો, ત્યાં પંચઇટાળી કરી લોકોએ તેને માર્યો.

૨. નાની મોટી મળી કુલ કડી ૭ છે.

**વિશેષ-૧.** પેશ્વાઈ જમાનામાં ચાડીઆઓની ચાડીચુગલીથી લોકોને કેવી સતાવણી થતી તેમ ભાટ લોકો ત્રાગુ કરીને ન્યાય કેમ માગતા તેનો ચિતાર આ લાવણીમાં છે.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૦ ચ.

---

## અં. ૩૦ ઠ-૨-ચાડીયાની વાર્તા-ગુ. ભા. પૃ. ૧-૭

**આરંભ**—ચાડિયાની વાત-અવલ અમદાવાદ શેહેરમાં ગાએકવાડ પેસ્વાની વખતમાં કેટલાક મસુર લોક ચાડિ ચુગલીનું કામ કરતા તે લોક સરકારના માનીતા હતા સાથી જે સરકારને પૈસા કમાવી આપતા શી રીતે જે હરકોઇને ઓરતને માથે ચાંમ ચોરીનું (એટલે વ્યભિચારનું) તોહોમત રાખી સરકાર પાસે ચાડિ કરી તે ઓરતની ઉપર સીપાઈ કરીને તેને બેહુરમત કરીને સરકારમાં બોલાવે ને તેને કહે જે તું સાચું બોલ તું કેટલા મરદ પાસે ગઈ છે તારે કાંઈ ફીકર નથી તું નામ સારા માતબર લોકોનાં લખાવીસ એટલે તને સાડી ચોલી અપાવીને કાહાડી મુકાવીશું. એ રીતે ચાડિયા લોક સમજાવી તેનો તથા મરદો જેટલા લખાવે તેટલાઓનો દંડ કરાવે ને ખત કરાવે તેમાંથી તે લોકને પણ ભાગના રૂપૈઆ મલે ને બીજા પૈસા પણ ખાઈ જાએ.

**અન્ત**—એ વાતને આશરે વરસ ૩૩ થયાં ને એ ઉપર લખેલા વીગરે શરવે ચાડિયાઓએ કોઈ દીવશે મેજબાની લાલા વજેરાંમની વાડીમાં કરી હશે. તે વખતે દુધ મણ ૧૨ નો દુધપાક ખાધો એટલું માણુસ ચાડિયાનું હતું. તે ઘણાક લોકને હેરાન કરતા તે મારા ગઆ ને સંવત ૧૮૭૨ ના ભાદરવા વદ ૪ ને રોજ એ ચાડિયા મરાઆ છે. ને ઉપર લખેલી ભાટણ શદુબા ઓરત જે જગો ઉપર મરાઇ તે જગો ઉપર ભાટ લોકોએ દેરડી કરાવી. તેથી એ ઓરતને સતી જાણી તેની માનત લોકોએ કરવા માંડી

ને આદીતવાર મંગલવારને રોજ નાલીએર, ચુનડી દીવો ઘીના લઇ જાએ એ રીતે આધીન રાખી દેસ્તાંન માફક ચલાવે છે એવી રીતે તે માનત વરસ ૫ તથા ૭ ઘણીક ચાલી ને હાલ પણ થોડીક ચાલે છે તેનું દેવલ સાપુર ભાટવાડામાં છે.

**વિષયાદિ**-૧. અં. ૩૦ ૪-૧ માંની લાવણીનો જ વિષય આ ગદ્ય ભાગમાં વિસ્તૃત તેમ જ નામઠામ આદિ વિગતો સાથે વર્ણવાયલો છે.

૨. આનો સાર ગુજરાતી રાસમાલા(આ. ૨ જી.)ના ભાગ બીજામાં પૃષ્ઠ ૫૧૫ થી ૫૧૭ માં છે. અને એમાં લખેલ 'સદુબાદેવી'ના દેરાનું ચિત્ર સ્વ. ફાર્બસ સાહેબ પોતે આલેખેલું તે ઉપરથી મુદ્રિત ચિત્ર ગુજરાતી રાસમાલા (આવૃત્તિ ૧ લી) ભાગ બીજાના પૃષ્ઠ ૫૧૮ આગળ છે.

૩. આની ગદ્યશૈલી અર્વાચીન શૈલીથી કંઇક જૂદી પડે છે.

**વિશેષ**-પ્રતિ ચોથીઆ કાગળની બે બાજુએ ગુજરાતી લિપિએ લખેલી છે.

---

## અં. ૩૦ ડ-સારી નરસી ચીજો-ગુ-ગદ્ય-પૃ. ૧-૩ (અપૂર્ણ)

**આરંભ**-જેટલા દેશોની સારી નરસી જનસો નીચે લખી જણાવી છે.

પંડ તો પાણીનો. રૂપ તો જાદવનો. દરશન તો પરમેશ્વરનો. તાડ માન સરોવરનો. હસ્તી કુંજર બંદરનો. પદમની સીહલ દ્વીપની. ચતુરાઈ ગુજરાતની. વસતું હિન્દુસ્થાનનું. સવાદ જીભનો. ને મતું પંચનું. ખેતર વાડનું. ધન ભેંસનું. દાન માથાનું. ગાળ માઆ શમાંની. ચુડો દાંતનો, વીખવાદ ગધાનો. ઉદર માતાનો. ધડ લંકાનો. વાણી વ્યાકરણની. તીલક કેસરનો. ભગતી વાંછુ રાજાની. જે રામદે રાજાનો બાપ. વાજુ નીશાન લડાઇનાં. હાટ કટકનું. ચઉવટું અમદાવાદનું. જુધ જરાસંધ રાજાનું. બાણુ અરજુનનું. ગદા ભીમની. કંકણુ કેદારનું. ઘોડો પાણીપંથો. પુરૂષ પંજાબી. ભુંઢો માડવીનો. ચાવડ વાઘડના. મેહેલ ઉત્તરનો. લેણું સમાણસનું. દયા માર ખંડની. રાજ રામનું. રાણી દમયંતી. ઢાલ ગેંડાની. બરછી મોરસદની. કટાર ઉશીકરા રાદની. તરવાર સીરોઈની. ખંડાપેતાં સીરોઇઆં. હરખના તો રેગ. નર મારૂ ધરતી નીપજે. બુરાણપુરી રંગ. રૂપ નલરાજાનું. તેજ સુરજનું. જોગ સંન્યાસીનો. રૂસણું ભટીયાણીજીનું અમરત ચંદરમાનું. રીધસીધ ગણેસની. વડ તો પ્રાગવડ. મસરૂ તો કાશીપુરી. શેહેર તો લાહોર. બેઠક તો દીલીની. ભેંસ તો વઢવાણની. બળદ તો હળવા(વદ)નો. બેટા વાણીઆનો. ધાતુ કંચનની. પુન પરીવારનું. હ(અ ?)કડાઈ જાત(ટ ?)ની. ઝઘડો ગુજરખંડનો. ચોરી મે(ભીયા ?)ણાની ને બંધી મહાજનની. સાચી સુબુધ દરશનની ને સુબુધી

બ્રાહ્મણની. સાચું હઇયું કુંજરનું. દેવલ અંબાજીનું. પાન માગસર મહીનાનાં. તમાકુ સોરઠની. દાત(તા)ર તો મેઘાડમર. બાગ તો નવલખો.

વિષયાદિ–આમાં જેમ જે ચીજો માટે જે દેશો વખણાયા છે તે દેશની ચીજો ગણાવી છે, તેમ જે વ્યક્તિઓ કે પ્રાણીઓ સારા ગુણ કે શક્તિ કે વસ્તુ માટે વખણાયલાં છે તેમની પણ ગણના છે.

વિશેષ–દરેક ચીજ અલગઅલગ પંક્તિમાં લખેલી છે. આઠપેજી કાગળની એક બાજુ ઉપર પ્રતિ લખેલી છે. પ્રતિ અધુરી છે.

---

अं. ३० ह–अमदावाद शेहेरनी लावणी–मिश्र हिं. गु. लो.–र. कीशोरदास–(र. सं. १८६८) पृ. १–८.

आरंभ–अमदावाद शेहेरनी लावणी—

शिवका तन समरु रे गणपती सींदुरे बाळा,
सरस्वती शुध बुध विद्याका खोल देने वाला ॥ १ ॥
अंबा माका हुकमसे एक छंद बोलुं सरखा,
पारवती पन राखजो कल्याण करजो जीवका. ॥ २ ॥
×          ×          ×          ×
एही शिवका समरण ले माणेकनाथे,
सावरमती निरमळ वेहेती जळ गंगाकांठे ॥ ४ ॥
मढी बांधके रेहेते बावा गोदडीआ कहेते
कैलासवासी करुना सागरके दरशन करते ॥ ५ ॥

अन्त—

धन धन कहे दलीपय पादशा अहमदशा पादशा,
राणीका रंग मेहेल बनावे साजा नावाजा ॥ ४३ ॥
सवालाख घोडेकी रोजीका सरपाव दीया,
आप खुश हुवे देखकुं तब पाछाइ बाग कीया ॥ ४४ ॥
एतनी बात आगे गइ अब वरती रही थोडी,
सब देवनकुं शीश नमावुं नमुं वेहु कर जोड ॥ ४५ ॥
कलजुग आयो कोपतो लोपतो संसार रे,
अंबे मा तमे वाहारे चडजो नोधारुं आधार रे ॥ ४६ ॥
संवत अढार अडसठ वरखे जेठमासे वारे वार रे,
करे विनती रंक कीशोरदाश उमयापत महाराज रे ॥ ४७ ॥

**વિષયાદિ**-૧. આ લાવણીમાં અહમદશા બાદશાહે અમદાવાદ વસાવ્યાનો પ્રસંગ વર્ણવેલો છે. પ્રસંગ જાણીતો છે. તેમાં અને આમાં માત્ર એક મોટો પાડફેર એ છે કે સસલું કુતરા ઉપર ધસી આવ્યું અને તે ઉપરથી બાદશાહે તે સ્થળે અમદાવાદ વસાવવાનો વિચાર કર્યો એમ પ્રસિદ્ધ છે તેમ આમાં જણાવેલું નથી, પણ તેને બદલે નીચેની ઘટના વર્ણવેલી છેઃ—

સાબરમતીને તીરે, પાટણથી એક રાવત દરરોજ ગુર્જર કુંવરીને પાણીપંથે ઘોડે ચઢી જોવા આવતો; એક દિન બાદશાહે ઘોડાને થાકેલો જોઈ તેને પ્રવાસનું કારણ પૂછ્યું અને તેણે ઉપલી હકીગત કહી. એથી અહમદશા જાતે તે સ્થળે ઘોડેસ્વાર થઈને ગયો અને એ સ્થલ તથા ત્યાંના જનોથી પ્રસન્ન થઈ ત્યાં શહેર બંધાવ્યું.

૨. કડી ૪૭ છે.

**વિશેષ**-પ્રતિ માટે જુઓ અં. ૩૦ ચ.

---

અં. ૩૦ ण—टोपीवालानुं कवित-हिं. लो. पृ. १

कवित १

छपय छंद–डरे दशे दिकपाल, अरी थरहरे अटंका;
परवल तेज परहरे, वडा भुपत गढ वंका;
भावनगर भ(भु)ज भुप, जांम दीन रेनन जंपे;
इडरगढ आंबेर, फछ मालवधर कंपे;
नरपती कोए मांडे नही, धार पतसाह धरे;
अंगरेज सेण तोसु अबे कोण तेग सामी करे ॥ १ ॥

कवित २

फीरती कहुं वीलातकी, जांहां कुंपनी राज करत हे;
आतसबाजी अजब, देशपती दलु डरत हे;
गढपती कीए गरक, थरक पाशाइ थरके;
चौदेश पडी चमक, देख टोपीके डरके;
बाहार महलार बंगला बीच, कासीकु लद लीजीओ;
कंपनी करमकी काहा कहुं, ज(जी)ने धर गुजर अमल लीओ.

**અન્ત**—બારોટ કાલીદાસ પુંજાના ચોપડા ઉપરથી ઉતારી છે. રેહેવાસી અમદાવાદ મધે સાહાપુર કોટડી મધે ભાટવાડામાં.

**વિષયાદિ**-પહેલા કવિતમાં કાઠીયાવાડમાં ભાવનગર અને જામનગરના તથા ગુજરાત, કચ્છ, ઇડર અને રજપુતાણાના રાજાઓને ઇંગ્રેજે જેર કર્યાનું વર્ણવેલું છે. અને બીજા કવિતમાં વિલાયતમાં રાજ્ય કરતી(?) કુંપની સરકારના પ્રભાવનું અને ગુજરાતનો અમલ હસ્તગત કર્યાનું વર્ણન છે.

**વિશેષ**-એક અડધા કાગળની એક બાજુએ આ બે કવિતો ગુજરાતી લિપિમાં ઉતારેલાં છે, તેને (૬૧) મા પાનાનો આંક નાંખેલો છે અને લાલ પેન્સીલથી નંબર '૪૯' મો નોંધેલો છે. એક 'આંક' અને 'નંબર'નું અનુસંધાન કોની સાથે છે તે સમજાતું નથી. અં. ૩૦ ત વાળાં બે કવિત પણ '૬૨' મા આંકવાળા એ જ કાગળના બીજા પૃષ્ઠ ઉપર લખેલાં છે.

---

अं. ३० त–रुद्रमालनुं कवित. हिं.–पे. पृ. १.

आरंभ—रुदरमालानुं कवीत.

> पथर सेहे चऊद चुमाल, थंभ पण सेहेस निरंतर,
> पथम क्रोड अढार, जडां जेणे मांणक मनोहर,
> सवा लाख ध्वजदंड, लख कलश शोवरण तणा,
> कोरणी घणी वीशाल, चक वोहो रुदर न हले,
> जोत मोहोल सोने जडी, रुदरमालो चकवत हे,
> चडय (चौद ?) करोड मोहोर कागल चढी,...

तलावनुं कवीत—

> शवंत शंकर वीर, चैत्र सुद लग्न आचार,
> भरणी नक्षत्र भरण, शुभकर वार सनीशर,
> देशोत दंडे सात, टका क्रोड पांत्रीसें,
> सीडी पथर पचाश, पल ओगणपचासे,
> तास नीर भागी तरस सुंण धरा गुजरधणी,
> शेशलींग सरोवर सरस, सी सोभा बखाणुं ते तणी.

**વિષયાદિ**:-આ બે કવિત ગુજરાતના કોઈ એક રાજાને સંબોધી લખાયલાં છે. પેહેલા કવિતમાં સિદ્ધરાજ જયસિંહે બંધાવેલા રુદ્રમાળનું અને બીજામાં સહસલિંગ તળાવનું વર્ણન વર્ણવેલું છે. સહસલિંગ તળાવ સંવત ૧૧૧૫ ના ચૈત્રમાં બંધાયાનું કવિત બીજામાં જણાવેલું છે.

**વિશેષ**:-પ્રતિ માટે જુઓ અં. ૩૦ ण.

---

અં. ૩૦-પ-રેવાપુરી માતાનો ગરબો-ગુ-લો.-૨.
કેશવ-પૃ. ૧-૩.

આરંભ-શ્રીગણેશાયનમા. અથૅ (થ) શ્રીરેવાપુરી માતાનો ગરબો લખો છે.

> વ(વિ)મલ કમલદલ વાંસા(વંશ)નીઃ ને ભવ દુઃખેઅ વીનાસા(સ)ણીઃ
> નાસકાંની ॥૧॥

નાસકાંની દેવી સારદાઃ વીઘન હરણ ગુણ દીહતાંઃ
શાવ શુખ લઇ સેવતાઃ પ્રાશ્રીત સઘલા દુર પલેઃ ॥૨॥

\+ + + +

વણીક વસે વડવા ભણીઃ ને તે ઘેર સત્સંગાત સતી ધણીઃ
વણજ કરે વેવારીઆંઃ ને વાહાણ બે સણગારીઆંઃ
તારીઆંઃ જે બેટા બે બેશારીયાંઃ બીજે બંદરે ઉતારીયાંઃ ॥૫॥
બીજે બંદર જઈ ઉતરીઆઃ નંદ સુત નગર દીધો મેવાસઃ
વરસ એક વેપાર કરતાંઃ પોતી મનની આસઃ
વણજ કરીને વલીઆં બે બંદરઃ ને વેગે વાહાણ તારીયાંઃ
અં(અ)ગર તંગર ને ચોળ(ત) મજીઠઃ વસ્તર વીધવીધનાં ભારીયાંઃ ॥૬॥

\+ + + +

શીયો(હો)ર નગર ભણી શ(સં)ચરતાંઃ શાઅર (શં)કટ પડીયાંઃ
ઓતરને લઈ દક્ષણ મેલુંઃ પુરવ પશ્ચ(મ) આણ્યુંઃ
વાશગી (વાસુકી) નાગનુ મેં નેતર કીધુંઃ મેરૂ રવઍ તાંણીઃ ॥૧૭॥
સાત સાઅર મેં ઘોલી પીધાઃ ચઉદ ભોવંન ગત જાણીઃ
થઉ પ્રભાત ને વણીક ઉજાગોઃ જઇ મંડપમાં જુએઃ
કટકાં કોડ થયા વજમાંનાઃ ત્રાઅ ત્રાઅ કરી રૂવેઃ ॥૧૮॥
એક અસુર દલ દુર્ગે? જઇ આવુઃ વરણુવ વન સારૂંઃ
તાંહાં ભમરા કોડ પ્રગટાંઃ તે શરીર ખાધુ ફાડીઃ
કેશવ કે હુ શંકટ પડીઓઃ અ(અં)બા યાદ હુ જાણુંઃ
ભક્તજનો સહુ ભજે ભંવાનીઃ ચઉદ લોકનો દાસઃ
કાલે ઘેલે કરી વીનતીઃ અંબા પુરો વાસઃ ॥૧૯॥

**વિષયાદિ–૧.** આ ગરબામાં સંકટસમયનો નીચેનો પ્રસંગ વર્ણવેલો છેઃ–

શીયો(હોર)ના એક વાણીયાએ બે છોકરાને વહાણે ચઢાવી દૂર દેશાવર વેપાર કરવા મોકલ્યા. તેઓ ત્યાંથી માલ ભરેલા વાહાણો સાથે દેશ પાછા ફરતા હતા ત્યાં ભરદરીએ તોફાન થયું, તેથી વાણીઅણે દેવાપુરી માતાને અખ્યાણું દીધું અને એક પુત્ર શરણે સોંપ્યો. દેવીએ પ્રસન્ન થઈ તેને સાત પુત્ર દેવાનું વરદાન દીધું; પરંતુ તેની દેરાણીનું દિલ એક પુત્ર શરણે આપતાં ચોરાયું તેથી તેણે ખજુરનો પુત્ર બનાવી માતાને આપ્યો, એટલે દેવીએ તેને શ્રાપ દેઈ તેનું ખેદાનમેદાન કીધું.

૨. કુલ કડી ૧૯ છે, પણ દરેક કડીમાં વત્તીઓછી પંક્તિઓ છે.

**વિશેષઃ**–એક કાગળ ઉપર બે બાજુએ આ ગરબો લખેલો છે, લેખન અશુદ્ધ છે.

**અં. ૩૦ દ–લખણી પૃ–૧**

**વિષયાદિ**–ડભોઇના એક માગણે મદદ મેળવવા એક લખણી કરી હશે તેનો આ લેખ છે. તેનું લેખન ઘણું જ અશુદ્ધ, અક્ષરો કાનો માતર વિનાના બોડીયા છે તેમ અક્ષરે અક્ષરને વચ્ચે પાણો મૂકીને છૂટા પાડેલા છે. એ લખણી ઉકેલવી મુશ્કેલ છે.

---

**અં. ૩૧ ક–રાઠોડ વંશાવલિ–ચા–કા. ૨. આંબે**
**કુવઅલુ. ૫. પૃ. ૧–૨.**

**આરંભ**–શ્રીગણેશાય નમઃ ॥ શ્રીસરસ્વતૈ નમઃ ॥ અથ રાઠોડની વંશાવલિ લખી છે.

દોહા ॥ સરસતી સમતી દેઓઃ મો મહતી આંસઃ ॥
આપુ રાઠોડાં ઉતપતઃ વધવધ કરી વણાઅઃ

છંદ પધરી॥ જણુ કલાં કત[1] જનમો સોનાંણુઃ વાપાંણુ કરૂ સોઅ ક(કુ)લ વપાણુઃ॥
કતરે(રો) હુવો સકત[2] કાઅઃ ઓપી અંણુ ગાદીઅ સોઆઅઃ
સકતપાટ રાતગ[3] સધીરઃ વાંધલો અતે વીરાધ વીરઃ
રાતગરૈ દેદ તાગીક[4] રાંણુઃ જણુ તાગીકરો રમ જાંણુઃ

**અન્ત**– ભાનોપાટ [51]ગંભીરભુવઃ રાજાંન તલક હંદૂઆણુ રૂપઃ
આપરા **પવાડા** કુહાઆંણુઃ જલપાર લેઅવો સમુદ્ર જાંણુઃ ॥
તજાઅ જાય ગોપાલઆંણુઃ પતસાહ લડા કે કે પ્રમાંણુઃ
બુધરો પાતસા મહાવીરઃ આવીઓ પોલ લેવણુ અમીરઃ ॥
કે કે લડાઇ પતસાહ કીધઃ લાપા દલ નહકો પોલ લીધઃ ॥
એ પોલ ચડે ઘોડેસાં આણુઃ જોધાંણુ લીધ સો જગત જાણુઃ॥
પટ માસ પોલ સર આપ પીજઃ લડાઇ કરી ઘર રાવ લીધઃ ॥
વેહતાં જ સંધિ વંકાવ પેરઃ ગઢપત ગઢવાડા લીઆ ઘેરઃ ॥
અગ જીત કલુતા રંગ આંણુઃ ભાંનરા લીઓ હંદૂઆ જ ભાણુઃ॥
પલ કીઆ ભોમીઆ સર્બે પેસઃ રાઠોડ દીઆ અરીઆં ણુરેસઃ॥
**એવડે પવાડે કીઓ** આંકઃ સેંહકોઅ માંન ગાધણી સાંકઃ ॥
વારો જાલંધર વહે વીરઃ ગઢપત **ધણી** ઇડર **ગંભીરઃ** ॥
આપરે કુંઅર **અંમેદ** આંણુઃ જેહો દસરથ રમી જાણુઃ ॥
આપ બેઠા ઇજત બંધી એણુઃ જોધાંણુ ગાદીએ ધરમ જેણુઃ ॥
અ(ચ)લ રહો ચરંજી કુંઅર આપઃ માગણુ તણુ માલવ માબાપઃ
ઇડર ધણી ગંભીર ઇસઃ આપે કવઅલુ દે આશીસઃ ॥ ૧ ॥

ઇતી આસીસ સંપૂરણ છે ॥ શ્રી ॥ છે ॥

**વિષયાદિ**–૧. આ પવાડામાં, ઇડરની ગાદીના ધણી રાઠોડવંશી રાજા ગંભીરસિંહજીના **૫૫** પૂર્વજોની ઉત્પત્તિ અને વંશાવલિ **ક્રતથી** આરંભી બીજા ભાનુરાજ પર્યંતની તેમના એક એક પંક્તિબંધ ગુણગાન સાથે વર્ણવેલી છે. દરેક રાજાના નામ ઉપર અંક મૂળ પ્રતિમાંજ મૂકેલા છે. કુલ ૫૬ રાજાઓ સંબંધી ઉલ્લેખ છે.

કવિએ **૫૬**મા રાજા ગંભીરસિંહે બાદશાહ સાથે ઇડરગઢ લેવા સંબંધમાં થયલી લડાઇમાં વિજય મેળવ્યાનું છેલ્લી ૮ કડીમાં વર્ણવી પવાડો પૂરો કીધો છે.

૨. કુલ કડી નોંધેલી નથી, પણ ૩૫–૩૬ ને આશરે છે.

**વિશેષ**–૧ ઐતિહાસિક હોઇને આ પવાડો ઉપયોગી છે.

૨. પ્રતિ અમદાવાદી આખા કાગળની ચામડાના પુઠે બાંધેલી ૬૨ પાનાની નોંટમાં બે હાંસીઆ પાડી મધ્યભાગમાં ઉતારેલી છે. લિપિ બાલબોધ છે પણ કેટલાક અક્ષરોનો મરોડ માથાંબાંધી ગુજરાતીનો છે.

---

## અં. ૩૧–અ–માણુની વાર્તા–મિશ્ર ચા. ગુ. કા– ૨. પરમાણંદ–પૃ. ૧–૫

**આરંભ**—શ્રી ગણેશાય નમઃ

ઇડર નેએર સોહામણું–સરપર ચાઅણુહાર;
કોટિધ્વજ વાંકા વસે રાઓ કલાચી વાર. ૧
નપ સપ ઢંકુ કુંકલે પાટંબર દુકુલ;
ગોરડિયાં ગ્રહ ગ્રહ પ્રતે રંભડિ ઝાંઝાઝુલ. ૨
વાડિ ભાર અઢાર શુભ મધુકર જુથ માંણંત;
માંનુ વંદા કોટ હે પટ.રત વસંત વસંત. ૩
ચોહો દસ અપ વણુગેણુ લગ તા વચ સેહેર વણાઓ;
ચહું દશ અવ સાહેઓ ધણુ ધગે દરિઆઓ. ૪
ઇડર તણી બરાબરી કીઓ સોનેઅર કરેઅ;
વણુ સાસત્ર અઢાર વન એકણુ પાઓ ધરેઅ. ૫
ઓતણે ભામન બહુત સંઘલી રાજકુંઆર;
કર કાંનડ દુઆરામતી લીલારંભે વેહાર. ૬
રાઓ રમે સંઘ રાણીઆં લીલા રંગ અગાહ;
કામ કી ભુજે બાપડો એક નારચો નાહ. ૭
તે ધર બને પ્રગટીઆં માણુણ ને વનુ વશેક;
પઠે પરમાણદ પ્રીતસત તાઓ વનોદ વસેક. ૮

**અન્ત**— સતભાંમા માંણુણતણી રૂડી રાપી રપ;
એક પોહો પકે કારણે હરલેઆ આ વ્રપ. ૯૪

માણુણને રાજન મલે વાધી પ્રીત અપ્રંમ;
જાણે કે વીછડીઆં મલાં લછી અને પરમ. ૯૫
વના આવતી માણુણી બેએ મલાં એક રંગ;
માંનુ જમના જલ જુ સાહેર મલે સચંગ. ૯૬
માંણુણ તું ભાંમન સકલ રાચ્યો કલાંણુ સજંન;
વાર વલસે આપણી દોઆરા માંહ કસ્ન. ૯૭
તે ધર પરમાણંદ કવ કવતે પુગ સરીપ;
કીઆ સમપૂરણ પ્રીત સત અપણી મત સરીપ. ૯૮

વાત સંમપૂરણ લખી છે.

**વિષયાદિ**-૧. આ વાર્તામાં ઇડરના રાવ કલ્યાણને (વિ. સં. ૧૬૭૨) ધીરે ધીરે માણુણ સાથે કેમ સ્નેહ વધ્યો તેનું શૃંગારરસથી ભરપૂર વર્ણન કરેલું છે.

૨. કુલ કડી ૧૯૮ છે. એ દોહરા છે, એમ માપ ઉપરથી સમજાય છે.

**વિશેષ**-૧. આ વાર્તા ઇડર શેહેરની સ્થાપનાનો તેમ જ એક રજવાડાના અંતઃપુરના વ્યવહારનો ચિતાર આપતી હોવાથી રસિક અને ઉપયોગી છે.

૨. પ્રતિ માટે જુઓ અંક ૩૧ ક.

---

**अं. ३१ ग. सरस्वतीमाहात्म्य-सं. पु-(र. सं. ) (लि. सं.-१९०९)-**
पृ. ९-६२

**आरंभ**—श्रीगणेशाय नमः ॥

सद्विद्ये च सरस्वति भगवति कंठस्थिते प्राणिना-
मंतरस्थैश्च स्वरैः स्पृशैर्लघुगुरुभेदैर्विभासि सदा
ह्रस्वैः प्लुतैश्च दीर्घैर्धर्मविविधैरुष्मैर्हसैर्थ्य(?)जनै-
र्मातस्त्वां च नमाम्यहं हि सततं वर्णात्मिकां भारतीम् ॥१॥
मार्कंडेयं सुखासि(सी)नं वृहन्मुनिनिषेवितं
तरुणादित्यसंकाशं सर्वशास्त्रविशारदं ॥ २ ॥

**अन्त**—

ब्रह्मस्तुतायाः व्याख्यानं व्यासेनैव प्रकाशितं ।
यः श्रुणोति कथामेतां गच्छंति परमं पदं ॥ ९१ ॥
मार्कंडे(ड) स्कंदयोर्मध्ये किंचित्प्रोक्तं द्विजोत्तम ।
महात्मं (माहात्म्यं) च सरस्वत्या(:) सर्वपापहरं नृणाम् ॥ ९२ ॥

इति श्रीमार्कंडेयोक्ते सरस्वतीपुराणे प्रयागादितीर्थकथनं नाम द्वात्रिंशतितमः सर्गः ॥ ३२ ॥ लेखक ग्रामकूकडियाना तरवाडी भाइशंकर उदेरामः ॥ संवत् १९०९ शके १७७३ माघ शुद्ध एकादशि मंदवासरे इदं ग्रंथं समाप्तः श्रीस्वामीनारायणाय नमोनमः ॥ श्री ॥

**વિષયાદિ-૧.** આ સરસ્વતી પુરાણ માર્કંડેય પુરાણનો ભાગ છે. આમાં પ્રભાસ-પાટણ આગળની સરસ્વતી નદીનું માહાત્મ્ય વર્ણવેલું છે.

૨ આ પુરાણ અધ્યાયબદ્ધ છે, પરંતુ લહીયાએ બીજા અધ્યાયથી સર્ગસંજ્ઞા વાપરેલી છે. કુલ અધ્યાય ૩૨ છે.

**વિશેષ-૧.** માર્કંડેય પુરાણમાં આ ભાગ છપાયલો છે.

૨. પ્રતિ વિષે જુઓ અં. ૩૧-ક. વિશેષમાં લહીઆએ આ પ્રતિને પાનાં ૬ થી વિશેષે શોભાવવા લાલ શાહીના હાંસીઆ પાડ્યા છે અને શ્લોકના આંકડાની આસપાસ લાલ શાહીથી પાણો કરેલી છે. બે સ્થળે પાછળથી પંક્તિઓ હાંસીઆમાં ઉમેરેલી છે. પ્રતિ ઘણીજ અર્વાચીન છે અને અશુદ્ધ પણ બહુ જ છે.

---

## અં. ૩૨-ક રાવ વિરમદે ચરિત્ર-ગુ. ઐ. ગ. વા-
## (લિ. સં. ૧૯૧૯)-પૃ. ૧-૪૭

**આરંભ**—લખી આપનાર આ(ચા)રણ ધીરજી

શ્રી સ્વાંમી નારાયણાયન્મઃ ॥ શ્રી ગણેશાયન્મઃ ॥ વીરમદે ઇડરીયારો ઇતિહાસ લિખતે ॥

દોહા— સદા મનોરથ શુભ કરણ ॥ વાણું આપર બેસ ॥
સારો પેહલો સંમરજે ॥ ગુણ દાતાર ગુ(ગ)ણેશ ॥ ૧ ॥

વાર્તા—સમંત ૧૬૩૦ આસરે રાવ નારણદાસજી ઇડર ગઢ ઉપર રાજ કરે તે રાવ નારણદાસજી બડો પ્રતાપી તે સમાને વિષે કુવરજી વીરમદેજી બડો સુરપીર માંણુરો દરજોધંન દાણરો કરન બાણરો અરજુન જાણરો સીંહદેવ તે સમાને વિષે કુવરજી વીરમદેની ઉમર આશરે વરસ ૨૦ ની તારે કુવરજીને ગણગોરાંરી ઘણો સોય તે ગણગોરાંરી અસવારી નીકલે એ સમાને વિસેં પુંગલથી એક કવિ આવો તેણે વાત કરી જે ગણગોર તો આંપની યેં ભલી પણ પૂંગલની ગણગોર તારીફ લાયક છે એટલામાં કુવરજી બોલા તે પૂંગલની ગોર તો કાં દેખવામાં આવે તારે કવેસર પૂંગલનો બોલીયો જે પૂંગલની ગણગોરનાં દેખવામાં આવે તો સાવણ સુદ તીજનો ઘણો એક હરખ ઉછાહ પૂંગલ થાય છે જરૂર દેખવા લાયક છે—

**મધ્ય**—હમે (વે) પીરમદેજી પણ મનમાં વીચ્યાર કરે છે જે સાહજાદાનેં મારી અતરેથી જીવતો હુ સી રીતેથી જાઇસ એવો વિચ્યાર દિલથી કરતાં કરતાં એ જ ભુલવણી ઉપર એક કબુતર બેઠુ હતુ તે સમે ભુલવણી ઉપર મનાડી પણ ચડી તે મનાડીસેં તાકીનેં તે કબુતરનેં પકડુ તે પકડી ચાર પગાં વીચમી લેઇ નીચ જમીન ઉપર આવી પડી તે કબુતરના તો ફેદાં ઉડી ગયાં

મે તે મનાડીનેં કસી ઇજા ન થાતાં સાજીતાજી ચાલી ગઇ તે વીરમજીયેં મનાડી કબુતરનેં પકડી નીચી પડી તે કૌતક નજરેં દેખુ તે દેખીનેં મનમાં એવો વિચ્યાર કરો જે હુ પણ અત્રેથી સાહજાદાને પકડી નીચો પડુ તો સાહજાદાને મારૂં ને શ્રી પરમેશ્વર કરે તો હું સાજેતાજે રહું ને સાહજાદો ને અમે બનેં મરીસુ તાં પણ શ્રી પરમેશ્વરનેં ગમસેં તે થાસેં નેં તે સમયે રાવજી પાસે ફગત છોટીસી ૧ કટારી હતી નેં તે વખત એવો ઇરાદોં કરીનેં સાહજાદાને ગલે પકડીનેં હેઠ સાહજાદાનેં ઉપર વીરમદેજી ઇમ થકા નીચે જમીન ઉપર આવી પડા તે પડતાં પડતાં સાહજાદા ને કટારીયો ૩ ત્રણ મેલી તેથી સાહજાદો તો ગુજરી ગયો નેં વીરમદેજીનેં કસી ઇજા આવી નહીં નેં જમીન ઉપરથી તરત ઉઠીનેં પોતાનો ઘોડો ચાકર પકડીને હાજર હતો તે ઘોડા ઉપર અસવાર થઆ નેં ચાકરનેં ઘોડાની પીઠેં બેસારી લીધો ને તાંહાંથી નીકલા તે પાછા પોલાંમાં ગયા નેં સાહજાદો મારો તેથી સાહજાદાની તરફના લોક હતા તેમનાં મન ઉદાસ થઇ અમદાવાદ તરફ ગયા—(પાનું ૨૧-૨૨)

અન્ત—ઇડરમાં પણ ઘણોએક હરષ થઈ રહો છેં ને રાવજી વીરમદેજીને પણ ઘણોએક હરષ ઇડર પધારવાનો છેં તે સાં(જના) વખતના ઇડર જાવા સારૂ તમામ અસવારી તેઆર થઈ છે તે વખતનેં વિસેં પરમેશ્વરનેં કરવું ને એવી વાત બણનારી તેથી રાવજીયેં હુકમ કરો જે જેંપુરથી સરપાવ આપો છે તે સરપાવ લાવો ને આજે પેહરીયેં તેથી તે સરપાવ લાવી તોસાખાંનાવાલે હાજર કરો તે તમાંમ સરપાવ તેજ વખત પેહરો તે વાગો પેંહરો તેજ વખત સરીર જેંહરમાંય જેંપુરથી ચોપડુ હતુ તેથી ચીરાઈ ગઈ ને ઘડી ૪ તો રાવજી વીરમદેજીનુ સરીર રહુ ને પછી સરીર છુટી ગઈ ને મોહા હાહાકાર થઓ ને ઘણીક ઉદાસી થઈ ને ઇડર સંમાચાર ગઆ ને વીરંમદેજી બીલોડે દેહ છૂટી ને ભીલોડાની મગરી ઉપર અગની સંસકાર કરો ને તાંહાં છતરી કરાવી છે તે હાલ સાબત છે તેથી ચંદરાવતીજી રાંણી ત્યા રાંણીઃ વાઘેલીજી વીગેરે સતીઓજી થઈ તે રાવજીનો પાઘ લેઇને બલી. ને પોતાનો ભાઈ કલાંણમલજી હતા તે ગાદીએ બેઠા—

ઇતી **રાવજીશ્રી વિરંમદેજીનો** ઇતિહાસ સંમપુરણ સં **૧૯૨૯** ના વઇસાખ વદી ૧૪ દીને લખીતંગ ગાંમ કુવાવાના જુસ્રા જાહારા ધીરજીનો છે લખાવીતંગ ઇડર ગઢ પ્રગણે ગાંમ કુવાવાનો જુલાઃ ધીરજ લખીતંગ સુત નારાજી ધીરજીનો બેટો તેઓની સલાંમ શ્રીસરકાર હજુરમાં હજાર વાર ધરતી હાથ લગાવી પોચે મારફત મહીકાંઠાના દફતરદાર રાજેશ્રી હીરાલાલ ભાઈ બાલકૃસ્નાંજી સાહેબની મારફતથી લખી છે.

વિષયાદિ-૧ આ વાર્તામાં ઈડરના રાજા વિરમ દેવજીનાં પરાક્રમો (સં. ૧૬૫૦ પછીનાં), કૃત્યો અને અપકૃત્યો વર્ણવેલાં છે. આમાં, વિરમદેનો ડુંગરપુરના રાજા સાથેનો વિરોધ, મોસાળ પક્ષના ઉદેપુર રાજ્યના રાજાની સહાયતા અને આતિથ્ય, અમદાવાદના બાદના શાહજાદાનું ખુન, પોતાના ભાઈ રામસિંહજીનું ખુન, દ્વારકાંની જાત્રા, હળવદના રાજા સાથે પોતાની બેનનું લગ્ન, ભાઇના ખુનના પાપથી મુક્ત થવા સારૂ કાશીની યાત્રા, ત્યાંથી જયપુર અને દિલ્હીનો પ્રવાસ, અને અંતે જયપુરમાંથી સરપાવમાં મળેલા ઝેરી પોષાકથી મરણ, એ પ્રસંગો રસભર વર્ણવેલા છે.

૨. જો કે આ વાર્તા ચારણે કહેલી છે, છતાં આમાં સામાન્ય રીતે ચારણોની વાતોમાં જણાઈ આવતાં હિન્દી સાહિત્ય આદિનાં કવિત્તો છંદો વગેરે નથી. માત્ર ૭ સાત જૂના દોહરા છે; બાકી વાર્તા ગદ્યમય છે. ભાષા, પ્રાચીન નથી પણ મધ્યકાલીન ગુજરાતી છે, એમાં ચારણી ભાષાના સંસ્કાર નથી, પણ બારોટશાઈ શૈલીના સંસ્કાર છે.

વિશેષ-૧ આ વાર્તા ઐતિહાસિક હોઇને ઉપયોગી છે. તેમ જ તે વેળાના રાજાઓ ચારણાદિને, માત્ર પ્રતિષ્ઠાદિની પ્રસિદ્ધિને હાનિ ન પહોંચે એની ખાતર, પોતાની પાસે સાધન ન હોવા છતાં કેવાં મુક્તહસ્તે દાન આપતા તે જણાવે છે.

૨. પ્રતિ અર્વાચીન છે. ચાર પેજી નોટમાં બોડીયા ગુજરાતી લિપિએ લીટી દોરી ઉતારેલી છે. ઘણા અક્ષરો અને જોડાક્ષરોના મરોડ બાળબોધ લિપિના છે. કોઈ સ્થળે અલ્પ કે પૂર્ણ વિરામ આદિનાં ચિહ્નો કે તે સૂચવનારી પાઈ પણ નથી, ચરટબંધ ઉતારેલી છે. દરેક પૃષ્ઠે ૧૩-૧૪ લીટીઓ છે, અને એ હાંસીયા દરેક પાને આંકેલા છે.

૩. આ પ્રતિના મુખપૃષ્ઠ ઉપર નીચે પ્રમાણે ઇંગ્રેજીમાં સ્વ. ફાર્બસ સાહેબની ટુંકાક્ષરી સહી સાથની નોંધ છેઃ-

Charitra of Raw Veerum Dev of Educur. This Copy was procured from Charan Dhirji by Heeralal Balkrishna, Dafterdar of the Myhee Kuntha, and sent to me in June 1863 the copy which I had precociously translated having been lost.

૪. પ્રતિ અર્વાચીન છે; ધીરજી ચારણના ચોપડા ઉપરથી તેના દીકરા નારાજીએ ઉતારેલી છે.

---

## અં. ૩૨ ખ—ઇડરના રાવની વંશાવલિ—ગુ. ઐ. વં.
## (લિ. સં. ૧૯૧૯) પૃ. ૧

૧ રાવ સોનંગજીએ સામળીયા સોઢને માર્યો સં. ૧૩૧૦ ૧
સં. ૧૪૪૭ રાવ રણમલે ભાડેર પ્રગણું સોલંકીને આપ્યું. સં. ૧૪૨૫ ૨
રાવ જેમલે જવાસ પ્રગણું ચહુવાણને આપ્યું. ૫
રાવ જેઠી જેતકરણે જાડોલ પ્રગણું ચીતોડના રાણાને આપ્યું ૬
૧૭૧૦ રાવ જેનાથજી નાસીને પોળોમાં ગયા અકબર પછીની વખતમાં ૮

રાવ પુંજાજીની વખતમાં પાદશાહ અમનગરનો
કીલો કરાવતા હતા તે નંબર ૧૫ મા. ૯
સં. ૧૫૪૦ રાવ ભાણુજી પતાઈ રાવળની વખતમાં હતા. ૭
નં. ૧૭ મા.
„ ૧૪૮૨ અમદનગર વસાવ્યું. ૩
„ ૧૪૯૯ મહમદશાહ ઈડરની કન્યા પરણ્યો. ૪
„ ૧૬૩૦ રાવ નારણદાસજીના કુંવર વીરમદેજી થયા.
„ ૧૭૮૫ મહારાજ આણંદસંઘજીએ ઈડર લીધું.

વિષયાદિ-આમાં ઈડરના કેટલાક રાજાઓના પગણાની સોંપણી આદિ પ્રસંગો માત્ર ૧૧ નોંધેલા છે. બાજુએ જે આંકડાવારી નોંધેલી છે, તે લહીઆએ પોતે કરેલી છે; તેમાં ક્રમ ઉલટા સુલટી છે.

વિશેષ-૧. ઐતિહાસિક હોઇને ઉપયોગી છે.

૨. પ્રતિ એક જ ઉઘા પૃષ્ઠ ઉપર ઉતારેલી છે.

---

અં. ३३—साभ्रमतीमाहात्म्य-सं० पु०-पद्मपुराणान्तर्गतप्रकरण

पृ. १-५१.

आरंभ—श्रीगणेशाय नमः ॥ श्रीसाभ्रमत्यै नमः ॥

शिवमुकुटादवतीर्णा ब्रह्मजलपूरेण काश्यपी गंगा ।
विशदयतु सकलकलुषं कलिना जनितं जगदनिष्टम् ॥ १ ॥
मुक्तिपुर्यां सुखासीनं सूतं धर्मविशारदम् ।
ऋषयः परिपृच्छन्ति कल्पग्रामसमागताः ॥ २ ॥
भगवन् केन धर्मेण तीर्थेनैव तु केन वा ।
पितॄणां पिंडलिप्सूनां तृप्तिर्भवति शाश्वती ॥ ३ ॥
× × × ×

सूत उवाच—

गंगाख्यानं महापुण्यं पितॄणां तृप्तिहेतुकम् ॥ ५ ॥
× × × ×
ब्रह्मणोक्तं पुरा विप्रा नारदाय महात्मने ॥ ६ ॥
× × × ×

ऋषयः सर्वतोऽभ्येत्य अर्बुदारण्यमाश्रिताः ॥ २० ॥

× × × ×

अचलेश्वरसामीप्ये कश्यपस्य महात्मनः (आश्रमं) ॥ २२ ॥
कश्यपेन पुरा नीता मुनिना स्नानकारणात् ।
तेन सा क(का)श्यपी गंगा श्रूयते पातकापहा ॥ २३ ॥

× × × ×

(पार्वती) हठाज्जग्राह केशेषु । शंकरं लोकशंकरम् ॥
जटाकलापं निश्चोत्य प्लावितं तज्जलं भुवि ॥ ३५ ॥
गौरीभयाच्च बभ्राम सा गंगा तत्र तत्र वै ॥
तेन साभ्रमती नाम प्रसिद्धं भूतलेऽभवन् ॥ ३६ ॥

अन्त—सूत उवाच—

अंतर्भूः क्रीडितमिदं वराहस्य पुरे पुरा ॥ १३ ॥
गांगेयं परिपप्रच्छ धर्मराजो युधिष्ठिरः ॥
पितामह महाप्राज्ञ महाबुद्धिपराक्रम ॥ १४ ॥
श्रोतुमिच्छामि तत्त्वेन कृष्णमव्यक्तमीश्वरम् ॥
यच्चास्य सुमहत्तेजो यच(च्च) कर्म पुरातनम् ॥ १५ ॥
तन्मे सर्वं यथातथ्यं प्रब्रूहि भरतर्षभ ॥
तिर्यग्योनिगतो रूपं कथं धारितवान् हरिः ॥ १६ ॥
केन कार्यनिसर्गेण तन्मे ब्रूहि पितामह ॥

इति श्री पद्मपुराणे साभ्रमतीमाहात्म्यं समाप्तं ॥ छ ॥ ॥ श्री ॥
॥ शुभं भवतु ॥ ॥ छ ॥ ॥ छ ॥ ॥ श्री ॥ ॥ कल्याणमस्तु ॥
॥ छ ॥ ॥ श्री ॥ ॥ छ ॥ ॥ श्री ॥ ॥ छ ॥ ॥ श्री ॥

**વિષયાદિ**–૧. આ પ્રકરણ પદ્મપુરાણનો એક ભાગ હોવાનું આ પ્રતિ જણાવે છે તે પરંતુ પુના આનંદાશ્રમની પુસ્તકાવલિમાં પ્રકટ થયેલા પદ્મપુરાણમાં જડતું નથી. આ ભાગમાં આબુના અરણ્યમાંથી અચલેશ્વરની પડોશમાંના કશ્ય ગ્રામ આગળના કશ્યપ મુનિના આશ્રમ આગળથી નીકળેલી, ભાગીરથી ગંગાના અવતાર રૂપ સાભ્રમતી નદીનું ઉત્થાન, તેના પ્રવાહમાર્ગો, અને તેના તટ ઉપરનાં તીર્થોનું માહાત્મ્ય, તેની સાથે સંગમમાં ભળતી અન્ય નદીઓ અને સમુદ્ર સાથેનો સંગમ, આદિ સંબંધી પૌરાણિક કથાઓ રસભર વર્ણવેલી છે.

૨. પ્રતિમાં અધ્યાયની કે મૂળ શ્લોકોની સંખ્યા નોંધેલી નથી.

**વિશેષ**-૧. પ્રતિ પ્રાચીન છે; તેમ જીર્ણ પણ થવા આવી છે; લેખનશૈલી પણ પ્રાચીન છે, પ્રતિ બાલબોધ લિપિએ સ્પષ્ટ અક્ષરે ઉતારેલી છે, કવચિત્ કવચિત્ લેખન અશુદ્ધ છે, દરેક પૃષ્ઠે આઠ આઠ લીટી છે. ૩૩ મું પૃષ્ઠ એક બાજુએ કોરૂં છે, પણ તેથી પ્રતિ ત્રુટિત નથી. કોક પાને પાછળથી પંક્તિઓ ઉતારેલી છે.

---

अं. ३४ क-दशरा बनाव-हिं. गु. पै. का.-र. हमिरकवि-( र. सं. १९०५ )-( लि. सं. १९०८ ) पृ. १-३४.

**आरंभ**—श्रीगणेशाय नमः । गण दशरा बणाव लिख्यते ॥

दोहा—मोक्षपति (सुपकपति) पतिहंस कहां । वृपभपति ग्रु (गरु)ड सांभ ॥
हरिहर सरस्वति गुनपति ॥ सबकुं करहुं प्रनांम ॥ १ ॥
लंबोदर सुर भारति त्रीलोचन प्रम (पर्म-हरि) तेह ॥
वजियासंग महाराजका गुन.गावा बुद्ध देह ॥ २ ॥
पूजत आशो शुद्ध दशम ॥ राजा वजमलरांण ॥
सो वरनत हांमु (हमीर) सुकव्य (वि) वजियादशम वखांण ।३।

छप्पै—वजियादशम वखांण ॥ करहु वहु विधि वरनिकर ॥
अमरपतिय सम आज ॥ राजा गोहेल धरनिपर ॥
सोरठ देश उत्तंग ॥ मध्य उतंग सहर ज्यम ॥
भावनगर सोय वंद्य(दर) ॥ गनत सब अं( इं)द्य(द्र )पुरियसम ॥
तेहि सहर हुंत राजत तखत्य ॥ सोमवंस स(अ)वतार हे ॥
वखतेस नंद राजा वजो ॥ आप इन्द्र अवतार हे ॥ ४ ॥

વચનિકા—સાહબીયેં ઇંદ્રરો અવતાર ॥ કરણ જસો દાતાર ॥ સતરો હરચંદ ॥ ફોજારો જેચંદ ॥ બુધિરો સાગર ॥ કુલરો ઉજાગર ॥ છતિશ બંશ રાજા કુલિરો શંણગાર ॥ રજપૂતવટરો રાપણહાર ॥ ચૌદ બ(વિ)દ્યા બતિશ લક્ષણ ॥ ચોશઠ કલા પટભાષારો જાંણણહાર ॥ ઘણા અસકારો માંણણહાર ॥ અરિયાંરો કાલ ॥ રાકાંરો પાલ ॥ ગૌબ્રાહ્મણ રિક્ષા કરે છેં ॥ ચારણાં ભાટાં અનેક મંગત જણાંરા સુખાંરા ગુણ સુણિ સુણિનેં દરિદ હરે છેં ॥ સાકાબંદિ સાલવાંણારા બંસરો રાજા સાકાબંધિ હૂવો છે ॥ શ્રીકૃષ્ણરો જનમદન જન્માઅષ્ટમિરે છે સમૈયે જનમ લીયા થકા નામ બ(વ)જે સીંગજી માહારાજ છેં ॥ બ્રહ્માહરા નેત્ર થકી અં(અ)ત્રિ રૂષિ ઉતપપન હૂવો તંણયરો બંસ હે ॥ અબેં બંસાવલિરો વરણવ કરે છેં ॥ ૫ ॥

**अन्त—**

धसि गये सरव निज्य नीज्य धाम ॥ अथपति करत आपें अरांम ॥
सुप रेन्य वीत्यत थात प्रात ॥ नित्य परत्य दांन सभा सुहात ॥
दुरय देस देस मंगंन अमाप ॥ संभारि दांन सवक्रूं समाप ॥
अगणित तूरंग सोव्रन रु कांत्य ॥ भारिक दरक वसन वुभांत्य ॥
हाथ्यसुं दांन केह मंगनकार ॥ समपिया तेह नांहि सुमार ॥
सुभ देह सरव आसीस सोइ ॥ पट वरन गये दारिद पोइ ॥
हंमेस वरसच राव स्रथ ॥ वजमाल रपत कुल अभंग ग्रथ ॥
अलप सवे कहत आसीस आज ॥ रहो जग कोड्य वजमाल राज ॥
एहि वजा तंणो तंन धर्म अंग ॥ सुथ कुंवर पाटविय भावसंग ॥
राजां न भावसंग धरहुं राय ॥ अषमाल कुंवर पाटवि आय ॥
त्रप है उदार उदार नांम ॥ द्रव्यं हरित अश्व वल वुधि धांम ॥
अषमाल रांण राजे असाह ॥ कूंवरां कुंवरं वजमाल काह ॥
हंमीर कविय देपि गणाव ॥ वांधियो ग्रंथ दशरा वणाव ॥
ओगणीस संवत पंचमो वरप ॥ पड्यवेह कारतिक सुकल प्यप ॥
सुभ मुरत होत वारं सनेह ॥ दसरा वंणाव संपुर केह ॥ १९७ ॥

દોહા ॥ ગ્રન્થ જુગત અજમાલ ત્રપ ॥ સુંણ્યા આપ સવ છંદ ॥
કવિ હાંમુ ગુન ઉચરે ॥ ન્યાલ હૂવો કવિ ચંદ ॥ ૧૯૮ ॥

संवत १९०८ वर्षे कार्तिक मासे शुक्लपक्षे तिथौ पंचम्यां भौमवासरे लिखितं भट्टावटंकेन जगजीवनात्मजरणछोडेन औदिच सहस्त्रज्ञाति घोघा मध्ये लख्यो छे ॥

**વિષયાદિ–૧.** આ કાવ્યમાં, ભાવનગરના રાજા વિજયસિંહજી મહારાજના દશરાના દરબારનું વર્ણન કરતાં, કવિ હમીરે બ્રહ્માથી આરંભી વિજયસિંહજી પર્યંત ગોહિલ વંશના રાજાઓની વંશાવલિ વર્ણવી છે. વચ્ચે કેટલાક પ્રસંગોના સમયના સંવતો પણ નોંધેલા છે, એમાં વિક્રમ અને શાલિવાહનના શકની સ્થાપના વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલો છે:–

અગ્રસન્ય રે આગીયે ॥ વસ્ય કીય બાવનવીર ॥
આવત જાત ઈંદ્રિપુર ॥ ગુન વિક્રમ ગંભીર ॥ ૮૪ ॥
સમસ્ત (સંવત) પચાસ રૂ સાતશે (૭૫૦) આયુર જિન અપ્રમાંન ॥
સકલ લિખાંનો મુલક સવ ॥ વિક્રમ કો બલવાલ ॥ ૮૫ ॥
સંવત પેક પેંતીસ લગ્ય ॥ સજ્યો વિક્રમ કો સક ॥
સાલીવાહન સેન સજ્ય ॥ આપ મતુ દધિ ઉદક ॥ ૮૬ ॥

સોરઠમાં ગોહિલ વંશી સાલવાણે શક સ્થાપ્યા વિષે આ પ્રમાણે ઉલ્લેખ છેઃ–

દોહા–સાલવાંણય વિક્રમ વધે ॥ ભંજિ સક ધરિ આય ॥
દેશ દેશ રાજા નમે ॥ નિજ સક જુગત્ય લિયાય ॥ ૮૮ ॥
સહર ટંક (ટાંકપુરૂ–ગિરમાં) ઈકિલંક સંમ ॥ નાગાર્જન નરપાલ ॥
વરદાયક વર જેહવો ॥ બરડો દેશ બિશાલ ॥ ૮૯ ॥
પ્રલેકરન ગઢ ઢેડ વશ્ય ॥ સાલ્યવાંન્ય દલ લાય ॥
નાગાજન હતિ કુસલ નિજ્ય ॥ કરિય કૃતે ધરિ આવ ॥ ૯૦ ॥
સાલ્યવાંણ્ય કે સકકા ॥ ખર ગયા કે વેર ॥
ઓગણીસસેં આડલગ્ય ॥ શત્ર શોહ તોંતેર ॥ ૯૧ ॥

સંવત ૧૨૦૧ માં ઉંબરાલો ગઢ ગોહિલે જિત્યાનો ઉલ્લેખ પણ છે; જુઓ કડી ૧૨૯–૩૧. સંવત ૧૫૭૫ માં બ્રાહ્મણ જાતિ અને રાણા વિસવજી વચ્ચે યુદ્ધ થયાનો અને ગારીયાધારના રાજાને જાનીએ ૪૦ ગામ સાથે સીહોર માંડી આપ્યાથી તેને હરાવીને સિહોર લીધાનો ઉલ્લેખ છે. આ પ્રસંગની બીજી એક ટિપ્પણી પાને ૧૮ મે લખેલી છે.

ભાવનગરની સ્થાપના વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ–

સંવત સત્ર ઓગણ્યાઅસી ॥ સુધ ત્રીજ વઇશાક ॥
ભાવસંગ ભાવાનગર ॥ અંણુનંમ રચ્ચો અથાક ॥ ૧૬૭ ॥
સુભ બંધિય ભાવાસંગે ॥ દસરા બંદસ્ય દોય ॥
બિયે છતિસે બંછયે ॥ નરપત અસો ન હોય ॥ ૧૬૮ ॥

૨. આ ગ્રન્થનો કેટલોક ભાગ પાંડવોના વંશવર્ણને અને કેટલોક સોરઠમાં ગોહિલોએ જમાવેલા રાજ્યપ્રદેશોના વર્ણને રોકયો છે.

૩. ગ્રન્થ દોહરા, છપ્પય, સોરઠા, મોતીદામ આદિ છંદોથી બાંધેલો છે. વચ્ચે વચનિકાવાળા કેટલાક ભાગો ગદ્યમાં છે. ગ્રન્થમાં હિન્દી પદ્યભાગ સાથે વચ્ચે વચ્ચે કેટલાક કવિઓનાં કવિત્ત આદિ ગુજરાતી પદ્યો પણ સામેલ કરેલાં છે. કુલ કડી સંખ્યા જો કે ૧૯૮ આપેલી છે, પરંતુ તે વાસ્તવિક નથી. કારણ અન્ય કવિઓનાં અનેક કડીબંધ કાવ્યોના પ્રત્યેક ઉતારાને માત્ર એક એક અંકમાં સમાવેલા છે; તેમ વચનિકાના પ્રથક પ્રથક ગદ્ય ભાગને પણ એક એક અંક તરીકે નોંધ્યો છે.

૪. ભાષા હિન્દી તેમ મિશ્રઉચ્ચારણી ગુજરાતી છે; ભાષા સુરસ અને પ્રવાહશીલ છે.

**વિશેષ**–૧. ગ્રન્થ ઐતિહાસિક હોઇને ઉપયોગી છે. સોરઠની મધ્યકાળની સ્થિતિનો ખ્યાલ ઠીક આપે એમ છે.

૨. પ્રતિ બાલબોધ લિપિએ લખેલી છે. છતાં કેટલાક અક્ષરોના મરોડ ગુજરાતી લિપિના છે. ए, ऊ, ण, અને ल, એ શબ્દો આમ લખેલા છેઃ–એ, ઊ, ણ, લ, શોભા

સાર લાલ સાહીની પાણે કરેલી છે, તેમ દોહરા, છપ્પય વગેરે છંદોનાં નામ તથા અન્ય કવિઓના ઉતારાઓનું સૂચન વગેરે લાલ શાહીમાં લખેલાં છે. આખા બાજરીયા બુરા કાગળ ઉપર પ્રતિ ઉતારેલી છે, ઘણે સ્થળે હાસીયામાં કેટલાએક અર્થો તેમ ખુલાસાઓ અને સ્થળોના નિર્દેશો ગુજરાતી લિપિએ લખેલા છે, તથા કેટલાક શબ્દોની ઉપર બાલબોધ લિપિએ અપર શબ્દો પણ લખેલા છે.

૩. પ્રતિના પહેલા પાના ઉપર નીચે પ્રમાણે નોંધ કરેલી છે:–"નોંધણજી પત્ર ૨૦ કવિત ૧૬૦ ॥ સં. ૧૨૦૨ માં સેજગજી સોરઠ આવ્યા પત્ર ૧૫ કવીત ૧૨૯ ॥ સં. ૧૨૦૧ તેને દીકરે રાણોજીએ રાણપર વસાવ્યું પત્ર ૧૫ કવીત ૧૩૧"

---

## અં. ૩૪ ખ–ખરતર ગચ્છ પ્રશસ્તિ–ગુ. લે–(ર. સં. ૧૭૮૪) પૃ. ૧ (સટીક).

स्वस्ती(स्ति) श्री पार्श्वेशं प्रणम्य श्री पुहकरण नगरात् भट्टारक श्री जिनभक्ति सुरिवरा सपरिकराः श्री बीडाल नगरे वाचनाचार्यवर्यधुर्य महिमसुंदरगणिवरान् शमनुशामादि संति श्रेयोत्र तत्रत्यं च देयं

તથા તુમનેં આદેશ શ્રી પાહ્લીનેં (ગામ) કેરનો છે તત્ર પુહચજ્યો ઘણિ શોભા લેજ્યો શિષ્યાનેં હિત શિષ્યામાંહે રાખજો સમસ્ત શ્રાવક શ્રાવિકાનેં નામે પ્રત્યેકેં પ્રત્યેકેં ધર્મલાભ કેહેજો પ્રસ્તાવે અમારા સમાચાર દેજો તથા શ્રી દેવનગરનો (ગામનું નામ) આપ ઓર જતીનેં પુઠા હુંતી મુકસ્યું ફાગણુ વદિ ૭ અમ્હે વિહાર કિયો છે શ્રી ફલોદીથી નેં ચૈત્ર વદિ ૬ શ્રી જેસલમેરનો મુહુર્ત છે સંવત ૧૭૮૪ ફાગણુ શુદ ૪ દિને.

१ भ० श्री जिनभक्ति सुरिभिः २ वा० महिमसुंदरगणि वरान् ।
इति खरतरगच्छनी प्रशस्ति ॥

**વિષયાદિ**–૧ આ, મારવાડના માનસિંહજી રાજાની હદમાં આવેલા પુહકરણ નગરથી શ્રીજિનભક્તિ સૂરિએ વીડાલ નગરના વાચનાચાર્ય મહિમ સુંદરગણિને પાલ્લી અને કેર ગામ જવાનો આદેશ કરેલો તે સંબંધી પ્રશસ્તિ છે.

૨ આ વિક્રમની અઢારમી સદીના અંતભાગના પત્રલેખનનો એક નમુનો છે.

**વિશેષ**–આ પ્રતિ બાળબોધ લિપિએ એક પાના (૩૫ મા) ઉપર બે હાંસીયાના સળ પાડી લખેલી છે. હાંસીયામાં ગામ અને સ્થલનાં ત્રણ સૂચનો કરેલાં છે.

---

## અંક ૩૪ ગ. તાવના મંત્રો–ગુ. ગ.–પૃ. ૧

ॐ હઃ સ્વસ્તિ શ્રીલંકા મહાદુર્ગાત્ મહારાવશ્રી રાવણજી વચનાત્ વભીષણ લિખતં શ્રીમૃત્યુ લોકે એકાંતરિયો આંતરો તેતરા નિત્ય જ્વરા સિત જ્વરા

પત જ્વરા શ્લેષ્મ જ્વરા વાત જ્વરા કાલી જ્વરા ભય જ્વરા પીડ જ્વરાદિસે અરે દુષ્ટ તું અમુક બ્રાહ્મણ અમુક ક્ષત્રીનેં અમુક વૈશ્ય અમુક શૂદ્રનેં શરીર રહે છે પરંતુ લેખદર્શને અગ્નિ માંહિ પડી ભસ્મ હો નહિતર રાણે રાવણની ગદા તાહરે માથે વાજસ્યે ચંદ્રહાસસ્ય ખડ્ગં સેતી તારે સિરછેદ હોસ્યે જઃ જઃ જઃ ઠઃ ઠઃ ઠઃ સ્વાહાઃ

ઇતિ તાવરી ચીઠી છે

---

ૐ નમો રસિયાણુ પાટણુ અજયપાલ રાજા બંધવ સુરદેવ અજ્યા રાણી તેહનેં સાત પુત્ર પ્રથમ એકંતરો વિયંતરો ત્રયંતરો કાલજ્વર સીતજ્વર ભૂતજ્વર વિષયજ્વર બેટા વણી રાવે સાંભલ્યી રાય રાણી મુરછાગતિ હુવા જ્વર આવી પગે લાગો માતા મુઝવે તુ દિઉં જરે ચાંડાલ જા મુહમદી બાલ દિષ્ટયકી પરો જા મારી આરત સાંભલા પાછી જો અમુકનેં પીડા કરે તો નારસિંહ વીરકી આજ્ઞા ફુરે ઠઃ ઠઃ ઠઃ સ્વાહાઃ

વિષયાદિ–આ બે તાવના મંત્ર છે. એમાં અનેક પ્રકારના તાવની ગણના છે.

વિશેષ–૧ પહેલા મંત્રની નોંધ આ પ્રમાણે છેઃ–"આ મંત્ર ચીઠીમાં લખીનેં હાથે બાંધો તો બુખાર જાય." બીજા મંત્રની નોંધ આ પ્રમાણે છેઃ–"આ મંત્ર ભણી દોરાનેં ૭ ગાંઠો દેવી તે દોરો હાથે બાંધે તાવ જાય.

૨. પ્રતિ બાલબોધ લિપિએ લખેલી છે, પણ કેટલાક અક્ષરોનો મરોડ ગુજરાતી છે.

---

## નં. ૩૪ ઘ–વખતસિંહજીનું ગીત–ગુ. લો. પૃ. ૧–૨

આરંભ––ઠાકોર વખતસંગજીનું ગીત સપાખરૂં.

પ્રથમ લિયો ગઢ તલાજે[૧] બંદર સરતાનપર[૨] ॥ તેમ ઝઝમેર[૩] અડ બંદ્રતામાં ॥
મવા[૪] ભાદ્રોડ[૫] શિરમોડ મરદાં મરદ । શરદ ઝુલાપરી નદી શામા ॥ ૧ ॥
ગાંજીયા દેશ નાઘેર ઊનાગરા । રાજુલે તખતંત્ર બાલુ રડીયા
ઊડલે દો ભુજે મીતપર આણિઆ । છત્રપતી કુંડલે ઝંડા ચડીઆ ॥ ૨ ॥
થરકરી ચાંદગઢ અનેં સલડી થકા વેહેદ ઈંગલિયે ડંકા વાગા
શરદ લાઠી કરી બાબરા સામની ભડલીયા ગાબરા હોઈ ભાગા ॥ ૩ ॥
ગઢપતી રાવલેં ગુંદ્રગઢ ગાલીઓ નવડ ગઢડા ઘસ એકનો રે
પોહોબ્ય બોટાદ ભીમડાદનેં પાણવી કાઠીઆરી અરી હરપરાકો રે ॥ ૪ ॥
કૌરવા જેમ ઝાંઝેરિયા કેપિઆં મરદ ધર અડાદમ ખેલ માતે
જોધ ભાવાહરેં ભીમ પાંડવ જેહી આંબલી પીપલી કરી આતે ॥ ૫ ॥

હેકણી બાજુએં સમુદ્ર માઝા હુવો હેકણી બાજુએ દસમ દાલે
ઢુંડ ભડ ચોકડી અડગ કીધા હુવો તણા સખ માલરી જુવોં તાલે ॥ ૬ ॥
લાજ ઘણુ મદણુરા કેક ખાલા લિયણ । કવી એકી રસણ કહે કેતા
પાટકે ભેટ પેરંભરો પાતસા । અતલબલ ભોગવે દેશ એતા ॥ ૭ ॥
હાથ પખતે ઘણા જોધ વખતા હુવા । પ્રથી રખપાલરો દેશ વખતો
શિઓરો પાટવી જગોજગ સલામત । વખતવંત ભાવાણે તખત વખતો ॥૮॥

**વિષયાદિ-૧** આ ભાવનગરના રાજા વખતસિંહજીનાં પરાક્રમોનું ગીત છે; આમાં તેમણે લીધેલા ગઢનાં નામ આદિ વર્ણવેલાં છે.

૨. કુલ કડી ૮ છે. ભાષા ધમકભરી છે.

**વિશેષ-૧** પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. હાંસીઆમાં નીચે પ્રમાણે અર્થ ટાંકેલા છેઃ-ઝંઝમેર=ઝાંઝમેર; ઢુલાપરી=કરલા ગામ પાસે; ઢુંદ્રગઢ=કાઠીનું ગામ હતું; અડાડમ=પરગણું; દસમ=સ્વારી.

---

## અં. ૩૪ ડ.-વખતસિંહજીનું ગીત-ગુ. લો. પૃ. ૧-૩

**આરંભ**--વખતસંઘજીનેં જુનાગઢના નવાબ સાથે લડાઇનું ગીત.

ચોંપે આવીઆ નવાબ સેન કાઠી આંકી ધરે ચાડ અડે નકો ઘડે કોટે ગામડે અશેશ
ચડે જટાધાર કોધ જાણે ઇંદ્ર ચઢે એમ । વઢે વાજ વંતાં સામો ચઢે વખતેશ ૧
ત્રંબાલાં રણંકે ઠણંકે ગરંદા ટુંક । સલકે શેશ વ્યોમ ઝલકે સમંદ
ભજાલી શકતી તકે ભજા હુ મલકે ભાણ । નવાબાં સાહયો સકે અખેરાજનંદ ૨

**અન્ત**—

કુંપા વાજશુર દાદા જણી રાન ભાર કશા । નાથ પેરંભકા ધરે છતરા નિશાણ
બરાભાંજે બાબિયારાં કાઠીઆરાં કુજાબરા । હરા ભાવાતણા અજાજુતરા હાલાણ ૧૨
શતં રતનેશ ભાવા અખેરાજ નીર ચાડે રજાડે પરજા કોટ પાડી દીએ દેશ
મેદની મંગલં ગાઆ સોવંતકી વ્રખામંડી વડી ફતે પાવા ધરે આવા વખતેશ ૧૩

**વિષયાદિ-૧** આ, શિહોરના રાજા વખતસિંહજીએ જુનાગઢના નવાબ હામદખાંનને હરાવી કુંડલા, ચીતળ લખાવી લીધાં અને પોરબંદર, જસદણ, જેતપર આદિના રાજાઓને નમાવ્યા, તે સંબંધી લોકગીત છે.

૨. કુલ કડી ૧૩ છે. ભાષા વીરરસભરી, ઝડઝમકવાળી છે.

**વિશેષ. ૧** ઐતિહાસિક લોકગીત છે.

૨. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. હાંસીયામાં કેટલાક શબ્દોનું સ્પષ્ટીકરણ છે.

---

## અં. ૩૪ ચ.-વખતસિંહજીનું ગીત-ચા. લે.-પૃ. ૧-૩

આરંભ—ઉપર થએલા ટંટા પાર પડા પછી કસુંબો પીવા પોતાના લશકરમાં ઠાકોરે બોલાવ્યા તેનું ગીત.

મલે વાખરાં ચંચલે દલે જંગાં ટોપ ઝલમલે સાબલે મુંગલે આતા ઉપરાં સમંદ
સાબલે ઊઝલે આયો જમવા પ્રોહોણો શુબો હૅદલે પૅદલે પાગલો હામંદ

અન્ત—

સોદરાં બધારે લોસે અપસે કતારાં લારાં પડાં ચાવે પાન બીડાં પાવડાં અપાર
કપી કહે વાર વાર પાંશરા જેજેજેકાર હાર ખાઈ કીધે શુબે શલામાં હજાર ૭
જેઠવા નમાવું ઝાલા હાલાતણી જશે જાઉં દખા વાધેલા પાણી તસે કોક દન
જીવતો જે જુને જાઉઆતાકીનચાણી જમે સોભવે પ્રોહોણો નાવું અલાકી સોગંન ૮

વિષયાદિ-૧ આમાં જુનાગઢના નવાબ હામદખાંનને હરાવ્યા પછી વખતસિંહે સુલેહ નિમિત્ત કસુંબાનો ડાયરો કર્યો અને તેમાં હામદખાંનને નમવું પડ્યું તેનું વર્ણન છે.

૨. કુલ કડી ૮ છે. ભાષા મિશ્ર ચારણી ગુજરાતી છે.

વિશેષ-ગુજરાતી લિપિએ પ્રતિ લખેલી છે. હાંસીઆમાં નીચે પ્રમાણે અર્થ-સ્ફોટ છેઃ-હાંબલે=ઘોડાં; વાધેલા થરાદમાં.

---

## અં. ૩૪ છ.-બાબાજીનું ગીત-મિશ્ર ગુ. લે. પૃ. ૧-૩

આરંભ—ગામ કડીથી બાબાજીનું લશ્કર આવું તેની સાથે લડાઇનું ગીત.

ગાજે સાબધી પ્રથંમી અશા બાજે એસં બાગલાં
બલાકમી બરાજે વડોદે અનાં બાહ
મલા જે દોખીઆંતણી પડી ભાજે બધી મીણ
અડી ખેભ કડી રાજે મલારા અથાહા ॥ ૧ ॥
પડી આંટી કડી સાથ આવતી બડોદાપતી
ફોજાં બાબાતણી ચડી નીશાણાં ફટક
જમી હુઉ પડી ખેહ અડી અસમાન જાતી
કડી માથે લાપો બાબો વિલાતી કટક ॥ ૨ ॥

\+ \+ \+ \+

ધ્રાંગરા દંડે પેશા અઢારસો ધણી । નશાં વઢવાઢ દંડે વાંકાનેર
લીંબડી શાઅલા દંડે મોબ માગી જમે લીધ । ઝાલાવાડ દંડી શુબે કીધ જેરજેર ૭
દંડે મોરબી કો સામ સામલીયા સંહીત દંડે । અનંમી જામકો ઠામ દંડે સો બાબ
હજારાં ચીઆરાં દંડે દંડે વાલીઓ હાલાર હોલે નશાં માર ગોલે દંડે જુનાંકો નવાબ ૮

\+ \+ \+ \+

દેશ ઘણા ખારો આતા તેના જુદા માગું દામ આમ
શામા હુવા તેણે તો પાકાં અડાવ ॥ ૧૦ ॥
કટકાંકા ગાઢ છૂટા કે કે જ્યા આવટ કુટા કે મરેઠા શીસ
ફુટા ભ્રગુટા કરૂર વખતાકા જુદા જોધ લુટા સેન
બાબાવાલા જાણુકે સંકેલી સીંહ બછુટા જરૂર ૧૨

\+ + + +

પાંચ માશ જાવા નાહયો શુબો થયો હુલાશ પુરો
જમુ તણી આશ છંડે જાવા દેતો જાય પાછો જાવે
કેણી પાસ લોંગરો લાકડો પેંરો મોટો બાક્ષ
કરે એહો બાણો દેશમાંય ॥ ૧૪ ॥
જાવા આલી ફોજ તારે ફારકતી દીધી જારે ભાવા-
હશતણી છર્ભે દીધી સીધી સાખ ॥
રેશ દેવા આવ્યો તાં તો શામો પોતે પામ્યો
દેશ લાખ અઠી કામ્યો તાંતો પામ્યો પાંચ લાખ ॥ ૧૫ ॥

**વિષયાદિ**–૧. આ લોકગીતમાં નીચેનો પ્રસંગ વર્ણવેલો છેઃ–વડોદરાના ફતેસિંહ રાવ ગાયકવાડ રાઘોબાને પેશ્વાઈ અપાવવા ઇમેજી લશ્કર સાથે કરીના મલ્હારરાવને હરાવવા કડી ગયો, ત્યાં કડી લીધું, મલ્હારરાવ નાશી કાઠીયાવાડમાં ભરાયો ત્યારે તેણે કાઠીયાવાડના રાજાઓ અને નવાબને હરાવ્યા પણ સીહોરના વખતસિંહજી (આતાભાઇ)-એ તેને સામો હરાવી તેણે કાઠીયાવાડમાંથી લીધેલી અઢી લાખ જમેને બદલે પાંચ-લાખ સામા લીધા.

૨. આ વીરરસથી ઉછળતું કાવ્ય છે. ભાષા મિશ્ર ગુજરાતી છે. આ બનાવ સને ૧૮૦૧–૨ માં બનેલો હોવાનું સમજાય છે. કુલ કડી ૧૫ છે.

**વિશેષ**–૧. ઐતિહાસિક લોક ગીત હોઇને ઉપયોગી છે. પ્રતિ માટે જુઓ અં. ૩૪ ઘ

---

## અંક ૩૫ ક–સાબરમતીની રેલનો કિસ્સો–હિં. ઉ. લો–ર. ઇસમાઇલ (ર. સં. ૧૮૩૮ હિજરી ૧૨૧૦) પૃ. ૧–૧૧

**આરંભ**–હીજરી સને ૧૨૧૦ માહે મોહરમ તા. ૨૯ કીસો સાબરમતી રેલનો–હીંદુસ્તાની ઉરદુ જબાંથી.

હુકમ ખુદાકા એસા આઆ–મેઘરાજા કે ઉપર
કે જેઠ મહીનેમે તૈયાર કરીએ–તુ સો અપના લશકર
તબ મેઘરાજાને હુકમ ખુદાકા. જે કહા સો માના
જબકે આયા જેઠ મહીના. તબ કરને માંડા સામાના

હાથી ઘોડા ઊંટ હજારાં-ઉનને સૌ કેહુ લીતે(ને)
ત(તં)સુ ડહેરે કીનાત શરીઆં-જે સબ તૈયાર કીતે(ને)
સંજઉ પાખર ઝલંમ ટંકોરે ઓર કુદરતી બખતર
બાંન તોપ જંજાલ જંબુરે-સુતર નાલાં, ખુશતર
બેલદાર ભાલદાર ઓર પીઢારે કે હજારાં લીતે(ને)
જગમે હોઅગા નાંમ તંમારા-સુદલાસે દીતે(ને)
દારૂ ગોલી દો મહીનેકા લીઆ. ઉંને ખાતેરા
જેઠ મહીને કે આખર હોવે બડા કરવાઆ ડેહેરા
મેઘરાજા બાદલકુ કેહેતે-ઓર લસકર પાનીકું
બેલદાર ભાલદાર કડી ઝંડીઓકુ ઓર પીઢારે પવનીકું
ઇસ તરેસેં ઊને લશકર કીઆ એકીઠા સારા-
અસાડ મહીનેમે મેવાડ ઉપર કરવાયા નાગારા
અસાડ મહીનેમે ખાતસા બરસા કીયે સણુકુ બેકલ
ફીકર સરાવણમે બેહદ બરસા મેવાડ ભરી જલથલ

મધ્ય—વોહારાની બોલીથી—

તૈઅબજી તો એમ કેહે છે સુ સંમજી કઈ જાનુ
ચડી આભનીથી પાંની થઇને મીર કુવાને તાનુ
આપની ચોલમાં પેઘુ તેની તજવીજ કરીએ
છોકરાં છૈયાં તંનાઈ જસે તો વગર મોતે મરીએ
ઇભરામ ભાઇને જઇને પુછે તે ધંના છે દાઆ
એમના ઘરની આપના ઉપેર ઝાઝેરી છે માઆ

અન્ત—હજરત હસંન હજરત હુસંન દોઆ હાજા દે જંનતકે
એ દોનુ જાંહાંકે ભીતર સંતા રહે ઉમદકે
બીબી ફાતમે રબકે પયારે ઉમદકુ બખસાવેગે
બીબી આપસે આપસે આણુ કર ઉમતકુ લે જાવેગે
પીરાંન પીર દસ્તન કીના અંબ હે હજરંતકે
રોજ હસરકે મેદાંન ભીતર વાલી હોસગે ઉમદકે
જુમલે પીરા જુમલે સહીદાં જુમલે ગોજ કુતુબકે
બરકત ઓર ઓર વસીલે સેતી છુટક હોઅગી સબકી
**બારે સે ઓર દશ બરસ ગુજરે હીજરતકુ**
ઇસ બરસ આઇતી રેલ કહેર ઓર આફતસુ

મોહોરમકી ઓગનતીસી રોજ માસ ભેકા
એ નીસાંના હેગા છેલા રેલકે આનેકા
એકસો ઉપર સાઠ બેહેતાં હેઇસી માહાં
સુનનેવાલે જીતે રહો પડનેવાલે સંદા
યા ઈલાઈ કરમ કીજીએ ઇસમાઇલ કમતરપર
ખુરબાન ઓરત સુખ દુખ હેગાં તુજ જનાબે અગબરપર
અબ એ કીસા પુરા હુઆ દીનકા બોલબાલા
જમલે મુસલમાન યમુ બોલા કાફરકા મો કાલા
એ કીસો સંપુરંણ થએો. ા

**વિષયાદિ-૧.** આ કીસામાંઅ મહાવાદમાં હીજરી સન ૧૨૧૦ (સુમારે ઇ.સ.૧૮૪૮) માહે મોહરમ તા. ૨૯ મી ને દિને આવેલી ગજબનાક રેલથી લોકોને વેઠવી પડેલી હાડમારીઓનું રસીલું વર્ણન છે. આમાં વહોરા, વાણીઆ આદિ જૂદા જૂદા વર્ગોની હાડમારીનું વર્ણન તેમની તેમની બોલીઓમાં આપેલું છે.

૨. કુલ કડી નોંધેલી નથી; લાવણીની કડીઓનાં માપ વત્તાં ઓછાં છે.

**વિશેષ-૧.** આ એક લોકગીત છે.

૨. પ્રતિ સ્વ. ફારબસ સાહેબે રા. રા. લલ્લુભાઈ ઉલાસરામ દ્વારા પરચુરણ વાતો એકઠી કરાવીને ઉતરાવેલી અને ચોપડીના આકારમાં બંધાવેલી છે. આ પ્રતિ આખા કાગળ ઉપર બે બાજુએ લાલ શાહીથી આંકેલા હાસીયા વચ્ચે ઉતારેલી છે.

૩. આ પુસ્તકમાં સમાવેલી બાબતોનું સાંકળીયું પહેલા પાના ઉપર નીચે પ્રમાણે પાનાવાર અધુરૂં લખેલું છે:-"આ ચોપડીનું સાંકલીઉ ૧ સાબરમતી, ૧૧ સીપાહીએ વાણીઆને છેતરો ને ઉલટો વાણીઆને ગલે પડ્યો, ૧૩ ધોલકાના તાલુકાદાર બાપુમીયાની હકીકત, ૨૧ ધોલકાના દેસાઈની હકીગત, ૨૨ તુકતા સરખી વાત,-મુસલમાન તથા વાણીઆનું બોલવું, ૨૩ કમુ મીયાંની બેવકુફીની વાત, ૨૪ વઢવાણના ઠાકોરના પ્રગણામાં પેદા થયેલી બકરી લીમડીના ઠાકોરે મારી તેથી લડાઈ થઈ તેની કવીતા, ૨૭ હરભમજી દવારકાં જાતરા ગયા તાં તેના ભાઈ અમરસંગે કારભાર ચલાવ્યો તેને કાઠી લોકે મારો તેથી હરભમજીએ કાઠીયાવાડ ઉપર હલાં કરો તેનો શલોકો, ૩૦ અમદાવાદના કપુરચંદ શેઠની હકીકત તથા રાસડો, ૩૫ ખંભાતના એક જોરાવર વેણીભાઈ નામનો વાણીઓ (? પાટીદાર) મરાઓ તેનો રાસડો શલોકો, ૩૯ ખંભાતના પાદરા ગામના લોકે જમાબંદી ન આપ્યાથી નવાબે ચઢાઈ કરી ને હાર થઈ તેનો રાસડો, ૪૧ ચલોતરમાં વાહુલેલ ગામનો પેલો કણબી ફતેસંગ પાસે ઘોડો નજરાણું લઈ ગામ ગઓ તેને કોઈ તાપીદારે પકડી મંગાવો ને તેણે તેના ઘોડાવાળાને કુઆમાં નાંખો તેથી તેની બેહેન વડોદરે ગઈ ને ફોજ આવી તાપીદાર ત્રણ દીવસ સુધી લડી નાશી ગઓ તેનો રાસડો, ૪૨ ભુગોળ પુરાણની સંખ્યા ચાર જુગના રાજા, ૪૭ ઉદેપુરની ગાદી નમી નથી તે વીરોની હકીકત, ૫૯ પાટણની હકીકત."

પ્રતિનાં કુલ પાનાં ૬૭ છે, જ્યારે પહેલા પાનાના સાંકલીઆમાં માત્ર ૫૯

પાનાની બાબતો આપેલી છે. આ પુસ્તકને અંતે આની જ ઇંગ્રેજી અનુક્રમણિકા પણ આપેલી છે, તેમાં આરંભની અનુક્રમણિકા કરતાં નીચેની વધુ બાબતો નોંધેલી છેઃ–

"૬૨ અડાલજ ગામના કુવાના સંસ્કૃત શિલા લેખનું ભાષાંતર, ૬૩ દાદા હરિની વાવના શિલા લેખનું ભાષાંતર, ૬૪ લલ્લુભાઈ ઉલાસરામે લખાવેલા (૭) હેવાલો, મુસલમાન ફકીરે બ્રાહ્મણોનાં ૩ા (મણ) જનોઈ બાળ્યાં."

પ્રતિના છેલ્લા પાના ઉપર નીચેની જાણવાજોગ ઐતિહાસિક હકીકત નોંધેલી છેઃ–

સીંધના પાદશાહના કાહાડી મુકવાથી કાઠીઓ ૮ શાખાના ઢાંક એટલે જુનાગઢના રજપુત પાસે ચાકર રહા તેમાં–પાગરની દીકરી ઉપર ઢાંકનાં કુવર ખુસેતોને કાઠીએ મારી નાંખવા ચાહું તે પછી પરણાવો ને કુવર કાઠીમાં જવાથી ને કાઠીઓ ધરડો થાયો ને (૧) બાકીના રજપુત રહા તે વરતીઆ કહેવાએ છે ને તે વટલેલાને ત્રણ દીકરા હરશુરના વંશનાવાલા કહેવાએ ૨ ખુમાણ વંશના ખુમાણ કહેવાએ–૩ ખાચરના વંશના ખાચર કહેવાએ– ખાચરના દીકરા પાંચ તેમાં ચારનો વંશ ૧ રામો તેના રામાણી. ૨ લખો તેના લાખાણી. ૩ ડેભો. ૪ ગોદડ

તેના ગોદડ પતાઈ રાવળની શાખ(ખા)થી ઉમરાલાના રાજા રાવળ કહેવાય છે અને ગાદીએ બેશતા કુભાર ચાંલો કરે છે.

રાખેંગાર–૧ રાએ ધણુના વંશના રાઅ જાદ્દા ૨શેરસીંહના વંશના શરવીઆ ૩ ચંદ્રસીંહના વંશના ચુડાશમા ૪ રાખેંગારના ભાણેજ દેહલ ને વેહલો સીધરાજને ભાએરાના દરવાજો દેખાડો તેથી રાખેંગારને શીધરાજે દેહવેહલનાં નાકા કાન કાપી કહાડી મેલા.

૧•સોલંકી દંતરાજ ૨ ચહુઆણ લવાર તા. માખલુઆલું ૩ મકવાણા. પનાર વગેરે ૪ જાદવ–આદલ ૫ ગોહલ વેજલપુર. ૬ રાઠોડ. સૈજ–તથા શેરપા ૭ વાઘેલ. ગોધાવી. ૮ પરમાર દાઝીપર તા. પીરાજ. ૯ શરવૈઆ. ચુડા રણવર તરફ. તેઓ ભીલ સાથે વાલા શી પગી તથા સીપાહીગરી કરે. તેને પાદશાહે જાગીર આપી પગી પણ કરાથી પગી કોટની રક્ષા કરે તે કોટવાલ–માલ ખાટીને મોટા થવા તે ખાટ—

ભોયણુ દે–ચાવડાને મારી મુલરાજ શોલંકીએ પાટણ લીધુ–ભાંએણુના કુવેરે બારવટ પડી અને દલી પાદશાહ પાસે ગયો તે દરવાન તપસ્વી રહેલા તેનાથી વર પાયો–

વરહાજીનું કુટુંબ ભીલડીએ રહુ તેથી તેનો વંશ ભીલડીઆ તા. જેતાજીનું કુટુંબ અરધાર રહુ તેના વંશના અરધાર કહેવાઆ.

વરાહ ને કહોલ પછવાડે ૨૫૦ આપાં તેના વંશના પાટવી રાજા આજ લગી રહે છે અને તેના ફટાઆ પંથાપોર તથા પંડા ધડે છે તેના ગામ ૧૨ છે બીજા મેલીઆર હેઠળ ગઆ.

બીઓલાના ઠાકોર શામતશંગ બીઓલા કહેવાએ છે. પાદશાહે શામતશંગને કહુ જે તારી દીકરી મને પરણાવ તે ઉપરથી દગો કરી શામતશંગ પાદશાહ સાથે બે ઠેકાણે લડો ને અંતે બારવટે પડી દેગામ પ્રગણાનાં ૮૯ ગામ લઈ સમાધાન કરૂ બીઓલ દેગામમાં

વરાહને નાની બેન મરવાથી પાદશાહ દીવાના થઆ ને બીજી કન્યા ચલોતરમાં માતર ગામના શતર શાલ રાવલ ઉદેપુરના રાજાના ભાઈ શીધીઆની હતી ને આગલ ઘણા રજપુતોને વટલાવા અને રજપુત વટલા તેની જુદી નાત મોલેશલામ થઈ. જે કરગરીને ગરીબ થૈ રહા ને કારડીઆ કહેવાયા ને વશતી કરાવી કરભરી રહા ને રાજાને જેણે ખેડુતનો ધંધો કરો તેના ડોધા કહેવાયા ને છીકારની પદવી રહી આગલ વટલા તેના ઇઆદિ છે.

ઝાલાવાડમાં વઢવાણુ છે.

---

अं. ३५-ख.—सीपाइ वाणीयानो किस्सो—हिं.-गु.-लो-पृ-११-१२

**आरंभ—**

સીપાઇએ વાણીઆને છેતરો–ને ઉલટો સીપાઈ વાણીઆને ગલે પડો તેનો કીસો.

सुनीओ यारो तमकु कहु, नुकता अजव पाआ.
· दोस्तदारोने वात सुनी, जव सुते हसा आआ;
वनीएके घर सीपाइ गआ सोदा उधार लेने.
वनीएने तो धीरा नही, नथी लगा कहेने;

**अन्तः—**

वनीएने तो वात सुनी जव पुरी देसत लागी
मोहोसे कुच वोला नही घरकी रजा मांगी
આ ગલે પડવાની વાતો કીધી તેથી કોઈ ન ચાલે
વાકે ઓછું બોલવા જઈએ તો માથું વાઢાડી નાંખે
सीपाइओ मे जादे अकल ऊनसे सव उतरते
वनीए भाइ तो लाभे लुटा पीछे वीचार करते

आज जने अकल दोडाइ कुच साची कुच जुठी
चतुर होअ सो संमज ले मुरख के मन खाटी

એ હકીકત પુરી થઈ છે.

**વિષયાદિ**—૧. આ કિસ્સામાં નીચેનો પ્રસંગ વર્ણવેલો છે:-એક મીયાં વાણીયાને હાટે ઉધાર માલ લેવા ગયો ત્યારે વાણીએ તેને તે ન આપ્યો, એટલે પોતાનો જરી-પટકો ગીરો મુકી માલ લીધો; પછી પૈસા વાળી આપ્યા. તે પછી ધીરે ધીરે વાણીઆએ તેની શાહુકારી જોઈ તેને ઉધાર માલ આપવા માંડયો. આખરે પટકો ગીરો મુકવો પડયો તેનું વેર લેવા સીપાંઇએ પોતાની છોકરીની શાદીના પ્રસંગે લાલચ આપી વાણીયાને ત્યાંથી ઉધારે મબલક માલનો ઉપાડ કર્યો. પછી ઉઘરાણી કરતાં વાણીઆને જાર, મોગ, ચોખા, ડાંગર વગેરે મોસમમાં આપવાના વાયદા કરતો ગયો અને તે તે મોસમ આવતાં વાણી-આને તે ઉડાવતો ગયો. આખરે એક પંચ મળ્યું, તે વેળા વાણીઆએ ઉઘરાણી કરી એટલે સીપાઇએ કહ્યું કે મારા બાપે તારે ઘેર સોનાની કટારી, હાંસડી, ચાંદીના તોડા વગેરે પાંચ જણસો ગીરો મુકી છે તેમાંથી માગતા પૈસા વાળી બાકીના પાછા આપ. આથી વાણીઓ ગભરાયો અને ઉઘરાણી જતી કરી.

૨. લાવણી છે. ભાષા સાદી છે. કડી નોંધેલી નથી; વાણીયાની બોલી ગુજરાતીમાં છે

**વિશેષ**—પ્રતિ માટે જુઓ અં. ૩૫-૧-૬.

## અં. ૩૫-૧-ગ-બાપુમીઆંની હકીગત-એ. ગુ. ગ. વા.-પૃ. ૧૩-૨૧.

**આરંભ**—ધોલકાના તાલુકદાર બાપુમીઆંની હકીકત.

કાઠીઆવાડમાંએ મુલી હેવે નાંમે ગાંમ છે-ને તેને તાલુકે ગાંમ. ૭૨ હતા-અસલ પારકર દેસમાં પરમારનુ રાજ હતુ તે વખત એ રાજાને ફટાઇઓ ભાઈ હસે તેને એ મુલીના તેના પ્રગણાનુ રાજ સોપુ તેથી તે ભાઇ આવીને એ મુલી રહો તેથી હાલ સુધી એ મુલીમાં તેની ઓલાદમાં પ્રમારનુ રાજ ચાલુ આવે છે ને તે હજી સુધી પ્રમારોની મુલી કહેવાય છે. તે પ્રમારને કોઈ પેહેડીમાં ત્રણ દીકરા થઆ તેમાંથી બે દીકરા મુસલમાંન થઆ-ને-એ ૭૨-ગામમાંથી ભાગ લીધો-તેમાં પાટવી કુવર હીંદુ રહો તે એ મુલીમાં રહો તેને ગાંમ ૨૪ ) રહા-ને એક દીકરો મુસલમાન મોજે રાણપુર રહો તેનો વંઈસ ચાલે છે-ને ગામમાં પણ છે ને ત્રીજો દીકરો મુસલમાન થયો તેને ગાંમ. ૨૪ રહાં ને તે મોજે બોટાદમાં રહો-એ ગાંમમાં તેના કુલમાં ઘણી પેહેડી ચાલી તે પછી સંવત્ ૧૭૮૦ ની શાલમાંએ મોજે બોટાદમાં ભાઇ-ઓને અંદર અંદર ટંટો થઓ તેથી એક ભાઈ રીસાઇને સીધો ધોલકે આવી રહો તેના વંઈસની ઉતપતી મલેક મહમદ તેના મલેક હુસેનમંદ તેહના મલેક કયમલ મહમદ—

અન્ત—સંવત ૧૮૮૫ માંએ બાપુમીઆ ગુજરી ગઆથી તેને પેટ દીકરો નહોતાં તેની ગાદીએ તેના ભાઈ મલેક મીઆં બેઠા. ત્રણ ગામ ઇનામી તાઃ બીજી મીલકત અદાલતથી હરરાજ કરાવી ને એક લાખ રૂપૈઆનો અવેજ સાહુકાર લોક લેઈ ગઆં ને જે બાકી રહા તેને હજુ સુધી કંઈ મલુ નથી–એ મલેક મીઆંને કલેકટર સાહેબને તાંથી ખરચને સારૂ માશ ૧ રૂા. ૧૭૫) આપવા સરૂ કરા–પછી. સંવત ૧૮૯૬ માં રૂ. ૩૨૫ વધારી માશ ૧ કે રૂા. ૫૦૦) આપવા શરૂ કરા–એટલામાં એ મલેક મીઆં સંવત ૧૯૦૦ માં ગુજરી ગયા તેથી એ માશ ૧ ના રૂા. ૫૦૦ ની રકંમ બંધ કરીને તેનો દીકરો. સેરમીઆં થઓ તેને માશ ૧ કે રૂા. ૧૧૬–૧–૩ આપવા સરૂ કરેલાં છે. તે હજી તે પ્રમાંણે મલે છે. ને એ સેરમીઆંની ઉમર હાલ વરસ ૫ ની છે.

એ તાલુકદારની હકીકત. પુરી. થઈ.

**વિષયાદિ**––આમાં ધોળકાના તાલુકદાર બાપુમીયાં સંબંધી હકીગત છે. તેના પૂર્વજો રજપુત પરમાર વંશના હતા; તે (સિંધ) થરપારકરથી કાઠીયાવાડમાં મૂળી આવી વસ્યા અને થાણું જમાવ્યું. તેમની કેટલીક પેઢીઓ વીતતાં અમુક વંશજો મુસલમાન થયા અને ધોલકામાં તેનો એક ફાંટો તાલુકો કબજે લઈ, વસ્યો. તેઓ જુનાગઢના નવાબના સીરબંધી સીપાહીઓ હતા. તેમણે પગાર પેટે ગારીઆધર તાલુકાની જમાબંદી લખી લીધી અને તે વસુલ કરવા ત્યાં ગયા ત્યારે દગો કરીને તેમને ત્યાંના તાલુકદારે મારી નાંખ્યા. તેમાંથી ઉગરેલા બે જણના વંશજે ફતેહમહમંદ અને માલેક અહંએ ગાયકવાડીમાં લશ્કરી નોકરી લીધી અને પછી ગારીઆધર છુટયું અને ગધેડે હલ જોડાવ્યું.' ૧૮૭૮ માં એલ્ફીંસ્ટન સાહેબની સ્વારીમાં તેઓ જોડાયા. સં. ૧૮૫૫ માં તે ગાદીએ બાવા મીયાં આવ્યા. તેમના વારસ બાપુ મીયાંએ કડીના મલ્હારરાવને પકડવામાં ગાયકવાડ ફત્તેસિંહરાવને તથા ઇંગ્રેજ સરકારને સંવત ૧૮૫૬ માં પેશ્વા સામે મદદ કરી હતી અને અમદાવાદથી સેલુકરને હાંકી કાઢવામાં ૪૦૦ સ્વારથી સામેલ થયા હતા.

**વિશેષ**—૧. આ એક સ્થાનિક ઐતિહાસિક બાબત હોઇને પેશ્વાઈ અને ઇંગ્રેજી *અમલના સંક્રાન્તિકાળમાં નાના નાના તાલુકદારો અને ઠાકોરો કેવી રીતે ઠોલકી બજાવી* સત્તાતુલાનું ધારણ નમાવતા તે સંબંધી માહિતી પૂરી પાડે છે.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૫–૧–ક.

---

## અં. ૩૫–૧–ઘ–ધોલકાના દેશાઇનો ઇતિહાસ–
## ઐ. ગુ. ગ.–પૃ. ૨૦–૨૧.

આરંભ—ધોલકાના દેસાઇની હકીકત.

ધોલકામાં નાગર વાણીઆ એક વનમાલી દેશાઈ હતા. તેને હર વરસ

રા. ૧૦૦૦૦ની આંમદાંની. હતી. તે ગુજરી ગઆથી તેની આંમદાંનીની માલક તેની ઓરત થઈ—

અન્ત—પીલકામાં ગાએકવાડનું રાજ રહ્યુ તાંહાં સુધી એ પ્રમાણે વહીવટ થઓ-ને જે વખત અંગરેજ સરકારતુ રાજ આવું તે વખંતથી પણ એજ રીતે વહીવટ ચાલે છે. કુમાવીસદારની કચેરી દેસાઇના ઘરમાં છે ને તેની પેદાસ સરકારમાં રહે છે-ને ઉપર પ્રમાણે ખરચ સરકારથી થાએ છે.

એ ઓરતે પોતાની મીલકતનો સરકારને વારસ કરા તેથી હવે એ મીલકત નવારસી થવાની નથી.

એ રીતે કીસો સંમપુરંણુ.

**વિષયાદિ**-આ કિસ્સો, ધોળકાના નાગર વાણીઆ વનમાલીદાસની ઓરતને પીતરાઇઓએ તે વાંઝીઅણુ હોવાથી તેના ધણીની મીલકત તે પોતાની હોવાનું મેહેણું મારતાં તેણે સં. ૧૮૦૮ મા દામાજીરાવ ગાયકવાડને ખેડે જઈ એક લેખ કરી રૂા. ૧૦,૦૦૦ના આયપતની પોતાના ધણીની જાગીર તેને સોંપી અને તેમાંથી ગાયકવાડે કમાવીસદાર દ્વારા વનમાલીની એક દેરડી ચણાવી અને દર વર્ષે નાગર બ્રાહ્મણની નાત જમાડવાનો નિયમ કર્યો, એ હકીગત છે.

**વિશેષ**-પ્રતિ માટે જુઓ અં૦ ૩૫-૧-૬.

---

## અં. ૩૫ ૧ ડ.—નુકતાની ત્રણ વાતો—ગુ. ગ.—પૃ. ૨૧–૨૩

**વિષયાદિ**-આ નાની મીયાંભાઇની વાતો છે. તે વ્યાવહારિક શાણપણનો બોધ આપનારી છે. ૧લી વાતનો સાર એ છે કે, એક પાગાદાર દેવેશર પશુવાએ પોતાની કાણી ઘોડી એક બારગીર બ્રાહ્મણ સાથે શમશેર બેગની પાગામાં જુનાગઢ મોકલી, તેથી તે મંજુર ન થઈ અને ઘોડી તેમ બારગીર પણ અટક થયાં. માત્ર એવો કાગળ મળ્યો કે,

શમસેર બેગે શહી ન કીધી. કધ માર કાણીને
દેવેશર પશુવાને કહેજો કે પોક મુકે તાણીને.

૨. બીજી વાત સીધા પ્રશ્નોનો મુસલમાન સીપાઇઓ કેવા વાંકા વાંકા ઉત્તરો આપે છે તેના નમુના રૂપ છે:

ત્રીજી વાત જે કમુમીયાંની છે તે કંઇક રસીલી છે. તેનો સાર આ છે: કમુમીયાં જંગલમાં કોહોવાડી લેઇને સુતા હતા ત્યાંથી કોઈ તે કોહોવાડી ઉપાડી ગયો. મીયાં જાગ્યા ત્યારે એમને પોતાને શંકા પડી કે હું કોહોવાડી લઇને સુતેલો તે જ કમુભાઈ ખરો કે નહી? તે જાતે ડરકુ અને વહેમી હતા. તેથી ઘેર જતાં પોતાના મોહોલ્લામાં કમુભાઇના નામની બૂમ એવા ખ્યાલથી પાડી કે જો ખરો કમુમીયાં મારા કરતાં બીજો કોઈ હશે તો તે ઝટ બહાર આવશે, નહીં તે આપણે તો છીએ જ. તેણે એવી બૂમ માર્યાથી તેમની ઓરત બહાર આવી અને સમજાવીને તેમને ઘરમાં લઈ ગઈ.

---

## અં. ૩૫-૧-ચ.-બકરીની લડાઈ-ઐ. ગુ. લો. ગી.- (સટીક) ર. ઝમાલ પૃ. ૨૩-૨૭

આરંભ-વઢવાણના ઠાકોરના પ્રગણામાં પેદા થએલી બકરી તે લીંબડીના ઠાકોરે મારી તે બાબત બે ઠાકોરોને લડાઈ થઈ તે બાબતની કવીતામાં બાંધેલી. ઝમાલ.

અજા કહલો લેઈ અવતરી. પેથલરી ઘરમાંહ
વીરા પઆલો રંણુવખે, જોગણુ ભોગજ ખાઅ.
જોગણુ ભોગ જ ખાઅ, બત્રીસાંની હતીઃ
બણી દીઆરી ખુબ, ધીઆરેલ બેસડી.
થેક થેક માસ. સરખી થાલીઆં;
ધોલી રૂપા ખાપ. એ ઉપર ઢાલીઆં. ૧
પલટી ઉપર પલચ છે, પલ ખાધે બલ થાઅ;
મેહેલુ તો મુજાઅ મન, વેધુ તો વખ થાઅ,
વેધુ તો વખ થાઅ. બે અરથી બંતડી.
ધડ બેહુ વેવચાલ. રાહડ હુવારી હુઈ ઘડી.
તાંહાં હલવદ હંદી. ફોજ ચડી પંથ હા હોલી.
વેહધી હાય અજાં, વેહેગલ વાઢ વલી. ૨

અન્ત—ગોલા હેશલ લગીઆ કોટ પડા ઊથલ
પેથલ ભારે સલ હતો. કોહો સો હલવો ફલ
કોહો સો હલવો ફળ ત્રાંજુમે તોલીઓ
રાઓ હતો રણુવંક રેક કર રોલીઓ
ભાગા દો દો વાટ. માધાણી ભાથીઆં
હરંણુ અખડા કીયાં, અફાલી હાથીઆં. ૧૬
પેસ ભરી નમીઓ પથો, હાય જોડી અણુભંગ.
હેદો અજા ભોજા અદા. રાજ હાથાને રંગ.
રાજ હાથાને રંગ. બોપાલે ભાખીઓ
રાજવટ. હંદો માંન. ધરાંણે રાખીઓ,
અતલી બલ જીત. ધરાં દસ આઇયો;
ગંણી અણુમે દે એમ, ઝમાલે ગાદ્દ હો. ૧૭

ઉપર લખ્યું છે તેની નીચે મુજબ હકીકત—સમજવા.

૬ ઉપર હલવદનો રાજા લખો છે પણ હાલ તેનો રાજ દરબાર ધાંગધરે છે. તે હલવંદ એ તેનું ટીલાનું ગાંમ છે તેથી હલવંદનો રાજા કહેવાય છે.

+ + + + +

૭ વઢવાંણના ઠાકોરમાં અસલ કોઈ વઢવાણની ગાદી ઉપર માધવસંગ નામદાર થઈ ગયા છે તેથી તે માધાણી કહેવાય છે.

એ લહડાઇમાં વઢવાંણી વાલાના ચારંણે વઢવાંણના ઠાકોરની સરસાઇના દુહા કહા છે તેમાંના ચાર નીચે લખા છે.

૧ લાજ પેખંણી લીંબડી. મુક ગઈ સબ માંણ.
હંધો ઝાલ ઓ લાલીઆ. તને રંગ છે પેથલ રાંણ.
૨ ધ્રુલ મલીઆ ધોલીઆ. હળવંદીઆ હમસાંણ.
તેમાં રહી ગઓ ખટકો રાજને. તુને રંગ છે પીથલ રાંણ.
૩ કેરાલેથી કુટીઆ. ધીંગ કરી રાંણ ઢાણ.
ચોરાશી સુતી ફરે. તુને રંગ છે પીથલ રાંણ.
૪ દશદો સુબા દરશીઆં ઘંણા મેલા ધમસાંણ.
તેમાં રણઘેલા અંનમી રહો. તુને રંગ છે પીથલ રાંણ.

**વિષયાદિ**-'આરંભ'માં હકીગત સ્પષ્ટ છે. કવિતાને અંતે તેમ જ હાંસીઆમાં કેટલીક પ્રસંગસૂચક સમજુતી આપેલી છે. અંતમાં કુલ ૮ નોંધો છે, તેમાં ધરાંગધરા, વઢવાણ આદિના રાજા ઝાલા કેમ કહેવાયા તે, તેમ જ બીજી છએક નાની બાબતો સ્પષ્ટ કરેલી છે.

૨. ભાષા સાદી છે, પણ લડાઇનું વર્ણન વીરરસથી ભરપૂર છે. કુલ કડી ૧૭ અને પંક્તિઓ ૧૦૨ છે.

**વિશેષ**-૧. આ ઐતિહાસિક લોકગીત નાની નાની બાબતોથી તે વેળાના નાના ઠાકોરો પરસ્પર કેમ ખુનખાર યુદ્ધ મચાવતા એ હકીગત ઉપર પ્રકાશ પાડે છે.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૫-૧-ઙ.

---

## અં. ૩૫-૧-છ-કાઠીઓ ઉપર વેર-ઐ. ગુ. લો. ગી. (સલોકો)-૨. મૂળજી-પૃ. ૨૬-૨૮

**આરંભ**-એક વખત લીંબડીના ઠાકોર હરભંમજી દવારકાં જાતરા કરવા ગયાં એટલે રાજકારભાર તેના ભાઇ અંમરશંગે ચલાવો-તેથી કાઠી લોકોએ એ અંમરશંગને મારો તેથી તેનું વેર લેવા એ હરભંમજીએ કાઠી-આવાડ ઉપર હલાં કરો તેનો સલોકો-

સરસતી માતા તંમ પાએ લાગુ-કહેવા સલોકો વરદહન માગુ દાન-
અંબાજી માતા આરાસુર રાંણી.
લોબડી કેરો તે કહુ સલોકો એકે મંને તે સાંભલજો લોકો-
લોબડીએ તો પરીઆંણા થાઅ-રાઠોડ જુદો ધોલકે જાઅ-
રંણુકાના રેવત સાબધા થાઅ-સેઠ વંનોસા ધંધુકે જાઅ-
પડંત ડગમગતો અલીઆત થાઅ ચાકરના મહીના તાંહાં લખાઅ-

અન્ત-વહેરાનો હરભંમ રીસાલ રંણો-મારી કાઠીઆવાડ મુકાવો માંમ-
ચડે પેગડે ધરતી જ લીધી. કાઠીઆવાડ મારી સલાંમી લીધી.
ચઢીઊ કટક છાંઓ છે ભાંણુ વેરીને ઘેર પડીઊ ભગાંણુ-
દાંનો હંમીર મળવાને આવો ઘોડા ચાર તે સલામે લાવા-
ઊભા ઢાડીડા ગાય છે ગીત. બહેચરરાંમને સરપાવ થાઅ.
બેહેચરરાંમને સરપાવ થાઅ. ચુપેશુ કટક ચાડોલે જાઅ-
કેશર કશુબા સાદુડા પાઅ ઊપર શુધરી ગોઠ વેચાઅ.
ઊડણુ આવો છે આદરી આંણે.
વેહેરાનો હરભંમજી ચતુર સુજાણુ-લાખો લાજે મેવડો જાણુ.
ધારથી ડુગર ડાબા કલોજી-કીધા રોલીએ આવા જે કાજ.
પાધર આવીને ઓડ જ દીધા-અલદાંણે આવી બપોરા કીધા.
ચાકરોના મહીના ચુકાવી દીધા-
સારે શુકને આવો જાંબુનો રાઅ-ઘહેર ઘહેર ઓછવ મંગલ થાઅ.
એ સલોકો મુળજીએ કીધો રાજા હરભંમજીનુ રાજ અવીચળ રહેજો.

(ટીકા) લીબડીના ઠાકોરનુ ટીલાતુ ગાંમ અસલ મોજે જાંબુ છે તેથી જાંબુનો રાજા લખો છે. પણ. હાલમાં એ ગાંમમાં વોહોરાની વસ્તી છે તેથી વોહોરાની જાંબુ કહેવાઅ છે. એ વોહોરા લોકો લીંબડીના રાજની રહીઅત તેથી તાકીદ કરી કે હવેથી એ ગાંમનુ નાંમ રાજાની જાંબુ-કોહો-પણ તે લોકોએ કહું કે અમે વોહોરા તંમારી રહીઅંત નથી. વોહોરા રાજના-પરંતુ જાંબુ વોહોરાની. હાલ સુધી એ ગાંમનુ નાંમ વોહરાની જાંબુ કહેવાઅ છે—

વિષયાદિ-૧. 'આરંભ'માં હકીકત સ્પષ્ટ છે. આમાં વીરરસનું વર્ણન ઠીક છે.
૨. કુલ કડી નોંધેલી નથી.
વિશેષ-પ્રતિ માટે જુઓ અં. ૭૫-૧-૯

## અં. ૩૫-૧-ઞ-શેઠ કપુરચંદનો રાસડો-ગુ. લો.-ર. દુર્લભ-ભટ-પૃ. ૨૯-૩૬

આરંભ-અંમદાવાદમાં એક વાંણીઆ કપુરચંદ શેઠ હતો તેહને શેહેરમાં પાંચ માંણસ સાથે વેર હતુ તેના નામની વીગત-૧ મદંન ગોપાલ. ૨ નાહાલચંદ. ૩ લાલચંદ. ૪ સુજાતખાં. ૫ સુજાતખાં.

એ કપુરચંદ પોતાની નાંમના વધારવા મુલકેમુલક ફરવા નીકલો તે ફરીને પાછો અમદાવાદ આવો એટલે તે દેસ જીતીને આવો-ને કાકરીઆ તલાવ ઉપર મુકાંમ કરો-ને તાંહાં નાહાવા બેઠો તે વખંત-નાહાલચંદે તાંહાં આવીને કાંકરો મારો તે ઉપરથી મોહોટી લડાઇ થઇ ને કપુરચંદ જીતો-ને મદંનગોપાલ વીગેરેની હાર થઇ-પછી પોતે શેહેરમાં આવો એ હકીકત દીલીના પાદશાહે જાણી. તેથી કપુરચંદને પરવાનો લખી મોકલી. બોલાવીને અમદાવાદની દીવાનગીરી આપી-શેઠ અંમદાવાદ આવા તાર પછી. તે સેતરંજે એટલે પાલીતાંણે જાતરા કરવા સંઘ લેઈ નીકલા તે ખંભાત મુકાંમ કરો-ને હદાર દાડા ખંભાઅંતની હાકમાઇ (કરી)ને તાંહાંથી સંઘ લેઈ નીકલા તે ધોલકે થઇને મોજે ખરોલ ગાંમ છે તાંહાં મુકામ કરો-એ મુકાંમે કાઠીલોક દાંણુ લેવા આવા તે સાથે લડાઇ કરી. ને દાંણુ ન આપું ને શેઠની જીત થઈ-તાંહાંથી શેઠ પાલીતાંણે ગઆં-જાતરા કરી. પાછા ઘેહેર આવા-એ શેઠને બે ઓરતો હતી-એક લેરખી વહુ અને બીજી હેત વહુ-એ બે ઓરતો હતી. પંણુ દીકરો નહી. તેથી પોતાના ભત્રીજો-પાનાચંદ તેને પોતે પૈસા ખરચી. પરંણાવો-દુનીઆના લાહાવા લેવાને તેનુ લગંન તો થઉં પણ ચોરીમાં કંણસાર ખાતી વખંત કપુરચંદ શેઠને લાલચંદે કટારી મારી. તેથી મરંણ પાંમા-તેહનો-દુલવભટ હેવે નાંમે કોઇ થઇ ગયો છે તેણે રાશડો જોડો છે નીચે મુજબ-પણુ હડાર દહાડા ખંભાતમાં કપુરચંદ શેઠે શી રીતે ને શા સારૂ કેવી હાકમાઇ કરી હકીકત આ રાસડાથી માલુમ પડતી નથી.

રાસડો કપુરચંદ શેઠનો

જી રે કપુરચંદ શેઠના પીતલ લોટા જલે ભરા જો.
જી રે દાતંણુ કરવા લેહેરખી વહુને હાથ.
કપુરચંદ જીતા રે નવખંડ નમી રહા જી રે કપુરચંદના ચીની પાલા તેલ ભરા જો.
જી રે મરદંન કરવા લહેરખી વહુને હાથ. કપુરચંદજીના રે
નવખંડ નમી રહાં. (ટેક.)
જી રે કપુરચંદની ત્રાંબા કુડીઓ જલે ભરી જો. જી રે પીલા
પીતાંબર લહેરખી વહુંને હાથ કપુર૦-

અન્ત-ભાઇ રે પાનાચંદ ભત્રીજા સાંભલ વાત હેની ભલી રે
સાબાસી અમદાવાદ સેહેરમાં જો.
હેની સારી સારી ડોલીઓ બંધાવ ભાઇ રે પામરી તે
મંગાવો ભલી ભાતની જો.
હો ભાઇ ડોસીડા તું માહારો રે વીર. રૂડી પામરીઓ
જોઇએ તે વહેલાં લાવજો જો.
હો ભાઇ સુતારી તું માહારો રે વીર. રૂડી કપુરચંદની ડોલીઓ ઘડી લાવ.
ઓ ભાઇ સરૈઆ તુ માહારો વીર–
એટલે અમદાવાદનો પ્રેમો પારેખ તે આવીઆ જો
ભાઇ રે કપુરચંદની ડોલીઓ બંધાય.
સોભા કીધી રે કપુરચંદની રાતમાં જો ભાઇ રે ડોલીઓને
ઉપાડી ભલી ભાતની જો.
ચોરે રડે છે કાંઈ ચારંણી ભાટ. હેવો કપુરચંદ સરખો
શુણો નહી મલે જો.
તાંહાં તો હેત વહુ કેરો ઉતારો. સંણુગાર. પેલી સેરખી
વહુનો શોનાનો ઊતારો ચુડલો જો.
હેવો કપુરચંદનો રાસડો કહેવાય તેહને જોડીને કાંઈ
ગાય દુલભભટ્ટ
હેવા લાખાણી શુખા રે વનમાં વહી ગયા જો.
પુરો થયો.

વિષયાદિ-૧. "આરંભ"માં હકીકત સ્પષ્ટ છે.

૨. કુલ કડી આપેલી નથી. આ રાસડાના બે ભાગ છે એકમાં કપુરચંદ શેઠનો વૈભવ, શેત્રુંજે જાત્રા જવા માટે કાઢેલા સંઘનો ઠાઠમાઠ, શેઠની હાકમી તથા પાનાચંદના લગ્નની શોભા વર્ણવી છે, ત્યારે બીજા ભાગમાં શેઠને અગ્નિદાહ કર્યાનું વર્ણન છે.

વિશેષ-પ્રતિ માટે જુઓ અં. ૩૫-૧-ક.

---

## અં. ૩૫-૧-ઝ-વેણીભાઇનો રાસડો-ગુ. લો-પૃ. ૩૫-૩૮.

આરંભ-ખંભાતથી ગાઉ ૩ ઉ(૫)ર એક નવાપરા ગાંમ છે તાંહાંનો રેહેનાર. એક કણબી પાટીદાર પા. વેણીભાઈ તે ઘંણો જબરો હતો-તે અગણુમાં લુટ કરતો હતો-એક વખત ખંભાતના નવાબ સાહેબે ગોધા બંદર ઉપર હલાં કરીને ફતે થયાથી તે તાંહાં રહા તેથી વેણીભાઇએ ખંભાતનો કીલો તોડીને શહેર નીરાંતે લુટવા માંડ્યુ-એ ખબર નવાબ સાહેબને થયાથી

કાકી લોકોની મદંત લેઇને એક દીવસમાં ખંભાત પ્રગણામાં મોજે વડ ગાંમ મુકાંમ કરો. પણ વેણીભાઈ. ખંભાતનો કીલો મુકી નીકલો નહીં. ને લહડવાને તૈઆર થઈ ગઓ ને તોપ માંડી ત્રંણ દીવસ સુધી લહડાઈ થઈ. આખર વેણીભાઇ. નાઠો–તે નવાપરામાં ટકી. ન સકા. આથી રડી પુને જઇને રહો. નવાપ સાહેબે નવાપરા ગાંમ ઊજડ કરૂ ને ગધેડે હલ દેવરાલુ. ખંભાતના નવાપ સાહેબનો દીવાંન ગલાબરાય હતો તેણે વેણીભાઇ ઊપર જુઠો કાગળ લખી મોકલો નવાબ સાહેબના નાંમનો કે તમને અમારી દીવાંનગીરી. આપવી છે–માટે આવજો હેતું લખાથી વેણીભાઇ ખંભાતની કચેરીમાં આવો તેહને ગલાબરાએ મારી નંખાવો તેનો રાશડો.

(અં. ૩૦ ઝ માં આ રાસડાનો આરંભભાગ આપ્યો છે, તે જુવો.)

અન્ત–તાંહાંથી તે વેણીભાઇ બાપો ચાલીઆ જો આવા આવા
કચેરી મોઝાર જો.

કુ[ર]નસો કરીને બાપો ઊભા રહા જો ગલાબરાએ મારાને તેડાવીઆ જો.
અવલા સવલી ઝાલી છે બે બાંહોજો. સોનાની કટારીએ
વેણીભાઇ મારીઆ જો.
છાકી પોલના વૈતરા તેડાવીઆ જો. વેણીભાઇની ડોલીઓ બંધાવીઓ જો.
કાહાડા કાહાડા ભાઇ બહારીને બાહાર જો. દરીઆની કીનારે
વેણીભાઇ ચેહે બલે જો.
ઘરમાંથી કાંઇ પટલાણીએ જાણીઆ જો. ગલાબરાય તાહર
જાજો નખોદ જો.
માહારો તે વેણીભાઇ સુખો મારીઓ જો.
રડવામાં ભુખણીઆ ગાંડીવાંન બહુ રડે જો હાટે ને ચઉટે રે રડે વાણીઆ જો.
ચોરે રડે ચારણો ને ભાટ જો. હેવો તે ? વેણીભાઇ સુખો નહી મલે જો.
વેણીભાઇનો રાસડો પુરો થઓઃ–

વિષયાદિ–૧. "આરંભ"માં હકીકત સ્પષ્ટ છે. અં. ૩૦ ઝ માં આ રાસડો છે, પણ તેમાંના અને આમાંના આરંભભાગની હકીકતમાં ઘણો જ ફેર છે, તેમ પેહેલા રાસડામાં વેણીભાઇની બેનનો જારપતિ પુનાનો પેશ્વા સવાઇ માધવરાવ હોવાનું અને તેથી તે તેની મદદ માગવા પુને ગયાનું તેમ જ સવાઈ માધવરાવે નવાબનો કાગળ તરફી હોઈ વેણીભાઇને દીવાનગીરીના લોભે ખંભાત નહીં જવાનો આગ્રહ કર્યાનું જણાવેલું છે, ત્યારે આમાં તેમાનું કશું આપેલું જ નથી. વળી અંત ભાગની હકીકતમાં ઘણો જ ફેર છે. પેલા રાસડામાં નવાબે વેણીભાઇને છાતી ઉપર પથ્થર મૂકી માર્યા એટલું લખ્યું છે, ત્યારે આ રાસડામાં દીવાન ગુલાબરાયે સોનાની કટારી માર્યાનું જણાવી તેની ચેહ બાળ્યાની હકીગત વિશેષ આપેલી છે. આ રાસડાનો આખોએ અંત ભાગ અંક ૩૦ ઝ ના રાસડાના કરતાં વધારે છે.

૨. કુલ કડી નોંધેલી નથી. રચના બધી અંક ૩૦ ઝના જેવી જ છે.
વિશેષ-૧ જુઓ વિશેષ માટે અંક ૩૦ ૪ પ્રતિ માટે જુઓ અંક. ૩૫-૧-૬.

---

## અં. ૩૫-૧-૮-ભાણુનો સલોકો-ગુ. લે. ૨.-ગંગાદાસ ભવાની-(ર. સં. ૧૭૬૩)-પૃ. ૩૯-૪૦

આરંભ-ખંભાત પ્રગણામાં મોજે પાદરા કરીને ગાંમ છે-તે ગામેતીઓએ નવાબ સાહેબને જંમેબંદી ભરી નહી-તેથી નવાબ અલીખાનની ફોજ એ ગાંમ ઉપર આવી તેથી ગાંમવાલા લડવાને તઈઆર થઈ ગયાં-ને મોટી લડાઈ થઈ તેમાં નવાબની ફોજની હાર થઈ તેનો શલોકો સંવત ૧૭૬૩ની શાલમાં મોજે ખાખરસરના શા. ગંગાદાસ ભવાનીએ કહ્યો. તેને પાદરાવાલાએ વી(ઘું) ૭ પસાઅતુ આપુ—

તે શલોકો

સરસતી માતા તંમ પાએ લાગુ-કહેવા શલોકો વરદાંન માગુ-
દો મજ માતા ૬રૂ પસાઅ-સીતાછ કેરૂ સંતજ સાર
ભાંણુ મહારાજા ભાંણુ મહારાજા દેવઅ(વ)નાર
ભારમલ કેરો તે ભલો મહેમાઅ-દોલંત ઝાઝી. ને નવનીત થાઅ.
ગજા ભાઇને ઘણા વખાંણુ. ભીમજીસુત તે રામસંઘજી જાણુ-

અન્ત-ગુઝે પાદરીઆં ઉડે છે ખેર. રામસંઘજી તંણો ભાલે વરસા છે મેઘ.
સઘલા લોક તે એણી પેર બોલે-કોઈ નાવે રાણા કલાને તોલે.
ભાંણુ કલાંણુ બેઅ બીરાજે. દુધાજી સરખો દેશોત ગાજે.
અગો ચાવડો એણી પેરે બોલે.
કબીર કણુસીઓ વારૂ વખાણુ સંવત ૧૭૬૩ જાંણુ,
તેડાવો સેઠો ખાખરશરના શેઠ સાત વીઘાંના લખાંઓ લેખ.
એહ સલોકા-ગંગાદાસ ભવાની કહે ને પાદશાનું રાજ અવીચલ રેહે.

પુરો થઓ—

વિષયાદિ-૧. "આરંભ"માં હકીગત સ્પષ્ટ છે.
૨. કડીઓની સંખ્યા નોંધેલી નથી.
વિશેષ-પ્રતિ માટે જુઓ અં. ૩૫-૧-૬.

---

## અં. ૩૫-૧-૯-તાપીદાસનો રાસડો-ગુ. લે.-ર. બારોટ ભગો અને ભલો-પૃ. ૪૦-૪૧

આરંભ-ચરોતરમાં એક મોજે વાડુવેલ કરીને ગાંમ છે તાંહાં પાટીદાર કણબીની વસ્તી છે-ગાંમ લેવા સારૂ ગલોભાઈ-વડોદરે ગએો. તે ફતેસંગ ગાએકવાડને નજરાણા સારૂ ઘોડો લેઈ ગએો, એ વાત ગામમાં બીજા કોઇ તાપીદાસ હસે. તેણે જાણી. તે પકડી લાવો. ને ઘોડા જોડે ગોપાલો ચાકર હતો તેહને કેદ કરી. ને બેડીએ જંડાવી.-તે બેડીએ ગલાભાઇએ તોડાવી. તેહને કુવામાં નાંખી દીધો-તેથી એ ગોપાલની બહેન માથે બલતી સઘડી લેઇને વડોદરે ફરીઆદ ગઈ. ને ફતેસંગરાવ આગલ ફરીઆદ કરી. કે રાજા તુ છે. ને તાહરા પ્રગણામાં તાપીદાસની દવાઇ ફરે છે. એ તે શુ. તે ઉ(પ)ર ફતેસંગ રોશ કરીને લઢવા સારૂ ગએો. તાપીદાસે પણ સોના રૂપાની ગોલીએ પડાવી. ને ત્રંણ દહાડા સુધી લહડો. તે અખસર નાસી ગએો. તેના કોઈ બારોટ ભગાએ રાસડો જોડો છે—

ગલાભાઇએ ઘોડલો સંણગારો-ફ્તેસંગ સુબાને મલવાજી રે
એટલે તાપીદાશે વાત જાંણી-તાપીદાશ ઝાલવા ચાલોજી રે
જઇ કરી તેહને સાહીને લાવો. ગોપાલને બેડીએ જડાવોજી રે
વાડુવેલ ગાંમના લવારી તેડાવા ગોપાલની બેડીએ ભગાવીજી રે

અન્ત-લાલ સેલાની ઘાટડીએ બીડી. હાથમાં ભાલા ઝાલાજી રે
સોનારૂપાની ગોલીએ પડાવી. તાપીદાસે વેવરાવીજી રે
ત્રંણ દહાડા સુધી તાપીદાસ વહડીએ. વલી નાસવાનું શોધિજી રે
એક પાસ મહીકાંઠો આવો. બીજી પાસ કાકોલોજી રે
ભગા બારોટ ને ભલા બારોટ તેણે રાસડો જોડોજી રે.
પુરો થએો.

વિષયાદિ-૧. "આરંભ"માં હકીગત સ્પષ્ટ છે.
૨. કડી સંખ્યા નોંધેલી નથી; કુલ પંક્તિએ। ૧૫ છે.
વિશેષ-મતિ માટે જુઓ અં. ૩૫-૧-૬.

---

## અં. ૩૫-૧-૬-ચાર જુગના રાજા-વંશાવલિ-પૃ. ૪૨-૪૭

આરંભ-શ્રી ગણેશાઅનંમા-શ્રી-ભુગોલ પુરાંણની સંખા લખી છે-
ચાર જુગના રાજા-

૧ બ્રંમા-૨ મરંચી-......૧૬ મવંક.

સતજુગના રાજા સોલ હવા. તે પવીત્ર રાજા હવા. પછે. રાજા. દઈત. વ(વં)સી હવા તે કોણુ કોણુ–

૧ કુંત–૨ કુંતવીર–......૧૫ કપીલખ–૧૬ કપીભદ્ર.

હેવા રાજા સોલ દૈતવંસી સતયુગમાં. હવા. પછે સતયુગ વીતો. એટલે સંમાપતી.

૨. ત્રેતાયુગ પ્રવેસ વૈઇસાખ સુદ ૩ ને દીને પરવેશ થએો. ૧ સુરજ વંસી રાજા હવા.–

૧ પરીક્ષત–૨ સેનાવ–......૪૨ દુરવાસીધ–૪૩ અંગનીવરણુ.

હેવા રાજા સુરજવંસી ત્રેતાયુગને વીસે હવા. ત્રેતાયુગ વીતો સંમાપંતી.

માગશર વદી ૯ વા. સોમે. દવાપુર (દ્રાપર યુગ)નો અવતાર હવો.

૩ દવાપુરના રાજા ચંદ્રવંશી હવા–

૧ ચંદ્રમા–૨ બુધ–૩ પુરવાનંદ–......૩૦ કઇંમ–૩૧ વેણુ–

હેવા રાજા દવાપુરને વીખે હવા. દવાપુર વીતો કે સંમાપંતી

કલયુગનો જનમ હવો–

૪ હવે કલીયુગના રાજા બોલીએ–૧ રાજા વિશ્વપતી–૨ અજ–૩ અજપાલ–......૨૭ વછ રાજા–૨૮ વેણુ (વનરાજ?) (જેણે જાઇને પાટણુ વાસુ સ્વ(સંવ)ત ૮૦૨ ચૈઇતર સુદી ૯ ગુરૂવારે)–૨૯ જોગંણુ (વરસ ૮ રાજ કરૂં) ......૩૭ વીસલદે. (વરસ ૨૦ રાજ કરૂ જેણે વીસનગર વાસુ)–૩૮ રાજા સીધ–૩૯ રાજા કીપાલ દેવ (વરસ ૩૧ રાજ કરૂ)......૪૨ ભોલો ભાવ(ભીમ)દે (વરસ ૩૨ રાજ કરૂ) ......૪૭ ઘેહેલો કરંણુ (તેહના અધરંમી હવા)–૪૮ રાજા સધરાજ જેસંગ તેને બે દીકરા (?) માધવ–કેશવ–(જેણે રૂદ્રમાલો કરો– રાજ ખુણા ત્રંણુ કરૂ–રાજા એઠ અધરમી થએો કે બ્રાંમણુીને ગમંન કરતો)– તે (માધવ કેસવ) બેને જારખ જાતનો કરો તેહને વાંસે ફોજ ભારે હુતી તેણે દલીએ જાઇને ગુજરાતમાં તરકાણુ આંણુ સંવત ૧૨૪૮ કારતંગ સુદ ૧૩ વાર શુકર–૪૯ ગુજરાત સુલતાંન અલાવુદીન હુવો જેણે સીતપર (સિદ્ધપુર) વાસુ–તેણે વરસ ૨૩ રાજ કરૂ–૫૦ તતાશાહવા–૫૧ સુલતાન મુદાફર– ......૬૦ અહમદશા હવા–(વરસ ૪૧ રાજ કરૂ ને જેણે અમદાવાદ વાસુ માગશર વદી ૯ રવીવાર)–૬૧ કુતબદેન (વરસ ૧૧ રાજ કરૂ)......૬૯ પાદસા મુદાફર (માસઃ ૩ દીઃ ૨૧–રાજ કરૂ)

પછે અંકબર પાદસા હવા. દીલી મધે જેણે સકો ફરવો તાર પછી પાદસાઈ ગઈ–તે દક્ષણી વાધો—

૧ પેહેડીનામું જે ઉપર લખુ છે. તે કાંઈ એક બીજાની ઓલાદ એમ નથી. પણ એકનું રાજ–બીજાના હાથમાં આવું તેનું એ પેહેડીનાંમું છે–

૨ પાદસા અકબરની દીલીની પાદસાઇ ગઈ એવું જણાય–પરંતુ એમ નથી–સાથી કે તે પછી જે પાદસા થઆં તે કોઈ અકબરના જેહેવી પાદસાઇ કરી શકતા નથી. માટે પાદસાની હદ અકબરથી છે. માટે તાંહાંથી પાદશાઈ ગઈ એવું લખું છે—

**વિષયાદિ–૧** હકીગત ઉપર સ્પષ્ટ છે.

**વિશેષ–૧** આ વંશાવલિમાં એક પછી એક એ ક્રમે રાજવંશીઓનાં નામ લાલ શાહીના આંકેલા લંબચોરસ કોઠામાં આપેલાં છે, અને ગુજરાતના રાજાઓનાં નામ સામે તેમણે રાજ કર્યાનાં વર્ષ લખ્યાં છે.

૨. વંશાવલિ ઐતિહાસિક દૃષ્ટિએ વિશેષ અચોક્કસ જણાય છે.

૩. પ્રતિ માટે જુઓ અં. ૩૫–૧–ક.

---

## અં. ૩૫–૧–ઢ–રાણા રાજસિંહની વાર્તા–એ. ગુ. ગ– પૃ. ૪૭–૫૮

આરંભ–ઊદેપુરના રાંણા દીલીના પાદશાહાને નમા નથી–ને ઊદેપુરની ગાદી અનમી કહેવાઅ છે એટલે તે કોઇને નમે નહી. તે બાબતમાં એક હકીકત બની છે. ઊદેપુરની ગાદી ઉપર રાણાં–(રાજસિંહ)ને દીલીના પાદસા–(ઔરંગજેબ)ને મુકાબલો થઓ તેની વીગત વાર તપસીલ નીચે મુજબ–

જોધપરની ગાદી ઉપર રાઠોડ અભેસંગજી હતા તેહના આગલ કચેરીમાં પહેલો કસુંબો પીવા. તા. જુની વાતો કરવા ચારણ કરંણીદાંન હતો–અભેસંગજી ગુજરી ગઆથી તેહનો દીકરો અંમરસીંઘજી ગાદીએ બેઠા તે વખંતમાં ચારંણ કરંણીદાન માંદો થઈ ગઓ તેથી તેહનો દીકરો તાપીદાનજી એ રાજા અમરસંઘજીની કચેરીમાં બેઠો ને સઉથી પહેલો કસુંબો પીએ–

અન્ત–ઉદેપર દરબારની સરસાઇ થઇ. ને પાદશાની ફોજ પાછી ગઈ–તે દીવસથી થઓ કે. ઉદેપરની અનમી જાઅગા કહેવાએ છે એ વાત પરથી અમરસંઘજીએ પોતાના ચાંપાવત–ગોપાલસંગજીને–૬૦૦૦ અશવાર લેઈ મોકલા હતા. સા માટે જે લહડાઇનું કારણ. જોધપરના ચારંણથી થઊં હતું–પંણ લઢાઇ થઇ નહી તેથી તે પણ રાંણાની રજા માગી. જોધપર ગઆ–ચારંણ–પંણ તેહમની સાથે જોધપર ગઓ–ને એ ચારંણ એક ખેપમાં ઘણો માલ કમાઇ લાવો તેથી જોધપરની કચેરીમાં તેહની આબરૂ ઘંણી વધી—
વાત પુરી થઇ રહી છે

**વિષયાદિ**–આ વાતમાં નીચેનો પ્રસંગ વર્ણવેલો છેઃ–જોધપુરના રાઠોડ અમરસંગજીનો ચારણ તાપીદાન પુષ્કળ દાનથી સંપત્તિ મેળવી તેમ જ એક નવ યૌવના ચારણી પરણી વિલાસમાં એવો તો તલ્લીન થયો કે છ મહીના સુધી રાજદરબારમાં તેણે પગ જ ન મૂકયો. એવામાં અમરસંઘનો કાકો કૃપોજી દરબારમાં આવ્યો અને તેણે ચારણ તાપીદાનને પહેલો કસુંબો પાયા પછી પોતે પીવાનો આગ્રહ કર્યો. આથી ઘણાં તેડાં મોકલતાં તાપીદાન ત્યાં આવ્યો. દરબાર ઉઠતાં અમરસંઘે તેને આટલી ખુમારી અને ગર્વ માટે ઠપકો દીધો, એટલે તે ઘેર જઇ ઘોડી લઇ સોંસરો ઉદેપુરના રાણાના દરબાર ગયો. ત્યાં માનમરતબા સાથે રહ્યો અને રાણાએ વિદાય દેતાં રૂ. ૧ કરોડનું જરઝવેરાત દાનમાં દીધું. પરંતુ તાપીદાને રાણાની પાઘ ભેટમાં માગી ત્યારે રાણાએ એવી શરતે તે આપી કે ઉદેપુરનો રાણો અનમી હોવાથી તેની પાઘ પહેરી તારે કોઇને નમવું નહીં. તાપીદાને તે શરત માન્ય રાખી, પાઘ લીધી અને ત્યાંથી પરબાર્યો દિલ્હી ગયો. બાદશાહ ઔરંગઝેબે તેને દરબારમાં આવકાર આપ્યો ત્યારે તેણે પ્રથમ માથેથી પાઘ ઉતારી અને પછી ખાડે માથે તેને કુર્નીસ કરી. તેનું કારણ પૂછતાં તાપીદાને ઉદેપુરના અનમી રાણાની પાઘવડે ન નમવાનું વચન જણાવ્યું. આથી ઔરંગઝેબે લશ્કરને તૈયાર કરી રાણાને નમાવવા મોકલ્યું. એટલે તાપીદાન ઉતાવળો ઉદેપુર દોડ્યો અને રાણાને બધી હકીગતથી વાકેફ કરતાં તેણે પણ ખુશીથી સંગ્રામને વધાવી લીધો અને બાદશાહ સામે લડવા મોરચા બાંધ્યા. ઔરંગઝેબે સૈન્ય સાથે ત્યાં આવતાં પોતે ફાવી ન શકે એવો મામલો જોયો; એટલે લવાદ મંડળ દ્વારા એવી શરત ઠરાવી કે શાહી સૈન્યમાંના, ત્રણ મણની સાંગથી લડનાર એક્કા બહાદુર સાથે રાણાનો એક માણસ દ્વંદ્વ યુદ્ધ કરે અને જેની હાર થાય તેના પક્ષની હાર ગણાય. રાણાએ દરબાર ભરી કોઇ શૂરવીરને એક્કા સાથે લડવાનું બીડું ઝડપવા કહ્યું. કોઇ બહાર ન આવ્યો. આખરે એક અફીણી એદી નારણદાસ હાડો મહેણાથી ઉશ્કેરાઇ શૌર્ય ભરાતાં એકલો રેંતોવઇ શાહના સૈન્ય તરફ મારતી ઘોડીએ દોડી ગયો અને એક્કા સાથે લડીને તેનીજ સાંગ તેના શરીરની આરપાર કાઢી, ડુંગરમાં જ તેને ખોશી દઈ પાછો મુકામે આવ્યો. ઔરંગઝેબને સવારે તેની ખબર પડતાં શાહે રાણાને કહાવ્યું કે તમારા એ શૂરવીરને અહીં મોકલો અને તે ડુંગરમાં ભેરવેલા એક્કાની છાતીમાંથી સાંગ કાઢે તો એક્કાને દફનાવાય. નારણદાસ હાડાએ તેને માર્યો હતો તે તેના ખવાસ સિવાય બીજું કોઇ જાણતું નહતું. આખરે રાણો તેનું પરાક્રમ જાણી તેને મુકામે ગયો ત્યારે નારણદાસે શૂર ચઢતાં એ સાંગ કાઢવા જણાવ્યું. આખરે મધ્ય રાતે શૂર ચઢતાં તે પેલા ડુંગર આગળ ગયો અને એક્કાની છાતીમાંથી સાંગ કાઢી અને શાહના લશ્કરે તેને ઘેરવા માંડ્યો છતાં તેમાંથી છટકી આવ્યો, અને શાહ પોતાની હાર થયેલી સમજી દિલ્હી સિધાર્યા. આમ ઉદેપુરનો રાણો અનમી રહ્યો.

**વિશેષ**–૧. આ ઐતિહાસિક વાર્તા રસભરી છે.

૨. પ્રતિ માટે જુઓ. અં. ૩૫-૧-૬.

---

## નં. ૩૫-૧-ણુ-પાટણની હકીગત-ઐ. ગુ. ગ-પૃ. ૫૯-૬૧

આરંભ-પાટણુની હકીકત-ની તપસીલ નીચે મુજબ-

વંનરાજ ચાવડા અંનહલપર થાપુ. પાટણુ-વંનરાજ ચાવડે વરસ ૬૦ રાજ કીધુ-તેને પાટ રાજ જોગે(ગ)દેવ થઆં વરસ ૩૫ રાજ કીધુ-તેને પાટ-રાજ ભીમ વરસ ૨૫ રાજ કીધુ. તેને પાટ રાજા ભીમ તેણે વરસ ૨૯ રાજ કીધુ-તેને પાટ રાજા વીરસંઘ હવાં વરસ ૨૫ રાજ કીધું. તેને પાટ રાજા રતંનદીત વરસ ૨૫ રાજ કીધુ-તેને પાટ રાજા સાંમતસંઘ હવાં વરસ ૭ રાજ કરૂ-એકુન ચાવડાએ-એકસો છનુ વરસ રાજ કીધુઃ

અન્ત-સ્વંત ૧૩૫૧ ના વરખે-લઘુ કરંણ ઘહેલડીએ વરસ. ૬ રાજ કીધુ-તે કરંણને માધવ કેસ્વ નાગર બ્રાંમંણ પ્રધાન હતાં-માધવની સ્ત્રી. પંદમણી હતી. તે રાજાએ પરસરી લીધી ને કેસ્વને મારો-પછે માધવ દલી જઇને શલતાંન અલાઉદીનને મલો તે તરકાંણુ લાવો. દીવસે પોલ દેવાતી ગુર ગાંમમાં ચરતાં હડપચીએ પાઘડી બંધાતી—

સ્વંત ૧૩૫૬ ના વરખ તુરકાંણુ ગુજરાત આવુ માધવે ૩૬૦ ઘોડા અલાઊદીનને ભેટ કીધા ને ગુજરાતની દીવાનગીરી લેઇ આવો. ને અલફ્ખાંનને. સુબો મોકલો. એકલા ઘોડા. પંદરસેહ હાથી. વીસ હજાર બાંણુ પાદલ હજારઃ ૪૫ સરજાંમ હતો-તે ગુજરાત વાઘેલા કનેથી ગુજરાત લીધી. સ્વંત ૧૩૬૨ ના વરખે સાહાબુદીન પાદશા થઆં વરસ ૨. માસ. ૬. દી. ૨૩ રાજ કીધું.

**વિષયાદિ-૧.** આમાં અણુહીલપુર પાટણુની ગાદીએ ચાવડા વનરાજથી માંડી વાઘેલા કરણુ પર્યન્તના રાજાઓની વંશાવલિ આપેલી છે. માત્ર કરણુ સોલંકીની વહુ મિનલને સિદ્ધરાજ જયસિંહ નામનો પુત્ર કેવી સ્થિતિમાં જન્મ્યો તેનું વિગતવાર વર્ણન આપેલું છે, તથા કુમારપાલે હેમાચાર્યજીની પ્રેરણાથી જૈન દેવળોના પ્રાસાદ આદિ કરાવ્યાનો તથા વીસલદેવે ડભોઇનો ગઢ કરાવ્યાનો સંક્ષિપ્ત ઉલ્લેખ કરેલો છે. આ સાથે વીસલદેવના સમયમાં ૧૩૧૫ માં દુકાળ પડતાં જગડુ શાહે તેમાં ધન ખર્ચ્યા સંબંધી નીચેનું "કવીત" આપેલું છેઃ-

"સરગથી સાંચરો દેશ પોહોચો ડકાલ-
વડાં નગર ભાંજવા પોહોચી-સીમાલ,
કેહે તો એને કર આંકલો ધાર-
પંણુ ધીઇ નવેહ સુમલો-પાપી ટલો
જંકડ બંધ ગાઢા કીઓ મુક મુક ઝબડુ સોલા તણો
નહી પડુ કાળ પંદર તણો-"

**વિશેષ-૧.** અં. ૭ ઝમાં ગુજરાતના રાજાઓની જે રાજવંશાવલિ આપેલી છે તેના કરતાં આમાં હકીગત ઘણી ઓછી છે; ઉપરાંત રાજ્યકર્તાઓના કેટલાક સંવતોમાં પણ ઘણો ફેર છે. દાખલા તરીકે અં ૭ ઝ માં કરણઘેલો સં. ૧૩૩૭ માં રાજ્યગાદીએ આવ્યાનું અને સં. ૧૩૯૭ માં ગુજરાતમાં અલાઉદ્દીન ખીલજીનું લશ્કર આવ્યાનું જણાવેલું છે ત્યારે આમાં તે સંવતો અનુક્રમે સં. ૧૩૫૧ અને સં. ૧૩૫૬ આપેલા છે. આ પાછલી સાલો ઇતિહાસ જોતાં વધુ સંગત લાગે છે.

૨. પ્રતિ અર્વાચીન છે, પણ ઐતિહાસિક દૃષ્ટિએ અં. ૭ ઝ આદિ પ્રતિઓ સાથે સરખાવવા જેવી છે.

૩. પ્રતિ માટે જુઓ અં. ૩૫-૧-૬.

---

## અં. ૩૫-૧-ત-અડાલજની વાવનો લેખ-ગુ.લે.ભા.-પૃ.૬૨-૬૩

**આરંભ**-અડાલજની વાવમાં પથર ઊપર સંસકરત લખી પથર ચોઢો છે તેની નકલ પ્રાકરતમાં કરી છે.

સ્વંત ૧૫૫૫ ના વરખે માઘ સુદ ૫ પાદશાહ **શ્રી મહુંમદ** રાજા જેના વંગસ (વખત?) માં **મોકલસંગ** રાજા પેહેલાં થઇ ગઓ તે ઢંઢાવ દેસના અધીપતી. માહારાજા વાઘેલા જાતે કરી. સાખે (૦) ઇદર સરખુ તેમનુ તેજ-બુધમાં મોહોટા પ્રાકરમી ભગવાંનના ભગત હુતાં તે મોકલસંગના પુત્ર અતુલ પ્રાકરમી કરંણી નામે કરીને થઇ ગયા-

**અન્ત**-ઢંઢાવ દેસના રાજા વીરસંગ પોતે સરગવાશી થઆં તેઊની **રાંણી રૂડાં રાણી** જાણે લક્ષ્મીનો અવતાર તેણીએ ઊવેસારા ચતુરશલાઓ પાસે વાવ કરાવરાવી તે સ્વંત ૧૫૫૫ કાલે વીરસંગની રાંણી રૂડાં બાઇ **વેણુશાજી**તની પુત્રીએ વાવ ગંગાજલ સરખી કરાવી. × × × × × × તેઊ-(રૂડાં)ની બરાબરી કલપવક્ષ અથવા કાંમધેનુ ન થાઅ તો બીજું મૈનીસ અસત્રી કાંહાંથી હોઅ તે રાંણીએ પોતાના ભંડારમાંથી પાંચ લક્ષ ટકા **ખરચીને વાવ કરી** એવુ સંભલાઅ છે. અડાલજ મોટુ ગામ તેને વીસે રાજા વીરસીંઘની અસત્રી રૂડાં રાણી ગોખ જાલીઆં સહીકડો સુધાં વાવ કરાવી.

**વિષયાદિ-૧.** આ અડાલજના પગથીયાંવાળા કુવાના સંસ્કૃત લેખનું ભાષાંતર છે. મૂળ લેખ જણાવે છે તેમ આ કુવો સંવત ૧૫૫૫ માં અમદાવાદના પાદશાહ મહિમુદના રાજ્યકાળમાં દંડાહિ દેશના વાઘેલા વંશના રાજા વીરસિંહની રાણી રૂડા દેવીએ અમદાવાદથી ૧૨ ગાઉ ઉપર આવેલા અડાલજ ગામમાં બંધાવ્યો હતો. તેનાં માસ તિથિ, વાર, યોગ, કરણ આ પ્રમાણે મૂળ લેખમાં છે:-"સંવત ૧૫૫૫, શક ૧૪૨૦, (સને ૧૪૯૯) આષાઢ માસ, શિશિર ઋતુ, ઉત્તરાયન સૂર્ય, બુધવાર, સુદ ૫, ઉત્તરા ભાદ્રપદ નક્ષત્ર, સિદ્ધિ યોગ. બવ કરણ, મીન રાશિ સ્થિત સૂર્ય." આ મૂળ લેખથી જણાય છે કે દંડાહિ

દેશના વાઘેલા વંશના રાજા મોકલસિંહને કર્ણ નામનો પુત્ર હતો, તેનો પુત્ર મૂળરાજ, તેનો મહીપ, તેના વીરસિંહ અને ક્ષેત્ર. આ બે ભાઇઓ રામલક્ષ્મણની પેઠે મળીને રાજ્ય ચલાવતા હતા. વીરસિંહની રાણી રુડા દેવીએ રાજ્યકોષમાંથી ૫ લાખ ટંકા કપાડી, અડાલજમાં આ કુવો બંધાવ્યો. શ્રીમાલી જ્ઞાતિના ભીમનો પુત્ર મરાણ મુખ્ય શિલ્પી હતો.

૨. આ શિલાલેખવાળી પ્રશસ્તિ સંસ્કૃત ભાષામાં રચાયલી છે અને તેને અંતે નીચેની ૨૬ મી અને ૨૭ મી લીટીએ "ગુજરાતી" ભાષામાં બાલબોધ લિપિએ લખેલી છેઃ-

"श्री रुडवा(२६) इ भर्तारसपन्नरलोकार्थि ऋडालिजि वावि करावी। श्रीमाली ज्ञाति। महं भीमा। सुत मराण,

(२७) वावि नीपजावी टंका लाप ५०००१११ अंके पांच लीक्ष यथा । आ चंद्रार्कस्थिरस्थावरत्वमस्तु ॥"

૩. પ્રસ્તુત પ્રતિમાં આ લેખનું ભાષાંતર છે. તેની ભાષા અર્વાચીન છે.

**વિશેષ-૧.** પ્રતિ માટે જુઓ. અં. ૩૫-૧-ક.

૨. આ ભાષાંતરવાળો મૂળ લેખ અંગ્રેજી ભાષાંતર સાથે 'રીવાઇઝડ લીસ્ટસ ઑફ એન્ટીકવેરીઅન રીમેઇન્સ બૉમ્બે પ્રેસીડન્સી' વૉ. ૮ માં, (આર્કીઓલોજીકલ સર્વે ઑફ ઇંડીયાના વૉ. ૧૬ માં) પાને ૩૧૦ મે છપાયલો છે.

---

## અં. ૩૫-૨-થ-દાદાહરિની વાવનો લેખ-ગુ. ગ. ભા-પૃ. ૬૩-૪

આરંભ-અંમદાવાદની દાદા હરીરતી વાવમાં એક પથરના પાટીઆમાં સંસકરત અક્ષરે લખ્યું છે તેનો અરથ-

જગતના કરનારને નંમસકાર છે-જલનો પંતી-જીવનો ઊતપતી કરતાં-પુનનો સાક્ષી હેવો જે વરણ. તુ-એ તુને નંમસકાર. જગંતની માતા હેવી. કુડલીની નામે. જે તુ પરા સકતી દેવતા ત્થા મનુસ તેમણે વંદન કરા છે-ચરણ તે જેહના હેની વાવ રૂપંણી જે દેવી તે નીરંતર સરવથકી ઊચપંણે વરતે છે. × × × ×

સ્વંસતી ગુજરાતમાં. સોભાઅમાંન. **અહીમદાવાદ નગરને** વીસે. **પાતસાહ** શ્રી. ૭. **મહુંમુદ વીજયના** રાજને વીસે. તેના જનાંન ખોનાના દવારને વીસે સરવ અધીકાર. કરનારી. એટલે રાખેલી ઓરતને. શરવ કામમાં તેનુ કર થાય-બાઈ **શ્રી હરીર** નાંમ છે જેહનું તેણીએ શ્રી નગર થકી ઇસાંન દીસામાં **હરીરપર** વસાવુ તે મધ્યે.........**સંમંત ૧૫૫૬** શાકે ૧૪૨૧ ના પોસ સુદી ૧૩ સોમવારે વાવ કરાવા માંડી. × × × × તે ઉપર ખરચ રૂ ૩૨૨૯૦૦૦ થયાં છે. મહમુદ પાદસાહાના વજીર જેહેના હુકંમમાં છે. હેવી પરતાપવાલી ધરમીસર બાઈ હરીર તેણીએ વાવડી કરાવી.

અન્ત—એ કરાવનાર કારભારી મલીક શ્રી બીહાંમંદ તા. ગજર વેસ સુતાર વીરા તેના નીચે સુતાર દેવા તેમણે બુધીબલે કરી છે.

ઉપર લખેલી વાવના કુવામાં ત્રીજા ખંડમાં ફરતાં હંસ પથરમાં ચીતરા છે. તે ઉપરથી એમ જણાય કે એ હીંદુની બંનાવેલી છે. પણ બીજા ખંડના થાંભલા ઉપર ધાબુ છે તેની કીનારી ઉપર હંસ કાઢેલા છે.

**વિષયાદિ**—જુઓ અં. ૫ ક્ર. ને. "વિષયાદિ" ભાગ પૃ. ૨૯.

**વિશેષ**—૧. જુઓ અં. ૫ ક્ર. ને. "વિશેષ" ભાગ. ૧ પૃ. ૨૯.

૨. આ લેખનું ભાષાંતર લખી રહ્યા પછી લહીઆએ નીચે જણાવેલી પ્રકીર્ણ બાબત લખી છેઃ-

"વીલદાથી. ગારે. કુણ. તે કોડીલે. મુલકમાં સાહુકાર કુણ તે. સોની. મુલકમાં દાતાર કુણ. તે ધોબી. મુલકમાં સાહુકાર ચોર કુણ. તે સોની. મુલકમાં નીરલજ કોણ તે આંધલો."

---

## અં. ૩૫-૧-૬-પ્રકીર્ણ જાણવાજેગ માહિતી-પૃ. ૬૪-૯૬

આરંભ-લલુભાઈ ઊલાસરાંમે લખાવુ છે નીચે મુજબ. કે મારી માહીતગારી છે. તેની તપસીલ નીચે પ્રમાંણે-

૧ પેહેલું એ કે સરખેજ નજદીક ગંજબક્ષને રોજો છે તે પીરની કબર ઉપર છતર બાંધવા સારૂ એક ચાંદીની સાંકલ ઘુમટથી ટાંગેલી છે. તે ઉપર હરામખોરોએ બદનક્ષી કરાથી. એ સાંકલ ખુદરતથી ઊચી ગએલી છે.—

અન્ત-( સાતમું ) પંણ એ વાતમાં સખ લંણો રહે છે. આથી કે અંમદાવાદ તા. મહેમદાવાદ વચે બે નદીઓ છે તારે તે ઠેકાંણે સળંગ સી રીતે ખોદી હસે. એટલો સખ છે ખરો.

**વિષયાદિ**—આ ભાગમાં સાત બાબતો જણાવેલી છે:-૧ સરખેજની પાસેનો રાજો, ૨. દરાકોઇના પીરાણાને રાજો, ૩ પીર ઇમામ શાહનો ચમત્કાર, ૪ ઇમામ શાહના ચેલાનું દેવલ, ૬ ગંજબક્ષની કબરની બાંધણી અને ૭ મહેમદાવાદનો અમદાવાદ સુધીના સલંગ ભોંયરાવાળા રસ્તાનો ભમરીયો કુવો.

**વિશેષ**-૧. આ કિંવદતીઓ રસિક તેમ જ ઉપયોગી છે.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૫-૧-૬

---

## અં. ૩૫-૨-છૂટક વાર્તાઓ અને કવિતો-ઐ. ગુ. ગ-૫.- પૃ ૩૦૦ થી ૩૫૦

**વિષયાદિ**-આ, ગુજરાત અને કાઠીયાવાડના કેટલાક નાના મોટા રાજાઓ, ઠાકોરો, તાલુકદારો અને દેશાઇઓ સંબંધી પ્રચલિત જનકથાઓ સાંભળીને ઉતરાવેલી તેનો છૂટક

સંગ્રહ છે. આ આખોય સંગ્રહ પ્રસ્તુત નામાવલિના અં. ૪૭ના ત્રણ ચોપડાઓમાં આડોઅવળો લખાઈ ગયેલો છે; એટલે તેની વિગત આ અંકમાં આપેલી નથી.

**વિશેષ–પ્રતિ**–ચોથીઆ કાગળો ઉપર આ વાર્તાઓ લખેલી છે. કેટલીક વાર્તાઓ કાગળની બન્ને બાજુએ તો કેટલીક એક જ બાજુએ લખેલી છે. કાગળો પણ એક જ જાતના નથી તેમ હસ્તાક્ષરો પણ જૂદા જૂદા લહીઆઓના છે. પ્રતિકૃતિ અર્વાચીન છે; બારોટો અને કથાનકો પાસેથી સાંભળીને આ વાર્તાઓ ઉતરાવેલી છે, પરંતુ આ પ્રતિનું લેખન ઘણુંખરૂં શુદ્ધ છે, જ્યારે અં. ૪૭ વાળા ત્રણ ચોપડાના ઉતારાઓનું લેખન ઘણું જ અશુદ્ધ છે.

૨. કવિ કૃષ્ણજિતે રચેલી, અને કવીશ્વર દલપતરામ તરફથી છપાયલી, હિન્દી 'રત્નમાળ'વાળા પુસ્તકમાં સાથે સાથે આમાંની 'જુનાગઢના રા કવાટ'ની, રા નવઘણની, રા ખેંગારની, કેસર મકવાણાની, સોલંકી રાજબીજ ચરિત્ર, કચ્છના રાવ લાખા ફુલાણીની, કુમારપાળની રાણી રતનકુંવરીની, લોમા ખુમાણની, આદિ કેટલીક વાતો પ્રકટ થયલી છે.

---

## નં. ૩૯–કુમારપાલરાસ–ઋષભદાસ (સં. ૧૬૭૦)–(લિ. સં. ૧૯૭૫)–પૃ. ૧–૨૮૪

**આરંભ**—શ્રીગણેશાયનમઃ ॥ સકલ પંડિત સભાશ(શું)ગારહાર પંડીત શ્રી વિજયગણિ ગુરૂભ્યો નમઃ ॥

સકલ સિદ્ધસુ પરિનમું ॥ ત(થા) શ્રીભવવંત ॥
નમું તે ગણધર કેવલી ॥ નમું તે મુંનિજન સંત ॥ ૧ ॥
નમું તે શ્રી જિનબિંબને ॥ નમું તે સૂત્ર સિદ્ધાંત ॥
નમું તે ચતુર્વિધ સંઘનિ ॥ નમું તે નર માહંત ॥ ૨ ॥
નમું તે કિરીઆ પાત્રનિ ॥ નમું તે તપીઆ પાય ॥
નમું તે નર સીલવંતનિ ॥ જિમ સુપં શાતા થાય ॥ ૩ ॥
× × × × ×
પિંગલ ભેદ ન ઉલખું ॥ વિગતિ નહી વ્યાકર્ણ ॥
સુરિપ મંડણ માનવી ॥ હું સેવું તુઝ ચર્ણ ॥ ૭ ॥
× × × × ×
(ચુપાઇ) સુપ જિંન્હા હું કરૂ પવિત્ર ॥ કુમારપાલનૂં કહસ્યું ચરિત્ર ॥
ઋષભ દેવ મહાવીરચિ ચાલ ॥ અસ્યો ન થયો કોઈ ભૂપાલ ॥૧૮॥
રાંમકૃષ્ણ શ્રેણિક મહારાય ॥ નૃપ કોણીની કીરતી થાય ॥
પણિ એકિ નહી તેહની જોડિ ॥ કુમારપાલ ગુણ દીસઈ કોડ ॥૧૯॥
× × × ×

(ઢાલ—પ્રણમું શ્રી મંદિરજી—એ દેશી)

દંડ નહી જસ રાજમાં જી ॥ દંડ તે દેઉલ હોય ॥
બંધ નહી જસ ગામમાં જી ॥ બંધન ભૂપણ સોય ॥ ૧૬૧૨ ॥
સુણો નર સાચો કુમર નરિંદ અધિક પ્રતાપે
દીપતો જી જિમ ગગનિ દિણંદ ॥ ૧૩ ॥ સૂ૦ ॥
બંધન વાલી કંચૂઇ જી ॥ બંધ નમસ્તક વેંણુ ॥
બંધન ઘોટક પેટનિ જી ॥ પણિ નહી બંધન કેણુ ॥ ૧૪ ॥સૂ૦॥
વાંકાઈ નહી લોકમાં જી ॥ વાંકી વહીલ કમાંણુ ॥
નાકારો નહી લોકમાં જી ॥ ના પરકર વાહાણિ ॥૧૫॥ સૂ૦ ॥
હરઈ નહી કો કેહતો જી ॥ હરઈ ત્રીયા પરચંત ॥
મારિ શબ્દ નહી ગામમાં જી ॥ તે લોહકાર વદંત ॥૧૬॥ સૂ૦ ॥
મારી શબ્દ ભૂઆ ધરિ જી ॥ કે દીસઈ રણમાંહ ॥
કુમારપાલના ગામમાં જી ॥ મારિ શબ્દ નહી કયાંહિ ॥ ૧૭ ॥ સૂ૦ ॥
નગરલોક નપુંસકા જી ॥ પરસ્ત્રીગમનને સાજ ॥
બહૂ બોલા નર બહૂ વસિ જી॥ પરગુણબોલણ કાજ ॥ ૧૮ ॥ સૂ૦ ॥
મુગા વસિ બહુ ગામમાં જી ॥ પર અવગુણને ઠાંમિ ॥
તસકર બહુ તસ ગામમાં જી ॥ ગુણ ચોરેવા કાજ ॥ ૧૯ ॥ સૂ૦ ॥

અન્ત—(ચોપઈ)

અપૂટ નિધાંન લહ્યૂં મિ આજ ॥ ગાયો કુમારપાલ મહારાજ,
સમલં કવિને લાગી પાય । કર જોડી કવિજન ગણુ ગાય ॥ ૭૬ ॥

× × × ×

પૂર્વિ જે મહા પંડિત હવો ॥ સુર સોમ પંડિત અભિનવો ॥
પંચાસમિ પાટિ તે કહ્યો ॥ તપાગચ્છશિર ટીકો થયો ॥ ૪૫ ૮૩ ॥
તેહનો શિષ્ય સપુરૂપ કહવાય ॥ જિનમંડણ નામિ ઉવજ્ઝાય ॥
કુમારપાલ પ્રબંધ જ કર્યો ॥ સુણતાં નરનારી ચિત ઠર્યો ॥ ૪૫ ૮૪ ॥
શાસ્ત્ર સંખ્યા સહ અડત્રીસ ॥ ગ્રંથ કર્યો ગુરૂ નામી સીસ ॥
સંવત ચૌદ બાણૂંઉ ભલો ॥ કુમારપાલ ગાયો ગુણનિલો ॥ ૪૫ ૮૫ ।
કાવ્ય શલોક ગદ્ય જુના જેહ ॥ કેતાએક મેં આણ્યા તેહ ॥
કેતા ભાવ ગુર(રૂ)મુખથી લહ્યા ॥ તે મિ જોડી વિવરી કહ્યા ॥ ૮૬ ॥
સોય ગ્રંથ હુવણાં વંચાય ॥ મનમાં મત રાખો સં(શં)કાય ॥
તે પ્રબંધ માંહી જસ્યો ॥ ઋષભ કહિ મિ આણ્યો તસ્યો ॥ ૮૭ ॥

કેતા બોલ ગંભીર જિહા જેહ ॥ રાસમાંહિ મિ નાણ્યા તેહ ॥
કેતી એક પરંપરાઈ વાત ॥ તે જોડી આણ્યા અવદાત ॥ ૮૮ ॥
જૈન શાસ્ત્ર અનેરા ભલા ॥ તિહાથી વચન સુણ્યા કેતલા ॥
રાસ મધ્યે મેં આણ્યા તેહ ॥ આણી નિંત શાસ્ત્ર વલી જેહ ॥ ૮૯ ॥
હિત યુગતિ દષ્ટાંતહ જેહ ॥ શાસ્ત્ર અનુસારિ આણ્યા તેહ ॥
વચન વિરૂદ્ધ કહ્યું હુ જેહ ॥ મિછા દુકડ ભાખું તેહ ॥ ૯૦ ॥
કવિત કાવ્ય શ્લોક નિ દૂહા ॥ કહ્યા કવિ જે આગિ હુઆ ॥
સરસ સકોમલ જાણ્યા તેહ ॥ રાસમાંહિ મિ આણ્યા તેહ ॥ ૯૧ ॥
ઇણિ પરિ બોલ ઘણા મન ધરી ॥ રાજઋષિ ગુણમાલા કરી ॥
સિદ્ધ કાંમ જપ માલા વરી ॥ બ્રહ્મસુતાઈ સાર મુઝ કરી ॥ ૯૨ ॥

* * * *

(ઢાલ રાગ ધન્યાસરિ 'હીચ રે હીચ રે' એ દેશી ॥)

પુણ્ય પ્રગટ ભયો ॥ તો મતિ મુઝ મનિ એહ આવી ॥
રાસ રંગિ કર્યો સંસારાસાગર તર્યો ॥ પુણ્ય કોટડી મુઝહ ફાવી પુ૦ ॥૪૬૪૫॥
સોલ સંવછરિ જાણિ વર્ષ સીતરિ ॥ ભાદ્રવા સુદિ બીજ સારી ॥
વાર ગુરૂ ભર્યો રાસ રૂખભિ કર્યો ॥ શ્રી ગુરૂ સાથ બહુ
બુદ્ધિ વિચારી ॥ પુણ્ય૦॥ ॥૪૬ ॥
દીપ જંબૂમા ક્ષેત્ર સર(સ ?)તિ ભલો ॥ દેસ ગુજરાતિ માંહિ સોય ગાસ્યું ॥
રાય વીસલ વડો ચતુર જિ ચાવડો ॥ નગર વિસલ તેણી વાસ્યું ॥ પુણ્ય. ॥૪૭॥
સોય નગરવાસી પ્રાગવંશે (વ)ડો ॥ મહિરાજનો સુત સીહુ સરિષો ॥
તેહ ત્રંબાવતી નગર વાસિ રહ્યા ॥ નાંમ તસ સંઘવી સાંગણ પેષો ॥
પુણ્ય૦ ॥ ૪૮ ॥
તેહનિ નંદન ઋષભદાસેં કવ્યો ॥ નગર ત્રંબાવતી માંહિ ગાયો ॥
કુંમર નરેશરુ રાજરૂષિ બિરૂદ જ ધરયો ॥ નામથી નવ ય
નિધાન પાયો ॥ પુણ્ય પ્રગટ ભયો. ॥ ૪૯ ॥

ઇતિ શ્રી કુમારપાલ રાજઋષિ રાસ સંપૂર્ણ ॥ ગ્રંથાગ્રંથ સંખ્યા ગાથા ૪૫૭૧ ॥ શ્લોક સંખ્યા ૬૫૦૦ ॥ સંવત ૧૯૦૫ ના વર્ષે માર્ગશીર્ષ વદી ૧૦ ને દીન ગ્રંથ પુરો લખ્યો છે ॥

ઇતિ શ્રી કુમારપાલ રાજ ઋષિ રાસ સંપુર્ણ ॥ શુભં ભવતુઃ ॥ શ્રીરસ્તુ ॥ કલ્યાંણમસ્તુઃ ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥

**વિષયાદિ-૧.** ગુજરાતના ચાલુક્ય વંશના રાજા કુમારપાલનું ચરિત પ્રસ્તુત રાસામાં વર્ણવેલું છે. કલ્યાણીના ભુવડે ગુજરાતના ચાવડા જયશિખરીને હરાવ્યો ત્યારથી

તે કુમારપાલના મરણ પર્યન્તનો ઇતિહાસ પ્રસ્તુત રાસામાં કંઇક વિસ્તૃત અંશમાં વર્ણવેલો છે. ત્રંબાવટી-ખંભાત-ના રહીશ જૈન કવિ ઋષભદાસે, પ્રાચીન કવિ સોમ સુરિ પંડિતે સંવત ૧૪૯૨ માં રચેલા કુમારપાલ પ્રબંધને આધારે, અન્ય સાધનોથી સજ્જ કરી પ્રસ્તુત રાસ સં. ૧૬૭૦ માં રચ્યો છે. તેણે અન્ત ભાગમાં કંઇક વિસ્તારથી પોતાના ગુરૂશ્રી **હીરવિજયજી સૂરીએ** શાહ અકબરના દરબારમાં દર્શાવેલા ચમત્કાર વર્ણવ્યા છે.

૨. વનરાજે અણહિલપુર પાટણ વસાવ્યું તે સંબંધમાં કવિ જણાવે છે કે અણહિલ નામના એક ગોવાલની પ્રેરણાથી જે સ્થળે સસલાએ શ્વાનને નસાવ્યો હતો તે સ્થળે તેણે સંવત ૮૦૨ માં ખાતમુહૂર્ત કર્યું. પાટણનાં બજાર, રાજ્યવાડો, વગેરેનું વર્ણન રસભર અને માહિતીભર્યું છે. જૈન પંડિતોને વેદધર્મી પંડિતો સાથે થયલા વાદો, ગુજરાતમાં પડેલા દુકાલ, શ્રી હેમાચાર્ય સૂરિના ચમત્કારો આદિ અનેક રસભર પ્રસંગો પણ આમાં વિસ્તારથી અવતારેલા છે.

૩. દુહા, ચોપાઈ, રાગ, દેશી, શ્લોક અને કવિતથી પ્રસ્તુત રાસ બાંધેલો છે. કુલ કડી સંખ્યા ૬૫૦૦ છે.

૪. કવિ પ્રેમાનંદનો પુરોગામી છે; આ રાસો તેના સમય પહેલાંની ભાષા હાલની ભાષાથી જૂની હતી, એમ સિદ્ધ કરે છે.

૫. અલંકારાદિથી વર્ણન, શબ્દ તેમ જ અર્થ ચમત્કૃતિભર્યાં છે, જે પ્રેમાનંદના નળાખ્યાન સાથે ટક્કર ભીડે તેવા છે.

**વિશેષ-૧.** આ રાસ છપાયો છે.' પરંતુ તેમાં તેની ભાષાની પ્રાચીનતા જળવાઈ નથી, તેમ તે ઘણો જ અશુદ્ધ છે.

૨. પ્રસ્તુત પ્રતિ ચોખ્ખા બાળબોધ અક્ષરે લખેલી છે; વચ્ચે વચ્ચે જૈની લઢણના તેમ માથાંબાંધી ગુજરાતી લિપિના મરોડવાળા અક્ષરો છે. હાંસીયામાં કેટલાક ખુલાસાઓ ઇંગ્રેજી તેમ જ ગુજરાતી શબ્દોથી લખાયલા છે.

૩. પ્રતિ પુસ્તકાકારે બાંધેલી છે. તેનું પુઠું ચામડે મઢી સોનેરી તેમજ રંગીન વેલબુટ્ટીથી સુશોભિત કરેલું છે.

---

## અં. ૩૭ ક-જગદેવ પરમારની વાત-ઐ. ગુ. ગ. (લિ. સં. ૧૯૦૬) પૃ. ૧-૫૬

**આરંભ**-શ્રી ગણેશાયનમઃ ॥ શ્રી ગુરોર્જયતિ ॥ અથ વારતા જગદેવ પરમારનિ લખિ છે ।

માલવ દેશ મધ્યે એક ધારા નગરી તાહા અુ(ઉ)દિયાદિત રાજ કરે છે તેને રાણીયુ દોય એક તો વાઘેલિ બિજિ સુ(સો)લંકણી વાઘેલીને રીણધવલ કૂવર આવો તે વાઘેલી માનેતી છે સૂલંકણી અણમાનેતિ છે તેને કૂવર જગદેવજી છે કાંઇક સામલે રંગ છે પણ જોતધારી છે પણ વડો તો રીણધવલ છે જે રાજનો ધણી છે દોય ભાઇરે વરસ દોયરો અંતરો છે અુ(યું) કરતા

વરસ બાર માંહિ જગદેવજી હુવા તારે રાજાએ કામદારાને પુછો સુલંકણીરે કૂંવર હે કે ની હે તત્ર ઠાકુર મદાર બોલા સોલંકણીરે કૂંવર જગદેવજી હે પણ જગદેવ દરબાર આવે કોય સમે નહીં–

અન્ત–જગદેવજી રાજ કરે છે વરશ ૧૫ નરાથા સુ ધરાથી નકલા સૂ વરસ ૧૮ રનો સધરાવની ચાકરી કીધી પાટ બેઠા પછે વરસ પર (બા)વન રાજકીયો સગલુ આયુપુ વરસ ૮પચાસીયો રાજ કીયો પછે અંત સમે કવર જગધવલને પાટ બેસારા આપ દેવલોક હુવા ચાવડી સૌલંકણી જોડેચી પછ સત આય ઘણુ ઉછાહસૂ સૂરગાપર પોતા શવંત ૧૨૦૯ ણાવે શધરાવ દેવલોક હુવા સધરાવરે પાટ કવરપાલ હુવો અણુ તરેસૂ વાત કહી જગદેવનિ વાત સાંભળીને દલમે સતપણુ સાંનપણાઃ સૂરપણાઃ ધીરપણુઃ પ્રાક્રમપણુઃ દાતારપણુ સુધડાઇપણુ સામધરમીપણુ ઉપજસી અને આ જગમે આ વાત રાવ રાણા સ(સાં)ભલસી તારો કાયરપણુ કૃપણુપણા સોમપણોઃ છાડસી તણુરે કદી ભૂડી વાર હોસે નહી આ વાત ચંત લગાય ને સરદાર સાંભળસી કવી કહશી ચંત લગાયને વાચસી તીકો અમરાપર વરસે ॥

ઇતિ શ્રી સૂરાપૂરા જગદેવ પરમારનિ વારતા । સંપૂરણું શંવત ૧૯૦૬ શાકે ૧૭૭૧ પ્રવર્તમાન્યે કાર્તિક માસે કૃષ્ણ પક્ષે દ્વાદસ્યા રવિ વાસરે લખીતંગ રાવલ સામજી મંગલજી લપાવિતં મહારાણા શ્રી વધતસંઘજી વંકપૂરે નિકર્ત્તવ્યે નિવાસ્તવ્યં પરોપકારાર્થં ।

यादसं पूस्तकं दृष्ट्वा तादशं लषितं मया ॥
यदि शुद्धंमशुधं वा मम दोषो न दीयते ॥ १ ॥
भग्नपृष्टि कटिग्रीवा बधमुष्टिरधोमुखं ॥
कष्टेन ली(लिवि)तं ग्र(ग्रंथं) यत्नेन परी(रि)पालयेत् ॥ २ ॥

જેવુ સામા પુસ્તકમ દીઠુ તેવુ લપુ છે મુને દોષ નથિ શ્રી રસ્તૂ શુંભં ભૂયાત્

*ગઢવી કેસરના ચોપડા ઉપરેથિ વાર્તા ઉતારી છે ગઢવી કેસરની અરજ* છે દિન ૫ રાજકોટ ઉતારવા લપવા સુરુ પણ સાબ પાવુ કેને ધરે તેમ ટકલ ઘેર આવ્યા સાબ પાધા સારૂ ઘેર યવ્યા ।

**વિષયાદિ-૧.** આ વાર્તામાં ધારા નગરીના પરમાર ઉદયાદિત્ય રાજાની અણુમાનીતી રાણી સોલંકણીના પુત્ર જગદેવે અપર માતા વાઘેલીના દ્વેષથી ધારાનગરી છોડી, ભુજબલ અને બુદ્ધિબલથી પરાક્રમ અને ચમત્કારિક કાર્યો કરી પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહના રાજ્યમાં નિવાસ કર્યાનો, સિદ્ધરાજને શિરે આવેલી આફતો પોતાના જીવના જોખમે પણ અનેકવાર નિવાર્યાનો, તેમ જ સિદ્ધરાજે ઇર્ષ્યાથી જગદેવના બાપના માળવા

રાજ્યના ઉપર હુમલો કરવાનો વિચાર કરતાં સ્વરાજ્યમાં પાછા ફર્યાનો, અને તેનો પિતા તે જ સમયે દેવલોક સીધાર્યાથી રાજ્યપાટ ઉપર બેઠાનો, આદિ પ્રસંગો રસભર વર્ણવેલા છે.

૨. ભાષા ભાટની છે; રસભર વાર્તા છે, તેમાં વચ્ચે વચ્ચે કવિતો અને દૂહા છે, જે ગુજરાતીની પ્રાચીનતાનો ભાસ આપે એવાં છે.

વિશેષ-૧. આ વાર્તા રાસમાળા ભાગ ૧ લાના પ્રકરણ ૮ માં (દ્વિતીય આવૃત્તિના પાનાં ૧૭૪-૨૦૯માં) માત્ર ભાટચારણની શૈલી અને વ્યાકરણપ્રયોગો બદલીને પ્રકટ કરેલી છે. માત્ર તેમાંના સિદ્ધરાજ જયસિંહની રાજપત્ની સાથે કાળભૈરવના સંબંધનો પ્રસંગ મૂળમાં મૂકી દીધેલો છે, પરંતુ તેનો સાર રાસમાળાના ભાષાંતરકર્તા દી. બ. રણછોડભાઇએ નોંધમાં ઉતાર્યો છે.

૨. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ સ્વ. ફાર્બસ સાહેબની અનુમતિથી સંશોધન કરી તૈયાર કરેલું હિન્દી 'રત્ન માલ' (પ્રસ્તુત નામાવલિનું અં. ૩૮ જુવાણી) નામનું જે પુસ્તક રા. દેવશંકર અંબારામ ભટ્ટે સન ૧૯૦૩ માં પ્રકટ કર્યું હતું અને જે હાલ અલભ્ય છે, તેમાં આ આખીયે વાર્તા, આજ પ્રતિ ઉપરથી મૂળ અને ભાષાંતર સાથે પ્રકટ થયલી છે. (પાનાં ૧૦૮-૨૪૫).

૩. મૂળમાં કુલ ૫૮ દોહરા, છપ્પા તથા કવિતો છે, જે જૂની ગુજરાતી ભાષાના જળવાઈ રહેલા નમૂના રૂપ છે: પ્રકટ થયેલી, ભાષાંતરવાળી, રાસમાળામાં મૂળમાંની ૧૩ થી ૫૮ કડીઓ છાપેલી નથી.

૪. પ્રતિ બાલબોધ લિપિએ ચરડબંધ લખેલી છે, પરંતુ લ, ણ જ, આદિ અક્ષરોનો મરોડ માથાંબાંધી ગુજરાતી લિપિના છે. પ્રતિ ઉતરાઇ રહ્યા પછી શબ્દેશબ્દો છૂટા પાડવાને ।।। ચિહ્નોથી અંકિત કર્યા છે. હાંસીયામાં તેમ શબ્દોની ઉપર પણ કોક સ્થળે અંગ્રેજી ગુજરાતી શબ્દોથી ખુલાસા લખેલા છે.

૫. પોથીને રંગીન છીંટનું પુઠું મઢેલું છે. પોથીના પુઠાના અંદરના ભાગમાં બાળબોધ લિપિએ લખેલું છે કે "ગુરાં સુખચંદ પવાર જગદેવરી વારતારે પોથીરે પુઠો નવો કીનો". પોથીના આગલા પાના ઉપર ઇંગ્રેજીમાં લખેલું છે કે Account of Jagdev Permar who employs under Sethtara Jesing.

૬. આ તેમ જ આવી બીજી ગુજરાતને લગતી વાર્તાઓ જૂની ગુજરાતીના દોહાઓ છપ્પાઓ, કવિતો આદિ સાથે અવશ્ય પ્રસિદ્ધ કરવા યોગ્ય છે.

---

## અં. ૩૭ અ-જગદેવ પરમારની વાત-ઐ. ગુ. ગ-પૃ. ૧-૬૮.

વિશેષ-પ્રસ્તુત પ્રતિ કાગળના ચોપીયા ઉપર બાળબોધ લિપિએ લખેલી છે અને તેની ઉપરથી અં. ૩૭ ક વાળી પ્રતિ ઉતારેલી છે, એમ સમજાય છે. કાગળો બે જાતના છે.

---

## અં. ૩૭ ગ–જગદેવ પરમારનો શાખો–પૃ. ૧૪–૩૪

**આરંભ**–જગદેવ પરમાર શધરા જેસંગના રાજમા આવા તેની વાત સ્વંત ૧૧૫૪ માં જગદે પરમાર પાટણ આવા. તારે પાટણમાં શધરા શોલંકીના રાજમાં આવા તારે શધરા જેશંઘ પાટણથી શંઘ બાધો લઇને કાશીમાં ગઆ. રાંણીઓ સમેત. ગંગાને કીનારે રાંણીઓ સ્નાન કરવાને ઊતરાં. તારે સાતમી પટરાંણી પાટવી પાટની ધણીઆણી. છોકરીઓ પચવીશથી ઊભાં રહાં. આરમાં તે વખત રાંણીએ કપડાં ઉતારીને છોકરીના હાથમાં આપાં.

**અન્ત**–માતા તો કાલકા પાંસે હતાં તે વેળા માથું ધડ ઉપર મુકુ પણ અસ્ત્રીનો જીવ ધારણે રહો નહી. હઇઆમાં બીહીની. ધડ ઉપર માથું મુકતાં તે ચોટલાની સેર દબાણી છે. તે રાજા તમારે નીસાંની જોવી હોએ તો. જગદે પરમારે નવગરૂ પોતાનું ઊતારૂ ને ચોટલાની સેર દબાએલી દીઠી. તારે શધરાએ વાત સાચી માંની. તારે શધરા શોલંકી બોલા જે માગમાગ જગદે પરમાર જે મોઢેથી માગે તે હું આપું. હું સીતેરશેંહે ગુજરાતનો રાજા છું. એવું શધરા શોલંકીએ કહ્યું. તારે જગદે પરમારે કહ્યું જે મારા વંશનો કોઇ પરમાર હસે તેને ગલે સેરનો કાપો હસે–એવું શાંભલીને શધરા શોલંકીએ પાનના બીડામાં ગાંમ એકશો ને દશ. ખેરાડુ પરગણાનાં ખેર રજપુતોને આપાં. એ ખેર રજપુત જગદેના વંશના છે.

એ રીતે જગદેનો સાખો સંપુરણ લખો છે.–

**વિષયાદિ**–૧. આ શાખામાં સિદ્ધરાજ જયસિંહની પટરાણી ગંગામાં નાહાતી હતી તે વેળા સમલીએ તેની સુગંધીદાર ચોળી લઈ જઈ એક દેવલ ઉપર નાંખ્યાનો, તે ચોળીથી મોહી તેની સાથે સંગમ કરવા નિત્ય નિત્ય રાતે તેની પાસે આવતા ઇન્દ્રના પુત્ર 'સેસાલોચન'(?)ને મહાત કરી તેને એવું કર્મ કરતો જગદેવે અટકાવ્યાનો, અને તેના માથાનો મુકુટ વરદાનમાં મેળવતાં તે પાછો લેવાને કાલકા માતાએ ભાટડીનો વેશ લઈ રાજાઓના દરબારો ઢુંઢતી ઢુંઢતી સિદ્ધરાજના દરબારમાં આવી માથું માગતાં જગદેવ પરમારે તે આપ્યાનો, અને એ રીતે રાજા તેમ જ માતાને અદ્ભુત રીતે પ્રસન્ન કર્યાનો, આદિ પ્રસંગો રસભર વર્ણનથી વર્ણવેલા છે.

૨. ભાષા સાદી, સરસ અને અર્વાચીન છે, પણ ભાટની ભાષાના નમુના રૂપે છે. પરંતુ પ્રસંગની જમાવટ માટે કહેવામાં આવતાં કવિત, દોહરા કે છપ્પા, જે સામાન્ય રીતે ભાટની બીજી વાર્તામાં હોય છે તે, આમાં નથી.

૩. અં. ૩૭ ક ની વાર્તામાં પ્રસ્તુત પ્રસંગ વર્ણવેલો છે; પણ તેમાં અને આમાં ઘણો જ અને તેય મહત્વનો ફેરફાર છે. પહેલામાં કાળભૈરવ માત્ર પટરાણીની કંચુકીના સુગંધથી ખેંચાઇને રાણી પાસે આવ્યાનું, તથા સિદ્ધરાજને પલંગના પાયા હેઠળ દબાવી

તેના દેખતાં જ નિત્ય નિત્ય સંગમ આચરતો હોવાનું, જગદેવે દ્વંદ્વયુદ્ધમાં તેને હરાવી ભોંયરામાં પૂર્યાનું અને પોતાના પરિચારકને શોધવા નીકળેલી ચામુંડાને પોતાનું માથું આપી પ્રસન્ન કર્યાનું વર્ણવેલું છે; ત્યારે આ વાર્તામાં ઇન્દ્રનો પુત્ર સેસાલોચન (સહસ્રલોચન) ગંગા નદીમાં સ્નાન કરતી પટરાણીનું કાપડું સમળીએ લેઈ જઈને એક દેરાના શિખર ઉપર નાંખેલું તે જોઈને મોહી પડતાં પાટણ આવી સિદ્ધરાજના વેષે તેની સાથે તે ન જાણે એમ નિત્ય નિત્ય સ્વર્ગમાંથી આવી રંગરાગ રમવાની ટેવ પડ્યાનું, સિદ્ધરાજે ગંગાસ્નાન કરતી વેળા પુત્રપ્રાપ્તિ માટે વર્ષ પર્યંત સંસાર નહીં ભોગવવાનું વ્રત લીધાથી એથી અજાણ્યો હોવાનું, અને વ્રત પૂરું થતાં રાણીના મોહોલે આવતાં આ પ્રકાર સહસા જાણ્યામાં આવ્યાનું, અને તેનો પ્રત્યક્ષ અનુભવ થવાનું, પછી સિદ્ધરાજે જગદેવની સહાયથી સેસાલોચનને ત્યાં આવતો અટકાવ્યાનું, અને તેનો મુકુટ માગી લીધાનું, અને દેવી કાલિકાએ ભાટડી રૂપે દરબારમાં આવી તે મુકુટ પાછો માગવા આવતાં જગદેવે તેને પોતાનું માથું કાપી આપી પ્રસન્ન કર્યાનું, અને સિદ્ધરાજે જગદેવને બેરાડુનાં ગામ આપ્યાનું વર્ણવેલું છે. તેમ અં. ૩૭ ક વાળી વાતમાં જગદેવ પોતાના પિતાના રાજ્યપ્રદેશમાં પાછો ગયાનું અને રાજપાટ ભોગવ્યાનું જે વર્ણવેલું છે તે પ્રસ્તુત વાર્તામાં નથી.

આમ આ બન્ને વાર્તાઓમાં પાઠફેર ઘણો જ છે.

વિશેષ-૧. આ વાર્તા પ્રકટ થઈ નથી.

૨. અં. ૪૭ ના ચોપડા પહેલામાં આ વાર્તા ઉતારેલી છે. પણ તે અશુદ્ધ છે.

૩. પ્રસ્તુત પ્રતિ ચોથીઆ કાગળ ઉપર ઉતારેલી છે.

---

अं ३८ क-रत्नमालिका-हि० पे० का०-कृष्णजित्-अपूर्ण-पृ० १-३७

आरंभ-श्रीमद्गुरुभ्यो नमः ॥ अथ रत्नमालिका लिख्यते ।

दोहा-कमल प्रबंध । सरस सकल रसदायनि सरसुति शब्दविलास ।
होहु प्रसन मोकुं सदा पूरि सवे मोय आस ॥ १ ॥

कवित मनहर-अथ समतद्रूपकालंकार ।

दासको प्रनाम दिल धारकें दयालु मात ।
दीजियें हिंमत वल फल ब्रह्मबालिका ॥
शब्दरत्न ओंकारवें सुकवि आगें अनेक ।
पायें ग्रंथ रत्न तो आधार दीनपालिका ॥
में पुनी सुनी सु बात चातहु विख्यात मात ।
रत्न युं आगें कविकि पाइकें प्रनालिका ॥
तोकु अवलंबिके सुपुर(रु)प कोविद कांम ।
नाम मेरो रछन रची हुं रत्नमालिका ॥ १ ॥

+ + + +

पुष्पिताग्रा छंद—

भवति चुलक्क वंशके उजाला । नृप सिधराय चरित्र रत्नमाला ।
अनघ कवित वंधके प्रयत्नं । रचन विचार उचार आदि रत्नं ॥१॥

इति श्रीमद्गुरुपंकजहृदिधारक द्विजराजकुलोत्पन्न काव्यकलाकुशल कृष्णाजिदा-द्वयेन रचितग्रंथं सिद्धराज जयसिंह चरित्र रत्नमालायां प्रथम रत्नं ॥ १ ॥

अन्त-( छंद पधरी-शुद्ध )

वनमें भयो सुभव तेहि काम । सन्यासि दिन्ह वनराज नाम ।
जयशिखरि मृत्युकी वात किह । सुतरछन धीर्य दुखनीकुं दीह ॥२५॥
भूराज मंत्रिकूं नित्य त्रास । सुरपाल देत रहि अरन्यवास ।
निज भगनिपुत्र प्रगट्यो सुजानि । विधिगुप्त आपस न रखित आनि॥२६॥
वनराज वर्ष चौदह प्रमान । वय भयो सिंह वालक समान ।
हीमत अधीक वल बुद्धिवंत । गुजरात राज्य करनो चहंत ॥ २७ ॥

**વિષયાદિ**-૧. આ, રત્નમાલિકા નામનો હિન્દી કાવ્યનો ગ્રન્થ ગુજરાતના ઇતિહાસનાં સાધનોમાંનું એક મુખ્ય સાધન લેખાય છે. તે રચવામાં તેના કવિનો મુખ્ય ઉદ્દેશ ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહના વિવિધ પ્રતાપો વર્ણવવાનો છે, તેથી ૭ મી કડીમાં તે કહે છે:-जस सिधरा जैसिंहको सब ग्रंथनको सार । पठहि सुनहि पुरुष सो । पावही बुधी अपार ॥ તેમ જ પ્રત્યેક રત્નની ઇતિશ્રીમાં "सिधराय जयसिंह चरित्र रत्नमालायां" એવો સ્પષ્ટ ઉલ્લેખ તેણે કરેલો છે; જો કે આનુષંગિક રીતે તેણે ચાવડા વંશના આરંભથી ગુજરાતનો ઇતિહાસ સંક્ષિપ્ત, સાલવારી સાથે લખ્યો છે.

જેમ માળાના ૧૦૮ મણકાઓ હોય છે તેમ આ રત્નમાલાનાં ૧૦૮ રત્નો લખવાની ધારણા કવિની હતી એમ જણાય છે. (જુઓ પ્રથમ રત્નના અંત ભાગમાંનો દોહરો-अष्टोत्तरशत रत्नकी रचिहुं मंजुल माल । एक रत्नको मोल पुनि । जानहि बुद्धि विशाल.)

પરંતુ ગુજરાતના દુર્ભાગ્યે તેનાં સાત રત્નો આખાં અને આઠમું અધુરૂં એટલાં જ રત્ન સ્વ. ફાર્બસ સાહેબને વઢવાણના ગઢવી દેશળજી પાસેથી પ્રાપ્ત થયાં હતાં. અને તેમાં ફક્ત ચાવડા તથા ચૌલુક્ય વંશના રાજાઓ સંબંધી સંક્ષિપ્ત ઉલ્લેખ અને પહેલા ચાવડા વંશી રાજા જયશિખરીનો ઇતિહાસ અને યુદ્ધમાં પરાજય તથા વનરાજની વનમાં કેળવણી, એટલું જ વર્ણવાયું છે. દેશળ ગઢવીએ પોતાની પાસેનો 'રત્નમાલ'નો ગ્રન્થ બતાવેલો, તે આ ભાગથી ઘણો વધારે હતો. પણ ઉતરાવતી વખતે માત્ર સાત રત્ન પૂરાં અને આઠમું અધુરૂં એટલાં જ રત્ન ઉતરાવ્યાં. અવશિષ્ટ રત્નો તેની અને તેના વંશજો પાસેથી મેળવવાના પ્રયાસ તે પછી વઢવાણમાં કરવામાં આવેલા પણ તે સફળ ન થયા. આથી ચાવડા વંશના બીજા રાજાઓ તથા ચૌલુક્ય વંશના સઘળા રાજાઓની ઐતિ-

હાસિક વિગતો જાણવા માટે બાકીનાં રત્નો પ્રાપ્ત કરવાની અગત્ય છે. પરંતુ સ્વ. ફાર્બસ સાહેબના પછી કોઇએ કાંઈ એ દિશામાં વિશેષ પ્રયત્નો અન્ય સ્થળોએ કરેલા જાણવામાં નથી આવ્યા.

૨. પહેલા રત્નમાં કવિએ સ્તુતિ, ગ્રન્થનું નામ રત્નમાલા આપવાનો ઉદ્દેશ અને ગ્રન્થના વિષયનો હેતુ એ સહુ વર્ણવ્યાં છે. દોહા, છપ્પા, કવિત આદિ કુલ ૩૯ છે. કમલ અને અશ્વગતિ એ બે પ્રબંધો છે.

બીજા રત્નમાં ગુજરાતના પહેલા ચાવડા રાજા જયશિખરથી આરંભી રાજા સિદ્ધરાજ પર્યંતના અને તે પછી કુમારપાલથી ભીમદેવ પર્યન્તના રાજાઓ અને તેમના વંશજોની પરંપરા વર્ણવી, તેમનાં શરીરના બાંધા, ગુણ, રૂચિ અને પ્રમાણ સંક્ષિપ્ત વર્ણવ્યાં છે. ચાવડાઓના શરીરના બાંધા આદિ પોતાની કલ્પના અને બુદ્ધિભેદ અનુસાર વર્ણવ્યાનું ( सुन्यो नांहि चापोत्कटाको भवेवं । लिखो कलरनाग्रंवर्ते बुद्धिभेवं ॥) અને ચાલુક્યવંશીઓના શરીરના બાંધા આદિનું વર્ણન જૂના ઇતિહાસને આધારે સંક્ષેપમાં આલેખ્યાનું કવિ કહે છે. દોહા, હરિગિત, છપ્પય, સવૈયા, ભુજંગ આદિ કુલ ૫૦ છે. સાત કોઠાનો એક પ્રબંધ છે,

ત્રીજા રત્નમાં કાન્યકુબ્જ(કનોજ)ના કલ્યાણકટક શહેરના રાજા ભુવડ સોલંકીના પ્રભાવ અને દરબારનું વર્ણન કર્યું છે. આ રત્ન વિવિધ ચિત્રકાવ્યોથી ભરપૂર છે. દોહા, સવૈયા, પદ્ધરિ, આદિ કુલ ૬૮ છે. આમાં છત્રપ્રબંધ, ધેનુકપ્રબંધ, અને લઘુત્તમસાધારણ ગુણાકારનો છંદ આદિ છે.

ચોથા રત્નમાં પણ આજ વિષયો વિસ્તૃતપણે વર્ણવ્યા છે; ચિત્રકાવ્યો ને પ્રબંધો સંખ્યાબંધ છે; દોધક, દોહા, સવૈયા, સૈનિક, ભુજંગી, આદિ છંદો અને કવિત્ત કુલ ૫૯ છે.

પાંચમા રત્નમાં ભુવડ સોલંકીના રાજયદરબારમાં ગુર્જર રાજાના કવિ શંકર અને ભુવડના રાજકવિ વચ્ચે ચાલેલું તેજસ્વી વાગ્યુદ્ધ અને તેમાં શંકરનો વિજય તેમજ ભુવડ ને ગુજરાતના રાજા જયશિખર સાથે યુદ્ધ કરવાની પ્રેરણા શાથી થઈ તે પ્રસંગ વર્ણવી, ગુજરાત ઉપર આક્રમણ કરવા ભુવડે સૈન્યની કરેલી તૈયારીનું અને સૈન્યના પ્રયાણ સમયે થયેલા વિવિધ અશુભ શકુનોનું છટાદાર વર્ણન છે. દુહા, ચોપાઈ, મનહર, સવૈયા આદિ કુલ ૬૩ છે.

છઠ્ઠા રત્નમાં ભુવડ સામે જયશિખરીની લડવાની તૈયારી અને ગુર્જર સેનાપતિ સુરપાલે ભુવડને પહેલી વાર ખવડાવેલી હાર વર્ણવી છે. દુહા, ચોપાઈ સવૈયા, પદ્ધરી, મોતીદામ આદિ કુલ ૭૩ છે.

સાતમા રત્નમાં જયશિખરી અને ભુવડનું યુદ્ધ અને રૂપસુંદરીના રક્ષણની ગોઠવણનું વર્ણન છે. દુહા, સવૈયા, પદ્ધરી આદિ ૩૮ છે.

આઠમા રત્નમાં જયશિખર હાર ખાઈ મરણ પામ્યાનું અને જંગલમાં તેની રાણી રૂપસુંદરી જઈ રહ્યાનું અને તે પછી તેને વનરાજ નામનો પુત્ર અવતર્યાનું વર્ણન છે. પ્રસ્તુત પ્રતિમાં આઠમું રત્ન વનરાજ ચૌદ વર્ષનો થયો ત્યાંથી (૩૮ મી કડીથી) અધુરૂં છે.

૩. આ કાવ્યનો પદબંધ વિવિધ છંદોથી અને ચિત્રકાવ્યોથી બાંધેલો છે. કુલ કડી નોંધેલી નથી.

**વિશેષ**–૧. આ ગ્રન્થ જેટલો મળ્યો છે તેટલોય પૂરો છપાયો નથી. કવીશ્વર દલપતરામે સ્વ. ફાર્બસ સાહેબ પાસેથી પ્રસ્તુત પ્રતિ મેળવી તે ઉપરથી સંશોધન કરીને એક પ્રત ઉતારેલી તે, ગુજરાતના ઇતિહાસને લગતી પ્રકીર્ણ બીજી ગદ્ય વાર્તાઓ અને કવિતો સાથે 'રત્નમાલ'ને નામે રા. રેવાશંકર અંબારામ ભટ્ટે સંવત ૧૯૬૩ માં છપાવી હતી. પણ તે પ્રતિ હવે અલભ્ય છે. પરંતુ રા. રેવાશંકરે પ્રાપ્ય "રત્નમાલા"ની આખીયે પ્રતિ નથી છપાવેલી, પણ ત્રીજા રત્નનો પાછલો ભાગ, આખું ચોથું રત્ન, અને પાંચમા રત્નમાંનો કવિ શંકર અને કામરાજ વચ્ચેના સંવાદનો ભાગ, એટલું છોડી દીધું છે. તેમ મૂળ પ્રતિમાં ચિત્રકાવ્યો સાકાર ઉતારેલાં છે ત્યારે પ્રકટ રત્નમાલમાં તે ચિત્રકાવ્યોનું સૂચન નથી કરેલું તો પછી સાકાર તો ક્યાંથી જ હોય?

૨. પ્રતિ બાળબોધ લિપિએ ઉતારેલી છે, જો કે કેટલાક અક્ષરોના મરોડો માથાબાંધી ગુજરાતી લિપિના તેમ જૈની લઢણના છે. લાલ શાહીથી દરેક રત્નમાંના આંતર પ્રસંગોના ઉલ્લેખો તેમજ ઇતિશ્રીઓ ઉતારેલી છે.

૩. આ ઐતિહાસિક ગ્રન્થ હોઇને નવી શોધખોળને આધારે તે ઉપર ટિપ્પણો લખીને અવશ્ય પ્રકટ કરાવવા જેવો છે.

૪. ગ્રન્થનો લેખક કૃષ્ણજિત્ છે. તે પોતાને 'કવિરાજકુલોત્પન્ન', '**ગુર્જરધરમંડન**' 'કૃષ્ણજિદાહ્વય' આદિ લખે છે. કવિ કૃષ્ણજિત્ અને પ્રસ્તુત નામાવલિના **અં. ૧૧** ક-અને ખ.વાળા હિન્દી ભાષાવ્યાકરણના અને અં. ૧૨ ક.વાળા હિન્દી 'ભાષાધાતુમાલા'ના કર્તા રત્નજિત્માં પ્રકરણના અંતની 'ઇતિશ્રી'માં કંઇક સામ્ય જણાય છે. 'श्रीमद्गुरुपदपंकज हृदिधारक' એ પદ બન્નેની ઇતિશ્રીઓમાં સમાન હોઈ તે ધ્યાન ખેંચે છે, તેમ આરંભનું કવિત્ત અને 'રત્નમાલા' નામને કંઇક સંબંધ તે સાથે હશે કે કેમ તે પણ વિચારવા યોગ્ય છે.

૫. પ્રસ્તુત પ્રતિની સાથે એક બીજી છૂટા કાગળો ઉપર આ જ ગ્રન્થની ઉતારેલી નકલ છે. તેમાં ચાર રત્નો આખાં અને પાંચમાની માત્ર ૧૩ કડીઓ ઉતારેલી છે. આ નકલમાં જેટલા ભાગ પેન્સીલની નિશાનીથી અંકિત કરેલા છે તેટલા છાપેલી 'રત્નમાલા'માં પ્રકટ થયા નથી.

---

**अं० ३९ क–भापाभूपण हिं. सा. अ. का–र. जशवन्तसिंघ–( लि० सं. १९०५ ) पृ० १–१८.**

**आरंभ—श्रीगणेशाय नमः ॥ अथ भापाभूपण लिख्यते ॥**

दोहा–बीघनहरन तुम हो सदा । गनपति होहु सहाई ।
विनति कर जौरें कहुं । दीजे ग्रंथ बनाई ॥ १ ॥
जिहि कीनौ परपंच सब । अपनी ईछा पाई ।
जाको हो वंदन करू । हाथ जोरी सिर नाई ॥ २ ॥

\+ + + + +

दोहारा–सुरवानी याते करी नरवानीमें लाय ।
जेसें मगर सरीतको सबपें समझो जाय ॥ ३६२ ॥
यह सुंदरश्रृंगारकि पोथि रचि विचार ।
चूक्यो होय कहु कछु लियो सुकवि सुधार ॥ ३६३ ॥
इति सुंदरश्रृंगार संपूर्ण ॥ सुंदर कविराज विरचितं ॥

संवत् १९०५ ना कार्तिक शुदी ९ ने वार शनेउप आ ग्रंथ त्रिश्रा-(जा) पोहोरे समाप्त ॥ आ ग्रंथ लखनार भट्ट गंगासंकर गौरी-संकरः ॥ लखावनार साहेब श्री फार्बस साहेब ॥ यादशं० ॥
भग्नपृष्टकटिग्रीव ॥ बद्धमुष्टि अधोमुख ।
कष्टेन लषितं ग्रंथ ॥ यत्नेन परिपालयेत् ॥
कल्यांण्यां भुवात् । श्रीरस्तु शुभं भवतु ॥

**વિષયાદિ–૧.** આ ગ્રંથ હિન્દી કાવ્યસાહિત્યનો છે. આમાં નાયિકાના સ્વકીયા, પરકીયા અને સામાન્યા એ ત્રણ મુખ્ય ભેદો લઇને એ ત્રણેના વિવિધ ઉપભેદોનાં લક્ષણો તથા ઉદાહરણો આપેલાં છે; તે પછી દૂતિઓનાં લક્ષણ, ઉત્તમ, મધ્યમ અને અધમ નાયિકાનાં લક્ષણ, નાયકસહચરલક્ષણ, અનુરાગ, દર્શન, હાવ, ભાવ, આદિનાં લક્ષણ આદિ અને અંતે નાયિકાનાં અંગો અને અલંકારોનાં દૃષ્ટાંત વર્ણવેલાં છે.

૨. ગ્રંથ રસિક છે, દોહરા અને સવૈયાઓથી બાંધેલો છે; કુલ કડી ૩૬૩ છે.

૩. કવિનો આશ્રયદાતા શાહજહાંન બાદશાહ હતો, એમ ગ્રંથારંભની છ કડીથી જણાય છે.

**વિશેષ–૧.** આ ગ્રંથ પ્રકટ થયો છે.

૨. પ્રતિ માટે જુઓ ગ્રં ૩૯ ક.

૩. આ ગ્રંથને અંતે કૃષ્ણ અને રાધિકાની વિપરીતરતિના વર્ણનના ચાર હિન્દી સવૈયા ઉતારેલા છે; પરંતુ તે કીયા ગ્રન્થના છે તે જણાવેલું નથી.

---

ग्रं. ३९ ग–राजनीति–हिं. नी–र. जसुराम–(र. सं. १८१४)–(लि. सं. १९०५)–पृ. १–३९.

आरंभ—श्रीगणेशाय नमः ॥ अथ जसुरामकृत राज्यनीति अष्टांग लिख्यतें ॥

दोहो–अछद अगम अपार गती कीन लहुं पार न पाय ।
सो मोंहु दीनी सकत । जे जे जे जुगराय ॥ १ ॥

छपैं–चरनी उजल बरन सरन जुग असरनशरनि।
करणी करुणा करणी तरन जुगतारनतरनी ॥
शिर पर धरणी छत्र भरन सुखसंपतभरनी।
झरनी अमृतझरनी हरनी दुःखदालीदरहरनी ॥
धरनी त्रीशूल खपर धरनी भवभयहरनी।
सकल भय जगदंब आद बरने जसु जे जुगधरनी ॥ २ ॥
जुग धारन मात दीजे बुद्धि अपार।
फरि प्रनाम प्रारंभ करी राजनीति विस्तार ॥ ३ ॥
जीन वखतमें पातशाह राजन आलिमगीर।
तिन वखत पेदा कीयों गुन गनीयन गंभीर ॥ ४ ॥
संवत नाम अठारसें वरख चउदन मांह।
आशो शुदि नवमी शुकर गुन वरन्यों चित(चा)ह ॥ ५ ॥
सोलंकी जगमालसुत उदयसिंह अनेक।
गुन दीनो तातें गुनी बांध्यो ग्रंथ विशेक ॥ ६ ॥

अथ यदुकूलबरननं—

राय यदुकूल जीन सुत नगर अमीपुर नाम।
मही रेवा राजत महि वरन वरन वीश्राम ॥ ७ ॥
जेसे वेद वीरंचीकों अपरस दीयों उपाय।
राजनीति राजानकी एसी हि दीयो बनाय ॥ ८ ॥

\+ + + + +

छपैं ॥ परथम अंग भुपाल राजरानी अंग दुजो
त्रीजे राजकुमार मंत्री चोथो गनी लीजे।
पांचे मुसाहेब अंग पट रावत मानों।
सातमें रइयते अंग, कवी अष्टांग वखानो।
जुगजीत रीत जानें जसु विविध विवेक बीचार वहु।
जे कर जसदा समरथ जसु अष्टांग वरननं सहु ॥ ११ ॥

अन्त—कवित–काच जेसे राय जोइ राजनीति सिख लेंत।
वीना पार कीये कछु अरथ नांहि सरत हें ॥

वाको कवि कारिगर भात ताकों चढावें पूत
वोत वोहोंत वोहोत वाको पढवोइ करत हें ॥
देवगुन दांनवह वें मानक गुननसें तो
जेंसों काम होय एसि जिनको धरत हें ॥
जगतमे उनहिके आगें जाय जसुराम ।
जेसो जहां चहियें तांह जाहेर सों करत हें ॥ ८ ॥
दुहा–पढवेते मालुम परत आछी नीत अनीत ।
जसुराम चारन कहि राजनीतिकी रिति ॥ ९ ॥
इतिश्री जसुरांम कृत्य(त) राजनीति अष्टांग बरननं संपूर्ण ॥
रीज मोज सब कहत हें खिज मोज नहि कोइ ।
जो खिजत मागत जसु बुरे कहावत सोइ ॥ १० ॥
× × × × ×
दुहो–राज्यनिती कीनीसुं प्रथम अंगं कहीयें आठ ।
छपें दश छासठ कवित वने दोहोरे साठ ॥ १२ ॥
संपूरणं इति जसुरामकृत राज्यनिती समाप्तः ॥

વિષયાદિ–૧. આ રાજ્યનીતિનો હિન્દી ગ્રન્થ છે. આમાં રાજ્યનાં રાજા, રાણી, રાજકુમાર, મંત્રી, મુસાહેબ, રાવત, રૈયત અને કવિ એ આઠ અંગોનું વર્ણન કરેલું છે.

૨. ગ્રન્થનો પદબંધ દુહા, સવૈયા, છપ્પા, અનેક વિગતોથી બાંધેલો છે. કુલ કડી ૧૪૪ છે.

વિશેષ–૧. આ ગ્રન્થ પ્રકટ થયલો છે.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૯-ક. વિશેષમાં એટલું કે શરૂઆતનાં બે પાનાંમાં ઘણાખરા શબ્દો ઉપર પેન્સીલથી તેના ઇંગ્રેજી અર્થ લખેલા છે. આ આખો ગ્રન્થ પ્રસ્તુત પ્રતિના બીજા ગ્રન્થો કરતાં વિશેષ મોટા અને છુટા અક્ષરે લખેલો છે.

૩. ઇંગ્રેજી કેળવણીના ખરું શિક્ષણ ગુજરાતમાં પ્રથમ પ્રસાર પામ્યું તે વેળા અને તેની અગાઉ પણ સંવત સૈકા ૧૮, તથા ૧૯ માં વ્રજભાષાના સાહિત્યગ્રન્થોનો અભ્યાસ ખાસ કરીને ગુર્જર કવિવર્ગ અને સામાન્ય રીતે બહુશ્રુત વર્ગ કરતો હતો; અને તેમાં પ્રસ્તુત પ્રતિમાં અંકિત 'સુંદર શૃંગાર', 'ભાષાભૂષણ', 'જસુરામની રાજ્યનીતિ,' અને 'દેવીદાસની રાજનીતિ' તથા તે ઉપરાંત 'કવિપ્રિયા', 'છંદશૃંગાર', રસિકપ્રિયા" 'બિહારી સતસાઇ', 'વૃંદ સતસાઇ', એ ગ્રન્થોનો પણ અભ્યાસ થતો અને તે કારણે સ્વ. ફાર્બસ સાહેબે એવા ગ્રન્થોની પ્રતિઓ પ્રાચીન પ્રતિઓ ઉપરથી બહુધા ઉતરાવેલી છે.

**અં. ૩૬-ઘ-અભેસિંહનો ગણુ બ્રદશૃંગાર-ચા. ઐ. કા.-૨. ગઢવી કરણદાનજી-(ર. સં. )-(લિ. સં. ૧૯૦૪) પૃ. ૧-૧૩.**

આરંભ-શ્રી ગણેશાયનમઃ માહારાજા શ્રી જોધાંણુનાથ અભેસીંઘજીનો ગણુ બ્રદસણગાર લખ્યતે।

દોહા। ચડ (અશ્વ) ચઢે યા રાજા અભે કવ્ય(વિ) ચડે યા ગજરાજ।
પુહર હેક જહેરમાં મોહર ચલે માંહરાજ ॥ ૧ ॥
કવ્ય બેગકુ ભાયાલાં સે મદ છટા લીલ ॥
હુ કય પૂડા નહ કરે જ્યહાં ગૂડાં ય(અ)ભમાલ ॥ ૨ ॥

અથ છંદ પધરી।

શ્રી સરસત્ય ગણુપત નીમસ્કાર। દીજીએ મુજ બર બુધ ઊદાર।
અવસાંણુ સીધ રેહ માંણુ અંસ। બીવાંણુ કરાં ભપ ભાંણુઅંસ ॥
જાણુતે ય(અ)રકજ મછક જરૂર સેહ ગુણ પ્રવેણુ દાતાર શુર।
છત્રપતી અભો છત્ર કુલ છત્રીસ। બુહતેર કલા લક્ષણુ બત્રીસ ॥

\+ + + +

જવહરી પુરષ છણુ બાંધ્ય જોહાર। દંસ ચ્યાર પરીખ બીવા ઉદાર ॥
બર સકતી પાયે તાલ બીલંદ। ઉગ્ર છતશુ તન નરલોક ઇન્દ્ર।
સસ્ય પેહલ તપબલ સતેબ। જાલે એ સાહ ય(અ)વરંગજેબ ॥
પચચંઉ(ડ)ચંડ કર હોમ પાક। ય(અ)વટાય દીયા પતસાહો યા(આ)ક ॥
કલમાંણુ મનઇ ઈક બાર કીધ। દહી વાણુપાંણુ જમહ ઊઠા દીધ।
યવ સ્યાહકો દેખે યતાલ। મોહમંદ સાહુ દીવ મુગતમાલ ॥
કૃત ફક મદાફરખાંન પીલ। ઝાંકે યા ઘાટ ભુજભાર ઝીલ।
બાજીદ ભાણુદલ જવા ચોલ। નિછટી લુટ સ્વગનાર નોલ ॥

× × × ×

મોહમંદ શાહ શુ રાજ માહ। શુરજ જેઠરો ય(અ)ભેસાહ।
ઉણે બપ પબેર ગુજરાત યા(આ)ય। ધસપતી અમલ દીનો ઉઠાય।
મરહઠાં કીધ સીર બીલંદ મેલ। ય(અ)હમદાબાદ મંડચો ઉપેલ ॥
શુણુ પાતસાહ ફેરે સતાબ। નરીંદ સબ હાજર નીબાબ।
મેંહપત ય(અ)મીર યંગ હીચુમાણુ। પાનાં દીસ કો નહ ધરે પાંણુ।
તબ તેજવાંન નરસીંગ તાય ॥ ય(અ)ભેપાલ પાન લીનો ઉઠાયે।
પુદાલ મછન બીર પેત। સીર બીલંદ ખાંન સાહુ સમેત।
કમધજાં મર જાંસણે કાંન। મેહમંદસા લાગો પાસમાંન।

वाको कवि कारिगर भात ताकों चढावें पूत
वोत वोहोंत वोहोत वाको पढवोइ करत हें ॥
देवगुत दांनवह वें मानक गुननसें तो
जेंसों काम होय एसि जिनको धरत हें ॥
जगतमे उनहिके आगें जाय जसुराम ।
जेसो जहां चहियें तांह जाहेर सों करत हें ॥ ८ ॥
दुहा—पढवेते मालुम परत आछी नीत अनीत ।
जसुराम चारन कहि राजनीतिकी रिति ॥ ९ ॥
इतिश्री जसुरांम कृत्य(त) राजनीति अष्टांग बरननं संपूर्ण ॥
रीज मोज सब कहत हें खिज मोज नहि कोइ ।
जो खिजत मागत जसु बुरे कहावत सोइ ॥ १० ॥
× × × × ×
दुहो—राज्यनिती कीनीसुं प्रथम अंग कहीयें आठ ।
छपें दश छासठ कवित धने दोहोरे साठ ॥ १२ ॥
संपूरणं इति जसुरामकृत राज्यनिती समाप्तः ॥

**વિષયાદિ**–૧. આ રાજ્યનીતિનો હિન્દી ગ્રન્થ છે. આમાં રાજ્યનાં રાજા, રાણી, રાજકુમાર, મંત્રી, મુસાહેબ, રાવત, રૈયત અને કવિ એ આઠ અંગોનું વર્ણન કરેલું છે.

૨. ગ્રન્થનો પદબંધ દુહા, સવૈયા, છપ્પા, અનેક વિગતોથી બાંધેલો છે. કુલ કડી ૧૪૪ છે.

**વિશેષ**–૧. આ ગ્રન્થ પ્રકટ થયલો છે.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૯–ક. વિશેષમાં એટલું કે શરૂઆતનાં બે પાનાંમાં ઘણાખરા શબ્દો ઉપર પેન્સીલથી તેના ઇંગ્રેજી અર્થ લખેલા છે. આ આખો ગ્રન્થ પ્રસ્તુત પ્રતિના બીજા ગ્રન્થો કરતાં વિશેષ મોટા અને છુટા અક્ષરે લખેલો છે.

૩. ઇંગ્રેજી કેળવણીના ખરનું શિક્ષણ ગુજરાતમાં પ્રથમ પ્રસાર પામ્યું તે વેળા અને તેની અગાઉ પણ સંવત સૈકા ૧૮, તથા ૧૯ માં વ્રજભાષાના સાહિત્યગ્રન્થોનો અભ્યાસ ખાસ કરીને ગુર્જર કવિવર્ગ અને સામાન્ય રીતે બહુશ્રુત વર્ગ કરતો હતો; અને તેમાં પ્રસ્તુત પ્રતિમાં અંકિત 'સુંદર શૃંગાર', 'ભાષાભૂષણ', 'જસુરામની રાજ્યનીતિ,' અને 'દેવીદાસની રાજનીતિ' તથા તે ઉપરાંત 'કવિપ્રિયા', 'છંદશૃંગાર', 'રસિકપ્રિયા' 'બિહારી સતસાઇ', 'વૃંદ સતસાઇ', એ ગ્રન્થોનો પણ અભ્યાસ થતો અને તે કારણે સ્વ. ફાર્બસ સાહેબે એવા ગ્રન્થોની પ્રતિઓ પ્રાચીન પ્રતિઓ ઉપરથી બહુધા ઉતરાવેલી છે.

---

**નં. ૩૯–ઘ–અભેસિંહનો ગણુ બ્રહ્દશૃંગાર–ચા. એ. કા.–ર. ગઢવી કરણુદાનજી–(ર. સં. )–(લિ. સં. ૧૯૦૪) પૃ. ૧–૧૩.**

**આરંભ**–શ્રી ગણેશાયનમઃ માહારાજા શ્રી જોધાંણુનાથ અભેસીંઘજીનો ગણુ બ્રહદસણુગાર લખ્યતે ।

દોહા । યસ (અશ્વ) ચઢે યા રાજા અભે કવ્ય(વિ) ચઢે યા ગજરાજ ।
પુહર હેક જલેબમાં મોહર ચલે માંહરાજ ॥ ૧ ॥
કવ્ય ભેગકુ ભાયાલાં લે મદ છટા લીલ ॥
હુ કય પૂઠા નહ કરે જ્યહાં ત્રુઠાં ય(અ)ભંમાલ ॥ ૨ ॥

અથ છંદ પધરી ।

શ્રી સરસત્ય ગણુપત નીમસ્કાર । દીજીએ મુજ બર બુધ ઊદાર ।
અવસાંણુ સીધ રેહ માંણુ અંસ । બીયાંણુ કરાં ભપ ભાંણુબંસ ॥
જણુતે ય(અ)રકજ મછક જરૂર સેહ ગુણુ પ્રવેણુ દાતાર શુર ।
છત્રપતી અભો છત્ર કુલ છત્રીસ । બુહતેર કલા લક્ષણુ બત્રીસ ॥

\+ + + +

જવહરી પુરષ ઝીણુ બાંધ્ય જોહાર । દંસ ચ્યાર પરીષ બીદ્યા ઉદાર ॥
બર સક્તી પાયે તાલ બીલંદ । ઉગ્ર જીતશુ તન નરલોક ઇન્દ્ર ।
સસ્ય પેહલ તપબલ સતેબ । જાલે એ સાંહ ય(અ)વરંગજેબ ॥
પચચંઉ(ડ)ચંડ કર હોમ પાઠ । ય(અ)ટ્ટાય દીયા પતસાહો યા(આ)ઠ ॥
કલમાંણુ મનઇ ઈક બાર કીધ । દહી વાણુપાંણુ જમહુ ઉઠા દીધ ।
યવ સ્યાહકો દેખે યતાલ । મોહમંદ સાહ દીવ મુગતમાલ ॥
ફ્તે ફ્ક મદાફરખાંન પીલ । ઝાંકે યા થાટ ભુજભાર ઝીલ ।
બાજીદ ભાણુદલ જવા બોલ । નિછટી લુટ સ્વગનાર નોલ ॥

× × × ×

મોહમંદ શાહુ શુ રાજ માહ । શુરજ જોદરો ય(અ)ભેસાહુ ।
ઉણે બપ યબેર ગુજરાત યા(આ)ય । ધસપતી અમલ દીનો ઉઠાય ।
મરહઠાં કીધ ચીર બીલંદ મેલ । ય(અ)હમદાબાદ મંડેઓ ઉપેલ ॥
શુણુ પાતસાહ ફ્રેરે સતાબ । નરીંદ સબ હાજર નીબાબ ।
મેહપત ય(અ)મીર યંગ હીશુમાણુ । પાનાં દીસ કો નહ ધરે પાંણુ ।
તબ તેજવાંન નરસીગ તાય ॥ ય(અ)ભેપાલ પાન લીનો ઉઠાયે ।
પુહાલ મજીત બીર પેત । સીર બીલંદ ખાંન સાહુ સમેત ।
કમધજાં યર જાંસણે કાંન । મેહમંદસા લાગો પાસમાંન ।

લષતંગ ગઢવી ॥ સ્લોક ॥ આ પુસ્તક સેહેર અમદાવાદ મધ્યે ખાંનપુરમાં ચાંદાસુર્જના મેહેલમાં લખુ છે ॥ લખનાર ભટ. ॥ ગંગાસંકર ગૌરીસંકર ॥ લખાવનાર ॥ સરકાર સાહેબ આ પુસ્તકની પ્રત ॥ મોજે ધોલકામાં ॥ કુમાવીસદાર જીલાવા વીરાઈની પ્રત્ય ઉપરથી ઉતારું છે ॥

यद्दसं पुस्तकं द्दष्ट्वा । तादसं लिखीतं मया ।

अदी शुद्धंम शुद्धं वा । मम दोषो न दीयते ॥ १ ॥

શ્રી સંપુર્ણમ઼ ॥ ॥ ॥ આ ગ્રન્થ બ્રદસણગાર હેવું નાંમ છે ॥ આ ગ્રન્થ માહારાજ શ્રી ૭ ય(અ)ભેસંગજીયે ॥ અમદાવાદ લીધૂ સંવત ૧૭૮૭ ॥ ની સાલમાં આસો શુદી ૧૦ શુક્લ પક્ષે ચન્દ્ર વાસરે ॥ તે દી માહારાજ શ્રી ય(અ)ભેસંધજીયે સીર બીલંદ ધાંનને પકડી ય(અ)હમદાવાદમાં રાજ્ય કરૂ તીનો ગ્રન્થ ॥ બ્રદસણગાર ગઢવી કરણી દાંનજી કવીયા પાસ કહેવરાવો તે દીને ચઉદ ॥૧૪॥ લાષ પસાતા ॥ ગાંમ ॥ તાહાથી પાવા ॥ માહરાજ શ્રી ઘોડે બેઠા કરણી દાંનને હાથી ઉપર બેહારી જલેબ ભરીને લાષ પસાય પા(આ)પા ॥ ગ્રન્થ કરો તારે ॥

ઇતિશ્રી બ્રદસણગાર ગ્રન્થ સંપુર્ણ ॥ શુભં ભવતુ ॥ કલ્યાંણમસ્તુ ॥ શ્રીરતુ ॥

**વિષયાદિ**–૧. આ ઐતિહાસિક ચારણી ગ્રન્થમાં, બાદશાહ ઔરંગઝેબના મરણ (સંવત ૧૭૬૩) પછી દિલ્હીના દરબારમાં હૈદ્રાબાદના નિઝામે નબળા બાદશાહો ઉપર સત્તા ભોગવવાનું મથન કરતાં તેને તોડવાને એ બાદશાહોએ ગુજરાત આદિના સુબાઓ પાસે તેની સામે કરાવેલી લડાઈ, ગુજરાતમાં મોગલ સુબાઓની માંહોમાંહની મારામારી, પેશ્વાએ પોતાની સત્તા પ્રસારવાના પ્રયાસને અંગે ચોથ અને સરદેશમુખી ઉઘરાવવા ગુજરાતમાં મોકલેલા પીલાજી ગાયકવાડ, કંતાજી કદમ બાંડે, ચિમણાજી આપ્પા, આદિ મરાઠા સેનાપતિઓની દખલગીરી અને લશ્કરી કુમકથી અવારનવાર થતી ઝપાઝપી આદિ વર્ણવેલાં છે. આ ગ્રન્થનો મુખ્ય પ્રસંગ આ છે:—

આમાં, સંવત્ ૧૭૮૬(સન ૧૭૨૯)માં ગુજરાતના સુબા સર બુલંદખાને તહનામું કરી પેશ્વાને ગુજરાતમાંથી ચોથ અને સરદેશમુખીના લાગા ઉઘરાવવાની અને તે બદલ ૨૫૦૦ ઘોડેસ્વાર લશ્કર નિભાવી તોફાની જમીનદારોને કબજે રાખવાની શરત કરતાં સન ૧૭૩૦(સંવત ૧૭૮૭)માં જોધપુરના રાજા અભયસિંહને દિલ્હીના બાદશાહ મહમદશાહે ગુજરાતનો હાકેમ (૫૩ મો) નીમી જૂના (૫૨ મા) હાકેમ સર બુલંદખાનને હઠાડી ગુજરાતના બખેડાઓ શમાવવા અને મરેઠાઓને દબાવવા રાઠોડી સૈન્ય સાથે મોકલ્યો, ત્યારે તેણે રાધનપુરના બાબીઓની સાથે મળીને પાલણપુર, ઇડર અને અડાલજ (અમદાવાદ પાસે) આગળ સર બુલંદખાનનાં લશ્કરો જોડે જે રણસંગ્રામો ચલાવ્યા હતા તેનું રસભર, વીરરસથી ઉછળતું વર્ણન કરેલું છે. આમાં જણાવેલું છે કે રાજા અભેસિંહ શિહોરને રસ્તે આબુ ઉપર થઇને પાલણપુર આવ્યા ત્યારે મુબારીઝ ઉલ મુલ્ક તેની સામે થયો અને ભારે રણજંગ મચ્યો; પછી ઇડરમાં એવો જ સંગ્રામ મચ્યો,

કવચિત્ કવચિત્ હાથ લાગે છે, જેનો કંઇક ખ્યાલ પ્રસ્તુત સવિસ્તર નામાવલિના અં. ૩૦, અં. ૩૫, અં. ૪૬ આદિના વિવિધ વિષયોથી આવ્યા વિના રહે એમ નથી જ.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૯ ક. માત્ર આટલો વિશેષ પ્રસ્તુત પ્રતિ સંબંધમાં નોંધવાનો કે 'ય' અને 'અ'ની ભેળસેળ બહુ જ ચચલી છે, જેથી કાવ્યનો ઉકેલ કરવો મુશ્કેલ થાય એમ છે.

---

## અં. ૩૯. ઙ–રૂસ્તમનો શલોકો–ઐ. ગુ. કા. શામળભટ–(ર. સં. ૧૭૮૧)–(લિ. સં. ૧૯૦૪)–પૃ. ૧૦–૧૮.

**આરંભ**–શ્રી ગણેશાયનમઃ ॥ શ્રી ગુરૂચરણકમલેભ્યો નમઃ ॥ ૐ નમઃ અથ રૂસ્તમનો સલોકો લષો છે ॥

સરસ્વતિ માતા તમ પાયે લાગુ । કહુ સલોકો માંન જ માગુ ॥ ૧ ॥
સરસ્વતિ માતા બ્રંહ્માની બેટી ॥ બુધ્યનિ દાતા વીદ્યાની પેટી ॥
ગણપત્ય કેરા ચરણ આરાધુ ॥ માંન્ય માગીને વીદ્યા હુ સાંધુ ॥ ૨ ॥
મોહોટા સુબાનાં કરૂ વીષાંણુ ॥ સમજી લેજો તે ચતુરસુજાંણુ ॥ ૩ ॥
દલીનો પાદસા **એહમદશા** જીવો ॥ નવ પંડમાં પ્રગટ છે દીવો ॥ ૪ ॥
સહુમાં**શીરોમણ ગુજરાત** થાપી ॥ તે તો **હીમતષાંનને**સુબાઇ આપી ॥૫॥
રાજ્ય ભોગવે ને કરે કલોલ ॥ સેહેરમાં વીતા મસવાડા સોલ ॥ ૬ ॥
ગુજરાતી મુગલા ચતુર સુજાણુ ॥ ત્રણ ભાઇઓનાં કરૂ વીષાંણુ ॥ ૭ ॥
વડો તો વીરો **સુજાત્યષાંન** ॥ જેને પાદસાઇમાં અતી ઘણું માંન ॥ ૮ ॥
અનમી મેહેવાસી જેને વસ કીધા ॥ પ્રજા પાલીને મોહોટા જસ લીધા ॥ ૯ ॥
તેથી નાનેરો **રૂસ્તમ** કહીયે ॥ જેના જુધનો પાર ન લહીયે ॥ ૧૦ ॥
રૂપે રૂડો ને દાતાર જાણું ॥ સહુમાં શ્રીરોમણ તેને વષાણું ॥ ૧૧ ॥
જેહેના નામથી તસ્કર ત્રાસે ॥ દક્ષણી **ગનીમ** સત ગાઉ નાસે ॥ ૧૨ ॥
તેથી નાનેરો માડીનો જાયો ॥ **અભરાંમ કુલી** લાડકવાયો ॥ ૧૩ ॥

**મધ્ય**–ભાલા અણીઆલા બાણુ ત્રીશૂલ ॥ ચઢા વંઢેલે રાદનું મુલ ॥૫૭॥
જેહેની તોપખાંનાં દોટ દોડાવે ॥ સારે ચકચુર ભેલ પડાવે ॥ ૫૮ ॥
ભુત ભૈરવ ત્યાં કલાહલ કરે ॥ આકાશ દેવ્યા ખપર ભરે ॥૫૯॥
સુરા પુરા ને અણીઆલા ભાથી ॥ ધીરા વિરાના હડાવ્યા હાથી ॥ ૬૦ ॥
ફેરી ને ઘેરી ઘાઓ જ દેતા ॥ દોડી ને ચોહોડી પ્રાણુ જ લેતા ॥ ૬૧ ॥
રૂખે ને રૂખે ધુંમે ને ગાજે ॥ દેખી મુગલાને દોહોદશ ભાજે ॥ ૬૨ ॥
ઘોડે ને જોડે પોહોડે છે પુરા ॥ વાધે નાદે રમે રણસુરા ॥ ૬૩ ॥
ચાસે ને રીસે પાડે ને તાડે ॥ ધ્રઢ ડોલે ને દોદશાં વાઢે ॥ ૬૪ ॥

છે, બીજી બે પ્રતિઓમાં મહમદશાહ છે અને તે જ યોગ્ય છે) રાજ્યના ધણીરણી થવા મથતા નિઝામ ઉલ-મુલ્ક (૫૧ મા હાકેમ)ને ઉત્તર હિન્દમાંથી હાંકી કાઢવા ઇચ્છતો હતો, તેમ મરાઠા સરદારો પણ ગુજરાતમાં ત્રાસ પ્રવર્તાવતા હતા, તેથી તેણે ગુજરાતના (૫૨ મા) હાકેમ સર બુલંદખાનને નિઝામાદિનો દોર તોડવાનું કાર્ય સોંપ્યું. આ હકીગત જાણવામાં આવતાં નિઝામે પોતાના કાકા હમીદખાનને (સલોકામાં હીમતખાન છે પણ તે ભૂલ છે) ગુજરાતનો સુબો (૫૩ મો) નીમી સર બુલંદ સામે લઢવા તેને ગુજરાત મોકલ્યો. સર બુલંદે પોતાના પક્ષની સુરતના હાકમ રૂસ્તમ અલી, સુજાતખાં અને અભરામ કુલી એ ત્રણે નામીચા બંધુઓ અને મોગલ સરદારોને હમીદખાનને હરાવવાનું કામ સોંપ્યું. અહીંથી પ્રસ્તુત શલોકાનો વિષય ચાલુ થાય છે.

રૂસ્તમઅલી ખાન, તે વેળા ચોથ માટે લશ્કરો સાથે ગુજરાતમાં અહીંતહીં ઘૂમતા મરાઠાઓનો દુશ્મન હતો; તેણે પીલાજી ગાયકવાડને અનેક શીકસ્તો આપી હતી; તેનો ભાઇ સુજાતખાન હતો, તે બાદશાહનો પોતાને સુબાગીરીનો અધિકાર મળ્યાનો લખોટો લઇને એકદમ અમદાવાદ ઉપર ધસ્યો અને હમીદખાનને હરાવી ત્યાંથી હાંકી કાઢયો. તેણે મહેમદાવાદમાં પડાવ નાંખ્યો; દરમ્યાન હમીદખાને શાન્તિ ન પકડતાં મરાઠા સેનાપતિ કંતાજી કદમ બાંડે(શલોકામાં કંથા મરેઠો છે)ને પોતાના પક્ષમાં લીધો અને સુજાતખાન જે ઇડરને રસ્તે ગુજરાતમાં પેઠેલા અંતાજી ભાસ્કરને હરાવી વિજયના કાર્યપ્રસંગે ઇડરમાં મહાલતો હતો તેની સામે ધસ્યો અને માર્ગમાં (કપડવણજ આગળ, જો કે શલોકામાં ચોક્કસ સ્થળે જણાવ્યું નથી) ભારે લઢાઈ થઈ; પરંતુ તેમાં કપટ થયું અને સુજાતખાન ખપ્યો. નાગરોને વડનગર છોડવું પડ્યું. પછી હમીદખાન દોડતે લશ્કરે કારંજ આવ્યો; આ સમાચાર આવતાં અભરામ કુલીએ અમદાવાદના બારે દરવાજા બંધ કરાવ્યા અને તેની સામે મોરચો બાંધ્યો. પણ હમીદે અમદાવાદના ખુશાલ શાહ શેઠને ફોડ્યો અને દરવાજો ઉઘડાવી શહેરમાં પેઠો; એટલે અભરામ કુલીનાં અને હમીદખાનનાં લશ્કરો વચ્ચે ખુનખાર જંગ મચ્યો, પણ તેમાં અભરામ મુઓ; કંતાજી મરેઠાને અમદાવાદની ચોથ મળી, તેણે અમદાવાદ સવા પોહોર લુટયું. સુરતમાં રૂસ્તમ અલીને આ સમાચાર મળ્યા. એટલે તેણે કંતાજીના પ્રતિસ્પર્દ્ધિ પિલાજી ગાયકવાડને સાધ્યો અને પોતાના પક્ષે લઈ સુરતથી લઢવા ચાલ્યો. મહી નદી ઉતરતાં અડાસ આગળ રૂસ્તમ અને હમીદખાનનાં લશ્કરોનો જંગ મચ્યો. પરંતુ રૂસ્તમનો મૂળનો હાડ વૈરી હોઇને હમીદ અને કંતાજીના પ્રપંચને વશ થઈ પીલાજી ફુટયો, પહેલાં તટસ્થ રહ્યો, પણ પછી રૂસ્તમ નબળો પડતાં તેની જ છાવણી લુંટી, પણ નાગર કૃપારાંકર રૂસ્તમની વાહારે ધાયો, તેણે મરાઠાને માર્યા અને હાંકી કાઢયા; કંતાજીએ હમીદને દગો દીધો; પીલાજી અને કંતાજી મળી ગયા અને વસોનો પટેલ તેમાં ભળ્યો, અને પાછા સઘળા હમીદખાન સાથે મળ્યા અને ભારે સંગ્રામ મચ્યો, જેમાં રૂસ્તમ મુઓ. અને હમીદખાને સરખેજ આગળ પડાવ નાંખી મરેઠાઓ પાસે અમદાવાદ લુટાવ્યું. તેણે નાતવાર બબ્બે વાર લાગા ઠરાવી દરેક શહેરી પાસેથી માથા દીઠ રૂ. ૨૪ દંડ ઉઘરાવ્યો.

૩. ભાષા સાદી પણ ઝડઝમકવાળી અને વીરરસનું ઉદ્દીપન કરે એવાં વર્ણનવાળી

(अं. ९) बिष्णू वीण जप व्यर्थ त्याचें ज्ञान रामकृष्णी मन जाचें नाही ॥१॥

(अं.११) त्रीवेणी संगमी नाना तीर्थ भ्रमी चित्त नाही नामी ॥ तरि ते व्यर्थ॥१॥

(अं. १२) हारि उच्चारण अनंत पापराशि जातील त्याशी क्षणमात्रें ॥ १ ॥

(अं. १३) तीर्थव्रत नेम भावे वीण सिद्धि ॥ वायाच इ(उ)पाधी करिशी जना॥१॥

(अं. १४) समाधी हरीची सम सुखे वीण न साधे हो जाण द्वैत बुधी ॥१॥

(अं. १५) नित्य सत्य मित्य हरीपाठ जाशी कलिकाळ तयाशीं न पाहे दृष्टी॥१॥

(अं. १६) येक नाम हा(ह)रि द्वैत नाम दूरि अद्वैता कू सरी विरळा जाने॥१॥

(अं. १७) हरी बुधी जय तो नर दुर्लभ। वाचेसी सूलभ रामकृष्ण ॥ १ ॥

(अं. १८) हरीपाठ कीर्तिमूखे जरी गाये पवित्र चि(त्त) होय देह त्यांचा॥१॥

(अं. १९) हरिवंश पुराण हरिनाम कीर्त्तन हरि वीण सौजन्य नेणे कांही॥१॥

(अं. २०) वेदशास्त्रं प्रमाण ॥ श्रुतीच वचन येक नारायण सार जपा ॥ १ ॥

(अं. २१) नाम संकीर्त्तन वैष्णवाची गोडी अनंत पापे फोडी गेली त्याची॥१॥

(अं. २२) काळवेळ नाम उच्चारिता नाही दोंही पक्षी चाहां उद्धरती ॥ १ ॥

(अं. २३) नित्य नेम नामी तो प्राणी दुर्लभ लक्ष्मीवल्लभ तया जवली ॥ १॥

(अं. २४) सात पांच तीन दशकाचा मेला। येक तत्त्वी कला दावी हारी॥१॥

(अं. २५) जपत(प) कर्म क्रिया नेम धर्म ॥ सर्वा घटी राम हा भाव सिद्ध ॥१॥

(अं. २६) जाणीव नेणीव भगवंती नाही। उच्चारितां पाहीं मोक्ष सदा ॥१॥

(अं. २७) एक तत्त्वी नाम दृढ धरी मना हरीशी करुणा येइल तुझी ॥ १ ॥

(अं. २८) सर्वत्र सुख जोडी ॥ शर्व शास्त्रे नीवडी । रीकामा येक घडी
राहू नको ॥ १ ॥ ( कडी ६ ) ॥
इति श्रीज्ञानेश्वर नियांणकृत हा(ह)रिपाठ संपूर्णमस्तु ॥

---

વિષયાદિ-૧. આ પ્રભુભક્તિ અને મનોપદેશનાં ૫દ છે.

૨. કુલ ૨૮ છે; પ્રતિમાં ૨૭ નો અંક લખેલો છે, પણ તે લહીઆની ભૂલ ત્રીજા અંકથી ચાલુ છે, વળી ૬ નો તથા ૯ નો અંક એ બે બેવડાયા છે. ૫દ દરેકની ચાર ચાર કડી છે. માત્ર ૯ મા અને ૨૮ માની ૬ છે.

વિશેષ-આ હરિપાઠ મરાઠી પ્રજામાં લોકપ્રિય છે, અને તે સુપ્રસિદ્ધ છે.

૨. પ્રતિ માટે જુઓ અં. ૩૯-૪.

---

अं. ३९ छ-प्रकीर्ण पदो आदि-म. चो. का.-र. ज्ञानदेव, तुकाराम आदि-
पृ. ७-११.

अभंग—

(१) नको नको मना गुंतू मायाजाळी ॥ (र. तुकाराम. कडी ५)

(२) रावण सारखी संपत्ति कोहाची ॥ (र. रामदासी. कडी १३)

(३) छत्रसिंहासनी आयोध्येया राजा नांदतसे माझा मायबाप ॥
(र. रामदास. कडी ७)

(४) गूळाचिये गोडी जाणे मुंगी माशी ॥ (र. तुकाराम. कडी ४)

(५) काय करावा चांगला । नाहि अंतरी रंगला ॥
(र. तुकाराम. कडी ५)

(६) देव करो नेदी भक्तासीं संसार ॥ (र. तुकाराम. कडी ४)

भजन पंचपदी—

राम राम राम राजा राम राम राम ।
दशरथनंदन राम दशमुखभंजन रामा ॥ १ ॥ (कडी ५)

मुरलीचे पद-मोहकया श्रीहरिने मधुवनि वाजविली मुरली ॥ (कडी ४)

पद्-घटिका गेलि पले गेली तास वाजे झाणाणा ॥ (कडी ४)

आरती—

सकलारंभी देव आधी गणपती । हरिहर ब्रह्मादीक तुज मुनि ध्याती ॥

——— (र. गोसावी कडी ४)

पद्-छंद टाका रे छंद टाका ॥ धृ. कैंचा आपा कैंचा पापा ॥

——— (र. मध्वनाथ. कडी ३)

(१) त्याचा संगतीचा मज लागो वारा तेणे सख्ये पावेन पैल पारा ॥

——— (र. केशव. कडी ५)

वाद्-किति ॥ पृथ्वीचे वजन । किंति अंगोल्या गगन ॥ (रामदास क. ५)

मुद्रापद सीतेचे—

मुद्रे सांगहो मजपाशीं कांत्यलिले । रायाशि कैशी आलि सवोये ढाय ॥

(र. गोसावीनंदन. कडी ५)

વિષયાદિ-આ ભક્તિનાં પ્રકીર્ણ પદો છે.
વિશેષ-પ્રતિ માટે જુઓ. અં. ૩૯ ક.

अं ३९ ज-राजनीति-हिं. रा. का.-र. देवीदास पृ. १-२६.

आरंभ—श्रीगणेशाय नमः ॥ ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥ अथ राजनीति देवीदासोक्त ।

कवीत्त-नीतिहो तें धरम धरमतें सकल सिद्ध ।
नीतिहो तें आदर सभानि बीच पाइयै ॥
नीतितें अनीति छूटै नीति होतें सूप लूटे ।
नीति लीये बोले भलो कता कहाइयै ॥
नीतिही तें राज राजै नीतिहि तें पातिसाही ।
नीतिही कौ नौहू पंड मांहि जसु गाइयै ॥
छोटे निकों वडे करै वडे महा वडे करै ।
तातें सबहीकों राजनीति ही सुनाइयै ॥ १ ॥
कोनु यह देस कौनु काल कौन वैरी मेरो
कौन मेरो हितू मोहि ठिगतें न टारिवौ ॥

फैति आमद केतौ खरचु कितौ कितौ
वभुतेंहि उनमान मोहि सुपतें कारिवौ ॥
संपतिके आवनिकौ कौन मेरे अवरोध
ताहू कौंडपाड यह दाव ऊर धारिवौ ॥
राजनीति राजानिकौं दिन प्रति देवीदास
चारि घरी राति रहै ईतनी विचारिवौ ॥ २ ॥

अन्त—

सास घटी जघटी सुघटी अवछोडि । गटीके सुघटी अकटीये ॥
जोर जटीनकटी भव पासीठ टीके फटी उल्टी सुलतीटीये ॥
मेजुरटी कुरटी सुनटी सदा मेद वटी मतिके सुल्टीज
महातल टीये ॥ १२१ ॥

जव जव गाढ परी दासनिकों देवीदास ।
तव तव ही सहाय हरिजुने कीनोहै ॥
जैसे कछु नरहरि देवजू दयानिधान ।
ऐसौ कौनु अवतारु दयारसभीनौ है ॥
मातानिके पेटतें स्वरूप धरें और ठौर ।
सुतौ है उचित ऐसौ औरुको प्रवीनौ हे ॥
प्रह्लादै हैतु जानिता थरकै बांधे ।
आयु पाथरके पेटमेतें अवतार लीनौ हे ॥ १२२ ॥

इति श्रीराजनीतिदेवीदासकृत संपूर्णः । शुभं भवतुः ॥ श्रीरस्तु । कल्याणमस्तुः ॥

**વિષયાદિ-૧.** આ ગ્રન્થમાં રાજાએ તેમ જ મુસદ્દીઓએ રાજ્યવ્યવહારાદિ કેવી નિપુણતાથી ચલાવવાં તેની સમજ આપેલી છે.

૨. ગ્રન્થ કવિતોથી બાંધેલો છે. કુલ કડી ૧૨૨ છે. વચ્ચે વચ્ચે કોઇ કોઈ પદ અને પંક્તિઓ પણ લહીયાની ચૂકથી પડેલાં લાગે છે.

**વિશેષ-૧.** આ ગ્રન્થ છપાયો છે.

૨. પ્રતિ માટે જુઓ ગ્રં. ૩૯ ક.

ग्रं. ४० किसनबावनी-हिं. उ. का.-र. किसनदास-(र. सं. १७६७) पृ. १-२३.

आरंभ—श्रीगणेशाय नमः श्री

ऊँकार अमर अमार अविकार अज
अजरजू है मदारन दरंत कौ ।
कुंजर जें कीट परजंत जगजंत ताके
अंतरको यामी बहुनामी स्वामी संत कौ ।
चिंताकौ करनहार चिंताकौ हरनहार
पोपनभरनहार किसन अनंत कौ ।
अंतकतें अंतदिन रापेको अनंत विन
ताते तंत अंतको भरोंसो भगवंत कौ ॥ १ ॥
आलम यहैं अयान । पालम न है पयान
जालिम रहे न जुलमानों मानि रहेंगो ।
अंतवार द्वारी परिवार हून देतु यारी
गहंभार भारी यार सोई भार सहेंगो ।
काया अरु माया कैंसी बादरकी छाया जेंसी
किसन अेंसीको अंदेसो दिल दहेंगो ।
जोलों जिय देह एह, तौलू निसंदेह
देह द्वैगी पेह तब कौन देह कहेंगो ॥ २

अन्त—ग्यान कीन गूझि सुभ ध्यान कीन सूझि पांन
पांन हीकी बुझि एव अब मुंझ मूंही है ।
मुझसो कठोर गुन चोर न हरामपोर
तुझसीन गौर ठौर और दोर यूंही हें ।
अपनीसी कीजे मेरे फेलपें न दिल दीजे
किसन निबाहि लीजें जापें ज्यूंही क्योंही हें ।
में तो मनमानें डानि पुहुच्यो ठिकानें अब
तेरी गति तूंही जानें मेरी गति तूंही हैं ॥ ६ ॥
श्रीय संघराजु लोंका गछ सीरताज गुरु
तिनकी कृपाजु कबिताई पाई पावनी ।

संवत् सतर सतसठै विजैं दशमीको
ग्रंथकी समापती भई हें मनभावनी ।
साधवी सग्यान माकी जाई श्री र(त)नबाई
तज्यों देह तापें एह रची परचावनी ।
मतकी न मति लीनी वाचक कीसन कीनी ।
——————— उपदेश बावनी ॥ ६२ ॥

इति उपदेश संपूर्ण ॥ किसन बावनी लीखी संपूर्ण । समाप्त ॥ शुभं भवतुः ॥

**વિષયાદિ**–૧. આ, લોંકાગચ્છના જૈન સાધુ શ્રી કિસનદાસે બાઈ સાધવી શ્રી રતનબાઈ મર્ણ પામતાં તેના અનુશોચનથી પ્રેરાઇને જીવને દેહ અને સંસારની નશ્વરતાનું ભાન કરાવનારાં અને પ્રભુ ઉપર શ્રદ્ધા રાખી તેનું ચિંતન અને મનન કરવાનો સદુપદેશ દેનારાં જે ૬૨ કવિત્તો લખેલાં છે તેનો સંગ્રહ છે, જો કે તેનું નામ કવિ તો किसनबावनी (બાવન કવિત્તોનો સમુચ્ચય) આપે છે.

૨. ભાષા ઝડઝમક વાળી તેમ ઉદ્બોધક છે. કુલ કવિત્ત ૬૨ છે.

**વિશેષ**–૧. પ્રતિ પુસ્તકાકારે આડ પાનીયા કાગળ ઉપર બે હાંસીયા પાડી વચ્ચે પીળો રંગ પૂરી સુશોભિત કરીને બાળબોધ લિપિએ મોટા સુંદર અક્ષરે લખેલી છે. લહીઓ વચ્ચે વચ્ચે પદ અને અક્ષરો લખતાં ચૂકયો હોય એમ જણાય છે; દાખલા તરીકે છેવટના કવિતમાં છેલ્લી લીટીમાં ૧૦ અક્ષરો જ મૂકી દીધા છે. પ્રતિનાં પાનાં ત્રણ શોકડામાં છે અને છૂટાં છે.

---

अंक ४१ सतसैया–हिं. सा. अ. का.–र. कवि विहारीलाल–(र. स. १७१९) पृ. १–३९

आरंभ—श्रीगोकुलेशो जयति ।

मेरी भवबाधा हरो राधानागरि सोइ
जातनकी झांई परें स्यामहरित सुति होई ॥ १ ॥

अथ शृंगारवर्णनं । बेंटी भाल नमोर मुहु सीस सिलसिलौ बार ।
दृग आंजे राजैखरी एंही सहज सिंगार ॥ २ ॥
गडवडे छबीछाक छकि छिगुनी छोर छुटेन ।
रहे सुरंग रंग रगि उही महँ दी नहँदी नेन ॥ ३ ॥

अन्त—

मन मोहनसों मोह करि तू घनश्याम संभारि ।
कुंजबिहारीसों विहरि गिरिधारी उर धारि ॥ ७०२ ॥
समें पलटि पलटें प्रकृति कौन तजे निज चाल ।
भो सकरून करुना करो इहिं कपूत कलिकाल ॥ ७०३ ॥

जयसिंह वर्णन—रहति नरन जयसाहि मुखलखि लाखनुंकी फोज ।
जाचि निराखर हूं चले ले लाखनकी मोज ॥ ७०४ ॥
चलत पाइ निगुनी गुनी धनि मनि मुत्तिय लाल ।
भेंट भएं जयसाहिसों भागु चाहियत भाल ॥ ७०५ ॥

× × × × ×

यो दल काढे बलकतें तें जयसिंह भुपाल ।
उदर अघासुरके परे ज्यों हरि गाय गुवाल ॥ ७०८ ॥
घर घर तुरकिनि हिंदुनी कहें असीस सराहि ।
पतिनु राखि चादरि चुरी तें राखी जयसाहि ॥ ७०९ ॥
श्री दुहासार बिहारीकृत संपूरण ॥

**વિષયાદિ-૧.** આ હિન્દી સાહિત્ય, અલંકાર અને બોધનો ગ્રન્થ છે. આમાં નાયિકાભેદ, વિવિધ શૃંગારવિષયક ભેદોપભેદ, અન્યોક્તિઓ, નૃપનીતિ, વ્યવહારનીતિ, મનોપદેશ, જીવબોધ આદિ વિષયોના દુહાઓ છે.

૨. કુલ કડી ૭૦૯ છે.

**વિશેષ-૧.** બિહારી સતસાઇનો ગ્રન્થ વિવિધ સ્થળે ઉત્તર હિન્દમાં પ્રકટ થયલો છે. આ ગ્રંથ ગુજરાતી ભાષાંતર સાથે સ્વ. કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણ પાસે વિવિધ પ્રતિઓને આધારે સંશોધન કરાવીને મુંબઇના ગુજરાતી પ્રેસે સટીક પ્રકટ કરેલો છે

૨. પ્રસ્તુત પ્રતિના વિષયક્રમોમાં તેમ જ દોહરાના ક્રમોમાં તથા પાઠાંતરોમાં પણ ઉક્ત પ્રસિદ્ધ પ્રતિના કરતાં ઘણો ફેર છે. પ્રકટ પ્રતિમાં કુલ ૭૧૯ કડી છે ત્યારે પ્રસ્તુત પ્રતિમાં ૭૦૯ છે. પ્રકટ પ્રતિમાં બિહારી સતસાઇ રચાયાનો સંવત્ (૧૭૧૯) નીચે પ્રમાણે આપેલો છેઃ-

संवत ग्रहशशीजलधिछिति । छठ तिथि वासर चंद ।
चैत्र मास पछ कृष्णमें पूरन आनँदकंद ॥ ७१३ ॥

વળી એમાં ગ્રન્થના વિષયનો ઉલ્લેખ પણ આ પ્રમાણે છેઃ-

विविध नायिकाभेद अरु अलंकार नृपनीति ।
पढे बिहारीसतसई जानै कविरसरीति ॥ ७१९ ॥

આ બે દોહરા પ્રસ્તુત પ્રતિમાં નથી.

૩. પ્રતિ બાલબોધ લિપિએ પુસ્તકાકારનાં પાનાં ઉપર લખેલી છે. તે કંઈક પ્રાચીન છે એમ તેના અક્ષરોના મરોડથી સમજાય છે. ઇંગ્રેજીમાં 'The seven hundred verses of the Poet Bihari' એમ લખેલું છે.

૪. પાનાં છૂટાં છે; દોહરાઓના પ્રત્યેક ગુચ્છને મથાળે પ્રત્યેક વિષયનો નિર્દેશ કરેલો છે.

---

## અં. ૪૨ ક–ખગોલભૂગોલ પુરાણ–અથવા સત્યયુગની વાર્તા– ગુ. ગ. પૃ. ૧–૧૩.

आरंभ—श्रीगणेशाय नमः ॥ स्वस्त श्री मांगल्यमभ्युदयाख्यास्तु ॥

ॐ नमः ॥

यं ब्रह्मा(ह्म) वेदांतवे(वि)दो वदंति परं प्रधानं पुरु(पं) तथान्ये ।
विश्वोहुते(द्रवे ?) कारणमीश्वरं वा तस्मै नमो विघ्नविनास(शा)नाय ॥१॥

\+ + + +

અથ ખગોળ ભૂગોલ પ્રારંભ ॥ સત્યયુગ પ્રમાંણુ ॥ ૧૨૯૬૦૦૦ ॥ ત્રેતાયુગ પ્રમાંણુ ॥ ૮૬૪૦૦૦ ॥ દ્વાપરયુગ પ્રમાંણુ ॥ ૪૩૨૦૦૦ ॥ કલિયુગ પ્રમાંણુ ॥ ચાર યુગનિ એક ચૌકડિ । એહવા ચૌઉદ ચૌકડિયે એક મનુ ॥ એહવા ચૌદ મનુયે એક મન્વંતર ॥ એહવા ચૌઉદ મન્વંતરે એક કલ્પ આવેં... તદાકાલેં એક વિસમેં બ્રંહ્માંડ ઉદક જઈ લાગું ॥ તદાકાલે શ્રી નારાયણુ જલશય્યાયે પેઠા ત્યેંહ વારેં એહ અવસ્થા હૂતિ..............

શ્રી પર્મેશ્વર પૈઢે એ હવીઅ ॥ ઇમ શ્રી પરમેશ્વર નિદ્રાવસ થયા તેહ મધ્યે ચૌઉદ યુગ વહી ગયા તે યુગનાં નામ ॥ પહેલો અંધક યુગ ॥

અન્ત–પાંચસેં વરસનું બાલક કેવરાવતું હૂતું દસ હજાર વર્ષે પુંઠેં અસ્રીયો ગર્ભ ધારતી હૂતી । રાજા પ્રજાતે(ને) પૂત્રવત પાલતા હૂતા ॥ × × × × સત્યુ યુગ મધ્યે અયોધ્યા તિર્થઃ । પુષ્કર ક્ષેત્રઃ । જાલંધર પીઠઃ । અનેન ધર્મેણુ પરીવર્તતે । એહ સત્યયુગનિ કથા વાર્તા સાંભલે તેહનેં શ્રી ગંગાજીના સ્નાન ધનની ફ્લપ્રાપ્તી હજો ॥

ઇતિ શ્રી સત્યયુગની વાર્તા સંપૂર્ણમસ્તુ ॥

**વિષયાદિ**–આ વાર્તામાં યુગ, મનુ, મન્વંતર આદિનાં કાલપ્રમાણો, બ્રહ્માંડની ઉત્પત્તિ, આકાશ અને પૃથ્વીનાં માપ, સૃષ્ટિનિર્માણવિધિ, પર્વતાદિનાં પ્રમાણુ, ચેષ્ટા

અને વર્ણન, અડસઠ તીર્થોનાં નામ, જીવની ચાર ખાણો, નવ ખંડનાં નામ અને ચેષ્ટા, મેરુ પર્વત ઉપરની ચાર દેવપુરીઓનું વર્ણન, સૂર્યનારાયણની ગતિ આદિનું વર્ણન, સાત મોક્ષદાયિની પુરીઓ, પાતાલોનાં વર્ણન, મનુષ્યાદિ ભૂતો અને વિવિધ તત્ત્વો, કાલમાન, કલા આદિની ઉત્પત્તિ અને વર્ગીકરણ, સત્ય યુગના રાજાઓની વંશાવલિ, અને મચ્છ, કચ્છ, વારાહ અને નરસિંહ એ ચાર અવતારોનો નિર્દેશ અને ફલશ્રુતિ, એટલા વિષયો સંક્ષેપમાં આપેલા છે.

વિશેષ-પ્રતિ પુસ્તકાકારની છે, બાળબોધ લિપિએ લખેલી છે, કેટલાક અક્ષરોના મરોડ માર્યાબાંધી ગુજરાતી લિપિના છે. દરેક પાને ૨૦-૨૦ લીટીઓ છે; વચ્ચે વચ્ચે વિષયોના નિર્દેશો આદિ લાલ શાહીથી અંકિત છે. લેખન ઘણું જ અશુદ્ધ છે. વચ્ચે વચ્ચે પ્રમાણના શ્લોકો અહીં તહીંથી પુરાણાદિમાંથી તેમ જ શિષ્ટ સાહિત્યગ્રન્થોમાંથી પણ અશુદ્ધ ઉતારેલા છે. પ્રતિ અર્વાચીન છે, આમાં વિવિધ વિષયો ઉતારેલા છે, તેમાં કોઈ ક્રમ કે નિયમ જણાતો નથી.

---

## અં. ૪૨ ખ. ભરતખંડનાં દેશગ્રામસંખ્યા આદિ- ગુ. ગ.-પૃ. ૧૩-૧૬.

આરંભ-અથ ભરતખંડના દેશગ્રામ સંખ્યા કહી છે.

૧ માગધ દેસેં રાજાગૃહીત (રાજગૃહ) નગરી એક કોટિ સાઠ લાખ ૧૬૦૦૦૦૦૦ ॥ ગ્રામ છેં પ્રથક્ પ્રથક્ ॥

૨ અંગ દેસેં ચંપાપુર નગરી ચેસી લાખ । ૮૦૦૦૦૦૦ ॥ ગ્રામ છેં ॥

૩ તિલ(લં)ગ દેસેં તામ્રપર્ણીર્ણી નગરી ॥ એક લાખ બોતેર । હજાર ગ્રામ છેં ૧૭૨૦૦૦ ॥

× × × × ×

૨૫ લલાટ (લાટ) દેસેં કૌડીવર્ધ નગરી ત્રાસી હઝારનેં । પચવીસ ગ્રામ છે ॥ ૮૩૦૨૫ ॥ ૨૬ કેકઇ દેસેં સ્વેતા નગરી ત્યહાં અર્ધદેસ મધ્યે હેદૂ રાજ્ય ॥ અર્ધદેસ મધ્યે મ્લેચ્છ રાજ્ય એહ પ્રમાણે રાજ્ય કરે છેં ॥

હવે ભરતખંડની વાર્તા કહિએ છે ॥ ૧ ॥

ચૌરાસી તો દેસ છેં ॥ ૮૪ ॥ ૨ ॥ છપન કોડ ગ્રામ છેં ॥ ૫૬૦૦૦૦૦૦૦ ॥૩॥ બોતેર લાખ પઠા(ટ્ટ)ણ છેં ॥ ૭૨૦૦૦૦૦ ॥૪॥ છત્રીસ વેલાવેલ પટ્ટણ છેં ॥ ૩૬ ॥ ૫ ॥ સવાલાખ નગરી છેં ॥ એક લક્ષ નગરી છેં ॥ ૭ સોલસહસ રાજ્યાંની છેં ॥ દેસ ગ્રામસંખ્યા કહિ છેં ॥

૧ ચાર કોટ ગ્રામ નાગ દેશ ॥ ૨ સાત લક્ષ ગાંજનો દેસ ॥ ૩ બોતેર લક્ષ સીવાલ ગુપનો દેસ ॥

× × × ×

૩૦ તેર લક્ષ નંદીપુરનો દેસ છેં ॥ ૩૧ દસ સહસ્ર દક્ષણ પંથ છેં ॥
અથ ગ્રામે સંખ્યા કહી છેં ॥

૧ અઢાર ક્રોડ ગ્રામ પુરાસાણમાં છેં। ૨ બતરીસ સહસ્ર ગામ જાળંધર। ૩ એક લક્ષ ગ્રામ ગુ(ગૌ)ડ ॥

× × × ×

૨૯ એક સહસ્ર ગ્રામ ઘોડમુખાનો દેસ છેં ॥ ૩૦ નવ સહસ્ર. ગ્રામ એકરંગાનો દેસ। એટલાં ગ્રામ ભરતખંડ મધ્યે છેં ॥

**વિષયાદિ**–આમાં ભરતખંડના ૨૬ દેશોની, તેમની રાજ્યનગરી અને કુલ ગ્રામ-સંખ્યાની, ૧૪ ગ્રામ સંખ્યા અનુસાર ઓળખાતા દેશોની, અને ૩૦ ગ્રામ સંખ્યાબદ્ધ પ્રદેશોની ગણના માત્ર આપેલી છે.

**વિશેષ**–પ્રતિ વિષે જુઓ અં. ૪૨ ક.

---

## અં. ૪૨ ગ–ત્રેતાયુગની વાર્તા–ગુ. ગ–પૃ. ૧૬–૧૮

**આરંભ**–હવે શ્રી ત્રેતાયુગની વાર્તા કહીએ છે ॥

વૈશાષ શુદિ ॥ ૩ ॥ સોમવાર રોહણી નક્ષત્રે ત્રેતાયુગ પ્રવેસ ॥ ૧૨૯૬૦૦૦। ત્રેતાયુગ પ્રમાંણ ॥ ત્રેતાયુગ માંધ્યે રાજા રઘુવંસી શ્રી સૂર્યવંસી થયા તેહ પ્રથક્ પ્રથક્ કહિએ છેં ॥ અથ વંસાવલી ॥ અથ શ્રી નારાયણ ૧ નારાયણનું જલ ॥ ૨ ॥ જલનું કમલ ॥ ૩ ॥ કમલના બ્રંહ્મા ॥ ૪ ॥ × × × × × × × પુષ્પસેન્યના સમુદ્રસેન ॥ ૩૮ ॥ સમુદ્રસેનના અગ્ની(ગ્નિ) વર્ણ ॥ ૩૯ ॥ એટલા રાજા ત્રેતાયુગ મધ્યે સૂર્યવંસી રઘુવંશી થયા.

**અન્ત**–પછેં શ્રી રામજી રાવણનેં મારી વિભીક્ષણનેં લંકા બેસારીનેંઃ ॥ શ્રી સિતાજીનેં લેઇનેં અયોધ્યા આવિને રાજ્ય બેઠા ॥.

શ્લોક–दसवर्पसहस्राणि दसवर्पस(श)तानि च।
रामेण पालिता प्रथवी न भूतो न भविष्यति ॥ १ ॥

ઇતિ લંકાનિ વાર્ત્તા ત્રેતાયુગનિ ચેષ્ટા સંપૂર્ણ ॥ ૨ ॥

**વિષયાદિ**–આમાં ત્રેતાયુગના આરંભથી નારાયણથી ઉત્પન્ન થયલા બ્રહ્માથી માંડી ૩૯ મા અગ્નિવર્ણ રાજા પર્યંતના સૂર્યવંશી રાજાઓની વંશાવલિ, ત્રેતાયુગમાં મનુષ્યનું આયુષ્ય, ઉંચાઈ, ગુણ વગેરે, વામન, પરશુરામ અને રામ એ ત્રણ (પાંચથી સાત) અવતારો, અને લંકાની ઉત્પત્તિ, એટલી બાબતો સંક્ષેપમાં કહી છે.

---

## અં. ૪૨ ઘ-દ્વાપર યુગની વાર્તા-ગુ. ગ.-પૃ. ૧૮-૧૯.

આરંભ-માઘ વદિ અમાવાસ્યા બુધવારે દ્વાપર યુગ પ્રવેસઃ । ૮૬૪૦૦૦ દ્વાપર યુગ પ્રમાણુ । દ્વાપરમાં રાજા ચંદ્રવંસી, સોમવંસી થયા તેહ કહી છે ॥ આદ્યનારાયણુ ૧ ......... માહારાજાના નરવાહેન ॥ ૩૯ ॥ નરવાતના પેમક ॥ ૪૦ ॥ એટલા રાજા દ્વાપર યુગમાં ચંદ્રવંસી થયા.-

અન્ત-સૌ વર્ષ પુંઠે અસ્ત્રીયો ગર્ભ ધરતી હુંતી ॥ દ્વાપર યુગ મધ્યે એક ઘણું દાન સત ઘણું પુન્ય ॥ ઇતિ દ્વાપુરનિ વાર્ત્તા સંપૂર્ણું ॥

**વિષયાદિ**-આમાં દ્વાપરયુગના આરંભથી બ્રહ્માથી માંડી ૪૦ મા નરવાહન રાજા પર્યંતના ૪૦ ચંદ્રવંશી રાજાની વંશાવલિ, દ્વાપર યુગમાં મનુષ્યનો જીવનવ્યાપાર, આયુષ્યાદિનું પ્રમાણુ, ભૂતપ્રાણીનાં કાર્યો, કૃષ્ણુ અને બુદ્ધ અવતાર (૮-૯) એટલી બાબતો વર્ણુવી છે.

---

## અં. ૪૨ ઙ-કલિયુગની વાર્તા-ગુ. ગ.-પૃ. ૧૯-૨૩.

આરંભ-અથ કુલજુગનિ વાર્તા લિખ્યતે ॥ ભાદરવા વદિ ॥ ૧૩ ॥ ભૃગુવાસરે કલિયુગ પ્રમાંણુ ॥ ૪૩૨૦૦૦ ॥ કલિયુગ પ્રમાણુ ॥

અન્ત-મારુઆડ મધ્યે જઇ કાલંગા દૈત્યને (રાજા પેમકના પુત્રો) મારસૈ । ત(ર)વારા પુંઠે ધર્મ વર્તી છે ॥ પછે સતયુગ બેસસે ॥ કલયુગ ઉતરસે ॥ ઇત્યા કલીયુગનિ વાર્તા સંપૂર્ણ.

**વિષયાદિ**-આમાં કલિયુગમાં મનુષ્યના આયુષ્યાદિનાં પ્રમાણુ, કલિયુગની ચેષ્ટા, યુધિષ્ઠિર, વિક્રમ ને શાલિવાહન આદિ છ શકાધિપતિઓની ખ્યાતિ, કલંકિ (દશમો) અવતાર, અને જગતના અંતનું યુદ્ધ એટલા પ્રસંગો વર્ણુવ્યા છે.

---

## અં. ૪૨ ચ-પ્રકીર્ણુ વિષયો-પૃ. ૨૩-૬૪.

**વિષયાદિ**-આમાં પૃથ્વીનું પીડમાન, અગીઆર રૂદ્ર, આઠ મણિ, સોલ રંભા, અડસઠ તીર્થ, બાર બાણાવલિ ચક્રવર્તીરાજા, રૂડી વસ્તુમાં દોષ; રૂડા ગુણુ અને વસ્તુ માટે પ્રખ્યાત વ્યકિત, દેવ, શહેર આદિ; પાંડવવંશી પરિક્ષિતથી માંડી ૩૦ મા જગદેવ પર્યન્તના રાજાઓની વંશાવલિ, તેમના રાજ્ય-અમલનાં વર્ષ, માસ, તિથિ આદિ; હસ્તિનાપુરની ગાદી ભોગવનારા, વીરસેનથી માંડી (૧૧ મા) રાજા સવદત્ત પર્યન્તના તેમ જ સમરથથી માંડી ૨૪ મા (૧૫+૯) રાજ્યપાલ પર્યન્ત રાજાઓના રાજ્યમાન, વિક્રમનું શકપ્રવર્તન, વડનગરની સ્થાપના આદિની નોંધ કરી છે. પછી દિલ્હીના તખ્ત ઉપરના અનંગપાલથી આરંભી ૧૫ મા વિક્રમપાલ પર્યન્તના, (૧) મનરૂપથી માંડી ૧૯ રાજા અમરપાલ પર્યન્તના, (૨) વિસળદેવથી માંડી પૃથ્વીરાજ (સં. ૧૨૨૮ નો પરાજય) પર્યન્તના,

પાતસાહ અલાવદીન ગોરીથી આરંભી ૧૦ મા પાદસાહ મહમદશાહ પર્યન્તના, પરિ-જશાહ (તઘલખ)થી ૮ મા અજમાસ પર્યન્તના અને તે પછી લોદી વંશના, મોગલ વંશના, પઠાણુ વંશના અને મોગલ વંશના રાજાઓનાં રાજ્યમાન આપ્યાં છે. તે પછી પાટણની ગાદિના ભોક્તા રાજાઓની ટીપ વનરાજથી માંડી છેક વાઘેલા કર્ણ પર્યન્તની આપી છે. પછી અલાઉદ્દીન ખીલજીએ ગુજરાત જિત્યાની હકીગત વર્ણવી છે. પછી ગુજરાતની બાદશાહીની નોંધ અને શાહોની ટીપ આદિ, શાહજાદાનો વૈભવ, રાજ્ય-વિસ્તાર, સંપત્તિ આદિ, સુલતાની મુલાકીમલનો શાહજાન સાથેનો પ્રસંગ (પાનું ૩૦-૩૧) એટલી બાબતો વર્ણવી છે.

તે પછી બ્રાહ્મણોની ચોરાશી નાતની ગણના, વાણીયાની ૮૮ નાતોની ગણના, અડસઠ તીર્થોની ગણના, મુસલમાનોની ૭૩ જાતોની ગણના, રાજપુતોનાં છત્રીસ કુલોની ગણના, ચોસઠ જોગણીઓનાં નામ, મુસલમાની નક્ષત્રો હિન્દુ નક્ષત્રો સાથે, મુસલમાની બાર માસનાં નામ, મુસલમાની બાર રાશીઓ હિન્દુ રાશીઓના મુકાબલા સાથે, સોળ શણગારનાં નામ, ચૌદ વિદ્યાઓ, ચોરાશી આસનો, નવ ચતુર, નવ નંદ, ભગવતનામ-માલા, અષ્ટ પલ્લવી, બત્રીસ રસોઈ, તેત્રીસ શાક, બોતેર કલાઓ, પંદર ગુપ્ત રાખવા યોગ્ય જણસો, આઠ હૈયાના ઉપાય, નવ આશા નહી રાખવા યોગ્ય વસ્તુઓ, ત્રીસ રાગ, તેઓની રાગણીઓ અને પરિવારો, બત્રીસ લક્ષણો ડાહ્યાનાં, પૃથ્વીના નવ નાથ, રામ-ચંદ્રની જન્મપત્રિકા, લજ્જા રાખવા યોગ્ય પ્રસંગો, બ્રાહ્મણોને વર્જવા યોગ્ય આઠ દાન, શ્રીકૃષ્ણ, વલ્લભાચાર્યજી અને વિઠ્ઠલનાથજીની જન્મ પત્રિકાઓ, એ સર્વ બાબતો આપી છે; આમાંની કેટલીકનો માત્ર નામ નિર્દેશ જ છે તો કેટલીક વિસ્તારથી આપેલી છે.

પાને ૪૧ મે ઇતિશ્રી આ પ્રમાણે છેઃ-

ભુગોલ ખગોલ પુરાંણ સંપૂર્ણ સંવત ૧૯૦૮ ના માર્ગસીર વદિ ૧૩॥ ગામ અમદાવાદ મધ્યે માંડવીની પોલ મધ્યે લાલાભાઇની પોલ મધ્યે બ્રાહ્મણ જ્ઞાતિ ઔદીચ સહસ્ર દવે કીરપાશંકર બાલચંદ્ર ॥

---

## અં. ૪૩-કાકરિયું તથા કાકરેશ્વરીનો ગરબો-ગુ. લો.-
## ૨. નાગર દલપત-પૃ. ૧-૪.

આરંભ-શ્રી ગણેશાય નમઃ ॥ અથ કાકરેસ્વરીનો ગરબો લખ્યો છે ॥

પરથમ ગણપત્ય લાગુ પાય કે ॥ ગરબો આદરો રે લોલ ॥  
કાકરેશ્વરી તણો મહીમાય કે ॥ સહુ ચંત્યે ધરો રે લોલ ॥ ૧ ॥  
રાજા સધરાયે વીચાર્‌યું કે ॥ કાંઇક સ્થાનક કરૂં રે લોલ ॥  
સર્વ શીરોમણ ગુજરખંડ કે ॥ સરોવર આદરૂં રે લોલ ॥ ૨ ॥

\+ + + +

કાકરીઆ સરોવરની સોભાય કે ॥ શવણે સાંભળો રે લોલ ॥ ૪ ॥  
ચારે પાસે સંધોસંધ કે ॥ સુંદર ઘાટ છે રે લોલ ॥

બંગલા બેઠક પથરબંધ કે ॥ વચ્ચમાં વાસ છે રે લોલ ॥ ૪(?)૫
વેહેલો પારીનો તે માંહે કે ॥ આવે છે સહિ રે લોલ ॥
કાકરેજી પોતે વસીયાં વાસ કે ॥ ગરનાલા વીષે રે લોલ ॥
પ્રત્યક્ષ પુરણ જોત્ય પ્રકાશ કે ॥ પુસ્તકમાં લખુ રે લોલ ॥ ૬ ॥
+ + +
તેહમાં ઉત્તમ નગિના વાડી કે ॥ શોભા તે તણિ રે લોલ ॥
+ + +
આઠમ ચૌદશ ને રવીવાર કે ॥ પુજા કીજીએ રે લોલ ॥
પરત્યો સાચો મા દરબાર કે ॥ રીધ્ય સિધ્ય લીજીયે રે લોલ ॥ ૨૯ ॥
એવું જાણિ વરણુ અઢાર કે ॥ સર્વ સેવા કરો રે લોલ ॥
કવિજન કેહે છે વારંવાર કે ॥ ભવસાગર તરો રે લોલ ॥ ૩૦ ॥
નાગર દલપતજીની સાહે કે ॥ આઇ વાસો વસાં રે લોલ ॥
અવગુણ નહિ એના ગુણ ગાય કે ॥ દરીદ્ર દુખ ખસાં રે લોલ ॥ ૩૧ ॥

ઇતિ શ્રી કાકરેજીનો ગરબો સંપુર્ણ ॥ શુભં ભવતુઃ કલ્યાંણમસ્તુઃ ॥ શ્રીરસ્તુ ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥

વિષયાદિ ૧ આ ગરબામાં અમદાવાદમાં સિદ્ધરાજ જયસિંહે ખોદાવેલા કાકરીયા તળાવના ગરનાળા ઉપર જે કાકરેશ્વરી માતાનું સ્થાનક છે, તે દેવીનો મહિમા અને ત્યાં ભરાતા મેળા આદિની તેમ જ કાકરીયાની શોભા આદિ વર્ણવેલાં છે. કવિએ દેવીની અદ્ભુતતા વર્ણવવા દેવાદિને તેનો પ્રભાવ આદિ નિરખવા ભૂમિ ઉપર ઉતરેલાં વર્ણવ્યાં છે.

૨ કુલ કડી ૩૨ છે, જો કે લહીયાએ ૪ થી કડી બેવડાવાથી ચુકથી ૩૧ લખી છે.

૩ ગરબો અર્વાચીન છે. જો કે તેની રચ્યા સાલ આપી નથી પણ કવિ દલપત નાગર વિક્રમના વીશમા શતકના આરંભનો કવિ છે.

વિશેષ-૧ પ્રતિ બાલબોધ લિપિએ લખેલી છે. પાનાં છુટાં છે.

૨ હાંસીયામાં તેમ જ લીટીઓમાં ઉપર શબ્દોના અંગ્રેજી અર્થો તેમ કેટલાક અશુદ્ધ શબ્દોનાં શુદ્ધ લેખનો ઠામઠામ લખેલાં છે, અને પ્રતિ પાછળથી કોઇકે સુધારી છે.

૩ ગરબો રસિક છે, અને લોકશ્રદ્ધાનો ખરો ખ્યાલ આપે છે.

---

### નં. ૪૪ क-आदित्यहृदय-सं. स्तो-पृ. १-१४

વિષયાદિ-૧ આ સ્તોત્ર પ્રસિદ્ધ થયલું છે, એમાં સૂર્યની સ્તુતિ આદિ છે.

વિશેષ-૧ પ્રતિ ઘણી જ અર્વાચીન છે, નોંધપોથીના આકારનાં છુટાં પાનાં ઉપર બાળબોધ લિપિએ લખેલી છે; કેટલીક પ્રસિદ્ધ પ્રતિઓ કરતાં કેટલાક શ્લોકો (૨૦-૨૫) ઓછા છે.

૨ આ સ્તોત્ર સુપ્રસિદ્ધ તથા મુદ્રિત હોતાં તેના આદિ કે અંતના ભાગ ઉપર આપ્યા નથી.

अं. ४४ ख. आत्मबोध-सं. वेदा.-र. श्रीमच्छंकराचार्य-(लि. सं. १७८४)-
पृ० १-१०.

आरंभ—श्रीगणेशाय नमः ॥

तपोभिः क्षीणपापानां शान्तानां वीतरागिणाम् ।
मुमुक्षुणामपेक्षोऽस्यायमात्मबोधो विधीयते ॥ १ ॥

अन्त—

दिग्देशकालाद्यनपेक्ष(क्ष्य) सर्वगं शीतादिहृन्नित्यसुखं निरंजनं ।
यः स्वात्मतीर्थं भजते विनिःक्रियः स सर्ववित्सर्वगतोऽमृतो भवेत् ॥ ६९ ॥

વિષયાદિ-૧. આ ગ્રન્થમાં વેદાન્તનાં રહસ્યો મુમુક્ષોને સમજાવાયલાં છે.

૨. કુલ ૬૮ શ્લોક છે, જો કે લહીઆએ ભૂલથી ૬૯ નો આંક લખ્યો છે. છાપેલી પ્રતિઓ કરતાં આમાં શ્લોક ૩૩ મો-एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि वै । खं वायुर्ज्योतिरापश्च पृथिवी विश्वधारिणी-એ વધારાનો છે.

વિશેષ-પ્રતિ કંઇક પ્રાચીન છે, બાલબોધ લિપિએ લખેલી છે. પાના છૂટાં છે.

---

અં. ૪૪ ગ-લઘુચાણાક્ય-ગુ. ની. ગ. ટીકા-પૃ. ૧-૫ અપૂર્ણ.

આરંભ-શ્રી ગણેશાય નમઃ અથ લઘુ તથા વૃદ્ધ ચાણક્યની ટીકા લિખી છિ ॥ प्रणम्य शंकरं देवं ॥ श्लोक ॥ ૧ ટીકા ॥ તે હું શિરસા મસ્તકેં કરી શ્રી મહાદેવ અનેં વિશ્વનો ગુરૂ બ્રહ્મા અને વિષ્ણુ આદિ વિષ્ણુનેં પ્રણમી નમસ્કાર કરીનેં ઉત્તમ શાસ્ત્ર બોલશું ॥ चाणाक्येन स्वयं प्रोक्तं ॥ श्लोक ॥ ૨ ॥ ટી ॥ યે ઉત્તમ શાસ્ત્ર ચાણક્ય રાજાયેં સ્વયેં બોલ્યું યે રાજનીતિનો સમૂહ તે હું નર પુરૂષની બુદ્ધિ વધારવાનેં તેણે અર્થે બોલ્યું ॥ श्लोक ૩ ॥ अतोर्थं पठ्यते शास्त्रं । ટી ॥ એ કારણ તો એ શાસ્ત્ર ભણીયે તો કીહાં કારણ યે લોક માહિ કીર્તિ પાંમયિ કીર્તવંત પુરૂષ હોય તે ઇહ લોક અનેં પરલોક પુજિયિ ॥ વળી पलीतकायोपि कर्तव्यः ॥ श्लोक ॥ ૪ ॥ ટી ॥ વૃદ્ધ ગરઢિ પુરૂષેં શાસ્ત્રનો સંગ્રહ કરવો શાસ્ત્રનો જાણહાર પુરૂષ યેહવું માન પામિ તેહવું ધંનવંત ન પામિ ॥ ..................

इति लघुचाणाक्ये राजनीतिशास्त्रे प्रथम अध्यानी टीका ॥ १ ॥

અન્ત-श्लोक ॥ ૩ ॥ मागाः पिशुनविश्वासं ॥ ટીકા ॥ પિશુનેં યે ચાડિયો તેહનો વિશ્વાસ ન કીજિ તો તે પશુન કેટલિએક કાલેં ભુજંગમ કહીયિ

યેં સર્પ તેહેની પેરેં ડસ ॥ શ્લોક ॥ ૪ ॥ મુચિત્વા રચિતાનિ ॥ ટી ॥ યે મનુષ્ય પર અનેરાનેં સંતાપે તે ભદ્ર કલ્યાણુ કયંમ પામિ યમ તન્ત્રંગી સ્રીના સ્તન પર અનેરાનેં શોચિ અને સંતાપિ અને પછી નમિ ॥ શ્લોક ૫ ॥ खलः सर्षपमात्राणि परछिद्राणि पश्यति ॥ ટીકા પણ દુષ્ટ જે પિયારાં છિદ્ર યે યાંપણુ તે સર્ષપ માત્ર જો હોવિ અનેં આપણો અવગુણુ પરવત સમાન ન દેખે ॥

**વિષયાદિ-૧** આમાં પ્રથમ સામાન્ય લોકવ્યવહાર સંબંધી નીતિ અને ઉપદેશના બોધપ્રદ શ્લોકોનાં માત્ર આરંભનાં મુખ્ય પદ અને પછી એ આખાયે શ્લોકના શબ્દાનુસાર અર્થ સંક્ષેપમાં અનુક્રમે આપેલા છે.

૨ ટીકાની ભાષા અર્વાચીન નથી પણ વચલા યુગની છે, અને તે ગુર્જર ભાષાવિદોએ ખાસ નોંધવા યોગ્ય છે. પ્રતિ અપૂર્ણ હોવાથી ભાષાંતરકાર, રચનસંવત્ આદિ સંબંધી માહિતી મળે એમ નથી. પરંતુ લેખનશૈલી આદિથી પ્રતિ કંઈક પ્રાચીન જણાય છે.

૩ આમાં માત્ર આખા ચાર અધ્યાયની અને (અધૂરા) પાંચમા અધ્યાયના ૫ શ્લોકની ટીકા આપેલી છે. પ્રતિ અપૂર્ણ છે. અન્યત્ર આખાય 'लघु' તેમજ 'वृद्ध चाणक्य'નાં ગુજરાતી ભાષાંતરની સંપૂર્ણ પ્રતિ ઉપલબ્ધ છે. પ્રસ્તુત સવિસ્તર નામાવલિના બીજા ભાગમાં આ બન્ને ગ્રન્થોનાં અન્ય લેખકે કરેલાં ભાષાંતરની પ્રતિઓના નમુના પ્રકટ થનાર છે.

વિશેષ-પ્રતિ જુની છે, લિપિ બાળબોધ છે; કેટલાક અક્ષરોના મરોડ માથાંબાંધી ગુજરાતી લિપિના છે.

---

**નં. ૪૪ ઘ-रामनवमीनिर्णय-सं.-घ.-गद्य पद्य-र. व्रजरत्न -(र. श. १७७९.) (ओळीयुं)**

आरंभ—श्री बालकृष्णो जयति ॥ श्री गोपीजनवल्लभाय नमः ।

नमामि श्री बालकृष्णं यशोदोरसंगलालितम् ।
पूतनासुपयःपानरक्षिताशेषबालकम् ॥ १ ॥
जयन्ति पितृपादाब्जरेणवो यत्प्रसादतः ।
भक्तिः प्राप्ता तदन्याश्रमोहाभावश्च पंडितैः ॥ २ ॥
महाजनान् सदाचारप्रचारचतुरानहम् ।
प्रार्थयेऽत्र मदीयोक्तौ साहाय्यं तु भजंत्विति ॥ ३ ॥
नंदांभोधिगिरींदुसंमितशके गोस्वामिगोवर्धनैः ।
श्रीमद्रामजनिव्रतं भृगुदिने संपादितं सात्मजैः ॥
वार्हस्पत्यमपास्य शुद्धमपि तद्वैवं प्रवृत्तः पुन-
र्लेखं मोहमयीपुरेथ हरिकृष्णोऽलीलिखत् प्रौढितः ॥ ४ ॥

स्वाचार्यविट्ठलपदांबुरुहाशयस्थश्रीगोकुलोत्सवसुतो व्रजरत्नशर्मा ॥
तं धर्मशास्त्रमवलोक्य निरस्यतीह। स्वाचार्यसूक्तिषु विचारवतां प्रतीयं॥५॥

तत्र तावत् भवल्लेखो "स्वामिविट्ठलेशाख्यो गोवर्धनसुतः सुधीः नवमी रामजनिका कार्या वैष्णवैर्मुदेति पद्यस्य साकांक्षत्वमर्थैक्यादेकं वाक्यं साकांक्षं चेत्—

अन्त—इत्थं सकलशास्त्रार्थविचारे सिद्धमविफलं श्री रामनवमीव्रतस्य गुरुवासरेनुष्ठानं किंचास्मिन्नेवार्थे श्रीमत्पितृचरण—श्री पितामहचरण—प्रभृतीनां प्राचीनशैलीषु संमतयोऽपि विराजमानाः संतीत्यलं पल्लवितेन।

इत्थं मदुक्ताविह दूषणं तु सद्युक्तियुक्तं यदि भाति चेत्तत्।
मात्सर्यमुत्सार्य विचार्य वर्यैस्तदादेयमवश्यमेव ॥ १ ॥
तद्दूषणं भूषणमेवमन्ये यद्बुद्धिमद्भिः सुविचार्य दत्तः(त्तम् ?)।
उल्लेखनं दिव्यमणेरपिस्याच्छाणेन कांतिप्रदमेव यद्वत् ॥ २ ॥

વિષયાદિ-૧. રામનવમી અષ્ટમીવિદ્ધા આવતી હોય ત્યારે ક્યારે કરવી તે સંબંધી વૈષ્ણવોને ઉપયોગી નિર્ણય પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તાનુસાર આ ગ્રન્થમાં કરેલો છે. સંવત્ ૧૮૨૭ માં ગોસ્વામી ગોવર્ધને રામનવમીનું વ્રત અમુક દિવસે પાળ્યું તેના સમર્થનમાં કોઈ હરિકૃષ્ણે લેખ લખેલો તેનું ખંડન વ્રજરત્ને આ ગ્રન્થમાં કરેલું છે.

વિશેષ-આ એક મોટું ઓળીયું છે, બાળબોધ ઝીણા અને સુંદર અક્ષરે બે બાજુએ લખેલું છે.

---

અં. ૪૪ ङ.-भरतचरित्र-मा. पे. ग.-तथा. गु. ग. मा-पृ. १-४ (अपूर्ण.)

આરંભ—

| | | |
|---|---|---|
| ॐ नमः उष्पंयासाए फुडमांण | मुयंग मथएहिं | जावतूंयमांण विहरइ |
| શ્રી ગુરુભ્યો નમઃ પીટણી ઉપર | મૃદંગ વાજતે હુતે | મ(હા)બ્ધાદિક તોગવતા વિચરઈ |
| तएणसे भरहेराय | दुवालसंसवछरि यंसि | पामायंसि |
| તદ્વાર પછી ભર્થરાજા | બાર વર્ષ પછી | પ્રમોદ હૂતાં થકાં |
| निवत्तंसि माणंसि | जेणेच मथणघरे | तेणेवइ उवागछ २ त्ता |
| ગોહછવ થયા થકે | જ્યાં મર્દના હવા ઉ. ઘર | તહાં ગયા |
| जा चमद्यणघराउ पडिनिषमइ | | जेणेव बाहिरिया उवठांणसाला |
| તિહાં અંધોલાદિ વિધિ કરી નઇ બાહર ના(ની)સરીયા | | જિહા બાહરની ઉવઠાણ સાલા |
| तेणेव उवागछइ २ त्ता | जाव सिंघासणचरगए | पुरस्थाभिमुहे |
| તાંહા આવ્યા | આવીનઇ | જા સંઘાસણ રત્નમય પુર્વદિ સમુખ કરી |

निसीयइ २ त्ता सोलस देवसहस्स सक्कारइ समाणइ २ त्ता पडिव सद्यइ २ त्ता
બૈઇઠા સોલ સહસ દેવતા સત્કાર્‍યા સન્માનાનેં પાછા વલ્યા
बतीसंरायसहसा सक्कारइ समांणइ २ त्ता सेणावइरयनं
બત્રીસ સહસ રાજાનઇ સતકારા સન્માના પાછા વલ્યા સેનાપતિરત્નનેં
सक्कारइ २ त्ता गाहावइरयणे दहइ रयणे
સન્માના પાછા વલ્યા કંસુબારત્ન . સુતારરતનનેં સનમાના પાછા વલ્યા
पोहिरयणे सक्कारइ समाइ २ त्ता ॥
પ્રોહિતરતનનેં સતકારા પાછા વલ્યા ॥

अन्त–

सचमेव पंचमुठियं लोयं करेइ २ त्ता आयंस घराउ पडिनिखमइ अंतेव
પંચ મુઠા લોચ કરીને આરીસાના ઘરથી નીસરા અંતે
रम माणेणं निगछई दसई सायवर सह सेहं सिद्धि सपरि वूडे विजियाएराय
૩ર મધ થલ્પા ક્લ્પાં ૧૦ હજાર સંઘાતે દીક્ષા લીધી ૪૦૦૦ હજાર વહાદર
द्दाणि एमभ्भंमभ्भेणं निगच्छइ २ त्ता मज्झदेस सुहसुहेणं विहरइ २ त्ता
૯ હજાર મૂચક રાજા વનિતાન રાશ માંહેથી નીસરા મધ્ય દેસે ચપે રહે વચરથા ॥
जेणेव अठावएपवए तेणे वडवागछइ २ त्ता ॥ अठावएपवयं
પછે કેતલાક દિન પછી અષ્ટાપદ પર્વતે મોડેર ચડાચડા ને સંથારું કીધુ
सणियं रदुहइरत्ता मेघघणसं देवसंनिवायं प्रढवी सीलावढगं पडिलेहि २ त्ता
મેઘ સરખા દેવસનિપાત પ્રયવી સિલાપટ પ્રતલેષા
संलेहणाए भ्भोसणा भ्भोसिए भत्तपाणं पडियाखइ पं‍डवगे–
અણીસાગી કીધૂં જ્ઞાનદર્સન ભલા સેવ્યા ભાતપાણી પચખિં પાંડુ ગમન
इ कालं अणवके खमाणे विहरइ
સંથારુ કીધૂ કાલ અણુવાંછતા પ્રવર્તવા

**વિષયાદિ**–૧. આ ચરિત્રમાં ભરત રાજાએ બાર વર્ષ તપ આદરી જૈનધર્મની દીક્ષા લીધી તે પ્રસંગનું, તે સમયની રાજસભાનું, સભામાં મળેલા વિવિધ રાજ્યમંત્રીઓનું, રાજાએ વ્યવહારશીલ પ્રજાજનો આદિના કરેલા સત્કારનું, અને અન્તે દીક્ષાગ્રહણનું વર્ણન આલેખેલું છે.

૨. આમાં મોટે અક્ષરે મૂળ માગધી અને તેની ઉપર ઝીણે અક્ષરે દર પદ-વિભાગ દીઠ ગુજરાતી અર્થ આપેલા છે.

૩ અર્થની ભાષા મધ્યકાલીન ગુજરાતી છે, માત્ર પાનાં ૪ છે. પ્રત અપૂર્ણ હોવાથી તેના લેખક કે રચનસંવત્ સંબંધી માહિતી મળે એમ નથી.

**વિશેષ**–પ્રતિ બાળબોધ લિપિએ જૈની લઢણથી લખેલી છે.

अं. ४५ दासबोध-म. त. का-श्री रामदास स्वामी-१-२० अपूर्ण.

आरंभ-श्रीराम परमार्थ ॥ दशकविंशति पूर्णनाम ॥

प्राणी(ण) व्यापक मनव्यापक । पृथ्वी आप तेज व्यापक ॥
वायो आकाश त्रिगुण व्यापक । अंतरात्मा मूळ माया ॥ १ ॥
निर्गुण ब्रह्मतें व्यापक । ऐसें आवघेंच व्यापक ।
तरि हें संगटे कि कांही येक ॥ भेद आहे ॥ २ ॥

अन्त—

हिशेव जाला मायेचा । जाला नीवाडा तत्त्वांचा ।
साध्य होतां साधनाचा । ठाव नाहीं ॥ २७ ॥
स्वप्नीं जें जें देखीलें । तें तें जागृतिस उडालें ।
सहजची अनिर्वाच्य जालें । वोलतां न यें ॥ २८ ॥
ऐसें हें वीवेकें जाणावें । प्रत्ययें सुणेसी त्राणावें ।
जन्ममृत्युच्या नावें । सु( शू )न्याकार ॥ २९ ॥
भक्तांचेनि साभीमानें । कृपा केली दाशरथीने ।
समर्थ कृपेची वचनें । तो हा दासबोध ॥ ३० ॥
विस दशक दासबोध । श्रवणद्वारें घेतां शोध ।
नमन (मनन) कर्यास वीपद । परमार्थ होतो ॥ ३१ ॥
वीसदशक दोनि (दोनशें) समास । साधकें पाहावें सावकाश ।
वित्ररतां विहोपा विशेष—

વિષયાદિ-૧. આ, શ્રી શિવાજી મહારાજના ગુરૂ શ્રી સમર્થ રામદાસ સ્વામીના, ગુરૂશિષ્ય સંવાદરૂપે રચેલા, વેદાંત તત્ત્વજ્ઞાનના દાસબોધ નામના મનનીય ગ્રન્થના વિમલબ્રહ્મનિરૂપણ નામના વીસમા દશકનું પ્રકરણ છે. શ્રીસમર્થ રામદાસ સ્વામીએ પ્રત્યેક દશકના દશ દશ સમાસ એમ કુલ વીસ દશકના ૨૦૦ સમાસ રચેલા છે અને તેમાં સમસ્ત વેદાંતતત્ત્વ સમજાવેલું છે.

૨. પ્રસ્તુત વીસમા દશકના દશ સમાસોમાં નીચેના વિષયો વર્ણવેલા છે:- ૧. પૂર્ણાપૂર્ણ નિરૂપણ, ૨. ત્રિવિધ સૃષ્ટિલક્ષણ નિરૂપણ, ૩ સૂક્ષ્મ નામાભિધાન નિરૂપણ, ૪ શિવશક્તિ નિરૂપણ, ૫ ચત્વારિ જિન્નસ નિરૂપણ, ૬-૭ આત્મનિરૂપણ, ૮ દેહક્ષેત્ર નિરૂપણ, ૯ સૂક્ષ્મ નિરૂપણ અને ૧૦ વિમલબ્રહ્મનિરૂપણ.

વિશેષ-૧. પ્રતિ બાળબોધ લિપિએ લખેલી છે; પરંતુ પ્રસિદ્ધ પ્રતિ જોતાં તે કંઈક અશુદ્ધ છે એમ જણાય છે. પ્રતિ લગભગ અખંડ છે, માત્ર વિસમા દશકના દશમા સમાસના ૫ શ્લોક જેટલી જ પ્રતિ ફાટવાથી તુટક થઈ છે.

૨. આ સમગ્ર ગ્રન્થ સટીક મરાઠીમાં છપાયો છે, તેનું ગુજરાતી ભાષાંતર પણ છપાયલું છે.

---

## અં. ૪૬-૧-૧ ગોહિલની ઉત્પત્તિ-ગુ. ઐ. કવિત્ત-પૃ. ૧.

આરંભ-શ્રી ગણેશાયનમઃ

ગઉતમના ગોહલઃ આંદ ગોં શાલ ઉપાસંન ॥ પુર પાટણ પરમાંણ
ભુધવા ભરામણ નારી ॥ નાગનાથ નરદેવ ॥
અધીક તે દુધઅહારી ॥ ૧ ॥

કીઓ સંજોગ શકલ કરે ॥ પુગઠ ઓશલ તાંન ॥
પરાકરમ હુઓ પુરો નાગકુલ ઉપ(પા)સાં(સ)ન
તેને દીધી ચાર ખંડ તેરાગ ધડપે રાંમ પરમાંણ
દેવીના ગણ નરનાથ ગજ ખાંપ ગોહલ ગોત્ર હો
ગોહલ ગોત્ર ગઉતમ તણો દેખી નાંમને નત લહે ॥ ૧ ॥
આણુ ધઢથી ઉપણો ॥ મારતો તે મકવાંન
ધનુશ બાંણ ખડગ ધાર તોર જલંમ જંમ રાણો
એમાં વધઈ મોડ ॥ કે રાજ કેરાં ટી(કો) કીયો
અસ્ત્ર વાંહન શો અનેક દાંન જાચકને દીયો
જંપ હુઓ માહા જાંણ મારકુંડ રખી ભણો
પાંચ ક્ષત્રી ઉપર વાટ તે કુલ મકુવાણા તણો
રૂસી બેઠા રણમાંહ રૂદ્રનીક બોસો તરહ
મેઘ જલ એમત છયે ચારંડો કર છયે
કુભ ધરો કર ગ્રહો ભરી મુકી આસો ભરે
તરતો તરતો નાભ તલક પાટણ મુકગી પધારીઓ
મથીરાજ ચાલક પુત્ર કરી પરનારી એક
નામ ધરૂ નરવાણ રાત શાલવાહન સાંરહ
ગોહલ ઉતમ માટ કુભ ન કુભ વખાંણ
પાટકુવર પ્રથમીપતી ધરા ધાંધોલી સો ક્રુજે
વીકાંમજીત જે તેણી વાર સુરકો પ્રગટ ન સુજે
રણ ચઢયો રાજન વીકાંમજીત ભાગઓ કેતા દેસ લીધા હાર

વિષયાદિ-૧. આ કવિતામાં ગોહિલ રાજવંશની ઉત્પત્તિ ગૌતમ ઋષિથી થયાનું વર્ણવી આગળથી ગુજરાતમાં શકપ્રવર્તક શાલીવાહને કેવી રીતે રાજ્યગાદી સ્થાપી તેનો ઉલ્લેખ કરેલો છે.

૨. આને કવિત નામ લખાવનારે આપેલું છે, પણ માપ કવિતનું નથી; ભાટ-ચારણો તેને પોતાની અમુક લઢણે ગાતા હશે. કડીઓની ગણત્રી પાછળથી નોંધેલી નથી.

૩. આ વિષય ટુંકો હોવાથી ઉપર આખોયે લીધો છે.

**વિશેષ-૧. પ્રતિ**-આ ઐતિહાસિક વાર્તાઓ અને કવિત્તોના ત્રણ ચોપડા માંહેલો પહેલો ચોપડો છે. તે મોટે ભાગે ગુજરાતી લિપિએ લખેલો છે. માત્ર વચ્ચે વચ્ચે થોડાક હિન્દી તેમ જ ગુજરાતી વિષયો બાલબોધ લિપિએ લખેલા છે.

૨. રાસમાળા મૂળ ઈંગ્રેજી લખતી વેળા સ્વ. ફાર્બસ સાહેબે પ્રબંધ ચિંતામણિ, દ્વયાશ્રય આદિ સંસ્કૃત ગ્રંથો ઉપરાંત "ઐતિહાસિક નોંધ"ના આ ત્રણ ચોપડાની વાર્તાઓ, કવિતો આદિનો છૂટથી ઉપયોગ કીધો છે; આ જ હેતુથી તેમણે આ ત્રણ ચોપડા ઉત-રાવ્યા હતા, અને તેથી જ પ્રત્યેક વિષયનાં મથાળાં ઈંગ્રેજીમાં પણ સાથે સાથે નોંધેલાં છે.

૩. આ એક મોટો ચોપડો ૨૧૦ પાનાંનો છે, તેમાં ૨૦૧ પાનાં લખેલાં છે. ભાટોના મુખમાંથી નીકળતી વાણી ઝીલીને તે વેળાએ જ લહીઆએ ઉતારી લીધી છે; આથી કંઈક કંઈક ત્રુટિઓ વચ્ચે શબ્દો, પદો અને પંક્તિઓની જણાય છે. તેમ થોડાંક કવિત જેમ બેવડાયાં છે તેમ કેટલાંક એક જ વિષયને લગતાં હોવા છતાં બીજા વકતાના મુખથી બોલાયાને લીધે વત્તાઓછા પાઠફેરવાળાં પણ છે. લગભગ દરેક વિષયનું શિર્ષક ઈંગ્રેજીમાં માત્ર 'સ્પેલીંગ'ફેરથી લખેલું છે.

૪. પહેલે પાને લખેલું છે કે, "નમર ૧)લાનો પરચુરણ વાતોનો ચોપડો લખાવનાર **અમદાવાદના વહીવંચા બારોટ કાળીદાસ વાઘજી તથા પથુભાઇ હતલમ."**

૫. આ પહેલા નંબરના ચોપડામાં એક છુટા પાના ઉપર બે કાડા બન્ને બાજુએ લીટીઓ આંકીને પાડેલા છે અને તેમાં પછી આ પુસ્તકના પાનાના આંક અને વિષ-યોની અનુક્રમણિકા ક્રમ વાર નીચે પ્રમાણે આપેલી છે:-

નોંધ-આ અનુક્રમણિકામાં કેટલોક ક્રમ આડાઅવળો છે, અને તેનું કારણ અમુક બાબતો ક્રમસર લખવી રહી ગયલી હશે તે માલુમ પડતાં ફાવે ત્યાં ઉમેરીને અનુક્રમણિકા પરિપૂર્ણ કરેલી હશે.

## અં. ૪૬-૧-૨ સિદ્ધરાજ જયસિંહનાં કવિત-ગુ. ઐ. લે. પૃ. ૧.

આરંભ-કવિતા સધરાવ જેશંગના.

સધરાવ જેસંધસુ ચડે નકો મંડલીક
જેને પાંચ લાખ તોખાર જસા ગઢ પાડતોરી ગાંમ
જોર બાંધ જ રૈવત ઉપર સ્વાર
અભાગમ બાંણુપં(પ)ત લખ બે શબ્દ
વેદી સવાકરણ સોલ સેહ સંખા વાત દીસે કેરા
રાવ જ રાંણુ ધુંધસે કામ લહુજે
વરા વીસ સેહસ વાછત્ર વલી
સધરાજ જેસંધસુ પડે કોમરલીક ॥ ૧ ॥
સામંત સાકર વીર ચૈતર સુદ બગન એ આયરૂં
ભરણી નક્ષતર ભરાંણુ શુભ કર વાર શનીશ્ચર
દેસી તમાંમે સાત ટકા કોડ પાંત્રીસે સીડી
પધર સાંપેલ ઓગણી પાંચાસે આણીહલ નગર
અવીચલ વસે તાં શુની નીરભાગી તેરસ
સુણુ સધરાજ ગુજરધણી સેસ નાગ સરી વરસ ૨સ ॥ ૨ ॥

**વિષયાદિ**-આમાં કુલ ૫ કવિત છે. ૧ લામાં સિદ્ધરાજના શૌર્યપ્રભાવનું વર્ણન છે, બીજું અને ત્રીજું રૂદ્રમાલનું છે, ચોથું સિદ્ધરાજે ભિન્નમાલ જિત્યું તે સંબંધી અને પાંચમું તુવર રાજાના પરાજયનું છે.

**વિશેષ**-આ કવિતો ઘણાં જ અશુદ્ધ છે. અં. ૩૦-ત્ત નું બીજું કવિત અહીંના બીજા કવિત સાથે સરખાવતાં જણાશે કે આ બહુ જ અશુદ્ધ અને ભૂલોવાળાં કવિતો છે. આ જ ચોપડાના બીજા પાના ઉપર રૂદ્રમાલનું કવિત બીજી વાર ઉતાર્યું છે, એમાં અને અં. ૩૦ ત્તના ૧ લા કવિતમાં કેટલોક ફેર છે, આમાં 'ત્રીસ સહસધ્વજ દંડ' છે ત્યારે 'અં. ૩૦ ત' વાળામાં 'સવાલાખ ધ્વજદંડ' પાઠ છે. તેમ પ્રસ્તુત પ્રતિમાં રૂદ્રમાલનું કવિત હિન્દીમાંથી ગુજરાતીમાં ફેરવેલું જણાય છે. આમાં બે દોહરા વધારાના છેઃ-

સંવત બાર બીલોતરે માધ મારા પરમાણ
રૂદ્રમાલાની થાપના તપ બીજ વાર ગરૂ જાણ ૨
સંવત ૧૩ તાં પાસેઠ હરો અસૂ અલાદ
રૂદ્રમાલ પાદર કરે નરાં ઉતાંરણ નાદ ૩

## નં. ૪૬-૧-૩-ચક્રવર્તી, મંડલિક અને બાણાવલી રાજાનાં નામ-ગુ. ઐ. લો.-ર. નારણુ-પૃ. ૩.

આરંભ-અથાઃ પ્રથવી ઉપર ચક્રખે રાજ થઆ તેનાં નામ લખાં છે ॥

વડો વેણુ [૧]પથીઅલ (શં)કરકો પાસન લીનો
[૨]બલરાજા શહોક વસુંનધરા વામન કર દીની
[૩]ધુંધમાલ જાદવ તુવર રઘુવંસ નર હે
અજે[૪]પાલ ચુવાણુ તાજજગ વંદે એવંદે
પરમાર રાઅ [૫]પરૂરવો સેસનાગ બાસ ખવે
[૬]માનધાતા મહીપતી એ ખટરાજ ચકવે ૧
એટલા રાજા ચકવે થઆ બાર રાજા મંડલીક થઆ ધરતી ઉપર
[૧]કંસને [૨]કેસી મંડલીક સાખજો જન સુણીજે
[૩]માંડકાટ મંડલીક [૪]સુ(શું)ભ અસુ(નિશું)ભ [૫]ધરતી
[૬]ગોગરવો મંડલીક તાશ નર પસર ચરંતી
[૭]સસુપાલ [૮]નરકાસુર રવો [૯]જરાસંન જપે મલી
સ(સૂ)ર અસ(સૂ)ર એમ સંતાપવા તો તો બારે મંડલીક ર
(આમાં બીજી પંક્તિ પડેલી જણાય છે, બારની સંખ્યાની ત્રુટિ છે)
બાર બાણાવલી ધરતી ઉપર થઆ
બાણુંપત [૧]દશરથ એ ભડ [૨]શકેવ ભણીજે
એક [૩]ત્રીપુરો તીરમદાર [૪]ભરથ ને [૫]કરણુ ભણીજે
એક [૬]લખમણુ લુટ [૭]કં(કુ)શ ને [૮]લવ એ બહુ ધનકવંત વખાણું
છતના [૯]અરજુન ને [૧૦]ગટોરગછ માહા હુવા શો જાંણુ
વાચા રાગ અભંમ જે અતી પ્રાક્રમે અવલા વલી
[૧૧]ભીસમ ધોરણુ [૧૨]જાલંધર જંપે મલીકે **નારણુ**
રાન મધીઆ એ તો બારે બાણાવલી ૧૨ ॥

**વિશેષ**-આ ત્રણ કવિત્ પછી દશદિક્પાલ દેવનાં નામનું કવિત ઉતારેલું છે, પણ તેમાં કાંઈ ખાસ નવું તત્વ નથી.

---

## નં. ૪૬-૧-૪-પાંચ રાજપુત કુલની ઉત્પત્તિ-ર. ચંડ-ગુ. ઐ. લો-પૃ. ૩-૫

આરંભ-છઠો અવતાર ફરશુરામ અવતરા તારે સહસા અરજુન દલે પાંગલો કહેવાતો તેને નખતરી પ્રથવી કરી તારે અરાઢ વરણુ થઈ તારે

ખતરી કોઇ રહો નહી તારે ધરતીનુ રાજ બ્રાહ્મણુને આપુ તારે ત્રપુરાસુર દૈઇત રૂખીઓનાં જગનમાં અસ્ત નાંખવા માંડાં દેવતા તેતરીસ ક્રોડ આબુ ઉપર ગયા જાં માહાદેવ તપ કરતા હતા. દેવતાએ કહું જે એ દૈતને મારો તારે માહાદેવે ચકર મુકીને ત્રીપુરાસુર દૈતનુ મુસ્તક છેદુ માથુ પાછુ આવી તે ધડ ઉપર ચોહોટવા માંડુ તારે માહાદેવે બ્રહ્માને કહુ એના ધડ ઉપર સીવનુ લીંગ સ્થાપો તારે તે ધડ ઉપર સીવનુ લીંગ સ્થાપુ તારે એ ત્રીપુરાસુર દૈઇતે મુવો પણુ તેના રૂધીરનો દીકરો એક ભેસલ દૈઇત પેદા થઓ દેવતાને વીપત પાડવા માડી તારે માહાદેવે કહુ બ્રાહ્મણોને કે મારો બ્રાહ્મણોએ નાકાર કહો જે માહારાજ અમથી દૈત મરે નહી તારે માહાદેવે પાંચ પુતલાં કરાં-ખંભેથી ભભુત લેઇને ધરતી ઉપરથી રજ લેઇને તેણાં પુતલાં કરાં તેનુ નાંમ રાજપુ(પુ)ત થયા તેનુ કીવીત

છંમછર બાર છનુવે નખત્ર તો રોહણી જાણું
જેઠ માસ તથ બીજ વાર ભેહેસ્પત વખાણું
ખણુ જાય પાતાલ ખણુ માંહિ માંડલ આવે
ખણું વેહે આકાશ એવો માટા કલ કાહાવે
કરત જુગે વ્રતમાન હાંણો એ ભેસો તતખાંણુ
લેલાટ પાટ સાંકર તણે ચાર આડ પાંચ ખતરી તે દીનતણાં ॥
પાંચ ભજે પરમાર એ (આવી) ઉભો અતલીબલ
ભજે એકેકએ બાવન હાથીનું બલ
આઠ ભજે રાઠોડ એ ખેદ દેતાં પાવણુ
સાત દેતાં સોલંક એ મલી દેતાંને મારણુ
૭ ભજે વલો સુર જાદવ દેત સર દેના
ચ(ચા)ર ભજે ચુવાંણુ લેખ તો અણીપેર લેવા ॥ કવિત ૨

પોહો માર પરમાર[1] એ કીધો પહેલો પ્રાક્રમી
કોડ ઝમે રાઠોડ[2] જીત છતો ભાલમની
સર નમે સોલંક[3] કરો હકમ કીરતારી
જંગ પકડે જાદવ[4] આવ ઉભો અવતારી
ચુવણુ[5] ચાલ ઝાલે ચલો કલ ખેત્રરૂપ કીસી કીઓ
બ્રહ્મા વિષ્ણુ માહીસ્વભલ એ પંચ ખતરી પ્રગટીઆ ॥ કવિત ૩

અન્ત-બ્રામણુ પાસેથી ધરતી વેચાથી લીધી-કવીત
ધન ભાઇએ વેચી ધરા તે દી નવે કોટ જુજુ કીઆ

સૌઢલ ગઢ સાંમંતજીને આપો અજમેરગઢ સંગ સુરજીને આપો
ગડ પીગલ ગજમલજીને આપો રૂદર પાટણ ભાણભોજને આપો
ભીમજીને ગડગુર આપો જાલંધર ગઢ ભોજરાજજીને આપો
અલળા ગડ આલપાલજીને આપો ગડ પારકર હાંસુજીને આપો
કોટ ચારહુ ગઢ સૌહો તથા પરમારે થપઆ
ધ્રન ભાઇએ ધરા વેચી તારે નવે કોટ જુજુ કીઆ

વિષયાદિ-૧. આ કવિતો, છપ્પાઓમાં પરમાર, રાઠોડ, સોલંકી, જાદવ અને ચૌહાણ એ પાંચ ક્ષત્રીય રાજપુત કુળોની ઉત્પત્તિ, તેમનું શિવે નિર્માણ કર્યાનું કારણ, તેમનું બલ, તેમનાં નામનાં લક્ષણ, પ્રત્યેકના પ્રકટીકરણની હકીગત, તેમનાં ગોત્રાદિ, તેમનાં પૂજ્ય વૃક્ષો (સોલંકીનો ખાખરો, જાદવનું કમલ, ચહુવાણનો આસોપાલવ, રાઠોડની આંબલી અને પરમારની ધાર?), તેમણે હસ્તગત કરેલા ગઢ આદિ વર્ણવેલાં છે.

૨. અં. ૨૩ ક, ખ અને ગમાં આ પાંચ રાજવંશોના વિસ્તાર, તેમનાં રાજસ્થાન આદિ વિશેષ વિગતથી વર્ણવેલાં છે, તે જોવાં.

૩. કુલ કવિત ૧૧ અને એક દુહો છે. વચ્ચે બે સ્થળે ગદ્યમાં સમજુતી આપેલી છે

વિષય-આ ઐતિહાસિક કવિતો (છપ્પા) છે; પહેલામાં આ પાંચ ક્ષત્રિય જાતિની ઉત્પત્તિનો જે કાલ સંવત ૧૨૯૯ ના જેઠ સુદ ૨ ને ગુરૂવારનો આપેલો છે તે ઇતિહાસ જોતાં સંગત નથી, કારણ તે અગાઉ એ પાંચ ક્ષત્રિયો ઉત્પન્ન થયાનું જાણીતું છે.

---

## અં. ૪૬-૧-૫-પરમારોની પાંત્રીસ શાખા-ઐ. ગુ. લો.-પૃ. ૫ મું.

આરંભ-પાંતરીસ સાખા પરમારમાંથી નીસરી તેનું કવીત

ગલેચા ગોલ ને ગેલડા ધુનનો ધાર ભણીજે ઢોઢા ને જાસીઆ ચોહો ચાવડા સુણીજે
મહી ભલા સંખલા વઇઆ વઇઓલ વખાંણુ (અહીં એક લીટી પડેલી છે)
હીર માહુન સોઢા સગરલે બોલવા તરવરણ જેપાલ મહુણા પ્રગવી કાલ મુવા માંડા કરણ
ચાંદા લાદા અમા પોહો-પાંવરા ગલેચા તાર હથીઆ વાંસીઆ ખતરીતાં વાહર ઉચા
બોડાણા બધવંત ભાઈ ભોજગ ભલાલા માંહી ભલા, રૈવલ ધાંન ખટાણાં ખીરા
ચંદુલાંચાંસુ છાડા હડીઅલ ટાક ટેટાડા જાણીઆસખલ ખેર અસવાર એ પલાણીઆ પલાણીઆ

વિશેષ-અં. ૨૩. ક. ના બીજા કવિતમાં પરમારોની ગણાવેલી પાંત્રીસ શાખ-ઓમાં અને આ કવિતમાં ગણાવેલી શાખાઓમાં ઘણોક નામફેર છે. આ કવિતનું લખાણ અશુદ્ધ છે.

---

## અં. ૪૬-૧-૬-રણાઇત (રત્નાદિત્ય) ચાવડો-ઐ. ગુ. લો.-પૃ. ૫-૬.

કવીત-દીવબંદર રંગ ત્રઠે રતનાગર ત્રંઠ રાજ દીઓ રગનાથ આવીઆ ચાવડા એઠ
**વેણી** ને વછરાજ સુબા ઇકોતેર કીધા કેડી સલતાન છતી ડંડ લીધા
સોવણુ ફુલી બાંધી સરદ ભારથ ન કો દોઅ ને ભડે
સંમત સાતસો સતાણુવે કોટ દીવ કીધો કડે
એક સમે એણે વાર વેવારીઓ એકજ આઓ
**મછલી બંદર** ગામ કોટીધજ કમલા રીકાઓ
કેસર મોતી કપુર ઝાઝવો દીસે ઝાઝા
**દીવ** મલો દરબાર આપીઓ વેણી તુઝ આઝા
ચાવડા રાણુ ચુકે નહી લાજ એંમાણી લોપીએ
સમ ખાધા સમુદ્રાતણા કોડ રતનાગર કોપીએ.

**વિષયાદિ**-૧. વનરાજ ચાવડાના પૌત્ર રત્નાદિત્ય(રાણાઇત)ને સંવત ૭૯૭ માં સમુદ્ર કોપ્યાથી દિવ બંદર છોડી ભાગવું પડ્યું અને તેણે ભિન્નમાળ (શ્રીમાલ) વસાવ્યું એ પ્રસંગ આ કવિતામાં વર્ણવેલો છે. અત્રે એ નોંધવું યોગ્ય છે કે ઇતિહાસાનુસાર ભિન્નમાલ રત્નાદિત્યથી પણ જૂનું છે.

૨. કુલ ચાર કવિત છે.

---

## અં. ૪૬-૧-૭ પાટણની રાજવંશાવલિ-ઐ. ગુ. લો. ગ.-૨. કરમાણંદ-પૃ. ૬-૮.

કવીત-નવ છત્ર ચાવડા કીજ પાટણધર રાજહ
સોલંકી આગીઆર બસેં રીતેર ને સાઠહ
હુવા વાગેલા પાંચ વરસ એકસો અઠાસી
× × × ×
× × × વારંમવાર ભોગવે ॥
પચવીસ પાટ પટાવલી એણે અણી હલવર ભોગવે

સ્વત આઠ બેના વરખે અસાડ સુદ ૨ ને દીને ચાવડો વણરાજ-પાટ બેઠા વરસ સાઠ રાજ કરૂ સવંત આઠ બાસઠાના પરખે આસો સુદ પાંચમ દને-ચાવડો જોધરાજ પાટ બેઠો-એણે વરસ દસ રાજ કીધુ સંમત આઠઓગણતરાના વરખે સારા પણુ સુદ પાંચમ દીને-ચાવડો રણાઇત પાટ બેઠા. × × × × સ્વત ૯૭૯ વરખે પોશ સુદ ૧૦ ચાવડા ભોઅંણુ દેવજી પાટ બેઠા વરસ ૧૯ રાજ કરૂ-નવ છત્ર ચાવડાના સંમપુરણુ થઆં

## શોલકી

સ ૯૯૮ ના વરખે માહા સુદ ૫ દને ચામ(વ)ડા મામા ભોઅંણદેને મારીને રાજ શોલંકી મુલરાજજીએ લીધુ-મુળરાજ પાટ બેઠા-વરસ ૪૫-રાજ કીધુ × × × × × સ્વંત ૧૨૦૮ ના વરખે અશાડ સુદ ૭ દને-મુલદેને મારીને પાટ બેઠા બીમદે સોલંકી શ ૧૨૧૦ ના વરખે એણે વરસ ૧૭ રાજ કીધુ એવાં અગીઆર છત્ર રાજ કર્ વરસ ૨૩૦

પાંચ છત્ર વાઘેલે રાજ કીધુ સ્વંત ૧૩૬૧ ના વરઅખેર પોસ સુદ ૫ દને રાજા વીસલદેવ પાટ બેઠા ૧૮ વરસ રાજ કીધું.× × × × × સ્વંત ૧૪૧૫ ના વરખે કારતંગ વદ ૪ દને રાજા કરણુ ઘેલડો પાટ બેઠા એણે વરસ ૯ રાજ કીધુ સ્વત ૧૪૨૪ ના વરખે માગશર સુદ ૭ દને રાજાઅદે(ધિ)રાજ (મુસલમાન પાદશાહ) પાટ બેઠા એણે વરસ પાંચ રાજ કીધુઃ રાજા કરણ ઘેલડોથી પાટણ છુટુ-માધવ કેસવ ખત્રી નાગર ભ્રાંમણ હીદુનુ રાજ ખોઉઃ-

પડે ત્રીસ પ્રરમાર પડે એંદા બાહારે
દોય ભાટ સતરે તો જાદવ ને સાઠ તુવર કછવાહા
ચાર પડે ગોહેલ સંગણ રાવત ખગવાહા
ગેલાવંત ચાર પંચાસ ગણી ત્રીસા સોં ગોડ ગડે
પણ અશર(અસુર) દલ લખા આતરે તારે આછોડને આનાંગીરે
—આનાદે વાઘેલા કર્ણનો દીકરો-કામ આવા.
જણુરા બેટા ૬૦ સતર સેહેસ ભાતીજા
બંધવ એકમ ચાલીસ ચાલસો ઠાકોર દુજા
પંદરે જમાઈ પાંચ જકે મોડ બંધા અતા
જે જોહારે અઢાર લેખ તકે સુરજ સોહાતા
માંડવ ચોંસી જાદવ નવ જગદવ સાઠ પચાસ ભણુ
તે કરમાણંદ આણંદ કહે રહા ખત્રી એતા રણુ

**વિષયાદિ-૧.** આમાં ચાવડા વંશના નવ, સોલંકી વંશના અગીઆર અને વાઘેલા વંશના પાંચ એટલા રાજાઓના રાજ્યકાલ સાલવાર આપેલા છે. તેમાં ચાવડા વંશના રાજાઓનાં નામ નીચે પ્રમાણે આપેલાં છેઃ ૧ વનરાજ, ૨ યોગરાજ, ૩ રત્નાદિત્ય, ૪ વીરસિંહ, ૫ ક્ષેમરાજ, ૬ ચુંદણજી (ચામુંડ), ૭ લાખણસિંહ, ૮ આકડખે અને ૯ ભોઅણદે (ભુવડ). ચાવડા વંશની આ વંશાવલિ અચોક્કસ હોવાનું ઇતિહાસગ્રન્થોથી જણાય છે; કારણ કેટલાક સાત રાજાઓ થયાનું અને કેટલાક નવ થયાનું જણાવે છે. તેમ રાજાઓના રાજ્યકાલ અને નામમાં પણ ફેર પડે છે. અં. ૭ ઝ, અને અં. ૪૨ માં આપેલી વંશાવલિઓ સાથે સરખાવતાં આ ફેર સઘળો સમજાશે.

૨. ચાલુક્ય સોલંકી વંશની વંશાવલિ ઉતારવામાં પ્રસ્તુત પ્રતિમાં ભૂલ થયલી જણાય છે. મયાળેના છપામાં જ્યારે તેમનો રાજ્યકાલ ૨૭૧ કે ૨૬૦ જણાવેલો છે ત્યારે આમાં ૨૩૦ ની ગણત્રી છે. સોલંકી વંશ સં. ૧૨૯૫ માં લુપ્ત થયાનું ઇતિહાસથી જણાય છે.

૩. વાઘેલા વંશના રાજ્યની સ્થાપના ખરી રીતે સંવત ૧૨૫૬ થી થયલી છે, પણ પાટણ ઉપર વિસલદેવે સંવત ૧૨૯૭-૮ થી રાજ્ય ચલાવેલું હોવાથી પ્રસ્તુત પ્રતિમાં તેનાથી વંશ શરૂ થયો હોય તેવું જણાવેલું છે, પરંતુ તેના અમલની શરૂઆત સં. ૧૩૬૧ થી આપી છે તે ખોટી છે; તેમ કરણઘેલો સં. ૧૪૨૪ માં અલાઉદ્દીનથી હાર્યાનું જણાવેલું છે તે ખોટું છે; એ બનાવ સંવત ૧૩૫૯ ની આસપાસ બન્યાનું જણાય છે.

૪. ઉવટનાં બે કવિતમાં મુસલમાનો આવતાં ક્ષત્રિયોના રહેલા અવશેષાદિનું સૂચન કરેલું છે.

---

## અં. ૪૬-૧-૮-સિદ્ધરાજ જયસિંહનો કમઠાણો.-ઐ. ગુ. ગ-પૃ. ૮-૧૦

આરંભ-શધરા શોલંકી. એનુ નામ રાજા વીહલદે; જનંમ નાંમ જેશંઘ તે પાટણમાં થઆ.-તેમને સાત હજાર બશે ને ચોવીશ. વાવ. કરાવી. ધરતી ઉપર-પાંચ હજાર તલાવ કરાવાં-તેમાં બશે બંધાર તલાવ કરાવાં-શેશલંગ તલાવ કરાવું પાટણમાંહાં. સમંત ૧૧૫૨ ના વરષે ચઇતર—

અન્ત-શવત ૧૧૯૨ ની શાલમાં ઝેઝુવાડે ગઢ કરાવો-તાંહાં રાખશ પોલ કરાવી દખણાતી તરફ-તાંહાં રાખશ દીઠા-તારે ભુંઇરામાં-બેશા બે તેલના ભરાંવીને મશાલ કરીને-ધણીધણીઆણી માંહાં ઊતરાં-તે અલોપ થઇ ગઆં-તે ભુંઇરાનુ મોઢુ ૧ જુનેગઢ છે બીજુ મોઢું જશધણને ગઢ છે-તીજુ મોઢુ ઝેઝુવાડે છે-તારે માશ ૨) ને દીનઃ ૧૨ શુધી પાટણનુ રાજ સુનુ રહુ-તારે કાલરીએથી કુવરપાલને તેડીને પાટણ લાવા-ને તેમને ગાદીએ બેશારા તેમણે-વરશ ૩૦ રાજ કીધુ.

વિષયાદિ-આમાં સિદ્ધરાજ સોલંકીએ ઠામઠામ કરાવેલી વાવો, તલાવ અને મકાનની ગણના ક્વચિત્ ક્વચિત્ સાલવારી સાથે આપેલી છે. ઉપરાંત આમાં ડભોઈ (સિદ્ધરાજનું જન્મસ્થાન), જસદણ, ધાંધલપર, શાઅલા, અણંદપર, વીરપર, તડલી, રોજકપુર, વઢવાણ, જેતલપર એ સ્થળોએ ગઢ કરાવ્યાનું તથા દશ હજાર પ્રાસાદો, સવા લાખ પરબો, મઢીઓ, ધરમશાલા, અને મહાદેવનાં દેહેરાં કરાવ્યાનું અને બ્રાહ્મણોને સંખ્યાબંધ ગામો અર્પણ કરાવ્યાનું અને અંતે ઝીંઝુવાડાના ભોંયરામાં રાણી સાથે અલોપ થયાનું જણાવેલું છે.

વિશેષ-જાણવાજોગ ઐતિહાસિક માહિતી આમાંથી મળે છે.

---

## અં. ૪૬-૧-૯-કુમારપાલને શાપ-ઐ. ગુ. લે-પૃ. ૧૧-૧૨.

**વિષયાદિ**-આમાં નીચેની હકીગત છે: કુમારપાલને શિકારે જતાં જતી જયવંત રૂષિ(જેવંતરખ)એ જૈન બનાવ્યો, તેણે કાલરીએ દેરાસર બંધાવ્યું, પાટણમાં સવા હજાર પોશાલો કરાવી અને પટરાણી જે ઉદેપુરના રાજાની કુંવરી હતી તેને જયવંત રૂષિના શિષ્ય હેમાચાર્યજીના અપાશરે જવાની ફરજ પાડી, આથી રાણી રીસાઈ ઉદેપર બાપને ત્યાં ગઈ, એટલે દસોંદી બારોટ જલ અને પલને તેને તેડવા મોકલ્યા અને તેઓ અપાશરે નહીં મોકલવાનું વચન આપી રાણીને પાટણ લાવ્યા. કુમારપાલે વચન તોડ્યું એટલે જલ અને પલે રાણીને પીઅર પોહોંચતી કરી, અને બારોટોએ ધરણું કરી જમોર કર્યો, ૭૮૭ બારોટ બળ્યા અને જલ તથા પલનો ભાણેજ વખવટ કાશી ગઓ; ત્યાં બાર વર્ષ રહી વિદ્યા ભણ્યો અને કુંવર પાલને કહ્યું જે કાલે દરીઓ રેલશે અને પાટણ બોળશે; કુંવરપાલે પોતાનો જીવ બચાવવા વિનતિ કરી. બીજે દિને દરીઓ રેલાતાં બારોટ વખવટ કુમારપાલને હવેલીના સાતમે માળે લઇને ચડયો; તેની સાથે હેમાચાર્યજી ચેલા સાથે ઉપર ગયા, માળે ચડયા. પછી વખવટે પાંચ હજાર 'લોઢાના ગરજા' હેઠા નંખાવ્યા. કુમારપાલને કહ્યું કે વાહાણ સામું આવે ત્યારે મારા કહ્યા પછી તમારે તેમાં બેસવું. એટલામાં વાહાણ જેવું પાસે આવતું જણાયું કે લાખ જતીઓ જીવ બચાવવા તેમાં કુદી પડ્યા. દરીઓ રેલાતો દેખાયો અને વાહાણ દેખાયું તે કરામત હતી. એથી લાખ જતીઓ વાહાણમાં બેસવા જતાં સાતમે માળથી હેઠા પડ્યા અને મુઆ, અને વચનભંગથી ભાટના શાપને લીધે ગળત કોઢથી મુઓ.

**નોંધ**-"રાસમાળા" ભાષાંતર ભાગ ૧ લામાં પાને ૨૯૪ મે (પ્રતિ સં. ૧૯૫૫) જલ અને પલ એ બે ભાટોને બદલે 'જયદેવ' નામ આપેલું છે. વળી જલ અને પલના ભાણેજ વખવટને બદલે શંકરાચાર્ય-શંકર સ્વામી દેવબોધાચાર્યે કર્ણાટકથી પાટણ આવી હેમચંદ્રના મર્દનો પ્રસંગ આણ્યાનું જણાવેલું છે (પાનું ૨૯૫-૬). આ ઉપરાંત બીજા પણ કેટલાક પાઠફેર છે.

---

## અં. ૪૬-૧-૧૦-વાઘેલા રાજવંશીઓ-ઐ. ગુ. લે.-પૃ. ૧૩

**વિષયાદિ**-આમાં મૂલરાજ, રણધવલ, વિસલદેવ, સારંગદેવ અને કરણઘેલાના રાજ્યકાલનો સમય આપ્યો છે; અને વઢવાણમાં માધાવાવ બંધાવનાર માધવે અલાઉદ્દીનને મળી ગુજરાતનું રાજ લેવડાવ્યાનું તથા કરણના પુત્ર ઘેલાણશીને મુસલમાન બનાવી ફીરોજશાહ નામ પાડી પાટણની ગાદીએ બેસાર્યાનું જણાવેલું છે.

---

## અં. ૪૬-૧-૧૧-પરમારોની ખ્યાત-ઐ. ગુ. લે-પૃ. ૧૪

**આરંભ**-ઊજણના પરમાર-તેની ખા(ખ્યા)ત લખી છે-અદીઆજીતના દીકરા. બે. તેમાં.-જગદે.-નાનો-રણધબલ તેહને રાજ ઊજણનુ આપુ-પણ એ પરમારમાંથી-શાખો રજપુતની નીકલી-તેહનુ કવીત-(આ કવિત્ત અં. ૪૬-૧-૫ માં છે તે જ છે.)

વિશેષ-અં. ૪૬-૧-૫ના કવિત્ત કરતાં આ વધુ શુદ્ધ છે, કારણ દરેક નામ છૂટક છૂટક-આવો આંતરો મૂકી લખેલું છે, આને આધારે ઉપલું કવિત સુધારેલું છે.

## અં. ૪૬-૧-૧૨-પાંચ ક્ષત્રિય કુલ-ઐ. ગુ. લો.-પૃ. ૧૪

વિષયાદિ-આ બાબતનાં પાંચ કવિત્તો (છપ્પા) છે. અં. ૪૬-૧-૧માં આપેલાં છે તે છે, પણ કેટલોક પાઠફેર છે.

## અં. ૪૬-૧-૧૩-જગદેવ પરમારનો શાખો-ઐ. ગુ. વા. પૃ. ૧૫-૨૯

વિશેષ-આ શાખો અને અં ૩૭-૬ની વાર્તા એક જ છે; માત્ર પ્રસ્તુત પ્રતિમાં કોઇક સ્થળે વર્ણનનાં એકાદ બે વાક્ય વધારે જણાય છે; અં. ૩૮-૬ જે વાર્તાની સંજ્ઞા આપેલી છે ત્યારે અહીં તેને 'શાખા'ની સંજ્ઞા આપી છે, પરંતુ અં. ૩૭-૭ના શાખા સાથે આને મળતાપણું નથી.

## અં. ૪૬-૧-૧૩-માંડવરા દેવની વાત-ઐ. ગુ. વા.-૨. કરમા આણંદ પૃ. ૨૯-૩૩

વિષયાદિ-આ વાર્તાનો સંક્ષેપ નીચે પ્રમાણે છે:-ધારા નગરીના રાજ્યપાટે જગદેવ પરમાર બેઠો, એટલે તેના ભાઈ રણધવલના વંશનો ફટાયો થરપારકર (સિંધ) જઈને વસ્યો. તેના વંશનો ચંદન શોઢો પરમાર દેવ માંડવરા(માર્તંડરાજ-સૂર્ય)નો પરમ ભક્ત હતો. તેને નિત્ય સૂઈ ઉઠતાં પ્રભાતે "કરોડ પસાય" આપીને પલંગથી હેઠા ઉતરવાનો નિયમ હતો. તેના વંશમાં મુંઝો અને લગ(ખ)ધીર થયા. તેમના સમયમાં સાત દુકાળ પડ્યા. એટલે તેઓ રૈયત સુદ્ધાંત દૂર દેશાવર જવા ત્યાંથી નીકળ્યા. તેઓ માંડવરા દેવની પૂજા કર્યા વિના ખાતા નહીં. આથી દરરોજ પાંચ પાંચ ગાઉ તેમને મુકામ નાંખવો પડતો. તેમને આવી તરતી દર પાંચ પાંચ ગાઉએ પડતી જોઈ દેવે પ્રસન્ન થઈ મુંઝા અને લગધીરને કહ્યું કે મારા આ રથમાં બેશીને તમે જાઓ અને જ્યાં તેનું પૈડું ભૂમિમાં ખુંપે ત્યાં મુકામ નાંખજો, અને એ પ્રદેશનું રાજ્ય તમને મળશે. પછી તેઓ એ રથે ચઢી આગળ ચાલ્યા અને હાલના મૂળી ગામ પાસેના વગડામાં પૈડું ખુંપતાં અટક્યા અને ગાડાંનો કોટ કરી મુકામ નાંખ્યો. ત્યાં રહેતાં વઢવાણના વડલા વાઘેલાના શાળા છભાડ જાતના રજપુતો જે મૂળીમાં રાજ્ય કરતા હતા તેમની દાનત તેમને લૂંટી લેવાની થઈ. આથી શિકાર ખેલતાં પોતાનો તેતર લગ(ખ)ધીરના મુકામમાં જતાં તેણે તે પાછો આપવાનું, અને તે કબૂલ ન હોય તો લડવાનું લગ(ખ)ધીરને કહેણ કહાવ્યું અને બારે સંગ્રામ મચ્યો તેમાં છભાડ રજપૂત હાર્યો અને લગધીર પરમારે મૂળીનું રાજ લીધું.

૨ આ વાર્તામાં યુદ્ધપ્રસંગમાં સાત 'કવિતો' (દોહા) છે, તેમ અંત ભાગમાં બીજાં ચાર છે.

૩ અંતમાં લખ્યું છે કે "આશેટ કરમા આણંદે પરમારનો શાખો બનાવો છે."

વિશેષ-૧. આ વાર્તા કવીશ્વર દલપતરામવાળી "રત્નમાળા"માં "મૂળીના પરમારો" એ નામે પાને ૭૭૫-૭૯ માં કેટલાક સંક્ષેપ અને બાધાફેર સાથે પ્રકટ થયલી છે.

---

## અં. ૪૬-૧-૧૪-કેસર મકવાણાનો પવાડો-ઐ.
## ગુ. લો. ગદ્યપદ્ય-પૃ. ૩૩-૩૮.

આરંભ-હવે ખાત-મકવાંણાની-પવાડો લખો છે-કેસર મકવાંણાનો.

કવત-આદ જેતાં ઓહોંકાર-સક્ત-ત્રોહો ગુણ-ઉપાઆ ।
ચોસટ-મુખા-મખ ભ્રાંઅ-મખ બતરીશ કહાઆ ॥
સોલ મુખા-મખ માંહાંઅ-વલી બ્રાંમા અવતરીઆ
સેખસાઇ-ત્રાંણ નાંમ-કમલ મુખ ચોમુખ કવીઆ ॥
બ્રંમા-સત-હુઓ-માહારખ-માહારખ સત હીમાંણાં
ધન કુડમાલ ક્ષત્રરીવટ ધરમ-તે કલ સાચો મકવાણાં ॥

કવત બીજું-મારકુંડ ત્રંણ ગોત્ર-આદ કલ ચંદર વલાસી
બ્રાંમા સાખ-માદની-તરપણ-કલ-ત્રંણ પલાસી ॥
આદ માત-કલદેવ-વેદ તો-જજુર વખાંણ
એ તો જાંણે-અદકાર-તે કલ સાચો મકવાણો
ધંન કુડમાલ ક્ષત્રીવટ ધરમ-મારકુંડ ઉતપત કીઓ
રવી સસી જાંહાં લગ રહે-તેમ રાજ અવીચલ દીઓ

× × × ×

કુડમાલનો મેહેરખ-મેહેરખના ગંગરખ-ગંગનો-પ્રથવીપત-મકવાંણે-ધટ સેં કરી રાજ કરૂં-તેહેનું કવિત.

× × × ×

પ્રથીપતના આલણશી-આલણસીના ઉગમશી-ઉગમસીનો વેહેરી-વેહેરીના વેહેરીસાલ-વેહેરીસાલનો વ્યેહોઆસ-જેણે ધટ કેરંટી રાજ કરૂ-તે વ્યેહે(વ્યાહા)આસને પેટ કેસરમકવાણોત્ચઆ-ગઢકેરંટીમાં-જે દાડે-વ્યાહાસ મકવાંણો-મરણસજાએ પોહોઢા-તાહારે-જીવ ગતે-જાઅ નહી-તાહારે-કેસર મકવાણે પુછુ-જે પ(પિ)તા-તમારો જીવ કાંમ મોખ જતો નથી-તાહા રેવ્યાહાસ મકવાંણો બોલા-જે કેરોકોટથી-નગર તો-સાંમધળે-તેમાં હમીર સુમરો-રાજ કરે છે-તેના દુધમલીઆ વછેરા-સવાસો-લાવીને-તેરમાને દાડે-ભાટ ચારણોને આપે-તોહો મારો જીવ ગતે જાઅ-તાહારે પોતાના ભાઇભતરીજા

પાસે સરવે બેઠા હતા–તેરે માંહે એક જાણ–બોલા નહી–તેહારે કેહર મકવાણો–અગીઆર વરસની ઉમરના હતા–તેહેણે–પોતાના પ(પિ)તાને હાથે જલ ગ(ઘા)લુ–××××કેસર મકવાણાના હાથમાં સવામણ લોઢાની સાંગ રેહેતી–××× સાડા ત્રણ ટાંકની કળાંન–હાથમાં રેહેતી–સવા સવા મણનો ભલકો હતો–તારે કેસર મકવાંણો–ગ(ઘ)રડ ગો(ઘો)ડા ઉપર ચઢીને આવો–

કેવત–બીજા ઘોડા ચોપગા–ગોરાદર આલીસ
બીજા નર બળે હયા–કેસર પુરા વીસ
તરકસથી તીર કઢઓ (કાઢિયો) કર ગ્રહી લાલ કળાંન
દો સુખાં ભેર (ભર) લાકડી–વેધી અવસે બાંણ

અન્ત–કવત–મકવાંણા–રાણુંગ[1]–ઓહો બાબલ[2] બરદાલા–
લજાવત લુણુંગ[3]–ભા(ભલા) બલોઅચ[4] ભાઈ–
ખતર વટ–રાખણ ખોડ[5]–જકે પારાકર[6] જાણ (ખાંટ)
વીહોડ[7] ને હાપેવ[8]–જકે ઝલ રાણુ[9] વખાંણ
નવ શાખ નવ ખંડમાં–મકવાંણો–દસમી(મો) મણી
એટલી સાખ ઉજાલતાં તતિલક સાખ ઝાલાં તણી.

કેરંટીએ કેસર મકવાંણો કાંમ આવા–તેહેનો દીકરો હરપાલ મકવાણો–ને તે સવાસો સુંમરીઓ સુપ ખડકીને–બલી મુઈ–

વિષયાદિ–આ પવાડામાં નીચેની હકીગત છે:–કેરંટી ગઢના અગીઆર વરસના કેસર મકવાણાએ મરણપથારીએ પડેલા પોતાના પિતા વ્યાહાસને તેની અંતિમ ઇચ્છા તૃપ્ત કરવા સિંધના સામૈઆ નગરના હમીર સુમરાના સવાસો દુધમલ વછેરા બલાત્કારે આણીને ભાટચારણોને તેના તેરમાએ દાનમાં આપવાનું વચન દીધું અને તે તે પ્રમાણે ભાઈભત્રીજાઓની ઓથ વગર એકલો ઘોડે ચઢી સામૈયે ગયો અને તેના વછેરા કેરંટી હાંકી લાવી ભાટચારણોને આપ્યા. પછી તેણે કેટલેક દિવસે ગોર પાસે પોતાની જન્મોત્રી મંગાવી આયુષ્ય જોવરાવ્યું અને અલ્પાયુષી પોતે હોવાનું જાણતાં ઘરને ખુણે અજાણ્યા વણ પરાક્રમ કર્યે મરવાને બદલે કોઈ વડા રાજ જોડે બાકરી બાંધી, રણમાં ઝુઝી, નામના કરી, મરણ પામવાનો નિશ્ચય કર્યો. આથી તેણે હમીર સુમરાની ગેની નદીમાં ચરતી સાતસેં સાંઢણી હાંકી આણી; છતાં સુમરો સામો લડવા ન આવ્યો. એટલે પાછો દશેરાને દિને અને મોહોરમ મહીનામાં તેના બાગમાં રમવા આવેલી સવાસો દીકરીઓને રથ સાથે પકડી લાવ્યો. છતાં સુમરાએ કેરંટીની આસપાસની જગ્યા રણવટવાળી હોવાથી તેની સામે બાથ ભરવા હિંમત ન લીધી. ત્યારે કેસરે એક હજાર વીઘા જમીનમાં જવ વવરાવી સુમરાના લશ્કરને ખાવા આપવાનું અને સામા આવી લડવાનું કહેણ મોકલ્યું. સુમરો લડવા આવ્યો અને તેમાં આઠ છોકરા સાથે કેસર મુઓ. હરપાલ તેનો નાનો

છોકરો. કેસરના નવ છોકરામાંથી ઝાલા વંશની નવ શાખાઓ થઈ, જે અંતના કવિતમાં ઉપર આપેલી છે.

૨ આ પવાડામાં ૭ છપ્પા અને ૨ દોહરા છે, બાકીનો ગદ્યભાગ છે.

**વિશેષ-અં. ૫. ૭ ના** 'કેસર રાસા'માં આ વિષય ચારણ ગણ સાસણે આથી વિશેષ રસભર કાવ્યમાં ચારણી ભાષામાં વર્ણવેલો છે, તે જુઓ.

૨ ઉપરના પવાડાનો સાર "રત્નમાલ" અને "ગુજરાતનાં રાજ્યો-તથા રાજવંશીઓની તવારીખોનો સંગ્રહ" જે હવે અપ્રાપ્ય છે તેમાં પાના ૨૭૧-૪ માં "કેસર મકવાણાની વાત" રૂપે પ્રકટ થયલો છે.

---

## અં. ૪૬-૧-૧૫-હરપાલ મકવાણાની વાત-ઐ. ગુ. લો.-પૃ. ૩૮-૪૩

**વિષયાદિ-૧.** આ વાર્તા કરણઘેલાની રાણી ફુલાંદેને લાગેલા બાબર ભૂતનો વળગાડ કાઢનારા અને **અં. ૪૬-૧-૧૪** વાળા કેસર મકવાણાના દીકરા હરપાલ મકવાણાની છે. રા. નન્દશંકર તુળજાશંકરે રચેલા "કરણઘેલા"ના ગ્રંથથી તે વાચકોને પરિચિત છે, જો કે તેમાં આ વાતમાંનો રસિક પ્રસંગ તેના લેખકે પોતાને અનુચિત લાગવાથી કેટલોક ફેરવ્યો છે. દાખલા તરીકે આ વાર્તામાં નીચેનો પ્રસંગ છેઃ વશીકરણ માટે ફુલાંદેએ પોતાના બાપના નગર તલાદેથી બ્રાહ્મણ પાસે મંત્રેલું તેલ મંગાવ્યું અને તે તેલ બ્રાહ્મણે માર્ગમાં છત્રાવતી નગરી પાસેના વડ હેઠળ મૂક્યું; તેમાં બાબરો ભૂત એ વડમાં રહેતો હતો, તેણે પ્રવેશ કર્યો અને એ તેલનું મર્દન કરતાં ફુલાંદે બાબરાના પંજામાં સપડાઈ અને બાબરો રાજમહેલમાં ફુલાંદેને રોજ કરણઘેલાના દેખતાં જ તેને ઘોડીએ બાંધી ભોગવતોઃ (આવું જ સિદ્ધરાજ જયસિંહના સંબંધમાં થયાનું જગદેવ પરમારની વાતમાં વર્ણવેલું છે). આમાંથી હરપાલે તેને છોડવી બાબરાને વશ કર્યો. "કરણઘેલા"ના કર્તા રા. નંદશંકરે આ પ્રસંગ ફેરવી માધવનો ભાઈ કેશવ ભૂત થઈને રાણી ફુલાંદેને વળગ્યો અને તે વળગાડના રોગથી મરવા પડી અને હરપાલે તેને વશ કરી એમ વર્ણવ્યું છે.

**વિશેષ-૧.** "રત્નમાલા...તવારીખોનો સંગ્રહ" એ પુસ્તકમાં પાનાં ૨૭૪-૨૭૯ માં આ વાર્તા, ભાટની ભાષા ફેરવીને તેમ જ ફુલાદે સાથેના ભૂતના વિહારનો અને બાબરાને વશ કર્યાના પ્રસંગનો સંક્ષેપ માત્ર એક જ નાના વાક્યમાં આપીને પ્રકટ કરેલી છે.

૨. આ વાર્તામાંના જાણવાજોગ ત્રણ છપ્પા નીચે આપ્યા છેઃ-

ગામ મશાલી તણે બરદ રાવલ બોલાઓ
અંગ થકી ઓદીચ-તેણે મંગલ વરતાઓ
પોહો પાટણ પરણીઓ-જગત કો નાત ન જાણી
હુવો દેવ હરપાલ-રીઝિ શકતી થઇ-રાણી
હું સણ(સુણ) ઓ સામંત-દઇત સબ ભાગા ડોટે
તું સણ ઓ સામંત-અડપડ લીધા ચોટે

હું સણુ એ સામંત-રૂદર શકત ધરે કીધી શાંણી
હું સણુ એ સામંત-અઢાર સેંદે ઘેર આંણી
દરપાલ વડો-જમરા હયો-દનદન અદકો દાખીએ
હું આ રે તોલ કેસર તણા અલ સામંત જો ઉઆખીએ

(અઢારસેં ગામનું ઝાલાવાડ કહેવાય છે; અલ-ઇલા-પૃથ્વી.)

પાટડીએ પોદોપાટ-ગોદોલ કીધો મકવાંણે
રાણી ગોખ રહંત-ગત કો શકત ન જાંણે-
શાંણુ તણા ગજરાજ-મેદે છુટા મદમાતા
દુર પંથ દેખઓ(દિખીઆ)-રાજંદર પુત્ર રમંતા
સે(સો)ઢો, માંગુ, શેખરો લાંબે કર ઝાલી લ(લી)આ
આપ શકતી આપરા કુંવર સાખ ઝાલા કીઆ.

૩. આમાં ઝાલા વંશ નામ કેમ પડ્યું તે સમજાવ્યું છે. આ રાજાઓના દશોંદી ચારણ ટાપરીઆ કહેવાય છે, અને તેનું કારણ શક્તિએ 'ટપલી' મારી હતી તે છે.

---

## અં. ૪૬-૧-૧૬-ટોપીવાળાનાં કવિત (છપ્પા)-ર. રામચંદ્ર-ઐ. ગુ. લો.-પૃ. ૪

વિશેષ-૧. જુઓ અં. ૩૦. ણ પાનું ૧૩૮; પ્રસ્તુત પ્રતિમાંના છપ્પાઓ કરતાં એ છપ્પા વિશેષ શુદ્ધ છે.

૨. પ્રસ્તુત પ્રતિમાં નીચે પ્રમાણે નોંધ છે:-

લખીતાંગ મેહેતા નરોતંમ અનોપરાંમ લખાવનાર બારોટ-કાલીદાસ પુંજાના ચોપડા ઉપરથી ઉતરાવી છે-રેહેવાસી અમદાવાદ મધે-સાહાપર કોટડી મધે-ભાટવાડા માંધે-બનાવનાર બારોટ રામચંદ-બનાવો છે.

૩. આ નોંધ પ્રસ્તુત કવિતનો કર્તા રામચંદ જણાવે છે, જ્યારે અં. ૩૦ ણ માં કર્તાનું નામ આપેલું નથી.

---

## અં. ૪૬-૧-૧૭-રૂદ્રમાલનાં કવિત-ઐ. ગુ. લો.-પૃ. ૪૫

વિશેષ-જુઓ અં. ૩૦ ત-પાનું ૧૩૯; આ જ પ્રતિ ઉપરથી અં. ૩. ત. વાળી પ્રતિ શુદ્ધ ઉતારેલી છે.

---

## અં. ૪૬-૧-૧૮-ચાડીઆની વાત-ઐ. ગુ. લો.-પૃ.-૪૬-૪૭.

વિશેષ-જુઓ અં. ૩૦-ઠ. આ જ પ્રતિ ઉપરથી અં. ૩૦ ઠ. વાળી વાત ઉતારેલી છે.

---

## અં. ૪૬-૧-૧૯.-આશા ભીલની-અમદાવાદની સ્થાપનાની વાત-ઐ. ગુ. લો.-પૃ. ૪૮.

વિશેષ-જો કે આ ગદ્યવાર્તા છે, પરન્તુ અં. ૩૦ ઢ.વાળી પદ્ય વાર્તાનો જ વિષય આમાં સમાવેલો છે; તેથી હકીકત માટે જુઓ અં. ૩૦ ઢ.નું વિષયાદિ.

## અં. ૪૬-૧-૨૦-અમદાવાદ શેહેરની લાવણી. મિશ્ર હિં. ગુ. લો.-ર. કિશોરદાસ-(ર. સં. ૧૮૬૮) પૃ. ૪૯-૫૦.

વિશેષ-જુઓ. અં. ૩૦ ઢ. આ જ પ્રતિ ઉપરથી અં. ૩૦ ઢ. વાળો છંદ ઉતારેલો છે.

## અં. ૪૬-૧-૨૧-અમદાવાદના બાર દરવાજા તથા કાકરીયાની વાત-મિશ્ર હિં. ગુ. લો. ગદ્યપદ્ય.-પૃ. ૫૦-૫૧.

વિશેષ-જુઓ. અં. ૩૦ ઘ; આ જ પ્રતિ ઉપરથી એ પ્રતિ ઉતારેલી છે. એ પ્રતિમાં પહેલી કડીની જે પહેલી પંક્તિ ઉતારેલી નથી, તે આ છેઃ-

સા આલમકા ખોહતં મનેજ સેક ખટુ બસે સરખેજ

## અં. ૪૬-૧-૨૨-મહાલક્ષ્મીનો ખ્યાલ-મિશ્ર હિં. ગુ. લો-ર. કિશોરદાસ-(ર-સં. ૧૮૬૦)-પૃ. ૫૧-૫૩.

વિશેષ-જુઓ અં. ૩૦ છ પાનું ૧૨૭-૮; એ પ્રતિ પ્રસ્તુત પ્રતિ ઉપરથી જ ઉતારેલી છે.

## અં. ૪૬-૧-૨૩-સારી નરસી ચીજો-ગુ. ગદ્ય-પૃ. ૫૩-૫૪.

વિશેષ-જુઓ અં. ૩૦ ડ; એ પ્રતિ પ્રસ્તુત પ્રતિ ઉપરથી ઉતારેલી છે. તેમાં અહીં આપેલો છેવટનો એક દુહો ઉતારેલો નથી.

મોતી મરદ ફરશરાંમ

(દુહો) આસો શ્રાવણ ને ભાદરવો મોતી આસો રત
વહુ વછેરો ને દીકરો તે નીપજે ૩ (ત્રણ) રત

## અં. ૪૬-૧-૨૪-વેજલપુરના અમરસિંહ અને તેના ભાઇના રાસડા બે-ઐ. ગુ. લો.-પૃ. ૫૪-૫૬.

વિષયાદિ-અં ૩૫-૧-જના શેઠ કપુરચંદના મરણના રાસડાની લઢણે આ બે રાસડાઓ રચાયેલા છે; આરંભની કડીઓમાં માત્ર નામફેર કરતાં એની એ લીટીઓ લગભગ મોજુદ રહે છે.

આ રાસડાની હકીગત નીચે પ્રમાણે છેઃ—

**રાસડો ૧ લો**-ધોલકા પ્રગણાના (વ)ઢા નજીકના વેજલપુર ગામના એક મોટા ગરાશીઆ અમરસિંઘને વરાંદા સાથે ગરાસ માટે તકરાર થઈ, તેથી વરાંદાએ અમરસિંઘના કામદારને લુંટયો અને બન્ને વચ્ચે કજીયો થતાં લડાઈ થઈ, તેમાં અમરસિંઘ મરાયો.

**રાસડો ૨ જો**-અમરસિંઘ મરાતાં તેના મોટા ભાઇએ (નામ નથી આપ્યું) વેર લેવા સારું યુદ્ધ મચાવ્યું, પણ તેમાં તેય મરાયો.

**વિશેષ**-રચના કાંઈ નવીન નથી; તેમ અર્વાચીન કાલનો એક નાનો પ્રસંગ છે, માત્ર માંહોમાંહેના ગરાસના કજીયાનાં કેવાં પરિણામ આવતાં તે એ સૂચવે છે.

---

## અં. ૪૬-૧-૨૫-ઝાલણ-ઐ. ગુ. લો.-પૃ. ૬

આરંભ-ધોલકા પરગણાની જમીનનું નાંમ-ભાલ-હેવું કહેવાય છે ને તેહેમાં વાઘેલા ગરાશીઆ અશલથી રાજ કરતા હતા-હાલ પણ ફુટકલ ગામો એ વાઘેલા નીચે છે-મોજે પુના જેનો કોઈ ચારણ વાઘેલા પાસે માગવા ગઓ. તેને વાઘેલાએ કાંઈ થોડુ આપું તેથી **વાઘેલા ગરાશીઆની નાલાસની** વાઘેલણ કરી-તે પછી એ ચારણ ઝાલાવાડમાં લીમડીના ઠાકાર-હરભંમજી ઝાલા પાસે ગઓ-તેને એ ઝાલાએ કહુ કે ગઢવા-વાઘેલણ કોહો........પણ એ ઝાલાનાં ગામ ૮૪ તેહેમાં એ હરભમજીના પીતરાઈ રહેતા હતા તેથી તેમની નાલાસની ઝાલણ હેવે નાંમે કવીતા કરી તેમાંથી જેટલાં મહને ઇઆદ છે તેની વીગત પાછલ લખી છે-

૧. કકુડી તો કુલા મરડે વરસાજીને વાંહાંણુ
હરભમ ઝાલા વીનવું ગુણુ ઝાપટું ઝાલાણુ

(લીમડીમાં ઠાકારનો કારભારીઃ વરસાજી મોહોટો હુકમદાર હતો. તેની હુડી-કકુડી હતી તે લીમડીમાં ફરતી ફરે ને વરસાજીની હીમાતથી લોકોને કનડે તથા દંડ કરાવે.)

૧ ભોઇકામાં ભાઈ ઘણા ને, ચોરે ચોરે કાંણુ ॥ હરભમ૦
૧ જાંબુંમાં વેરા ઘણા અને મશીતે મોકાણુ ॥ હરભમ૦
૧ અડુવાલમાં હુગ ઘણી ને ઘરમાં મોહોટી હાણુ ॥ હરભમ૦

(અડુવાલમાં ઝાલા ગરાશીઆ બપોરી વખત એક ચોરામાં બધા મોહો ઉપર લુગડું ઢાંકીને સુઈ રેહે-તેઓને ચોરે જે કાઈ મેહેમાન આવે તેને સુઈ ઉઠા પછી અફીણ ખવરાવવું. ને જે પેહેલો ઉઠો તે ખવરાવે. ઊઠવા વખત થાય તારે મોહો ઉપરથી લુગડું ખસેડીને જુએ કે કોઈ ઊઠાં છે અને જો ઉઠો ન હોઅ તો ફરી લુગડું નાંખીને સુવે. એમ કરતાં જે ઉતાવલો થાઅ તે ઉઠે એટલે પછી બધા ઊઠે........

એ લોકોને દીવસે કલાકઃ ૧૧ વાગા પછી તે બાર ઉપર બે વાગા સુધી સુવાનુ...પણ કોઈ દીવસે મેહેમાન હોઅ......પાંચ વાગા સુધી પણ ઊઠે નહી...)

**વિષયાદિ-૧.** હકીગત સ્પષ્ટ છે; કુલ ૪ ઝાલાણુ ઉતારેલી છે. ગરાશીઆઓની પાયમાલી શાથી અને કેમ થઈ તે આથી સમજાય છે. ઉપર કૌંસમાં ટીપરૂપે આપેલી વિગત મૂળમાંથી જ ઉતારેલી છે.

૨. આવી રીતે રચેલી કોઈ ઠાકોર કે ઠકરાળાની નાલેશીની કવિતાને તેની અવટંકને ઉદ્દેશીને નામ (વાઘેલણુ, સોલંકણુ આદિ) આપવાનો ભાટચારણોનો રવૈયો હતો. આવી કવિતા તેની આગળ તેમ જ તેના બીજા પ્રતિસ્પર્ધીઓની આગળ ગાઈને દશોંદી આદિ લોક ઠાકોર, ગરાશીઆઓને પાંશરા કરતા હતા.

---

## અં. ૪૬-૧-૨૬-ટીખલ-ગુ. લો.-પૃ. ૫૮

આરંભ-ચલોતરમાં-મોજે પીજમાં એક રગનાથગર ગોસાંઈ મોહોટો નાંમાકીત હતો. તેહેના મઠની જોડે એક ભાટે ઉકરડો નાંખો તો તેહેને ગોસાંઇએ કહુ કે ઊઠાવ-ભાટે કહું કે નહી ઊઠાવું. ગોસાંઇએ ભાટને ફરી કહું કે...માહારાં બે ટીખલ કહેજે પણ ઊકરડો ઊઠાવ...

૧ વાંકુ બોલી વાજ વધારૂ-સાહુકારીમાં સાહાજ
ગર નામે રગનાથ ગાંડુ એક તો ટીખલ આ
૧ બાકરોલીથી બલદ આણ્યા ને ઘૂમણે ખાધા ધા ॥ ગર૦

(ગામ બાકરોલીથી કોઇ પાસે માગતામાં બલદ આણ્યા-ને તે લાવતાં-ઘૂમણો ચાકર હતો તેને ઝટકા વાગા)

૧ (બીભત્સ છે, એટલે ઉતાર્યું નથી.)

**વિષયાદિ**-હકીકત સ્પષ્ટ છે, આવાં નાલેશીનાં ટીખલો ગામડાના જીવનનો એક પરિચય બતાવે છે.

---

## अं. ४६-१-२७-चाडीयानी लावणी-हिं. लो.-र. फाजलखां-सं. १८७२ पृ. ५७-५८

આરંભ-સંવત ૧૮૭૨ ના વરખે ભાધરવા વદી ૪ ને દીને બારોટ-હરીસંગને ઘેર સદુબા આવીને તે દીને દેવલોક પામાં છે ॥ સવંત ૧૮૭૩ ના વરખે અશાડ સુદી ૨ ને રોજ સદુબાની દેઅડી કરી છે ને તેના સાંમો તલસીક(કયા)રો બનાવ્યો છે તેવી રીતે સાહાપરમાં ભાટવાડામાં સદમાતાની દેઅડી કરી છે તે ડેરાના બાઅણામાં પેસ્તાં ડાબી બાજુ આરસપાંણુનો કડકામાં લખુ છે. એ ભાટણ સદુબા મરાણાં ને ચાડીઆ મારો તેની લાવણી નીચે લખી છે.

ધ્રુપદ રાગ લાવણી–

छोतंम फाडीआ घडा चाडीआ भाटडीपर जुलम कीया

વિશેષ–આ આખી લાવણી ઉપર આપેલા આરંભના પ્રસ્તાવ સિવાય અં. ૩૦–ઠ–૧ વાળી પ્રતિમાં વિશેષ શુદ્ધ રીતે ઉતારેલી છે. "વિષયાદિ" અને "વિશેષ" માટે જુઓ પાનાં ૧૩૪–૧૩૫.

---

અં. ૪૬–૧–૨૮–फतेसिंहनी लावणी–हिं. लो.–र. गवु–पृ. ५८–५९

વિશેષ–આરંભના પ્રસ્તાવ સાથે આખીયે લાવણી આ જ પ્રતિ ઉપરથી અં ૩૦ ટ વાળી પ્રતિમાં ઉતારેલી છે; તેથી તે માટે, તેમ "વિષયાદિ" અને "વિશેષ" માટે જુઓ અં. ૩૦. ટ. પાનાં ૧૩૩–૧૩૪.

---

## અં. ૪૬.–૧–૨૯–સેલુકરનો ગરબો–ઐ. ગુ. લો.– (ર–સં. ૧૯૫૬)–પૃ. ૫૯–૬૨.

વિશેષ–પ્રસ્તુત પ્રતિવાળો અને અં. ૩૦ જ વાળા પ્રતિનો ગરબો એક જ છે; 'વિષયાદિ' "અને વિશેષ" માટે જુઓ અં. ૩૦ જ પાનું ૧૨૯.

---

## અં. ૪૬–૧–૩૦–વેણીભાઇનો રાસડો–ગુ. લો.–પૃ. ૬૨–૬૫.

વિશેષ–આ અં. ૩૦ ઝ. વાળી પ્રતિના "આરંભ"ના પ્રસ્તાવ સિવાય આખોયે રાસડો પ્રસ્તુત પ્રતિના રાસડાને સર્વ રીતે મળતો છે. "આરંભ", "વિષયાદિ" અને "વિશેષ" માટે જુઓ અં. ૩૦ ઝ. પાનાં ૧૩૦–૧. અં. ૩૫. ૧ ઝ. વાળા રાસડા સાથે અં. ૩૦ ઝ. વાળા રાસડાના જેટલું જ આને પણ મળતાપણું છે, તે માટે જુઓ પાનાં ૧૬૯–૭૦.

---

## અં. ૪૬–૧–૩૧–ફતેસિંહ ગાયકવાડનો ગરબો–ગુ. લો.– ર. ભવાની–સં. (૧૮૨૩)–પૃ. ૬૫–૬૮.

(અં. ૩૦ ગ માં આ રાસડાનો આરંભભાગ આપ્યો છે તે જુઓ પાનાં ૧૩૧–૨).

અન્ત–શ્રીમંત રાજાને બાહાદર કહીને । સહુને કીધો ઝવાર રે
અમદાવાદ લેઇ આપુ તમને । જનરેલ બોલા વાંણુ : નરશીબ૦ ૫૬ ॥
ઘોડા તુરકી હાથી મકનો । મોતી તોરો સાથ રે
સાલ જોડ રંગાવો છ આ જોડી બનેને હોઅ : નરશીબ૦ ૫૭ ॥

હવે પાછુ રાજા બહાદર નામ । હમે આવા તમ પાસ રે
ગુજરાત બાધુ આપુ તમને । રાખો મન વીસવાસ. નરીખ૦ ૫૮ ॥
જે કીસો હોય વાંકો વસમો । તે પલમાં લેઇએ આપણુ રે
પેસ્વાને ગોલે છુ : રાઘવ પુને થાપો : નરીખ૦ ૫૯ ॥
જનરેલ કેહે રાજા બાહાદુરને : ચાલો વડોદરા સેહેર રે :
રહીઅત નાડી છવ લેઈને : તેને લાવો ઘેર : નરીખ૦ ૬૦ ॥
જનરેલે લશકરમાં કાહાવુ : જોર જુલમ ના કરશો રે
ફાંસી દેઇસુ સાંભલતાંમાં : વણુ ખુટે મરશો : નરીખ૦ ૬૧ ॥
ટોપીવાલાને તેડી કરીને : રાજા બાહાદર આવે રે
આયમણે ઊતારો આપો : લશકર સઘલુ લાવો : નરીખ૦ ૬૨ ॥
મેજબાની આપી લશકરને : સહુને રાજી કીધા રે :
રહીઅત સહુ જોવાને ચાલી : મનમાં જરા ન બીવે : નરીખ૦ ૬૩ ॥
જેજેકાર થઓ પુર મધે : સુખ સહુ પામા લોક રે
નર નારી ને બાલક સરવે : આવાં થોકે થોક : નરીખ૦ ૬૪ ॥
ગરબો ગાશે સુણશે કાંહાંને : સદા શંકર કરે શાહ રે
બોલી ભવાની આશા પુરશે : ગણપતી કરશે સાહે : નરીખ૦ ૬૫ ॥

**વિષયાદિ**–જુઓ અં. ૩૦ ગ નું "વિષયાદિ" પાનું ૧૩૨.

**વિશેષ**-૧ જુઓ અં. ૩૦ ગ નું "વિશેષ".

૨. અં. ૩૦ ગ વાળી પ્રતિનો રાસડો કડી ૩૧ થી અધુરો છે, ત્યારે પ્રસ્તુત રાસડો ૬૫ કડીનો પૂરો છે અને છેવટની લીટીથી તેનો કર્તા "ભવાનીશંકર" હોવાનું ગર્ભિત સૂચન પણ છે. બાકીની કડીઓથી જણાય છે કે સારી સારી ભેટસોગાતોથી, "રાજા બાહાદુર" આદિ પદવીથી તેમ ગુજરાતના પ્રદેશો આપવાની લાલચથી તે વેળાના ઇંગ્રેજી જનરલો કેવી રીતે ગાયકવાડ આદિ રાજાઓને તેમના મુખી રાજાઓના પક્ષમાંથી ફોડી, પોતાના પક્ષમાં લેઈ, તેઓની મદદથી પેશ્વા આદિને તોડી, ગુજરાતમાં તેમ બાધા હિન્દુસ્થાનમાં પણ, ઇંગ્રેજી અમલ કેમ પ્રવર્તાવી શકયા હતા.

---

અં. ૪૬-૧-૩૨ सिक्कानों ख्याल-हिं. लो.-र. रामगीरजी-पृ. ६८

## आरंभ—

લાવણી શીકાનો ખ્યાલ નીચે મુજબ Company's siccas Kapara

सीका पका हे जींनकी उनकी तलवारेः सब सीके रद करदीए चली कलदारः॥
अंगरेज बांकी तलवार कठन रे भाई । फलकत्ते जीतुका तखत अदल बाछाइ ।

उड पडा पांणीमे कागदः दुल गइ साहीः सब सुने पडे तखत डुबी बाछाइ ॥
तेरी दीली आगरा तखत रे तेरा दीली आगरा तखत लीआ उस बखत
तोडे हरवांन ॥
सब सीक्के रद करदीए चली कल्दार ॥ १ ॥
दखनका सीका अवल : बुरानपुरका : चंदोरी चीचोरी ओ सीका कोहो कीनका॥
गते राआका टको ए तीने मीलने भीका : दो रुपैइए भारके रुपैआः सो रंग
पाटणका : ॥
तेरा नागपुर ओर पुना रे तेरा नागपुर ओर पुना : पक्षे सब सुना :
रगड हरवांन ॥
सब सीके रद करदीए चली कलदार ॥ २ ॥
पछंमके मीआंने राज गाअकवाडुका : जांहां सालमसाइ वजेसाइ हे बंका ।
तेरे बीच बडोदे मीआंने बाबासाइ डंका : तेरा सुरत सेहेरका सीका अवल रंगका॥
तेरा हाली ओर कोटेपर रे तेरे हाली ओर कोटेपर : उमेद हे बाहार : ।
सब सीके रदकर दीए चली कलदार ॥ ३ ॥
ओतरके खोणे मीआंने राजा रहेवे : तांहां नानकसाइ सीका अदलेस लावे :
तेरा कासमेरका सीका फेर चलावे : गुरु महाराजगीर ऊस्ताद छंद चलावे :
ए चार खुटका सीका तुजे बतलावे ॥
ए रामगीरजी कहे हीमत मत हारो । सब सीके रद कर दीए चली कलदार
सीका पका हे ऊनका जीनकी तलवारे : सब सीके रद करदीए चली
कलदार : ४ ॥

**વિષયાદિ–૧.** આ નાનકડા ખ્યાલમાં દિલ્હીની બાદશાહી વટતાં ઇસ્ટ ઇંડીયા કુંપની સરકારે પોતાનું રાજ્ય થયું એટલે દિલ્હીના શાહી શિક્કા, દખ્ખણના બુરાનપુરી, ચીચોરી, નાગપુરી અને પુનાશાહી શિક્કા, વડોદરાના ગાયકવાડના બાબાશાહી શિક્કા, સાલમશાહી, વજેશાહી, સુરતી, હાલી, કોટેપર અને ઉત્તરના કાશ્મીરી આદિ હિન્દુસ્થાનના 'ચારે ખુણાઓમાંના' શીક્કા રદ કર્યા" અને પોતાના કલદાર શિક્કા ચલાવ્યા, એ હકીગત વર્ણવી છે. આમાં "રદ કર્યા" એનો અર્થ એટલો જ સમજવાનો છે કે એ બધાં રાજ્યોમાં તેમ જ પડોશ આદિનાં બીજાં જે સ્થાનોમાં ઉપરના શિક્કા તે સમયે વ્યાપારાદિને અંગે ચલણમાં ચાલતા હતા ત્યાં કુંપનીએ પોતાના શિક્કા સર્વોપરી ગણાઈ ચલણમાં ચલાવવાનું, અને એ બધાંની કિમ્મત કુંપનીના શીક્કાની કિમ્મતથી ઉતરતી ગણવાનું ઠરાવ્યું. કારણ આખા હિન્દમાં ઈંગ્રેજી શિક્કા જ ચલાવવાનું અને બીજાં હિન્દી રાજ્યોના શિક્કાઓનું ચલણ તદ્દન રદ કરવાનું ધોરણ વિસ્તૃતપણે તો લગભગ પા સૈકાથી જ પ્રવર્ત્યું છે.

૨. કુલ કડી ૪ છે.

વિશેષ-૧. એક ઐતિહાસિક વિગત છે, તેથી ઉપયોગી છે. આમાં કવિ એક સત્ય વચન કહે છે કે "જેની તરવાર તેનો શીક્કો પાકો, બાકીનાના રદ."

૨. પ્રતિની લિપિ ગુજરાતી છે અને ભાટના મુખથી બોલ્યા પ્રમાણે ઉતાર્યાથી અચોક્કસ અને અશુદ્ધ છે.

---

अं. ४६-१-३३ भरतपुरनो ख्याल-हिं. लो.-र. धरमा बामन-
पृ. ६८-७०

**आरंभ—**

ભરતપુરના રાજા સાથે લડાઈ થઈને ભરતપુર લીધુ તેનો ખ્યાલ લખ્યો છે નીચે મુજબઃ—

દુપદઃ—**भरतपुरका** गड हे वंका ॥ थांणा **वलदेवका** : ॥
**करे रंजीतसींग** राज बाहादुर : बेटा **सुरजमलका** : ॥ **चोक** : ॥
साहावास सदरांम तमकु रंजीतसंग राजा : ।
ही(हिं)दु पदकी टेक राखी धंन तु महाराजा : ॥
डींग उपर चढा फीरंगी लेकर सब फोजां : ।
नीमकहरामां **दीवान दाअसंग** नही दीलमे समजा : ॥
फ(फी)रंगी कर कर कीला गमाजा : नही रनमे दुजा : ।
नीमकहरामी दीवान दाअसंग : जनमका खोजा : ॥
डं(डी)ग उपर तंबुर बाजा : देखो फरंगीका : ।
करे रंजीतसींग राज बहादुर बेटा सुरजमलका : ॥ १ ॥

× × × ×

**दामाजी महाराज वलदेव** खबर भइ ऊनकु ।
पेना पीतांवर तंनके ऊपर आए भरतपुरकु : ॥

× × × ×

**अन्त—**

बोहोत लढाइ लढा फीरंगीसु लाज ठराई : ।
काअम तेरा राज रंजीतसींग मुराद भरपाई : ॥
लीख प्रमाणे भेजे फीरंगीने राजाकु केहेलाए : ।
भरतपुरका गड देखनेकु जी मेरा चाहावे : ॥

जब राजाकु मेहेर आई फीरंगी बोलवाए : ।
लेइ हाथमे उतार टोपी सलामकु जावे : ॥
बोहोत खातर कीया राजाने पेठा मसलतमे : ॥ करे० ॥ १२ ॥
बोहोत मीनती की राजाने लीखा फीरंगीकु : ।
लडना होय तो ओर लड लो नही कमी कीसकी : ॥
बारूत गोला माल खजीना ले बाकी हमसे : ।
फीर लखा के नही लडुंगा : कसम कुपनीकी : ॥
करो भजन सदगुरुका तुकनगीर अतीत कीआ केहेना : ।
धरमा बामन पंथी गाते दसनामी गांना : ॥
भरतपुरका गड हे वंका थाणा बलदेवका : ।
करे रंजीतसींग राज बहादुर बेटा सुरजमलका : ॥ १३ ॥

**વિષયાદિ**-૧. આ લાવણીમાં ઇસ્ટ ઇંડીયા કુમ્પની સરકારના બખતમાં દિવાન દયાસિંગ મરવાથી ભરતપુરને કીલ્લો તોડવાને ઇંગ્રેજી સેનાપતિએ ગુજરાતમાંથી ફોજ લાવીને તેમજ મરાઠાઓને કુમકે બોલાવીને ભારે હલ્લો કર્યો ત્યારે મહારાજ રણુજીતસિંહજી અને તેના સેનાપતિ બલદેવસિંહે ઘોર રણસંગ્રામ મચાવી ઇંગ્રેજ સેનાપતિને ફાવવા ન દીધો અને આખરે મસલતથી સમાધાની કરી ઇંગ્રેજી સૈન્ય પાછું સીધાર્યું, એ પ્રસંગ વર્ણવેલો છે.

૨. કુલ ચોક ૧૩ છે. ભાષા રસવતી છે.

**વિશેષ** ૧. ઐતિહાસિક હોઇને ઉપયોગી છે.

૨. પ્રતિ માટે જુઓ. અં. ૪૬-૧-૧.

---

## અં. ૪૬-૧-૩૪. ગામ ચિતોડના રાજાનું ગીત– ઐ. ચા. લો.–પૃ. ૭૧–૭૨.

આરંભ–ગીત સપાખરૂ ગામ ચિત્રોડના રાજાનું

કડી વ્યા(બા)જતાં બરેમાં પીઠ પીના ગાઉ ઘડી કેત
માગા કાલ ઘડી દેત પેડા અસમેદ
છંડાલા ત્રઆગાલા ગાંસડી આસમાંણુ
છાયો ઉપડી વ્યા(બા)જંદાળ્યાં ગાંયો આયો ઉમેદ ॥ ૧ ॥
કોડી ડઢા પુણી ઝાટ મૌડતો કમંઢા કંધ
પબ્જે રાટ સંધ જયુ વ્યી(બી)છોડતો ભોમિપાર થંભ

જંગાં ગૌણુ બ્યા(વા)ટ જોડ તોરા તંગ થાટ
ત્રોડતો માતંગા ધાટ રોડતો ત્રબ્યાટ વાટ. ॥ ૨ ॥
બ્યાથરો ધ્રજંગી મોડ ચીતોડનાથરો બં(બં)ધુ
કાલીયક હાથરો આરોધ લધાં કોધ :
દુશારોણુ માથરો કતંતરી સધાઓ દુઠ :
જેઠી પર થરો કેના ભારા થશે જોધ : ॥ ૩ ॥

અન્ત-હદે બૈલ ઔ ચકે જસૌ લજ્યું ભુલીકહકે: બકે રીલ ચૌલ કે બંહાર કે બેદ: સુર ચંદ્ર ઇદ્ર કે મુનીદ્ર બંદ લીધાં સાંથી ઇન્દ્રાલોક ગવ દુજોઇ દ્રધો ઉમેદ : ૨૨ ॥ કોડી સવા જામૈ કાલ નાંમે ચાઢે હેક કોડી માહારૂદ્ર ધાંમેન કર્યું પાંમૌ વેહીથી બીચ: નરાલોક વેક આપૌ તુ ઊમેદ બીર: બીર એક તુહી ગૌઆ મરા લીક બીચ: ૨૩ ॥

સમંપૂરણુ છે

**વિષયાદિ**-૧. આમાં ચીતોડગઢ ઉપર જાટ રાજા ચઢી આવ્યાથી તેની સાથે ચિતોડનાથના ભાઈને થયેલું યુદ્ધ વર્ણવેલું છે.

૨. આ ચારણી ભાષાનો ગ્રંથ છે, કુલ કડી ૨૩ છે.

**વિશેષ**-આ ગીત બાળબોધ લિપિએ લખેલું છે.

---

## અં. ૪૬-૧-૩૫-આશા ભીલની દીકરીની લાવણી-મિશ્ર હિં. ગુ. લે.-ર. હરગોવિંદ ભટ-પૃ. ૭૨-૭૩

આરંભ-પાય લાગુ પાય કર જોડી વીનતી કરૂં મે ખડાખડા
મેહેર કરો આપો મુજ વાંણી તેત્રીસ કોડમે તુમ બડા
દલ્લી સેહેરસે આયા પાતસ્યા **સુલતાંન મેહમદ** નામ ધરા
**ચૌવાલ** ચોકમે **પીર** હે **પાટણ** ઉવાં બેઠકર રાજ્ય કરયા
લાખુ ફોજ ફરે પાતસાકી માર મુલક સબ વષ(શ) કરયા
જસ પરતાપેસે ડંકા દીયા **આશા ખાંટ ઓર ગામ આસ્તોડીયા**
**સાભરમતી** ગંગાજી વહે શાંડ ગો(ઘો)ડા પાતસાકા રાવત
સધ્યાંન સમે ગંગાપર રહે

અન્ત-બોલ્યા આસા ખાંટ સુનો રે પાતસા એસી બાત કઈ નહી હોવે
મારૂ મરૂ લડુ તમ સાથે દુનીઆં સબ નજરે દેખે
પકડી તરૂઆર ખાંટ ઉઠા ગામમાં આયા તેઅ ઘડી
ખાંટે જઈ નારિને પુછા સાંભલી વાત તેઅ વડી

મારસે ગામ ને મારસે છોકરાં કોહો નાશીને કયાંહાં જાસો
કેઈ ફોજ તારે પછવાડે કીયાં સગાં લેઇ જાસો
રૂડી રીતેં ઘો એ દિકયરી દિકયરી કેરૂં ભાગ્ય ભલ્યૂં
પાતસા જમાઈ આપણે કયાંહાંથી હાથ જોડીને કહુ ખરૂં
સંભળાવ્યા નારિયે નરને ભાંજ્યડ મોકલી છે ખાટે
પાતસાકા આગલ જા સબ કહી મગાઈ મીસરી કર બાંટે
સૂકરવારે આયા મુહુર્ત તેગ્યા સૈયદ કાજી મુલાં
ફોજ લેઈ ચડ્યા બરઘોડે નકા પડ્યા તેજાં ભલાં
પરણ્યા પાતસા રીઝ બુજસે ખાનપાનમે ખુસ પાયા
અબ કાયકુ પાટણ જાવું પટણ સેહેર સો ઇહાં આયા
સુણો ઉતપતિ પાતસાકી ભટ હુરગોવિંદને આપ કીયા
કર્મે ફિરા જબ આસાખાંટકા તેજાં દેઈ પાતસાહાકુ લીયા

**વિષયાદિ-૧.** આમાં સાબરમતીના તીરે આવેલા આશાપલ્લી ગામના ભીલ આશા ખાંટની દીકરી તેજાંબાઇને પાટણનો પાદશાહ અહમદખાન પરણ્યો અને તેણે અમદાવાદ શેહેર એ ગામને સ્થલે સ્થાપ્યું એ પ્રસંગ વર્ણવેલો છે.

૨. કુલ કડી નોંધેલી નથી. લાવણી નાની છે. હિન્દી-ગુજરાતીનું મિશ્રણ છે, ભાષા સાદી છે.

**વિશેષ**-વધુ વિગત માટે જુઓ અં. ૩૦. ૯.

---

अं. ४६-१-२६ जसवंतराव सवाइनो पवाडो-हि. ऐ. लो.-र. हरियाला-
पृ. ७४-७५

**આરંભ**-હુલકર. યશવંતરાવ ઈંદોરમાં ને પ્રગણાં ઓલી મહિસર તે હુલકરને ને સાહે(બ) લોકોને લડાઈ થઈ ॥ મંદુ સેહેર લખનાર પાસે છે તાહેથી તેનો પવ(વા)ડો લખો છેઃ

द्रुपद :—सवाई जसवंतरा बाहादुर सवाई डंका बजा दिया ।
मंदु सेहेरसे मारा फीरंगी ज्या ज्य(ज)मनांसे पार किया॥१॥ चोक
मंदु सेहेरसे कुच ज्यब शाहि चली माहा(रा)ज्यकि ।
ज्यमना नदी आये उतरकर गांठ पडि फीरंगीकि ॥
मुकदरेका पकडा रस्ता भागी फौज फीरंगीकी ।
उजाड खेडा वां येक नाला रसबन गोरे पर झुंकी ॥

माहाराजका सीपाई बंदु खुब करी बीने नकसोकि : ।
ज्याकर मारे रसबन गोले टोपीया पानीमे तिरति ॥
चोमासा दिन यारो खुब घटी वादल छाया : ।
छमाछंम हरि बिजली च्यमके फिरंगीका होस गया ॥
सवाई जसवंतराव बहादुर : ॥ सवाई डंका बजा दिया ।
मंदु सेहेरसे मारा फीरंगी ज्या ज्यमनासे पार किया : ॥ १ ॥

× × × × ×

लिक साहेबने चीठी भेजी ज्या पोहोचे कलकतेकु ।
सबि कुंपनि मिलकर आया लगे वांचन चिठीकु : ॥
बनारस पर मारा फीरंगी नहि ठिकानो रेहेनेकु ।
लीक साहेबने भला नहि किया लगे कुंपनी रोनेकु : ॥
आया मिरखां नवाप यारो सबी पीडारा साथ लीया ।
सेहेर फरुकावाज उपर माहाराजसे दगा कीया : ॥ सवाई० ॥५॥

अन्त—लीक साहेबने छाती पीटी कलकता खाली हुवा : ॥ सवाई० ॥९॥
भरतपुर मारी लढाई माहाराजने च्य(च)ल दीया : ॥
हिन्दुस्थान पंजाब छोडकर लाहोरका मेदान लीया : ।
लाहोरकेवां रंजीत राजा साथ फोज दो लाख लीया : ॥
महाराजकु मिलने खातर अमर शहेरपर झुक आया : ।
ज्यत्र दोनुका मिलाप हुवा आप फीरंगी घबराया ॥
लढनेका नहि ठिकाना कलकत्ता लंबा रहा : ।
फरंगीने बकील भेजकर माहाराजाकु समजाया ॥
हमने हारा तुमने झीता ज्ये हुवा सो भला हुवा : ।
सवाई खंडेराव प्रसंन माहाराजपर हे छाया ॥
हरिबालाने गाई लढाई तमाम लशकर खुशी कीया :॥सवाई०॥१०॥

વિષયાદિ-૧. આ પવાડામાં નીચેનો પ્રસંગ વર્ણવ્યો છેઃ-સવાઈ જશવંતરાવ હોલ્કરે, ઇંગ્રેજ સરદાર લીકને એક વાર મંદુ શહેર આગળથી હરાવી ઠેઠ કાશીની પેલી પાર ભગાડ્યો અને બીજી વાર જ્યારે તે ભરતપુરને ઘેરો ઘાલવા પાછો આવ્યો ત્યારે હોલ્કરે પાછી તેની સામે બાથ ભીડી તેને લાહોર તરફ નસાડ્યો, પણ ત્યાંનો શીખ રાજા

[illegible]

રણજિતસિંહ હોલ્કરની મદદે ધાઈ આવતાં લીધે કુંપની સરકારના ફરમાનથી પોતાની હાર કબૂલી, હોલ્કર સાથે સલાહ કીધી

૨ કુલ કડી ૧૦ છે.

વિશેષ-૧. ઐતિહાસિક હોઇને ઉપયોગી છે. ઇંગ્રેજોએ સબળા રાજાઓ સાથે કેવી રીતે એક બે વાર નમતું મૂકીને નબળા દેશી રાજાઓને જિત્યા છે તે આવા પવાડાથી જણાઈ આવે છે.

૨. બાળબોધ લિપિએ આ પવાડો લખેલો છે; જો કે અક્ષરોના મરોડ ઘણાખરા માથાંબાંધી ગુજરાતી લિપિના છે.

---

## अं. ४६-१-३७ माधवराव सवाई पेश्वानो पवाडो-म. पै. लो.- र. हनमंतराव-पृ. ७५-७६

આરંભ—આ હકીગત જે માધવરાવ સવાઈ પેસુવાનો પવાડો નીચે મુજબ-

एकांति मलुन मनसुबा वसुन अवघ्यांनी केला ।
सिंधीया कारण नीरूप धावा मोगलास केला सला ॥
भद्रपत्र शिवदत्त सिधियाने अवरून वुनगा कुच केला ।
पर्वतिस जाउन आलो रावसाहेबाचा मुजराला ॥
पत्र धाडले लेहुन जलदी अमास तुमिह याला ।
श्रीमंतानी दीला चोघडी तेयाचा बोलवाला ॥
रावसाहेबाच्या माघे भोसल्या कारण नीरूप दिला ।
तुकिज हुलकर आर सरदार पुन्यासि आ शरो ठवल्या : ॥
घालवले सरदार बोलवु तमांम आपल्या लेपपरि ।
एकायकी लाल हरीवल्या चौदेशा महि अंधारि ॥
श्रीमन्त माहाराज पेश्वे रावसाहेब राजोश्री ।
एकाएकी लाल हरिवल्या चोदेशे महि अंधारि : ॥ १ ॥

× × × ×

आदितवारि झाली कहाली रावसाहेबाचा शरिरा : ।
ज्यसे हिराच्ये तेज खरकले नेत्राची चंद्र तीसरा : ॥
कहि भुल पडली चंद्र उतरली हुस नहीसे यावरा : ।
न कले कला तुझी धंनीका आयुपाचा तुटला दोरा ॥
असिज कललां उडि टाकटे नांनाईसमते नाजरा ।
फरशपंदिवर पडले पुढे होदाचा काथ होता तीसरा ॥ ३ ॥

× × × ×

जखम मांडीची भारी खबर नानापर गेली चढल्या पहारा ॥
देवपुजा फरतांच उठले नहि पायोटया पोई वरी एकाएकी० ॥ ३ ॥

अन्त—तिन रोज दुकांन बंध सेहेरा मदी मौण्याच्ची होती।
पुलापासुन चौक्या वसविल्या नानाची बंदोबस्ति ॥
बोल्या बोल्याने चौकी वसविल्या रावताची गस्त हिंडती।
पुन्या बाहर माणस निघतां कागदाची चोकशि होति ॥
स(सं)गमा वर गारद वसवल्ये गारद सेहेरा खालति :।
घाटा व पाठील्या चौक्या सांढणीचीं दाग फीरति ॥
दहावे दिवसे फरशुराम भाउ किरीयाल्या समगे (संगमे) जाति।
चार रथ दीले खासि जरिचे ब्राह्मणास दानां अंबरी ॥
एक लक्ष रूपैये वाटले दिला अंबाडि सुधांत हाथी।
माधव गुरु संन्यासि धन्य गुरु त्याची मति ॥
कोणि आला नहि रद्दा निरगुण तिहिनी ताल भगुन जाति।
केहे हनवंतराव महणे कोण या करताराचा हाथ धरि ॥
एकाएकी० ॥ ६ ॥

વિષયાદિ-૧. આમાં નીચેનો પ્રસંગ વર્ણવેલો છે:-નારાયણ પેશ્વાના, પ્રથમ સગીર પણ પછી વયે પૂગેલા પુત્ર, પેશ્વા સવાઈ માધવરાવે નાના ફડનવીસના કારભાર હેઠળ રાજ્ય ચલાવતાં પોતાના સિંધીયા, ભોંસલે આદિ મરાઠી સરદારો સાથે મસલત ચલાવી મોગલ બાદશાહ સામે યુદ્ધનો પ્રબંધ કર્યો અને દશરાની સ્વારી કાઢી; તેના બીજે દિને મેડીએથી ઉતરતાં તે ત્રીજે પગથીએથી પગ ખસતાં હેઠો પડયો અને થોડાક દિન માંદો રહી મરણ પામ્યો; એટલે નગરલોકે શોક કર્યો અને નાના ફડનવીસે પેશ્વાઈના રક્ષણનો પાકો બંદોબસ્ત કરી ફરશુરામ ભાઉ દ્વારા સવાઈ માધવરાવની ઉત્તરક્રિયા કરાવી.

૨. કુલ કડી ૬ છે.

વિશેષ-આ પવાડો બાળબોધ લિપિએ લખ્યો છે પણ અક્ષરોના મરોડ માથાં-બાંધી ગુજરાતી લિપિના છે તેમ અશુદ્ધ છે.

---

## અં. ૪૬-૧-૩૮-માધવરાવ સવાઈની વાર્તા-ગુ.ગ.-પૃ. ૭૬-૭૮

વિષયાદિ-આ વાર્તામાં નીચેનો પ્રસંગ વર્ણવ્યો છે:-પોતાનો પિતા મરતાં નારાયણ પેશ્વા ગાદીએ બેઠો ત્યારે ઇર્ષ્યાથી અને રાજ્યલોભથી તેના કાકા રાઘોબાએ ગાદી કબજે કરવા માટે પહેલાં તેને કેદ પકડવાનો પ્રપંચ રચ્યો. તેણે સિરબંદીના જમાદારને રૂપૈઆ આપી " नाराणराव सवाईला धरावा " એવો લેખ લખી ફરમાન આપ્યું.

પરંતુ રાઘોબાની વહુએ નારાયણરાવને ઠાર મરાવવાના હેતુથી પેલા લેખમાં "धरावा" ને બદલે "मारावा" લખી લશ્કરીઓને તેના મહેલે મોકલ્યા, પણ ત્યાંથી જીવ બચાવવા નારાયણરાવ નાશીને રાઘોબાને ઘેર દોડ્યો અને તેના ખોળામાં માથું મૂક્યું. એટલે રાઘોબાએ તેને ઉગાર્યો. પણ આનન્દીબાઈએ તેને ખોળામાંથી હડસેલી કાઢી મારી નંખાવ્યો. પરંતુ રાજ્યકાર્યકુશલ નાના ફડનવીસે નારાયણરાવની સ્ત્રી સગર્ભા હોવાનું જાહેર કરી રાજ્યગાદી કબજે કરી લીધી. એટલે પોતાને પેશ્વાઈ મળવાનો સંભવ ન રહેતાં રાઘોબા ત્યાંથી દોડી ગુજરાતમાં આવ્યો અને ઇંગ્રેજ સરકાર તથા ગાયકવાડની મદદ મેળવી પુને આવ્યો. પણ નાના ફડનવીસે તેને ફાવવા ન દેતાં ઉલટો કેદ કર્યો. દરમ્યાન નારાયણરાવના સગીર છોકરા સવાઈ માધવરાવના નામની દુવાઈ ફેરવી, નાના ફડનવીસ પેશ્વાઈનો કારભાર ચલાવતો હતો. સવાઈ માધવરાવે નાના ફડનવીસના પંજામાંથી છટકવા પ્રયત્ન કર્યો પણ ન ફાવ્યો ત્યારે દાદરેથી પડી મરણ પામ્યો.

સવાઈ માધવરાવના મરણ સંબંધમાં બીજો પણ એવો પ્રસંગ આમાં નોંધેલો છે કે માધવરાવ ધર્માત્મા હતો. એક બ્રાહ્મણ પૈસા મેળવવાને જંગલમાં તપશ્ચર્યા કરતો હતો તેની ઉપર પ્રસન્ન થઇને એક સાધુએ રૂા. ૪ હજારની ચીઠી સવાઈ માધવરાવ ઉપર લખી આપી અને કહાવ્યું કે "તમારો વાયદો પુરો થયો છે અને ધુણી ખાલી બળે છે." પેલા બ્રાહ્મણે સવાઈ માધવરાવને તે ચીઠી આપી, સાધુ બાવાનો સંદેશો કહ્યો. આ પ્રસંગ પછી જ ત્રીજે દિવસે સવાઈ માધવરાવે મેડીએથી પડતું નાંખ્યું અને મરણ પામ્યો.

વિશેષ-અં. ૪૬-૧-૨૭ વાળા પવાડાની કડી ૩ જીમાં સવાઈ માધવરાવનું મૃત્યુ, પ્રસ્તુત પવાડામાં જણાવેલું છે તેના કરતાં જુદા પ્રસંગે, દાદરેથી અચાનક પડી જવાથી થયલું જણાવેલું છે.

---

अं. ४६-१-२९ वाजीराव सवाईनो पवाडो-म.-पे.-लो-पृ. ७८-७९

आरंभ—

બાજેરાવ સવાઇનો પવાડો લખ્યો છે નીચે મુજબ

कफ्रिफल-तपांति केले राज्य होऊन गेले शाहु माहाराज :

शाहुचा देणा श्रीमंताला सहज यावन पायगा देली फौज ॥
तलशमांन करित्यां महि स्वांमि राजन नीत्य पंक्तिचा ताट रोज :
कुनता खंडातुन आला फीरंग्या अंगरेज॥ उतरले पेश्वाच्या तेज जी॥
मुलक न्याहालीला चोमुलक तंबुर वाज ॥ फेली झाडाची वेरिज
फीरंगी याने धमके उलाज्यानी सात पेढीयां केले राज्य जी ॥
नाना फरनवेश तरकबाज ॥ वरे नाहि झाले आला प्रदेश संकटी ॥
सख्याची वाट पाहु कीती ॥ गेले श्रीमंत संघ घेउन माज्ये पती ।
गेले श्रीमंत सख्याची वाट पाहु कीती ॥ १ ॥

**अन्त**—बापु गोखले आपा साहेबाला सांगत होते सरदार ।
नको सोडुन जाउ नागपुर वर झीताला गेला ॥
पुढे संचीत फुटनार ॥ घोडा आपुन खीजमददार ।
धाउला डंकीन वेलगाडे म मार डंका न टोपी करि मोहुर ॥
पीजराउन हात आला ठेवुन पुसावा : सांग तुझे भंडाराच्ये पेव : ।
यावे दुध पींडा : याला अनजना द्यावा: पाणी त्याज पीजरात पाजावां ॥
च्याच्या पाहारा त्याला आला होती कीव आपाला मने वांचीव जीव जी
पीजरा घेउन पाहाढ परवती ॥ सख्याची वाट पाहुन कीती : ॥ ६ ॥

**વિષયાદિ-૧** આ પવાડામાં બીજા અને છેલ્લા બાજીરાવ પેશ્વાએ નાના ફડનવીસને કેદ કરી, બાપુ ગોખલે, સખારામ ભાઉ આદિના સેનાપતિપદે ઇંગ્રેજ અને ભોંસલેના લશ્કર સામે ચઢાઈ કરી અંતે તેમાં હાર પામ્યો એ પ્રસંગ વર્ણવ્યો છે.

૨. કુલ ચોક ૭ છે; શરુથી લહીઆએ અંકક્રમ બરોબર નોંધ્યો નથી.

**વિશેષ**-બાલબોધ લિપિએ આ પવાડો લખેલો છે.

---

अं. ४६-१-४०-वडोदराना शिवाजी महाराजनो ख्याल-पे. म. लो.-र. गंगाजी-पृ. ८०

**आरंभ**—

વડોદરાના શીવાજીનો ખ્યાલ લખો છે: નીચે મુજબ લખો છેઃ॥

वडोदा सेहेर गुलज्यार नीमुना वस्ति दीस्ति गुलज्यार ।
सेहेरा वोहोती बाग बगीच्या अमराया हिरवा गार ॥
बागा बाग मांहि सवाई मस्तुबागाच्यी बाहार ।
त्या मदि बंगला बौहुत मजेचा भौताक कोट चोफेर ॥
जागे जागे हे क्त फुलाच्ये चोगरदाये हारोहर : ।
जागे जागे बेठकां एऊन बसले गादिच्ये अधिकार : ॥
शीतल छाया या बागाची बौहुत चांगली जी ।
नानापरिच्ये पुष्प पत्र लावले ज्याई जुई च्यंबेली ॥
अनीक सेवति बसुन तमाइत पाहावी राव माहाराज उभी जौती ।
सेन्या बाग मदि पक्षाची दाटी किच्या ब्रिच्य करि राघुन मैनां ॥
अजब सेहेर गुलज्यार बडोदा मदि मांडवी ज्यसि फुननां ।
राव राज्येंद्र सवाइ सुपति तीये नांदे मोतीदांनाः ॥ १ ॥

अन्त

फरुन तईयारि स्वारि साटमारि पाहायाला हे जाति : ।
अमे मदी घसुन तमाशा राव राज्येंद्र धनी पाहाति : ॥
नांमि नामी हस्ति ज्याचा छुटा लढाईया लावति ।
रनगाडा एकदंताच्यी साटमारि घेरा होति ॥
खुशमरजी झालास चकशिशि कडे तोडे कंठीया देति ।
गुणी गंगाजी मने भीखाजी कौहवन आले चतुरा शाहानां ॥अज्ञ०५॥

संपुर्ण वडोदाची लावणी :

**વિષયાદિ**-આ લાવણીમાં વરોદરા શેહેરના વિવિધ બાગ બગીચા, કોટ, દરવાજા આદિ વર્ણવી મહારાજ સયાજીરાવની ગણપતિમહોત્સવ, દશરા, સંક્રાન્તિ આદિ ઉત્સવોના પ્રસંગે નીકળતી સ્વારીઓ તથા તે પ્રસંગોમાં ખેલાતી સાટમારિઓ વગેરે વર્ણવ્યાં છે.

૨. કુલ કડી ૫ છે.

**વિશેષ**-બાલબોધ લિપિએ લાવણી લખી છે.

---

## અં. ૪૬-૧-૪૦-શ્રી સતી સદુબાઇનો ગણુ-મિશ્ર
## ગુ. હિં.-લો.-પૃ. ૮૧-૮૬

**આરંભ**-શ્રી સતિ સદુબાઇનો ગણુ લખો છે ॥

દોહેરાઃ ॥ પ્રથમ ગણપત પાયે નમુ સરસત દોહો સમત ॥
પવાડો સદુવલ તણો તે વધ્ય વધ્ય કહુ વધત્ય : ૧॥
બેહુચર અંબે કાલકા હરસિંધી હિંગલાજ
વિશદ ખોડિ ચંડિકા કરો સેવકનાં કાજ ॥ ૨ ॥
ભાટ ચારણ ને ભાંમણાં કવિજન કિજે કોડ
ગણુ ગાવું સદુવલ તણો ક્ષણ વે ન દિજે ખોડ ॥ ૩ ॥
એમદ મેહેમદ ઓપીયે સર દલી સરતાણ
અમદા સેહેરે આવીઆ વધ્ય વધ્ય કરૂ વખાંણુ ॥ ૪ ॥

× × × ×

પેસુવા પેશવા રાજ્યમાંય ચકવે રાજ્ય ચોચ્યક ન્યાય
કુલ જગમાં વાપીયું કુડ : લારોહિ લાહાર વાપિયા લુંનડ
દો દેશ દુષ્ટ ધાઇયા દાય; આવીયા સહર અમદાય માંહે
ચાડીમા ચાડય ચાલે ચંડાલ અમલા સહુને આપે આલ ॥

શ્રીમંત સેહેર ભાગીયું સોહ : કોયની વાર કરે નહીં કોય :
ધંધાલિ સેહેરમાં કિયો ધંધ : આવિયા ભાટ ઊપરે અંધ
જાચકાં દેવ ચોસઠ જોય : હુકમે દેવ હિ ગુલ હોય

× × × ×

અણુ રાવ કુલ જેસંગ આયે : અડિયલ નગ્ર અમદાજમાંય ॥
તેહરો પુત્ર હરિચં(ચં)દ તોય : જશરિ રાતજાયો જ જોય ॥
તહારે ઘેર સદુવલ તેણુ : પાલવા સમધ સાયરો વેણુ :
હરિશંગ હાથ દિધો હુકંમ : અમતણાં લેખ લખિયાંછ યેમ ॥
આપવા રધ્ય સિધ્ય તમને આજ ॥ કરૂ સધ્ય કવિયાંરૂ કાજ ॥ ૮ ॥

અન્ત—મુકી તેજ ને છેવ સહુ માહાલે ॥ ચાલી માનતા દેશ પરદેશ ચાલે ॥
સતી માતરિ માનતા સુધ સાથે ॥ હકમ એકસુ તેહરૂ કામ હોયે ॥
સદુ માતને સમરે મન સાચે ॥ રઘુરાજ તે આપશે મન સચ્ચે ॥
દુખિયાનું દુઃખ તે ટાળશે માત દેવી ॥ સુધ મનસુ કીછયે સાચ સેવા ॥
સંવત તોહોતરો માસ અસાડ સોમે ॥ જયદેવલાં કામ કિધુ જોએ ॥
દિપમાલા દીવા ઘણુા માત દેવી ॥ તવાં ફુળ કીધો સદુ માત તેવી ॥
સુદ બીજ સુમુરતિ થાપ સોયે ॥ હવન હોમ પુજા ઘણી વીધી હોયે ॥
વિપ્રભોજન માત ચંડી બ્રાહ્માંણી ॥ રઘુ રાખિયાં સદુઅલ દેવરાણી ॥
દુજે દેવલ માત હિંગોલ દેવી ॥ પાંનાં આંબલી માત ચોસટ પેખી ।
જેશંગ સુત તે ભાટ હરિશંગ જોયે ॥ સર્વ કામ તે તેમણે કિધ સોયે ॥
ટંજો ચેવલો કાંમ તે સુધ કિધો ॥ લખા કારણે તેમણે જસ લીધો ॥
નાણાં પુરિયાં દેવ સદુઅલ નાંમે ॥ કરે લપાં કોડાં તણાં માત કામે ॥

**વિષયાદિ**—૧. આ પવાડામાં નીચેનો પ્રસંગ વર્ણવ્યો છે:-પેશ્વા સરકારનું અમદાવાદમાં રાજ્ય ચાલતું હતું ત્યાર ચાડીયાઓ ચાડીચુગલીથી ગૃહસ્થોની સ્ત્રીઓને શિરે આળ ચઢાવી, પૈસા ઓકાવી, ભારે કનડગત કરતા હતા. તેમાંના ઉત્તમ નામના એક ચાડીયાએ અમદાવાદના રાઇપર ભાટવાડાની હરિસિંઘ ભાટની સ્ત્રી સદુબાઇને શિરે આળ ચઢાવી દરબારમાં ઘસડી જવાનો પેત રચ્યો. ત્યારે ભાટોએ ત્રાગાં કર્યાં અને સદુબાઇને ૪૮ પેહેલી પેટમાં વધેરી પછી બીજા મુઆ. પછી નગરજનોએ પેશ્વાની કચેરી આગળ જઈ ફર્યાદ કરી અને ચાડીયાઓને શિક્ષા કરાવી. સદુબાઇને સતી લેખી લોકોએ માનતા બાધા રાખી અને તેની દેરી ચણાવી.

૨. કુલ કડી નોંધેલી નથી. આમાં દૂહા, પદ્ધરી છંદ, ભુજંગી, કવિત્ત આદિ છે. આ પવાડામાં કવિએ બ્રહ્માદિ દેવો આ શૌર્યકર્મ અને સતીપ્રભાવ જોવા ભૂતલમાં આવ્યાનું વર્ણવી અદ્ભુત રસ જમાવવાનો પ્રયાસ કર્યો છે. ભાષા રસવતી અને ઝડઝમકવાળી છે.

વિશેષ—૧. જુઓ અં. ૧૦-૪-૧ અને અં૦ ૩૦-૬-૨ નો "વિશેષ".
૨. બાલબોધ લિપિ છે.

---

## અં. ૪૬-૧-૪૧-અમદાવાદ શેહેરની વંશાવલિ-
## એ. ગુ. ગ-પૃ. ૮૬-૮૯.

આરંભ-ઇઆદી આમથ સેહેરની વંશાવલી છે.

શ્રી શમત ૧૪૫૧ ના વરશમાંહાં. એહેમદસા આવા તેમણે શ્રી પાટંણુથી આવીને અમદાવાદ વશાવુ પેહેલી અશાવતે આશારવુ હતુ તેને મારીને શમત ૧૪૫૮ ના વઇશાક સુદ ૫ વાર ગરેઊ પુશ નક્ષતર પુશ દીન ઘડી ૧૧ ચડતા પાઓ-તા. વશાવાનુ મુહુરત કર છે તે શાથે એક લાખ અશવાર તથા ડોઢ લાખ પાઆદા. તથા. આઠશેહે હાથી તા. બતરીશ હજાર ઊઠ તથા. છઅશેહે તોપ તથા. સોલ હજાર પોઠીઆ તથા. સોલસેહે ગાડાં-એટલો શાંમાંન શ્રી પાટંણુથી લાવા તા. નાણુ પાંચ કરોડ લાવીને અમદાવાદ વશાવુ છે. તેમાં ચાર હેમદ. બારે બાવા. શાત હજાર શૈઅદ. તેણે બાર હજીરા મોટા કરાવા તથા છતરીસ મસીત મોટી હાથ પીસતાલીસ ૪૫ મંનારા ઊચા. પથરબંધ—

અન્ત-એહમદશા તા. મેહેમદશાએ વરશ ૪૨-રાજ કરૂ તાં સુધી કશો કર નહી હુતો પછી કુતબદીને (૧૫૦૮) ખેતીનો ભાગ લીધાં રઇઅતનો ભાગ એક પઉં શવત ૧૫૬૨ માં મેહેમદ બેગડાને વારે અરાડ કર થઆ રઇઅત ઉપર દાંણુ એક...(બે) હલનો ભાગ તણુ ચોથેસરી ચાર ભેટ જેવર પાંચ કોટવાલ છઅ કાજી શેર શાત મંણીવા વેરો આઠ તોલાઇ નવ કાટલાં છાપવાનાં દશ નજરાણે અગીઆર પટલાઇ બાર દેશાઇગીરી ૧૩ કુવર શુકડી ચઊદ ગોડા સુખડી પંનર ચાંલિવરો શોલ ભરાઈ સતર હાથીવેરો અરાડ થઆ પછે મેહમદ બેગડાએ અડતાલીસ વરશ રાજ કર પછી શ. ૧૬૧૦ ના ફાગણુ શુદી ૧૩ ની રાત પોર ગઆ પછે બેરાંમ દીને મેહમદ બેગડાને મારો ને ઊમરાવો પાંતરીશ મારા લુટી લીધા જાટી શરવરખાંને મેહમદ બેગડાને મારો પછે શ. ૧૬૧૦ મમદ ફરરાજ બેઠા તેમને (ણે) વરશ ૧૯ રાજ કર્ં પછે શ. ૧૬૨૯ ના વરશમાં આગરેથી અકબર શાહા ગુજરાત આવા પછે મદેફર અકબરસાહાની બીકે કછમાં ગઆ શ. ૧૬૪૯ માં જાટે મદાફરને મારો પછે અકબરે વરશ ૫૧ રાજ કર દલીથી સુબા આવે તે બેસે શ. ૧૬૬૨ ના કારતગ વદ ૧૪ અકબર સુઓ જાડો થઓ તે સુવો.

શ. ૧૧૮૭ પાદશાહા દીની ગયા પછે કાલ પડો બે કરોડ નાણુ દલીથી પાદશાહ શાહજાંને મોકલુ છે ને રહીઅતને જીવાડી.

**વિષયાદિ**-આમાં અમદાવાદની સ્થાપના સંવત ૧૪૫૮ માં થઈ ત્યારે કેટકેટલી જાતના લોકો કેટકેટલી સંખ્યામાં આવી વસ્યા હતા, કેટલાં ઘર, મઠ, દેવલો, મશીદો, વગેરે બંધાયાં હતાં, કેટલા કારૂ અને નારૂ લોકો હતા એ આદિ ગણાવી, તે પછી અકબરે બાદશાહી તોડી ત્યાં સુધી ક્રમે ક્રમે થયલા બાદશાહો અને તેમના મોટાં પરાક્રમો અને કાર્યો તથા રૈયત ઉપર પડેલા કરો આદિ વર્ણવ્યાં છે.

**વિશેષ**-આ કેટલીક ઐતિહાસિક અગત્યની બાબતોને લીધે ઉપયોગી છે.

---

## અં. ૪૬-૧-૪૨-પ્રકીર્ણ હકીગત અને સાલવારી-ઐ. ગુ. ગ-પૃ. ૮૯-૯૧.

**વિષયાદિ**-આમાં પ્રથમ વસ્તુપાલ તેજપાલનાં ધર્માદાય કાર્યો, અને તેમણે બંધાવેલાં દેવાલયાદિની રચના વગેરેની ટુંકી હકીગત આપી છે. તે પછી વિક્રમાજિતથી સંવત્‌ની સ્થાપના ગણાવીને શાલિવાહન (સં. ૧૩૦૫ માં ? ૧૩૫) મુસલમાનોના નબી રસુલ (સન ૬૬૫), પારસીઓનું આગમન (સં. ૭૭૨), સિદ્ધરાજ જયસિંહનો અવસાનકાલ (સં. ૧૧૯૯), નુરશતા ગોર-સતપંથના મુલાં અલીનું પાટણમાં આગમન (સં. ૧૨૮૧), ભીમદેવનું ઘોરી શાહાબુદીનને હાથે મરણ (સં. ૧૨૪૯), કરણની સામા પાટણ ઉપર યવન લશ્કરનો હલ્લો (સં. ૧૪૫૮) આદિ ઘણાક રાજાઓ તેમ જ ઐતિહાસિક પ્રસંગોની સાલવારી અને કેટલાકની વિશિષ્ટ જાણવાજોગ ટુંક માહિતી પણ સાથે સાથે આપેલી છે.

**વિશેષ**-આમાંની સાલવારીઓ બીજા ઐતિહાસિક લેખો આદિની સાલવારી સાથે મેળવવાની અપેક્ષા જણાય છે.

---

## અં. ૪૬-૧-૪૩-સોલંકી રાજ ને બીજનાં ચરિત્ર-મૂળરાજ સોલંકીને ગુજરાતના રાજ્યની પ્રાપ્તિ-ઐ. ગુ. વા.-પૃ. ૯૦-૯૪

**આરંભ**-પ્રથમ ટુકટોડા, મધાવતી નગરી અંતરવેધ(ગંગાયમુના વચ્ચેનો દુઆબ)માં છે તાંહાં શોલંકી રાજ કરતા. તે શોલંકી નામે રાજ બીજ થઆ. તેને ભાઇઓમે કજીઓ થઓ. તેથી પોતીકા પીતરાઇ ભાઇઓને મારા સાથી જે ગરાસ બાબત ટંટો કરો ને ભાઇઓ મારો તેથી ગોત્રહતીઆ બેઠી. તારે બ્રાંમણોને બોલાવીને પ્રશ્ન પુછો જે ગોતરહતા બેઠી તે સાથી ઊતરે ॥ તારે બ્રાંમણે કહુ જે કાશી જાતરા કરો તા. દવારકાંની જાતરા કરો તો તમારી ગોત્રહતીઆનુ પાપ ઉતરે ॥

અન્ત-તારે કાકે બીજે કહ્યુ-જે લેણુને લોહીઆલુ કરીને ઉછાલો એટલેથી લોહીઆલુ લેણુ ઉછાલશો તે લેણુ ધરધણો (ગીધડીઓ) લેઇ જશે એટલે તારૂ કામ થશે તે પરમાણે મુળરાજે લોહીઆલુ-લેણુ ઉછાલુ તે ધરધણો લેઈ ગઈ તારે મામાએ કહ્યુ કે ઉઠો એટલુ-તારે મુળરાજે કહ્યુ કે મામા લેણુ તો પડવા દો જારે લેણુ પડશે તારે ગાદી ઉપરથી ઉઠાશે આ પરમાંણુ મામા ભાણેજે વીવાદ બોલવુ થઉ તારે તે વખતે મુળરાજે કચેરી વચ્ચે ભરી કચેરીએ ગાદી પાસે માંમા ભોઅણદેને મારો-દીવશે પાટણનુ રાજ મુળરાને પટાભિશેક થઓ ને મુલરાજ ગાદીએ બેઠો ને તે દીવસથી ચાવડાના ઘેરથી શોલંકીને ઘેર પાટણનુ રાજ આવુ

**વિષયાદિ**-આ વાર્તામાં નીચેનો પ્રસંગ વર્ણવ્યો છેઃ-"ટુકટોડા( ગંગાયમુનાના સંગમ આગળની દુખાબના પ્રદેશની)માંથી બે સોલંકી રાજબંધુઓ રાજ અને બીજે ગરાસની લડાઈમાં પિત્રાઈઓને માર્યા તેથી લાગેલી ગોત્રહત્યાનું પાપ ઉતારવા કાશીની જાત્રા કરી અને તે પછી દ્વારકાની જાત્રાએ આવ્યા. પાટણમાં તે વેળા ચાવડો ભોયણદે (ભુવનાદિત્ય) રાજ્ય કરતો હતો. તેની ઘોડીને એક રાવત પાણી પાવા લેઇ જતો હતો ત્યાં આ બે ભગવાં-વસ્ત્રધારી ક્ષત્રિયોને જોઇને ઘોડી ચમકી. રાવતે સગર્ભા ઘોડીને ચાબુક મારી, એટલે બીજ સોલંકી જે અશ્વવિદ્યામાં નિપુણ હતો તેણે તેને કહ્યું કે આ ઘોડીને હવે જે પંચકલ્યાણી વછેરો અવતરવાનો છ તે તારી ચાબુકના આઘાતથી કાણો અવતરશે. પછી રાવતે આ હકીગત રાજાને કહી. તેના પેટમાં પાપ પેઠું અને તેણે કાંઈ નિમિત્ત કાઢી આ બે સોલંકી રાજબંધુઓને લુંટવાના મનસુબાથી એવી શરત તેમની સાથે કરી કે ઘોડી સંબંધી તમારૂં ભવિષ્ય જો ખોટું ઠરે તો તમારે સર્વસ્વ ત્યજી દેવું અને જો ખરૂં પડે તો પાટણનું અર્ધું રાજ્ય મારે તમને આપવું. પછી યોગ્ય દહાડે ઘોડીને ભવિષ્ય પ્રમાણે જ કાણો પંચકલ્યાણી વછેરો અવતર્યો. ભુવનાદિત્યે તેમને વચન પ્રમાણે રાજ્ય ન આપ્યું પણ પોતાની બેન રાજને પરણાવી અને તેથી રાજને મૂળરાજ પુત્ર થયો. મૂળરાજ મોસાળમાં ઉછરતો હતો તે દરમ્યાન રાજ અને બીજ દ્વારકાની જાત્રાએ સૌરાષ્ટ્રમાં ગયા. રસ્તામાં કેરોકોટ અને નગર સામૈયું આવતાં ત્યાંના રા લાખા ફૂલાણીએ તેમનો આદરસત્કાર કર્યો. લાખા ફૂલાણીનો ઘોડો ભયથી ચમકતાં હેઠો પગ મૂકતો ન હતો. તેથી તોપોના ધડાકા કરાવી તેની ચમક બીજે ઉરાડી એટલે લાખાએ રાજને પોતાની બહેન પરણાવી; ત્યાં રાજ ને બીજ નગર બહાર વાડીમાં રહ્યા. દરમ્યાન સંન્યાસી અતીતોની જમાત વાગતે નગારે ત્યાં ઉતરી. પોતાને પાદર બીજાનાં નગારાં વાગ્યાથી લાખો ચીઢાયો અને તેણે નગારૂ ફોડી નંખાવ્યું. તેથી રાજ ને બીજ તથા લાખા વચ્ચે કજીઓ થઓ પણ તે વેળા તો બન્ને ભાઈ દ્વારકા ગયા. ત્યાંથી ધર્મપુણ્યનાં કાર્ય કરી પાછા ફરતાં રાજ અને બીજે લાખાના ગામની પાદરે પોતાનું નગારૂં વગડાવ્યું અને ટંટો થયો, તેમાં રાજ-મૂળરાજનો બાપ-મુઓ અને કાકો બીજ પાટણ આવ્યો. પાટણમાં મૂળરાજનો મામો તેને ગાદીનો અર્ધો ભાગ રાજ સોલંકી સાથેની શરત પ્રમાણે

આપતો ન હતો. મૂળરાજે તે ભાગ લેવા અત્યંત આગ્રહ કર્યો ત્યારે ભુવનાદિત્યે રોજ રોજ લિંબુ આકાશમાં ઉડાવી તે હેઠું પડે તેટલો વખત જ ગાદી ઉપર તેને બેસાડવા માંડયો. પણ આટલા જ ટુંક વખતમાં બીજાની શીખવણી પ્રમાણે મૂળરાજે ચાવડાની ગાદીના ભાયાતોને ગરાસો બક્ષીસ આપી પોતાના પક્ષમાં લેવા માંડ્યા. દરમ્યાન તેણે ગીધડાં પાળ્યાં. આમ છ મહીના વીતતાં લોહીઆળું લીંબુ કરી એક દિવસ તેણે ઉછાળ્યું અને ગીધ તે ઉપાડી ગયાં. એટલે મૂળરાજે મામાને કહ્યું કે લીંબુ હેઠું પડે તો જ હું ગાદીએથી ઉઠું. ત્યાં ટંટો થયો ને મૂળરાજે મામા ભુવનાદિત્યને મારી ગાદી કબજે કરી.

**વિશેષ**—આ વાર્તા ઉતરાવીને ભાષાફેર સાથે તેમ ક્વચિત્ ક્વચિત્ સંક્ષેપ સાથે કવીશ્વર દલપતરામે સંશોધન કરી છપાવેલી "રત્નમાળ"માં (પાના ૨૮૦-૭) પ્રકટ થઈ છે. એ પુસ્તકમાં આ વાર્તાને મથાળે લખેલું જ છે કે "અમદાવાદના બારોટ કાલીદાસના ચોપડા ઉપરથી" કે જે આ જ ચોપડો છે.

---

## અં. ૪૬-૧-૪૪-વરહા અને જેતાની વાત-ઐ. ગુ. વા.-પૃ૦ ૯૫-૧૦૧.

આરંભઃ—વાઘેલા વરહો તથા જેતો બે ભાઈ જેણે કલોલ રાજ કરૂ તેની વાત.

જારેં વાઘેલાનું રાજ પાતસાહે છીનાવી લીધું પછી વાઘેલાના વંશમાં વરહો જીતો બે ભાઈ થયા તે બારવટે નીસરીયા તે પાટણને પડખે ચલમાં બીલડી ગઢ તથા સરધાર એવાં ગામ છે તહાં રહીયા તેહમાં વરહાજીનું કુટુંબ બીલડીએ રહ્યું તેથી તેના વંશના આજ બીલડીઆ કેવાઅ છે. અને જેતાજીનું કુટુંબ સરધાર રહ્યું તેથી તેહના વંશના આજ સરધારા કેવાઅ છે. તહાં બાઅડી છોકરાંને રાખીને એ બે ભાઈ અમદાવાદ બારવટે આવતા હતા તેહના ભેલા અશવાર આશરે ૧૫૦ હતા તે કોઈ વખત રાત્રીમાં તથા કોઈ વખત દહાડે આવીનેં અમદાવાદમાં ગામડાં લુટી જાતા. તથા કોઈ શમે બાન ઝાલી જાતા.

**અન્ત**—પછી જેટલા રજપુતો વટલાંણા તેટલાની નાત ૧ (એક) બંધાણી તેહનું નામ મોલેશલામ કહેવાઅ છે પણ આજ શુધી તે હીંદુની જેવો પેરવેશ રાખે છે ધરમ મુશલમાની રાખે છે તથા. તેહમાં પણ હીંદુનો ધરમ કેટલાએક રાખે છે પણ તેહની નાતમાં મરે તેહનેં તો જરૂર ડાટે છે તથા તેહની બાઅડીઓ પણ હીંદુનો વેશ રાખે છે પણ તે નાત મુશલમાન કેહેવાઅ છે અનેં તેહની મોરલી શાખો રહી છે તથા તેહના વૈવંચા ભાટ તેહની

વંશાવલી વાંચે છે અને વીવામાં કલમો પઢે છે પણુ હીંદુની રીત થોડીક રાખે છે ગણુપતીપુજન કરે છે.

અને તે સમે પાતસાહના ત્રાસથી રાજા માત્ર નાશી ગયા.

૧ તેહમાં જે પકડાઆ ને વટલાંણા તેની નાત મોલેશલામ કેહેવાઈ.

૨ તથા જે કરગરીને ગરીબપણેથી હીંદુ રઆ તે કારડીયા રજપુત કેવાઆ.

૩ તથા જેણે વશટી કરાવીને કરગરીને રઆ તે રાજા રઆ.

૪ તથા જે નરવા. રઆ એટલેં રાજનો ખપ ન રાખીને ફક્ત પાતસાહની જમીન ખેડીને ગુજરાણુ કરવું એ રીતે રઆ તે નાડોશ્વા. જાતે કહેવાઆ.

તેહમાં જે રાજા રઆ તેહને ઠકારની પદવી રહી તે વખત પર (બાવન) ગામના રાજાને વટલાવા તેહનાં નામ વીગતબંધી.

| ગામનાં નામ | રજપુતની જાત | નીશાની ઠેકાણું | તે પછવાડે ગામો |
|---|---|---|---|
| ૧ વરહડા | બારૈઆ | ખંભાત પાર્રો | ૩૬ |
| ૨ નેપાડ | રાઠોડ | ચડોતર | ૨૪) છબાબા વીરીબાઇ તે વંશના |
| ૩ બીઆેલ | બીઆેલા | દેગામ | ૮૪ |

× × × ×

(આ પ્રમાણે આમાં ૨૫ ગામનાં અને તે સાથેના ટપ્પાનાં નામ ગણાવ્યાં છે અને તેમાં ચાવડા, મકવાણા, રાણા, વાઘેલા, ટાંક, ઝાલા, રાઠોડ, પરમાર, સોલંકી, ડોડીઆ, ડાભી, જાદવ અને બારૈઆ રજપુતોની જાતો નોંધેલી છે. લહીઆએ બાવન કોઠા પાડી પર ખાનાંની સંખ્યા મૂકી છે, પણ ૨૫ જ કોઠા લખેલા છે અને બાકીના ખાલી રાખેલા છે.)

**વિષયાદિ**–આ વાર્તામાં નીચેનો પ્રસંગ વર્ણવેલો છેઃ–અમદાવાદના બીજા પાદશાહ અહમદશાહના સમયમાં (સને ૧૪૧૦–૧૪૪૨) "વાઘેલા વંશના બાહારવટે નીકળેલા બે રાજવંશીઓ વરહા અને જેતા"એ અમદાવાદ અને તેના પ્હેરા ઉપર લુંટ ચલાવવાનો ધંધો આદર્યો. તેમને એક રજપુત ભંડારી અખો મળ્યો તેની શીખવણીથી તેમણે મકરબે ગયેલી પાદશાહની બીબીઓના રથ પકડ્યા; બીબીઓએ તેમનો ગરાસ પાછો અપાવાની શરતે મુક્તિ મેળવી. પછી તેમણે પાદશાહને સમજાવી કોચરબપાલડી પાસેની ઘોડી'કોઇ' આગળ રહેલા વરહા અને જેતાને ગરાસ આપવાનું કહી પોતાની પાસે લાવવા વાણીઆ મોતીચંદ અને માણેકચંદને મોકલ્યા. સાબરમતી નદીએ આવતાં તેમણે વાણીઅણોને શરમ રહિત રીતે નાહાતી જોઈ, એટલે મોતીચંદ અને માણેકચંદની બાંહધરીમાંથી તેમનો વિશ્વાસ ઉડયો અને તેઓ પાછા વળી પોતાના મુકામે જતા રહ્યા. પછી પાદશાહે એક ઉમરાવને મોકલ્યો. માર્ગમાં તેમની સાથે આવતાં કેટલીક બીબીઓ મોંઢે બુરખો નાંખી જતી જણાઈ; તે બીબીઓ આ લોકને જોઈ શરમાઈ ગઈ અને સંતાવાની જગ્યા ન મળતાં એક જ

કુવામાં પડી. આથી વરહો જેતાને ઉમરાવની બાંહધરીમાં વિશ્વાસ આવ્યો. પછી પાદશાહે કલોલ અને સાણંદનાં ગામો બન્નેને વહેંચી આપ્યાં. મોટાએ કાલોલ-મીઠો પાટ અને નાનાએ સાણંદ-ખારો પાટ રાખ્યો. તેમણે પોતાની બેન લાલાં પાદશાહને પરણાવી. આથી તેમનો બનેવી બીબીલામો સામંતસિંહ તેમની સાથે ચીઢાયો અને તેમને મેહેણું માર્યું. એથી તેમણે પાદશાહને સામંતસિંહની દીકરી પરણવાને ઉશ્કેર્યો. પાદશાહ ઘણો લાગવગ જમાવી, શરમાવી દબાવીને સામંતસિંહને ગામ તેની દીકરીને પરણવા ગયો. ત્યાં સામંતસિંહે દગો કર્યો અને પાદશાહના સૈન્યને માર્યું અને પોતે બહારવટે નીકળ્યો. પછી પાદશાહે તેની સાથે સમાધાન કરી તેને ૮૪ ગામ આપ્યાં. બાદ ઉનું દુધ પીતાં લાલાં મરી ગઈ. પાદશાહ તેના રૂપથી ઘેલો થયો હતો. તેથી તેની ગમગીની અને ઘેલછા શમાવવા ચરોતરના માતરના શત્રશાલજીની દીકરીને જોરાવરીથી પરણવા પાદશાહને કેટલાકે સમજાવ્યો; પાદશાહે શત્રશાલને દરબારમાં બોલાવ્યો. તે શત્રશાલની સ્ત્રીએ સહુના જીવ અને ગરાસ બચાવવા પોતાની છોકરી રાણીબાને તેના રણવાસમાં મોકલી આપી. એટલે શત્રશાલ કેદમાંથી છૂટયો. તેણે આ વાત જાણતાં પેટમાં કટારી ખોસી આત્મઘાત કીધો. પછી રાણીબાએ પોતાના ભાઈઓને પોતાને રસોડે જમાડવા પાદશાહને કહ્યું, અને તે સાથે બીજા કેટલાક હિન્દુ રજપુત રાજાઓને પાદશાહે વટલાવ્યા અને તેઓ મોલેસલામ કહેવાયા.

**વિશેષ**-આ વાર્તા ભાષાફેર સાથે કવીશ્વર દલપતરામે સંશોધન કરેલી "રત્નમાળા"માં આ જ ચોપડામાંથી ઉતરાઈ છપાયલી છે, (જુઓ પાનાં ૩૨૪-૩૪૪), તેમ "રાસમાળા" ભાગ ૧ લામાં (પાના ૫૭૬-૯૮)માં છપાયલી છે.

---

## અં. ૪૯-૧-૪૫-ભગવતસિંઘનાં કવિત-ગુ.-ઐ. લે.-પૃ. ૧૧૧

**આરંભ**-પચવીસના આંકનું (અં૦ ૪૬-૧-૪૪ ના કોઠામાંનું) મૈઆ ગામના ઠાકોર ભગવતશંઘ આસરે વરસ ૧૦૦ ઊપરં થઆ તેહના દરબારમાં બારોટ મોતીલાલ વડોદરાના એક દીવસ જાચવા સારૂં ગઆ હતા તેહને અંન ખાવા પણ આપીઊં નહી તથા કાંઈ દાન પણ આપીઊં નહી એટલેં બારોટેં તેહની નીંદાનું કવીત કહીઊં

સપાખરૂં.

અસામેલ બાધી પરી મૈઆ લગ આવીઓ : વે દુવાં પામે નહી રજક વેલાઃ
ભગવતશંઘ તણા દરબારમાં ભાઇઓ : ભુખ ને દુખ દો થઆ ભેલાઃ ૧
કુંવર કાકા તણો વેણુ માઠું કહે : તેઠે ખાવા તણો ઘણો જ ત્રોરો
રાણીઆં રોદણાં રૂવે સો રાજમાં : મેડીએ બારેઓ રૂવે મોટા(ટા) : ૨
શાત વાતેં કરી વતાવીઓ વાંણીએ : શીદનેં નકારા ભુપ રોવો :
માંડવે જાયો હરી નેવેન થી મેલશે; જહાં જીતશંઘ જલધાર જેવો. ૩

માંડવે (ડભોઇ પાસે જાદવ) એટલે એ બારોટને જીતરાંધે સારી પેઠે કાંઈ આપીઊ હશે તેથી તેની તારીફ કરી.

**વિષયાદિ**—ઉપર આરંભમાં સ્પષ્ટ છે.

**વિશેષ**—ભાટચારણો ગરાશીઆ અને ઠાકોરો જો તેમને તેઓ બરોબર ભેટ પોષાક ન આપતા તો નિંદા ગાઈ કેવી રીતે ફજેત કરતા હતા તેનું આ એક દૃષ્ટાંત છે.

---

## અં. ૪૬–૧–૪૬–ઝાલાવાડના રાજાની રીત અથવા ચંદ્રસિંહજીનું ચરિત્ર–ગુ. ઐ. વા.–પૃ. ૧૧૧–૧૧૪

**વિષયાદિ**—આમાં નીચેનો પ્રસંગ વર્ણવ્યો છેઃ–"સંવત ૧૮૫૨ માં "વઢવાણ તાબાના મેમકા ગામનો લુવાણો ઝાલર(વાલ)ની પોઠો વેચવા લીંબડીના ભાલ પ્રગણાના રોજકા ગામે ગયો. આ ગામના ગરાશીયા ઝાલાના વેવાઈ થતા. તેમણે મશ્કરીમાં લુવાણાને કહ્યું:–"તારા ઝાલા શા ભાવે વેચાય છે?" એટલે લુવાણે કહ્યુ "તમારા ભાલીયા ૧૦૦ ને અમારો ઝાલો એક!" એટલે ગરાશીઆઓએ ચોઢાઈ તેની પોઠ ખુંચવી લીધી, માર માર્યો અને કાઢી મૂક્યો. ત્યારે લુવાણે વઢવાણ આવી રાજા ચંદ્રસિંહને ફર્યાદ કરી. તેણે ૨૦૦૦ સ્વાર સાથે લીંબડીનું મોરશીયું ગામ લુંટ્યું અને ત્યાંના ઠાકોરોના ઘરનાં કાડમાળનાં ગાડાં ભરી વઢવાણ લાવવા માંડ્યાં. માર્ગમાં લીંબડીના ઠાકોર હરભમજી ૭૦૦ સ્વારો અને ૮૦૦ પાગા સાથે સામો આવ્યો અને ગાયકવાડી સુબા ભગવાનભાઈ પાસેથી ૧૨૦૦૦ સ્વાર અમુક શરતે લીધા. ચંદ્રસિંહને હવે મોત પાસે આવ્યું જણાયું. પણ તેના ઉમરાવ ગાજીયા કાનજીએ સામે મોંઢે ભોગાવો ઉતરી ગાયકવાડી તોપોમાં ખીલા ઠોકવાનું માથે લીધું, અને તેમાં તે ફાવ્યો અને મરાઠાઓ તથા હરભમજી નાઠા. પછી ચંદ્રસિંહે ગાયકવાડી સુબાને તોપો પાછી લઈ જવા દીધી.

**વિશેષ**—આ વાર્તા કવીશ્વર દલપતરામવાળી "રત્નમાળ"માં પાને ૩૫૦–૩૫૨ પ્રકટ થઈ છે.

---

## અં. ૪૬–૧–૪૭–પથાભાઈ અને હરભમજીની લડાઈ–ગુ. ઐ. વા.–પૃ. ૧૧૩–૧૧૫

**વિષયાદિ**—આમાં વઢવાણના રાજા ચંદ્રસિંહના મરણ પછી સંવત્ ૧૮૫૯ માં તેના પુત્ર પથાભાઈ સાથે અંક ૪૬–૧–૪૫ માં જણાવેલી બાબતના સંબંધમાં વેર લેવા હરભમજીએ ચઢાઈ કરી, તેમાં બન્ને પક્ષના લસ્કરીઓને વત્તી ઓછી હાનિ થઈ અને તરત તો ટંટો શમ્યો, એ પ્રસંગ વર્ણવ્યો છે.

**વિશેષ**—આ આખી વાર્તાનો સંક્ષેપ પાંચ કવિત (દુહા) સાથે કવીશ્વર દલપતરામવાળી "રત્નમાળ"માં પાને ૩૫૩–૪ મે પ્રકટ થયો છે. પ્રસ્તુત પ્રતિમાં ત્રણ કવિત છે, ત્યારે પ્રસિદ્ધ "રત્નમાળ"માં નીચેનું પેહેલું અને પાંચમું વધારે છેઃ–

ખાડીમાં ખદબદે, વઢવાણ આવ્યું જાણ;
ચઢયો ચપળ થઈ ઑંપથી, રંગ છે પેથલ રાણ. ॥ ૧ ॥
કાલ વઢવાણુઓ વાસરે પાશે સૂપ લવાય;
ચાંદે હરભમ ચુંથીયો, એ પળે નાવે જાય ॥ ૫ ॥

---

## અં. ૪૬-૧-૪૮-હળવદ અને વઢવાણ વચ્ચે બકરીની લડાઇ-ગુ. ઐ. વા.-પૃ. ૧૧૫-૭

વિષયાદિ—આમાં નીચેનો પ્રસંગ વર્ણવ્યો છે:-સંવત ૧૮૯૩ માં વઢવાણના ગામ ખેડુમાં ત્રણ ગાઉ ઉપર જ ધ્રાંગધ્રાના રાજાના થાણાના ગામ ગુજરવેદીથી ઈદને દહાડે બકરી વેચાતી લેવા સીપાઈ આવ્યા; તેમણે બકરી રૂ. ૧૧ માં ખરીદી પણ પૈસા આપ્યા વિના બકરી લેઈ તેઓ ગુજરવેદી આવ્યા. આથી બન્ને પક્ષના રાજાઓ વચ્ચે લડાઈ થઈ. આખરે ચારણો અને ભાટોએ પંચાતથી ટંટો શમાવ્યો. તેમાં હળવદના રાજાને રૂ. ૧ લાખનું, અને લીંબડીવાળાને રૂ. ૨૫ હજારનું ખર્ચ થયું ત્યારે ચુડાવાળા અને સાયલાવાળાને રૂ. દશ દશ હજારનું થયું.

વિશેષ—૧. આને લગતી સત્તર કડીની કવિતા જો કે પ્રસ્તુત પ્રતિમાં આપી નથી, પણ અં. ૩૫-૧-ચ માં છે તે જોવી; પરંતુ ૩ ઝુલણા છંદની કડીઓ, ૧ અર્ધ દોહરા અને સોરઠાની કડી અને ૫ કાઠીયાવાડી દોહાની કડીઓ લખેલી છે, તેમાં પ્રસંગ વર્ણવ્યો છે; પેહેલી ચારમાં વઢવાણના રાજા પેથાભાઈની તારીફ છે ત્યારે પાછલી પાંચ કડીમાં હરિસિંઘની નિંદા છે.

૨ આ આખી વાર્તા (અં. ૩૫-૧-ચ ની કવિતા સાથે) ઉપર જણાવેલાં 'કવિત' સાથે કવીશ્વર દલપતરામવાળી "રત્નમાળ"માં પાને ૩૫૫ થી ૩૬૩ માં આપેલી છે.

૩ આ ઉપરાંત પ્રસ્તુત પ્રતિમાં વઢવાણના પથાભાઈની નિંદાનાં નીચેનાં "કવિત" ૬ છે, જે કવીશ્વર દલપતરામની "રત્નમાળ"માં નથી; કારણ સમજાય છે તેમ તેઓ વઢવાણના વતની હોઇને તેમને તે લેવાં યોગ્ય લાગ્યાં નહીં હોય.

( પથાભાઇની નીંદાનાં ગીત )

કીયા રાગ વેલાપ-વદે વગાણે કઠણ વસર ગત મૂર તંબોલવાઆ:
ગાદીમાં ધણી પડે ચડે ફોજે ગરટ અડી ખમવા દીઆ જેમ આઆ: ॥ ૧ ॥
હુવો હોહોકાર બોહો મંત્રવાલા હરદ તતકાલ અડદ જૂદ ત્રુટા,
અંગ ધખાવે ચર્ખા દર્લા અંટાલા, જાટાલા ગારડી ખેજી જુટા ॥ ૨ ॥
ચોતરી વદાહી વીર મુડાં ચલે ધાર છુટા ચલે ધાગધાગા
દલીરા શાલ ગુલવાડરા થોભ દે: લાલ શેલી ગર વોમ લાગા ॥ ૩ ॥

લડયડે હેકદમ મગ લાલીએ ઝીક ઘોડા તણી પડે ઝડેઆં :
ઑ અદાહર ઑં અજાહર નશંદર જોગંદર અડારા આકમી મુદ્ર જોગેન્દ્ર અડેઆજ
ધખે પડે બોલ હીલો બગાંલા ધમશ ખેચરાં ગત જુ વહે ખાલા,
વેરશી હંદરરા ફંદ દેખી વકા : ચંદ ભુલી ગયો વીર ચાલા. ॥ ૫ ॥
પાંચ ઘડમાં માંતરામાંહી રઆ પડા, સાંભલો અભો ઝલવદન શુકે,
ગામ અશાણુ તણે હેક પકડી ગહી, મઠી વઢવાણુરી ન નકો મુકે ॥ ૬ ॥

---

## અં. ૪૬-૧-૪૯-ગોહિલોની વાત-ગુ. ઐ. વા.-પૃ. ૧૧૭-૧૨૫

આરંભ-ગોઆહેલોની વાત. પાંડુના અરજુણ સુત અભેવન સુત પરક-શત (પરિક્ષિત) શુત જનમેજઅ સુત સહસરાજુન સુત શતનીક શુત શત-કરમ શુત ગૌતમ શુત નાગવાહન શુત નરવાહન શુત શાલીવાહન જેનો શક ચાલે છે તે તેહના દીકરા ૪ ગેમલજી ૧ શદેવસ ૨ રીશાલુ ૩ શામસુંદર ૪

તે શાલીવાહનની પેદાશ કાશીપુરીમાં થઈ તાંહાં એક બરામણ હતો તેહને દીકરા ૪ તથા દીકરી હતી તે રૂપવંતી હતી તેહનું સગપણ કરવા માંડીછે તારેં બાઇએં ક્યું જે મારે પરણવું નથી પછી મોટાં વરત કરવા માંડીઆં એમ વરશ ૧૩ ની થઇ એક શમે એ કંના ગંગામાં નાવા પરો-ઢીએ જાતી હતી તે રાત્રીની ખબર પડી નહી તે સમે આશોપાલવના ઝાડ હેઠ નાગ ત્રશંગ નામે ઊભો હતો તે શમે પુંનમનો ચંદ માથે આવો હતો અને બાઈ ગંગામાં નાવા ઊતરી તે નાગની નજરેં આવી તેહનું રૂપ જોઇને નાગ વીહવલ થઇનેં મનુશનું શરીર ધારીનેં તાંહાં આવો તે બાઇ પાસેં વશ-તર હતું નહી તે વખત દરશટીપુતર (દૃષ્ટિપાત) ગરભ રઓ તારેં ક્યું જે હું પાતાલનો નાગ છું બાઈ કહે જે હુ કુંવારી છું અને આ કલંકથી મારે મરવું પડશે તમનેં હતીઆ આપીશ નાગેં ક્યું જે સરવે પ્રથવીનું રાજે કરે એવો તારે પુત્ર થશે અનેં તારે દુખ પડે તારેં મુને ઇઆદ કરજે.

× × ×

**અન્ત**—અનેં જશવંતશંધજી વીધા વાજાનો દીકરો પેહેલો મરાયો હતો તે વરશંધ દે મુંછડાલનો જમાઈ થાતો તેહનો દીકરો નથુજી વંરસ ૧૬ ની ઊમરમાં હતો. તે પોતાનો ભાણેજ જાણીને વરશંધ દેએ ઊગારી લીધો અનેં એહના ૧૫૦ અસવારમાંથી ૭૫ મરાઆ પણ અરજણજીનેં દુદાજીનેં વરશંધ દેને સરીરે ઘા વાગા પણ કુશલ રઆ તે નથુજીને લૈનેં પાછા વલા તે વખત અરજીણુએં પુછુ જે વરશંગજીની પાશેં એ કોણ છે તારે કહ્યું જે એ તો ભાણેજ છે તારેં કહ્યું જે ઠાકો સાપોલીઉં શાથે રાખી રઆ દેખાય છે તે વાત શાંભલીનેં વરશંધજીએં તરવારથી ભાણેજનું માથું કાપી નાંખું પછી તે દલગીરીથી પોતાના હાથનાં કાંડાં બે કાપીઆં અનેં પછી કાશીની જાતરા સારૂં ચાલા ને ત્રીજી મજલેં ગુજરી ગઆ

**વિષયાદિ**-આ વાર્તામાં નીચેનો પ્રસંગ વર્ણવ્યો છેઃ-ગોહિલ ઝાંઝજી અકબર બાદશાહ સાથે લડતાં મુઆ અને મારવાડનો ખેડગઢ ભાગ્યો એટલે તેનો મોટો પુત્ર સેજકજી કુળદેવ મોરલીધરની મૂર્તિ સાથે ગાડાં જોડાવી ગુજરાતમાં આવ્યો અને કાઠીઆવાડમાં પંચાળ દેશમાં તેના ગાડાનું પૈડું નીકળી પડ્યું એટલે દેવની આજ્ઞાથી ત્યાં મુકામ નાંખ્યો અને નવલખો પ્રાસાદ કરાવી મુરલીધર દેવ તેમાં પધરાવી સેજકપુર વસાવ્યું. તેના બીજા ભાઈઓએ પણ જૂદાં જૂદાં ગામ આસપાસ દૂર તેમ નજીકમાં વસાવ્યાં. તેમના વંશજોની દીકરીઓ અને બેનો મારવાડમાં કનોજના રાજારજવાડા સાથે તેમ જુનાગઢ આદિના રાજાઓ સાથે પરણી હતી. એમાં એમને કેટલાંક ગામની ચોરાશીઓ મળી. તેમના વંશના મોખડાજીએ ભાવનગર પાસે શીહોર વસાવ્યું. એ વંશના વીહોજીએ શીકાર રમવા જતાં એક કોળી ઠાકોરની સ્વરૂપવંતી દીકરી જોઈ અને તેની સાથે લગ્ન કીધાં. તેના વંશના હાથા અને ભાચા મકવાણાઓ ઔરંગજેબના લશ્કરે સોમનાથનું ( પ્રભાસ પાટણવાળું ) દેહેરૂં તોડી મૂર્તિ અમદાવાદ લઈ જવાનું પ્રયત્ન કરતાં ૨૫૦૦ કોળીઓ સાથે મુઆ. તે જગ્યા ધારાતીર્થ કહેવાય છે. તેના વંશના ખસીઆ ઠાકોરના વંશજ બીજા ખસીઆને હરાવી દામાજી ગાયકવાડ વડોદરે લઈ ગયો અને દામાજીની માએ તેને કેટલાક વખત પછી ખુશી થતાં છોડાવ્યો. તેના વંશના વાજા વીંધાજીને અડીલાના અરજણજી જોડે ઠામ ઠામ લડાઇઓ થઈ. તે વીંધા વાજો મુઓ અને તેનો દીકરો, જે પોતાનો ભાણેજ થતો હતો તેને અરજણજીના કહેવાથી ધરાંવરજીએ માર્યો પણ ભાણેજની હત્યા કર્યાના પાપનો પશ્ચાત્તાપ થતાં પોતાનાં બે કાંડાં કાપી કાશીની જાત્રાએ જવા નીકળ્યો અને તે કાશીએ જતાં મર્ણ પામ્યો.

**વિશેષ**-આ વાર્તામાં રા' મંડલિકના વારાથી તે પેશ્વાઈ પછીના સમય પર્યંતના કાઠીઆવાડનાં કેટલાંક નાનાં રાજ્યો સંબંધી ઉપયોગી માહિતી સમાવેલી છે. આ વાર્તા છપાયલી જણાતી નથી. કવીશ્વરે સંશોધન કરી છપાવેલી "રત્નમાલ"માં ગોહિલોની વાત છે પણ તે બીજી જ છે, જો-કે તે ગોહિલોના મૂળ પુરૂષ સેજકજીથી પ્રસ્તુત વાર્તાની પેઠે શરૂ થાય છે, અને કોક પ્રસંગ બન્નેમાં સમાન પણ છે.

---

## અં. ૪૬-૧-૫૦-કાલીનો કોટ-ગુ. એ. વા. પૃ. ૧૨૬-૭

વિષયાદિ-આમાં અમદાવાદથી અડાલજના રસ્તા ઉપર આવેલા કાલી ગામ આગળના પુરાણા કિલ્લા સંબંધી હકીગત છે. પેશ્વાના હાકેમ સેલુકર( સન ૧૮૦૦)ના વખતનો સીપાઈ સૈયદ રહેમુ જે ત્યાં થાણામાં રહેતો હતો તેણે એ લખાવી છે: અમદાવાદ વસાયા પછી સો વર્ષે પાતશાહના અમીર અહમદશા, જેણે હિન્દુઓનાં રાજસ્થાનો કબજ કરી બાવન કિલ્લા બંધાવ્યા હતા તેણે કાલીનો કોટ બંધાવ્યો હતો. તેને ચાર બુરજ હતા, ૪ અસલી કુવા હતા; આ કિલ્લાને તાબે ૨૭ ગામ હતાં; અમદાવાદ પેશ્વાએ લેતાં મુસલમાની લશ્કર આ કિલ્લામાં ભરાયું એટલે પેશ્વાએ તોપોના ગોળા છોડી આ કિલ્લાનો સદંતર નાશ કર્યો. આ જ અહમદશાએ રાણપુરનો કિલ્લો ગોમા અને ભાદર એ બે નદીઓના વચલા પ્રદેશમાં બાંધ્યો હતો.

વિશેષ-આવા નાના નાના કોટની મળતી હકીગતો એકઠી થતાં ગુજરાતનો શૃંખલાબદ્ધ ઇતિહાસ લખવામાં ખૂટતી ઉપયોગી ઐતિહાસિક વિગતોની સાંકળો પૂરી થાય એમ છે.

---

## અં. ૪૬-૧-૫૧-કેશર અથવા મરતોલી માતા-
## ગુ. લો. વા-પૃ. ૧૨૭-૮

આરંભ-અડાલજમાં બારોટ ઝવેર બાહાદર રંગ ઊમર વરશ ૬૫ની છે તેહની કહેલી વાત નીચે લખી છે.

અડાલજમાં કેસરબાઇ માતાની જાઅગા છે તેહની માનતા ઘણી ચાલે છે એ માતાની ઊપજ પેહેલી પાટણ પાશેં મરતોલી ગામ તહાંના ભીલની બાઅડી નામેં કેશરબાઇ હતી તે કોઈ દેવીના અવતાર જેવી હતી તેહના ગુનામાં કોઈ માંણુસ આવે તે માણુસેં સરાપ આપે તેથી મરી જાઅ. એટલે એ ગામના લોકોએ એહનેં ડાકણ ઠરાવી.

અન્ત—એ આંબે તથા લેંમેં તહાં માતાનું થાનક કરીઊ પછી મરતોલીએ અડાલજનો ભરવાડ જેઠો ગઓ હતો તેના શરીરમાં રહીનેં માતા આંહી આવીયાં તથા મરતોલીએ પણ થાનક છે પછી તે જેઠા પાશેથી રૂપાંબાઈ નાગર બરામણને ઘેર સંવત ૧૮૭૨ માં આવાં તેહની બનાવેલી જગા હાલ છે. નેં ઘણા ગામોંમાં કેસરબાઈ માતાના જુવા છે તે ઘણું કરીનેં તો જુવા જાતેં ભરવાડ તથા ભીલ છે અનેં મુલ ગામના નામથી મરતોલી માતા એ હવે નામેં પણ કહેવાઅ છે.

વિષયાદિ—આમાં નીચેની હકીગત છે:-ભીલની બાઈડી કેસરબાઈ પોતાને પજવનારને શાપ દેતી અને તે મરી જતો એથી ગામ લોક તેને ડાકણ ઠરાવી અને તેના છોકરા પાસે બબ્બેવાર મારવા પ્રયત્નો કરવ્યા; પણ તે જીવી અને બીજી વારના

માર વેળા જંગલમાં ઝાડ હેઠળ ભોંયમાં સમાઈ ગઈ. પછી થોડોક સમય વીતતાં દુકાળ પડ્યો અને એક ભરવાડ પોતાના બે છોકરા-આંધળા અને લેંઘા-સાથે તે ઝાડ હેઠળ પરદેશ જતાં ઉતર્યો અને દુકાળની પીડાનો માર્યો ત્યાં જ છોકરાને ઉંઘતા ને ઉંઘતા છોડીને જ ચાલતો થયો. એટલે પેલી ભીલડી કેસરે ભોંયમાંથી નીકળી પાંચ વર્ષ પર્યંત તેમનું લાલનપાલન કર્યું અને ભરવાડ સુકાળ પડતાં પાછો આવ્યો ત્યારે છોકરાને જીવતા દેખ્યા આથી તેણે ત્યાં કેશર માતાનું સ્થાનક કીધું.

**વિશેષ**—ગુજરાતમાં કેવી રીતે, કેટલીક દેવીઓના સ્થાનક સ્થપાયાં છે તે સબધમાં આવી વાર્તા માર્ગદર્શક થાય એમ છે.

---

## અં. ૪૬-૧-૫૨-કલોલની વાત-ગુ. ઐ. વા.-પૃ. ૧૨૮-૯

આરંભ-મેહેતાજી શીવરામની કહેલી વાત

કલોલથી ઈશાન તરફ કોશ ૧ ઉપર **તેરશા** નામેં સેર હતું તહાં અશલી **હનુમાન** હજી છે. તેનું નામ **તેરશીયા** કહેવાઅ છે અને તહાં વસતીનું નીશાન પણ જણાય છે તે ગામ ભાગીને કલોલ વશુ તે કલોલ નામનું કારણ કે એક કલો એહવે નામેં **જોગી** પ્રથમ અહીં રહેતો હતો તેહને પાશે વસતી વધતી થઈ તારે તે જોગી (રાવલીઓ) નામથી કલોલ નામ થયું—

**અન્ત**-અશલ આ પ્રાંતમાં વશતી ભીલોની હતી તથા થોડી વશતી હતી તેથી જંગલ ઢંઢાર જેવો લાગતો ઢંઢાર એટલે ઊજડ ભયંકર તેથી તે જમીનનુ નામ ઢંઢાર હતું તેહમાં વશતી થઈ તાહારેં ગુજરાતમાં ઢંઢાવ દેશ કહેવાઓ તેહનું તખત કલોલમાં હતું તાંહાંના રાજાની રાખેલી રાંણી નામે રૂડબાઈ તેણેં અડાલજની વાવ કરાવી તેહના પથર લાવતાં દર ગાઉથી ૧ પથર લેઈનેં તે રાણીની છોકરીએં ગામ છત્રાલાની વાવ કરાવી એમ લોકો કહે છે તે છોકરીનું નામ જાહેર નથી–

**માલવામાં નરશીંહ પર પાટણ** હતુ તહાંના વાણીઆ નરસીંહપરાનાં ઘર ૭૦૦ પરાંતીજમાં આવાં તહાથી કલોલમાં ઘર ૪૦૦ આવતાં સવત ૧૩૦૦ ની સાલમાં આવાં તેહમાં હાલ ઘર ૪૦ છે

કલોલમાં વશતી ૨૦૦૦ ઘરની આસરે કેહેવાઅ છે નકી ઘર ૧૫૦૦ છે

૫૦૦ શીપાઇનાં, ૨૦૦ વાણીઆ, ૬૦ તરગાલા, ૧૦૦ ભાટનાં, ૫૦ બરામણ, ૨૦ હજામ, ૧૦ સોનીનાં ઘર, ૩૦ સુતારનાં ઘર, ૧૦ દરજીનાં, ૧૦૦ કણબીનાં, ૫૦ ઢેઢીઆનાં, ૭૦ કોલીનાં, ૨૫ રાવલીઆ, ૨૦ ચારણનાં, ૪૦ ગંધરવોનાં, ૩૦ કુંભારના, ૪૦ પીંજારાનાં, ૧૫૦ પરચુ-૧૫૦૦.

૩૪-૩૫

વિષયાદિ-આમાં કયોલ ક્યારે અને કોના નામથી વસ્યું તે સંબંધી હકીગત છે. આમાં જાણુવેલું છે કે આ ગામ અસલી હોવાનું પ્રાચીન કપિલેશ્વર મહાદેવના સ્થાનકથી સમજાય છે; આ ગામ વસ્યું (આશરે સંવત ૧૩૦૦) ત્યારે વાઘેલાનું રાજ્ય હતું, સોલંકીના રાજમાં વસ્યું નથી. તેને સંવત સહિત લેખ વ્યાસ રણછોડ લેઇતાને ઘેર છે. આ કલોલની રાણી રૂડાંબાઇએ (સં. ૧૫૫૫ માં) અડાલજની વાવ કરાવી; આ ગામના 'વરહો' અને 'જેતા'એ અમદાવાદના બાદશાહને પોતાની બેન 'લીલા' પરણાવી હતી; ત્યાં મશીદ છે તે 'કાલીના કોટ'(જુઓ અં. ૪૬-૧-૫૦)ના વખતની હોવાનું અનુમાન થાય છે; ગામને કિલ્લો નથી. વગેરે.

વિશેષ-ઉપયોગી સ્થાનિક માહિતી માટે પ્રસિદ્ધ થવા યોગ્ય છે.

---

## અં. ૪૬-૧-૫૩ કંદુલોપાખ્યાન-ગુ. પુ. ગ. સાર-(અધ્યાય ૧૪)-પૃ. ૧૩૦-૧૩૪

આરંભ-સ્કંદ પુરાણુમાં કંદુલોપાખ્યાન અધ્યાય ૧૪

અ ૧

સૌરાષ્ટ્ર દેશમાં પાપાપનોદ નામનું વન તેમાં એક સમે કોઈ પારધી શીકાર કરતો હતો તહાં પાંચ રૂશી કણ્વ ૧ ગાલવ ૨ ઔતિથ્ય ૩ આંગીરસ ૪ બાર્હસ્પત્ય ૫ તેઓ જતા હતા તેઓને પશુ જાણીને એ પારધી મારવા ચાલ્યો પણ નજદીક જતે દયાવાન થયો અને બહુ ટંડની વખત હતી તે ટંડથી રૂશીઓને પીડાતા જાણીને અગની વીગેરે લાવીને તેઓની ટંડ મટાડી. પછી તેણે પુછું જે મારા શા પુણ્યથી તમારાં દરશન થયાં. તેઓએ કહ્યુ કે પૂર્વ જનમે ઘણો લોભી વાંણીઓ નામે કડવો તું હતો. તારે એક સમે કોઈ યોગી તારે ગેર આવ્યા. તેની પુજા તેં કીધી અને પુછું જે કીયા વ્રતથી મહાપાપ મટે. પછી તેણે કહીઉં જે કાલાષ્ટમી શીવનું વ્રત જે ભાદરવા વદ ૮ તે દહાડે ગાયના મૂત્રથી પછી પાણીથી નાહીને ધંતુરાના પુલથી શીવ પુજા કરવી.

× × ×

અ. ૩

તે માંધાતાએ (પૂર્વ જન્મના વાણીઆ કડવાએ) બ્રાંમણુની વ્રતીઓ બંધ કરી તારે બ્રામણોએ પાંચાલ દેશમાં જૈને કણ્વ રૂશીની પાસે પોતાનું દુખ કહીઉં તેણે પોતાના શિષ્ય ગાલવને મોકલી રાજાને કેહેવરાવ્યું જે તારો પેહેલો જન્મ સંભાર. તું શાથી રાજ્ય પામ્યો છું. પછી તેન પેહેલો જન્મ સાંભરો. અને એ રાજા પાંચલ દેશમાં રૂશીનાં દરશન સારૂ સૈના સહીત આવ્યો. તેને પાંચાલમાં બ્રામણોને ગામ વસાવી આપવાનું રૂશીએ કહીઉં.

પછી ગાલવને મોકલી ૧૮૦૦૦ બ્રામણોને તહાં તેડાવ્યા અને એ જ વખતમાં સોરઠના વાણીઆઓ ૩૬૦૦૦ તહાં જાત્રાએ આવ્યા હતા તેઓને પણ તેજ વખત તેડાવીનેં તહાં કંકુલ ગામ વસાવીનેં તહાં રાખ્યા.

અન્ત-(અધ્યાય ૧૪ મો) જારેં દ્રૌપદીયેં સહીત પાંડવો વનવાસ નીસરા ત્યારેં તાલ પર્વતમાં આવીનેં કેટલાક દિવસ રહા હતા અને તહાં રહીને શ્રી કૃસ્નની વીનતી કીધી તારેં શ્રી કૃસ્નેં આવીને કહીજે કે મત્સ્ય દેશનો રાજા વીરાટ નામેં છે તે ધર્મવાલો છે તહાં તમે જૈનેં સુખેં વસો પછી કાંપિલ-સ્થાનમાં તીર્થ યાત્રા કરીનેં વૈરાટપુરમાં ગયા.

આ મહાત્મ્ય જે સાંભલશે તેનેં દીકરો. ધન જે ઇછા હશે તે મલશે અનેં રાજા તથા ચોર વીગેરેનો ભય તેને ઉપજશે નહીં એમાં સંશય નથી.

સોનું ધન ગામ વસ્ત્ર વીગેરે આ વાંચનારનેં જે આપશે તે અક્ષય ફલ પામશે.

વિષયાદિ-આમાં પાંચાલ દેશમાં માધાંતાએ (પૂર્વે જન્મના એક લોભી વાણીઆએ) શાપથી મુક્ત થતાં કણ્વની પ્રેરણાથી કંકુલ ગામ વસાવ્યું, ગાલવા નામે બ્રાહ્મણો અને વાણીયાઓને ત્યાં વસાવ્યા અને એ સ્થળે તીર્થ સ્થાપ્યું, એ પ્રસંગ વર્ણવેલો છે. આના ચૌદ અધ્યાય છે, તેનો સાર માત્ર આમાં આપેલો છેઃ ૧ લા અધ્યાયમાં કડવો વાણીઓ કણ્વાદિના શાપાનુગ્રહથી માંધાતા રૂપે અવતરવાનું વરદાન પામ્યો તે, ૨ જામાં યુવનાશ્વને પેટ માંધાતાનો જન્મ થયો તે, ૩ જામાં માંધાતાએ કકુલ (કણ્વાલય) ગામ વસાવ્યું તે, ૪ થામાં કંકુલ ગામની સીમા અને બ્રહ્મકુંડાદિ તીર્થસ્થાનોનું નિર્માણ, ૫ મામાં કંડોલીઆ બ્રાહ્મણ(ગાલવા કાલવા, કપોલા પણ નામ પડ્યાં તે)ની તથા પ્રાગ્વાટ વાણીયાઓની ઉત્પત્તિ, ૬ટ્ઠામાં એ વનનું પાપનોદ નામ શી રીતે પડ્યું તે, ૭ મામાં તે તીર્થમાં ચારણને કણ્વ ઋષિની પ્રેરણાથી તપ કરતાં શિવે આપેલું વરદાન, ૮ મામાં સ્વયંભૂ દેવ અને દેવીની સ્થાપના, ૯ મામાં કાશીની જ્ઞાનવાપી જેવી સત્યવાપી, શિવમુખી ગંગા આદિની સ્થાપના, ૧૦ મામાં દેવીઓનું નિર્માણ, ૧૧ મામાં એક નિત્યા બ્રાહ્મણીની કથા, ૧૨ મામાં રામચંદ્રનું રાવણહત્યાના પાપના નિવારણાર્થે કંકુલમાં સ્નાન, ૧૩ મામાં કૃષ્ણના પુત્ર સાંબની શાં(સાં)બપુરી, જાજલિ ઋષિનું સોરઠના ચૌલુકયવંશી રાજાની કન્યા સાથે સ્વયંવરથી લગ્ન, તાલ દૈત્યના હનનથી તે સ્થળનું તાલગિરિ નામ વિગેરે, તથા ૧૪ મામાં દુકાળથી ઉજ્જડ થયેલા એ ગામની સુકાળમાં પુનઃ સ્થાપના, પાંડવોનો નિવાસ આદિ, વર્ણવેલાં છે.

વિશેષ-સ્કંદપુરાણાદિમાંથી આમ વિવિધ ગામ સ્થપાયાના હેવાલોનાં તારણો કઢાવાય તો તેથી ઉપયોગી માહિતી મળે એમ છે. આ આખ્યાન ઉતારતાં લહીઆએ ભૂલથી ૧૩૦ મા પાનાનો આંક બેવડો નાંખ્યાથી કુલ પાનાં ૧૩૦-૪ ને બદલે ૧૩૦-૫ થવાં જોઇએ છે.

---

## અં. ૪૬–૧–૫૪–કાનાજીનાં કવિત–ગુ. ઐ. કે.–પૃ. ૧૩૪

આરંભ–કવીત ભૂપતશંઘના બાપ કાનાજીનાં

સંચરો તે થાશે સરપ. ધરતી ઊપર ધેંગ.
તેમાં આતર શંધ. કરી નવાલી કાનડા. ૧
પાટીલે પોશાલ સજી. નરપત ભણીઆ નનો
છત્રપતી શંશાર દદો. કલમેં લખો કાનડા. ૨
તેં ખાગેં નારણુ તણા. લીધી ધર લંકાલ
ચક બાધી ચઊબા(વા)લ. તને કરે સલામુ કાનડા. ૩
લાપશીઊ વાલા લંધર. દીના દેતરોજા
લાખેં લાચે ના. કરોડુ જમતાં કાનડા. ૪

વિષયાદિ–અં. ૪૬–૧–૫૬ વાળા કાનાજી સંબંધી આ ચાર કવિતો છે, પણ ત્યાં આપેલી હકીકતમાં નહીં આપતાં અહીં છૂટાં ઉતારેલાં છે.

વિશેષ–૧. આ ઉપરાંત એક નીચેનો છૂટો દૂહો છેઃ—

કોન પાપસે અવતરે બડે બાપકે પૂત.
માગણ માગે પામરી ઘરમાં ન મિલે સુ(સૂ)ત.

૨. આના પછીના ૧૩૫ મા પાના ઉપર ભુપતસંધનાં ૭ કવિતો ઉતારેલાં છે, પણ એ કવિતો પાછાં ભુપતસંધની વાર્તા(જુઓ અં. ૪૬–૧–૫૬)માં આવતાં હોવાથી તેની વિગતવાર નોંધ અહીં લીધી નથી.

---

## અં. ૪૬–૧–૫૫–ભંકોડાના ઠાકોરની વંશાવલિ–ગુ. ઐ. વંશવૃક્ષ–પૃ. ૧૩૬–૭.

આરંભ–ભંકોડાના ઠાકોરડાની વંશાવલિ મે. ગુલાબચંદના કહ્યાથી લખી.



**વિષયાદિ**–આમાં ભંકોડાના ઠાકોરની કાનજી રાતથી ચૌદેક પેઢી સુધીની વંશાવલિનું વૃક્ષ ઉતારેલું છે. દરેકની શાખા (વંશજ) પાંદડાના આકાર કાઢી તેમાં નામ લખ્યાં છે અને એ પાંદડામાંથી પાછુ લીટી દોરી ફાંફું કાઢી; તેના ફણગા ૩૫ પાંદડાના આકારમાં તેના વંશજનાં નામ લખ્યાં છે.

---

## અં. ૪૬–૧–૫૬ ચુંવાળના ઠાકોર કાનાજીની હકીગત–
## ગુ. એ. વા.–પૃ. ૧૩૭–૧૪૩

**આરંભ**–દેતરોજના બારોટ હીર વીરશંઘ ચુંવાલીઆના દસોંદી. તેણું તથા ગામેતી સબલશંઘજીએ લખાવેલી વાત. સોલંકીનું રાજ ટુકટોડેથી પાટણ આવું પછી કાલરીએ થયું. તહાંથી એક પાંખીાઊ લુણાવાડે ગયું.

અને એકનેં દેતરોજના (કાંઝના) કોલીની દીકરી સાથે સંબંધ થઓ. તેથી તેના વંશ કોલીની નાતમાં ભલ્યો તે કઇ વખતમાં તથા કોણ તે અમને માલમ નથી પછી તેના વંશમાં કાનાજી રાત થયા તેને ચુંવાલીશ ગામો હતાં તેથી ચુંવાલ પરગણું કહેવાયું તથા ચુંવાલીઆ કોલી કહેવાઆ. એ કાનજી રાતનેં અકબરશાયેં નોબત ચોપદાર અબદાગીરી વગેરે આપાં હતાં અનેં પ્રથમ એ પોતાને રાજ કેહેવરાવતા હતા. તેને સમોવડીઆયેં રાત (એટલે હજામ) કહેવા માંડા પણ અકબરની ફોજ સાથેં કાનાજીયેં ખૂબ લડાઇ કરી અને (રાતનો કીતાબ) પોતેં કબુલ રાખ્યો. અનેં તેની સાથે લડવાની હીંમત અકબરનો ઉમરાવ કોઇ રાખી સકતો ન હોતો

તેનો દોહો

મુગલાંણી કહે મુગલનેં. તુ કાનડ દેશ મ જા
છોડ અકબરી ચાકરી. હું કાંઈં તું ખા ૧

**અન્ત**

દણી કરંતી બકોર સોર ગહી સાહ આગે દોડી, ભણી બાત શુણી સાચી શ્રવણે સભાણ.
આગરે કહા તો જડે ગાંગરો કાનરો આગેં, કાનરો ગાંગરો દુભે હુઓ દુલે કાન. ૧
જમ જાળાં લહે ભરાં ત્રંબાલાં ધરાવે જોર, શૃઠાલાં વધોંરો કાલાં નાંઠાણી સતાબ.
બેંગાલાં કશા ધીગ્યા શુણો સાહ કહે મન, તેજાલાં ધનલાં સોતા મારેઆ નવાબ. ૨
આરકાઢ હરંમ મેળે ફારકા ત્રેરકા મંડે. ધુમાડે ત્રવડી ઘટા કાઢે ચમાં ઘાણ.
ગવાડે સીધુંવા રાગ નમાડે ત્રવેકાં ગઢાં. ભજાડે બાપરી ગાદી હરો અરેબાંણ. ૩
એ આંકી સાહશ સદા ધરેણો કાંનરો આગે, ધરા સાહતણી સરે મટે નહીં ધાહ.
વાહ વાહ હુઇ ઓતો જમરાવ આગેં વાતાં, ચાહશ રસાલા પાડે કાનો પાદશાહ. ૪

**વિષયાદિ**–૧ આ, ચુંવાળના કોળી ઠાકોર અને સોલંકી વંશના રાજાની કોલણ રાણીથી થયેલા ઠાકોરના વંશજ કાનાજીએ મોગલ બાદશાહ અકબર તથા શાહજહાં-

નનાં લશ્કરો સામે લડાઇઓ લડી પરાક્રમો કરેલાં તેની વાર્તા છે. આ વાર્તામાં નીચેના પ્રસંગો છેઃ–૧ અકબરનાં લશ્કરોને સતામણી, ૨ કાનાજીની પ્રથમની દરિદ્રાવસ્થા અને માતાજીનું વરદાન, ૩ બહુચરાજીનું મૂલ સ્થાનક દેતરોજ, ૪ કાનાજીના ત્રણ દીકરાને રાજ્યની વહેંચણી, ૪ કાનાજીએ ઔરંગઝેબના મોટા ભાઈ દારાશાહને આપેલો આશ્રય અને આજમખાંના મારથી, તેની કરશ ડુંગર અને હટાસણમાં સંતાકુકડીની લડાઈ અને ૫ વાયડા બ્રાહ્મણ અને વાયડા વાણીઆને આશ્રય.

૨. પ્રસ્તુત પ્રતિમાં આ પ્રસંગો ઉપર જણાવેલા ક્રમે આપેલા છે, પણ તે સમયના ક્રમને અનુસરતા નથી પરંતુ આડાઅવળી લખાયા લાગે છે. તેમ જ અકબરશાહના વખતના કાનાજી રાત તે બાદશાહ ઔરંગઝેબના ભાઈ દારાશાહને આશ્રય આપનારા કાનાજી હોઈ ન શકે. વાર્તા લખનારને જ આ અનુગતું લાગ્યાથી તેણે એવી ટીપ કરી છે કે "આગળ લખેલા કાનાજી અને આ કાનાજીની વાતોમાં ઉલટપુલટ થાય છે તેથી બરોબર હકીગત માલમ પડતી નથી." (જુઓ પાનું ૧૪૦) દારાશાહને આશ્રય આપનાર કાનાજી સંવત ૧૭૭૬ માં હોવાનું બંકોડાના પાદરના શિવાલયની છત્રીના લેખથી સમજાય છે. એટલે બે કાનાજી થયલા; તેમાંનો પહેલો અકબરશાહના વખતમાં અને બીજો (અદેભાણ કાનાજી) ઔરંગઝેબના સમયનો.

૩. હાલનાં બહુચરાજી માતાનું મૂલ સ્થાનક દેતરોજ, ચુંવાળના મધ્ય ભાગના ગામમાં હતું એમ આમાં જણાવેલું છે. વાર્તા લખાવનારે તેની પુષ્પિકામાં પણ એમ જણાવેલું છે કે "બહુચરાજીના ભક્ત વલ્લભ ભટે પણ 'ચુંવાળના ચોકની' એમ ગાયું છે."

વિશેષ–૧. આવી ઐતિહાસિક હકીગત મોગલ બાદશાહોના સમયમાં ગુજરાતમાં કેવી રીતે કોળીઓ, જતો (મુસલમાનની જાત), સિંધીઓ, આરબો, મરાઠાઓ વગેરે મુલકો દબાવી દબાવીને ત્રાસ મચાવતા અને તેમને ત્યાંથી મારી કાઢવા વખતોવખત મોગલાઈ સુબાઓ અને પેશ્વાઈ સેનાપતિઓ સાથે લડાઈઓ લડી લુંટો ચલાવતા તેનો ખ્યાલ આપે છે.

૨ કવીશ્વર દલપતરામે સંશોધન કરી પ્રકટ કરાવેલા "રત્નમાલ"ના પુસ્તકમાં આ વાર્તાના પ્રસંગો સમયના અનુક્રમે (પાનાં ૪૨૭–૩૭) તારવી આપેલા છે; પરંતુ મૂલનાં કવિતો આદિમાં કેટલાક મનસ્વી સુધારાઓ કરેલા જણાય છે.

---

## અં. ૪૬–૨–૫૭–ભૂપતસિંહની વાર્તા વગેરે–ગુ. ઐ. વા.–પૃ. ૧૪૩–૪૯

વિષયાદિ–આમાં (અં. ૩૬–૨–૫૪ વાળા) કાનાજી રાતના ત્રીજા દીકરા ભૂપતસિંહ(સંઘ)નાં કડીના મલ્હારરાવ સામેના બહારવટાનાં તેમ જ તેને ખરી વખતે અને ગોદડના કાઠીને મદદ આપ્યાનાં પરાક્રમો વર્ણવેલાં છે. પ્રસંગ ટુંકમાં આમ છેઃ–

૧. ભૂપતસંઘે પોતાના ભાઈ દાદાજી અને તેના દીકરાને મારી તેમનો ગરાસ પડાવી લીધો અને બંકોડામાં તખ્ત રાખ્યું. તેણે કડીવાળા મલ્હારરાવનાં ત્રણ ગામ દબાવ્યાં હતાં.

તે મલ્હારરાવે પાછાં માગતાં ભૂપતસિંહે બહારવટું ખેડયું અને ૨૦૦૦ માણસોની કુમકથી મલ્હારરાવને ઘણો માર માર્યો. ભૂપતસિંહ એટલો બધો શૂરવીર હતો કે મલ્હારરાવને પુત્ર અવતરતાં તેની તરફથી સુંઠ લેવાને એક છોકરી બજારમાં જતાં વેરાએ તેને કહ્યું કે સુંઠ તો ભૂપતસિંહની મા ખાઇ ગઇ. આથી તે વેરાને મલ્હારરાવે લુંટયો ત્યારે ભૂપતસિંહે તેને એની નુકસાની ભરી આપી. મલ્હારરાવને અંગ્રેજ સરકાર સાથે (સને ૧૮૦૧) ટંટો થતાં ઝીંઝુવાડેથી મલ્હારરાવે તેને બોલાવી પોતાનો કુટુંબકબીલો તેને સોંપ્યો. તેણે ગોદડ કાઠીનું જુનાગઢના નવાબની ફોજ સામે રક્ષણ કરી ધાંધલપુરનો કિલ્લો ટકાવ્યો હતો. એણે અગણોતરા કાળમાં ઘણા ઢાઢીઓને જીવાડ્યા હતા.

૨. ભૂપતસિંહને હલવદવાળાના બાઈ મેંથાણના ગરાશીઆની દીકરી ઝાલી બાઈ પરણી અને તે સગપણથી તેણે તેનો ગરાસ બચાવ્યો. તે ભંકોડાની આસપાસના સો સો ગાઉ ફરતે લુંટ કરતો, અને મોટા મોટા રાજાઓને કાયર કરતો, પણ 'અજવાળી અને અંધારી' બારસે બાહ્મણો જમાડતો, ગરીબ લોકોને સદાવ્રત આપતો, તીર્થવાસીઓને સંતોષતો, તેને માટે કહેવાય છે કે

દેતરાજ દનીઆમાંચ દખણી કરતા ડોળ
વહીને કાઢો વેલ, ભાલાની અણીએ ભૂપતા.

તે સંવત ૧૮૭૦ મર્ણ પામ્યો. તેની વહુ મૂલીબાઈએ પોતાના જેઠ હાદાજીના બે દીકરાને દત્તક લીધા. તેના વંશનો છેલ્લો દોલતશંઘ રામાજીની રખાતથી જન્મ્યાથી તેનો ભાગ કાઢી નાંખવાની તદબીર થયેલી અને તે ખવાસ ગણાયાથી ઠાકરડાઓએ તેને પોતાની દીકરી પરણાવી નહિ.

વિશેષ-૧ આ વાર્તાનો કેટલોક ભાગ કવીશ્વર દલપતરામે સંશોધન કરી પ્રસિદ્ધ કરેલી "રત્નમાળ"માં પાને ૪૩૮-૪૪૨ પ્રકટ થયો છે અને બીજા ફકરાવાળો ભાગ પડતો મૂકેલો છે. એમાં મલ્હારરાવ સાથેના સંગ્રામનાં આઠ "કવિત્ત" (દોહા) ભૂપતસિંહનાં પ્રકટ થયેલાં છે; પરંતુ ધાંધલપુરના કિલ્લાના રક્ષણનું નીચેનું ગીત પ્રકટ થયલું નથી:–

ખરો ખેડ ખવડાં તણી ભેલ માતી ખરી. લાખ લાખાં દલાં મેલ લાડો.
જોરવર રાજ્યથી ભીરન હુઇ જદી. આવીઓ ભૂપતો તદે આડો. ૧
ખેધ ખરા શાણુરા વેધ માતા ખરા. ધરાપર ધમધમે ગેંણુ ધ્રૂજે.
ભીર ગોદડ તણી તાણવા મહા ભડ. ડમર કર આવીઓ કાન દુજે. ૨
હેમરાં કુંઅરાં નરાં ચાલતાં હરામ. વરામ ગત સીંધુવા રાગ વાગે.
ઝીકતો આબસર ટેક, દે ઝીલીઓ. ખેલીઓ પ્રજરાં બીચ ખાગે. ૩
અલંગારો ખેડીઓ નાંઠ, હર ઊકરો. દલે દઇ પાણ ધમશાંણ દાખે.
બાંહરાં ધરાવે અઓ ધર ભૂપતો, રાવ કાઠાં તણી ધરા રાખે. ૪

૨. આ વાર્તાનો સંક્ષેપ "રાસમાળા"માં ભાગ બીજાના પાનાં ૧૩૪, ૩૫માં પ્રકટ થયલો છે.

૩. આ પ્રકરણ પૂરૂં થતાં નીચે પ્રમાણે લખેલું છેઃ—

"આ દેશમાં કેટલાંએક વરશ મરાઠાઓએં હુકમ ચલાવ્યો તથા કેટલાંએક વરશ સીંધી તથા જત લોકોએ જુલમ લુટફાટ વગેરે કરાં. કેટલાંએક વરશ કોલીઓએં જુલમ કરો. હવે ઇંગ્રેજ સરકાર થઆ તેની બોલીનું કવીત.

ઇકડે ગએ તીકડે ગએ ગએ લેંહુસે જાન
કોલી ભાઇનું ઊઠું ગયું હવે થઆ ગુડમેન ॥ ૧ ॥

## અં. ૪૬-૧-૫૮-બહુચરાજીનો લેખ-ઐ. ગુ. લે-પૃ. ૧૫૦

આરંભ-श्री बहिचरायैः नमः । स जयति० ॥ સંવત ૧૯૩૯ વર્ષે શાકે ૧૭૦૫ પ્રવર્તમાને ॥ વૈશાખ માસે કૃષ્ણ પક્ષે દર(શ)મ્યાં રવિ વાસરે તદ્દિને રાજાધિરાજ શ્રીમંત દમસિંહસુત સેનાખાસખેલ શ્રી ફતેહસિંહરાવ તસ્યાનુજ શ્રીમંત માનાજીરાવ ગાયકવાડેં શ્રી બહિચરાજીની આજ્ઞાથી નવીન મંડપ સિદ્ધ કરાવ્યો છે તે મંડપની પ્રતિષ્ઠા કરવા માટે શ્રીમંતે પોતાના આશ્રિત ઘરના બ્રાહ્મણ નથુભટ તથા બ્રાહ્મણ સાઠોદરા હરિભાઈ પાઠક વગેરેને મોકલીને પ્રતિષ્ઠા કરાવી છે મંડપના કારિગર પાટણના ઠાર ચકુ યાદવ તથા ઠાર જગજીવન ભૂલા તથા મુખ્આર એ મંડપના કામ ઉપર બ્રાહ્મણ શ્રીમાળિ વ્યાસ અંબારામ વિજેરામઃ શ્રીવડોદરાનાએ મંડપ પરિપૂર્ણ અશ્વિન સુદિ ૧૦ તિથૌ રવિવાસરે તદ્દિને પૂર્ણ થયો છે તસ્ય દ્રવ્ય રૂપૈઆ : ૬૫૨૫ થયા છેઃ લિખિતં ॥ જોશીઃ મનસારામ જેઠાઃ બ્રાહ્મણ પુકર્ણાઃ શ્રીરસ્તુઃ

વિષયાદિ-ઉપલા આરંભમાં જ વિગત સ્પષ્ટ છે.

## અં. ૪૬-૧-૫૯-રાજપુત છત્રીસ કુલીની ગાદીઓ-
## ઐ. ગુ. ક.-પૃ. ૧૫૧-૨

વિશેષ-૧ લું ને ૨ જું કવિત્ત (છાપો) અં. ૨૩-ક. વાળાં પહેલાં બે કવિત્તને થોડાંક પાઠાંતરો બાદ મળતાં છે; ત્રીજું ગઢવાળું કવિત્ત અં. ૨૩-ગ. વાળાને મળતું છે. છેલ્લું કવિત્ત નીચે પ્રમાણે છેઃ-

મનોરગઢ સામત હુવો. હુવો અજમેર સમસ્રર.
પોગલગઢ ગજમાલ હુવો. હુવો ભોજસો જાલંધર.
આલ્યપાલ્ય અરખત હુવો. હુવો હાંસુ પારકર
નવે કોટ કરડા. થકી. થર પરમારે લહી થપીએઃ
ભાઇઆં ઘર ઉપરેં, ગઢ જુજવા વેંચી કીએઃ ॥

## અં. ૪૬-૧-૬૦-૨ ખેંગારની વાર્તા-ઍ. ગુ. વા.-પૃ. ૧૫૩-૧૬૩

વિશેષ-આ વાર્તા કંઈક ભાષાફેર સાથે કવીશ્વર દલપતરામે સંશોધેલી "રત્નમાળ"માં પાના ૨૫૨-૨૭૦ માં પ્રકટ થયલી છે. "રાસમાળા"ના ભાષાંતરના ભાગ ૧ લામાં પાના ૨૧૮ થી ૨૩૦ માં આ વાર્તા પ્રકારાન્તરે (મૂળ ગુજરાતીનું ઇંગ્રેજી અને ઇંગ્રેજીનું ગુજરાતી ભાષાંતર; એટલે કે ઘણા ફેરફાર સાથે) પ્રકટ થયલી છે. દુહાઓની ભાષાનું પણ ક્વચિત્ નવીન સંસ્કરણ આ બન્નેમાં થયલું છે.

---

## અં. ૪૬-૧-૬૧-કરણસાગરની વાર્તા-ઍ. ગુ. વા-પૃ.૧૬૪-૧૬૫

વિષયાદિ-આમાં કરણસાગર નામના મોટા સરોવરની અને એ નામના પ્રાચીન ગામની નીચે જણાવેલી હકીકત ટુંકમાં આપેલી છેઃ મૂળ ગામ હતું ત્યારે તેમાં બાવન આઠ 'કલબીઓ'ના અને ૯૦૦ (ઘર) હતાં; તેનાં હાલ ત્રણ પરાં થઈ ગયાં છે. અકબરના સમયમાં તે આબાદ હતું, એમ ટોડરમલની 'ફેરીસ્ત'થી અને મહેમદાવાદની મસ્જીદના લેખથી જણાય છે. આ તલાવમાં રૂપેણ નદી વાળેલી હતી; પણ સં. ૧૮૭૦ માં તેની પશ્ચિમની પાળ ભેદીને નદી નિસર્યાથી તળાવમાં પાણી રહેતું નથી, અને નદી ઝીંઝુવાડાના રણમાં જાય છે.

વિશેષ-આ હકીગત લખાવનાર વિષે જણાવવામાં આવે છે કે તેનું નામ કરણસાગરના ઠાકરડા જહાજી રામા છે. તેઓ દેલવાડાના ઠાકરડા જેઓ અસલ કાલરીના ખાંટ રજપૂત હતા તેમના પૂર્વજ કોલીની દીકરીને પરણવાથી વટલ્યા હતા; તેથી તેઓ કોળી મકવાણા ટોસણના ભાયાત ગણાય છે, તેમના વહીવંચા ધોળકામાં છે.

---

## અં. ૪૬-૧-૬૨-મુંજપુરની હકીગત-ઍ. ગુ. વા-પૃ. ૧૬૫-૬૬

આરંભ-લ. આચારજ રાયચંદજી દલમજી ગામ મુજપુરની પોશાલના ગુર.

છપ્પયઃ માલવ ધરપતી મુંજ, ભોગ ભોગવે વિશાલહ
નાહદંત નરદંત, અતી પોઢો પ્રતિપાલહ
ભોજરાજ સંઘલ, હણ્યો તે પુત્ર રાજહ કારણ
તે હત્યા ઉતારવા, આવ્યો ક્ષેત્ર ધરૂઆરણ
પરમાર વંશ પ્રથવી તે અમલ છત્ર ધરો રાય ભોજ સર
વાશિઓ મુંજે મુંજપર સંવત ત્રણ ઇકલંતર

૧ સંઘલભાઈનો દીકરો. મુંજે તેને મારી નાંખવાનો હુકમ કરી હતો તે પાપ છુટવા સોટેશ્વરની જાત્રા કરવા આવો તારેં મુંજપુર ગામ વસાવું.

४ २ ० १
वै(बेद)नेत्रनभसचन्द्रमितेब्दे कार्तिके सिततिथौ गुरुवारे ।
मूलदेवनृपतितिलकेन ग्रामदानमिति पंडितेभ्यः ॥

માંડલમાં જોશી દેવશંકર શીવશંકરે લખાવો પુરાણી હરગોવીંદના ભાઈ. મુજપુરને પાદર છારીઉં તલાવ છે તેના ખોટ નીચે માણસનાં હાડકાં ડાટાં હોય તે બીજે દહાડે જોઇયેં તો જોવામાં આવતાં નથી માટી જેવી માટી થૈ જાય છે. લોટેશ્વર મહાદેવ છે તહાં અસલના વખતનો કુંડ છે તેની ઇમારત મોઢેરાના કુંડથી સરસ છે.

વિષયાદિ–આ ધારાનગરના મુંજે ધર્મારણ્યમાં (મોઢેરા પાસે) મુંજપુર સં.૧૦૦૩ માં વસાવ્યું ('ઉપર છપયમાં સંવત ત્રણ ઇકલંતર' લખ્યું છે તેમાં ભૂલ છે) તેનો ઉલ્લેખ છે તથા શ્લોકમાં જ આ ગામ મૂલરાજે સંવત ૧૦૨૪ માં પંડિતોને દાનમાં દીધાનો ઉલ્લેખ છે.

---

## અં. ૪૬–૧–૬૩–હમીરખાં પીરની વાર્તા–ઐ. ગુ. વા.–પૃ. ૧૬૬–૭

વિષયાદિ–આ વાતનો સાર નીચે પ્રમાણે છેઃ રાણપુરના થાણદાર આજમખાનના ભાઈ હમીરખાનની સલાહથી અલાઉના રાજા કાઠી લુણવીર ખાચરે જસદણના કાઠી ખુમાણની વહુ ઘોડે ચઢીને પોતાને ઘેર આવી તેને ધણીઆણી કરી રાખી. આથી ખુમાણે અલાઉ ઉપર 'ફેરો' (ચઢાઇ–લૂંટ) કર્યો. આજમખાન રાણપુરનો કીલ્લો કરાવતો હતો તેથી તે સ્વતંત્ર થવાની દેહશતથી પાદશાહે તે કીલ્લો અધુરો રખાવી તેને અમદાવાદ પાછો બોલાવ્યો. હમીરખાન અલાઉના કાઠીની મદદે ધાયો, પણ બોટાદની દક્ષિણે પાંચ ગાઉ ઉપર 'ઉગામડીયે' ઘવાયો. તેના લોહી નીગળતા દેહને ખાટલે ઘાલી રાણપુર લાવ્યા ત્યાં તે મુવો. તેની કબર રાણપુરમાં તેમ જ ઉગામડીએ રાણપુરને રસ્તે માર્ગમાં જ્યાં જ્યાં લોહી પડ્યું હતું ત્યાં ત્યાં પણ કબરો ઉભી કરી. પછી અલાઉવાળા કાઠીએ જસદણ ઉપર 'ફેરો' કર્યો પણ તેમાં 'લુણવીર ખાચર' 'કામ આવ્યો.'

---

## અં. ૪૬–૧–૬૪–બોટાદના કાઠીની વંશાવલિ–ઐ. ગુ. હ.–પૃ. ૧૬૭

વિષયાદિ–આ વંશાવલિ વિંછીઆના ગોદડ ખાચરથી શરૂ થાય છે અને તેના ચાર પુત્રમાંના મોટા બોડા ખાચરનો વંશવેલો (તેમનાં ગામડાં સાથે) આપેલો છે. હાલ 'હાદો અને ગોદડ જીવતા છે' એમ જણાવેલું છે.

---

## અં. ૪૬–૧–૬૫–કાલરી ગામ–ઐ. ગુ. હ.–પૃ. ૧૬૮

આરંભ–કાલરી ગામ. સોલંકી તેજમાલ કાલરીઆંએં કાલરી ગામ વસાવું. તથા તલાવનો એક કાંઠો બંધાવો. કાલરીના દરવાજા ઉપર લેખ છે તેમાં તે પોલ ચણાવાનું વરસ સં. ૧૮૧૧ લખું છે.

વિષયાદિ–આરંભથી સ્પષ્ટ છે.

---

## અં. ૪૬-૧-૬૬-મોતીસર તલાવ-ઐ. ગુ. હ.-પૃ. ૧૬૮

**વિષયાદિ**-આ એક તલાવ સંબંધી હકીકત છે: વીરમગામથી ઉત્તરે માંડલના માર્ગમાં એક ગાઉ ઉપર ભોજવા ગામ છે. ત્યાં આ મોતીસર તલાવ મોતીઆ કુતરાના નામે ખોદાવેલું છે. વાત એમ બની કે ભોજવાના એક વાણીઆ પાસેથી એક વણ-ઝારાએ મોતીઓ કુતરો ગીરો મૂકી નાણાં ઉધાર લીધાં. તે પછી વાણીઆના ઘરમાં ખાતર પડતાં પેલા કુતરાએ તેનો દાટેલો માલ દેખાડયો એથી વાણીઆએ ખુશી થઈને પેલા કુતરાને ગળે વણઝારાને દેવાથી મુક્ત થયાનું જણાવનારી ચીઠ્ઠી બાંધી છોડી મૂક્યો. કુતરાને વણઝારાએ પોતાને પાછો આવેલો જોઈ, સાહસિક બુદ્ધિથી તેને દેવું ચૂકવ્યા અગાઉ નાશી આવેલો સમજી, ગુસ્સાના આવેશમાં તેને મારી નાંખ્યો. પછી ચીઠ્ઠી વાંચી તો ખરી હકીકત જણાઇ; એટલે રૂપૈઆ લઇ ભોજવે આવ્યો પણ વાણીઆએ તે રકમ ન લીધી ત્યારે વણઝારાએ પણ તે રકમ પોતે ન રાખતાં તેમાંથી મોતીસર તલાવ બધાવ્યું.

---

## અં. ૪૬-૧-૬૭-સીતાપુર-ઐ. ગુ. હ.-પૃ. ૧૬૮-૯

**વિષયાદિ**-આમાં નીચેની હકીકત છે:-સીતાપુરને પાદરે ઉમા આચરે 'ઉમા-સર' તલાવ અને વાવ બંધાવી, ઉમોર માતાનું દેહેરું બંધાવ્યું હતું. એ વાવ જૂની છે. તેનું ખોદકામ કરતાં ૧૩ પગથીઆં બાંધેલાં જણાયાં, અને દેહેરું તો ભોંયરાની પેઠે ભૂગર્ભમાં દટાયલું જણાયું. આ દેહેરાથી જાનું ચતુર્ભુજ મહાદેવનું દેહેરૂં આ ગામમાં છે. આ ગામના કોળીને કડે બાંધેલાં બે તાંબાનાં લેખપત્રો મળ્યાં હતાં, અને જેકસન સાહેબે તે જોઈને તેને પાછાં આપ્યાં; તેણે તે વિઠ્ઠલપરના ઠાકરડા મોડજીને આપ્યાં; હવે તે પોતાની પાસે એ હોવાનું નામુકર જાય છે આ ગામને પાદરેથી નીકળેલી ૧૦ પારસનાથની મૂર્તિઓ ફુર્લસ જેમ્સ સાહેબે અમદાવાદ મંગાવી હતી.

---

## અં. ૪૬-૧-૬૮ ભંકોડાનો શિલાલેખ-ઐ. ગુ. લે.-પૃ. ૧૬૯

**વિષયાદિ**-આ લેખ સં. ૧૭૭૬ ના શ્રાવણ સુદિ દશમ ને રવિવારે ભકોડા ઠાકોર રાતશ્રી નારણજી મરણ પામ્યા તેની છતરીના શિવાલય સંબંધી છે. તેના ખર્ચનું "નાણું ૧૫૫૧" થયું હતું.

---

## અં. ૪૬-૧-૬૯-પાટણના માનસરનો લેખ (સં. ૧૧૦૯)-પૃ. ૧૬૯-૭૦

**વિષયાદિ**-મૂળમાં આ આખો લેખ નથી આપ્યો. પણ માત્ર નીચેનો શ્લોક આપી તેના સંબંધી હકીગત આપેલી છે:

संवत् एकादशनव माद्रशुक्लाष्टमी गुरौ ।
मानायाः प्रीतिकार्यार्थं कृतं मानसरोवरम् ॥ १ ॥

હકીકત એ છે કે પાટણના રાજા કરણે લેપપુરના પુંજલ ગામના ઓડની સ્વરૂપવતી દીકરી માનાને રાખી હતી. તેનું નામ અમર રાખવા તેણે આ માનસર બંધાવ્યું.

વિશેષ-આ સાથે એક બીજી હકીકત જણાવેલી છેઃ સિદ્ધરાજ જયસિંહે પાટણથી બે ગાઉ ઉપર 'ખાન ખદર' તળાવ ખોદાવ્યું, અને તેમાં સિદ્ધપુરવાળી સરસ્વતી નદી વાળવાની તેની ધારણા હતી, પણ રાણકદેવીનો શાપ આ તલાવમાં પાણી ન રહેવાનો થયાથી તેણે એ વિચાર માંડી વાળ્યો.

---

## અં. ૪૬-૨-૭૦-શંખેશ્વર-ઐ. ગુ. હ.-પૃ. ૧૭૦-૧

વિષયાદિ-આ હકીકત બારોટ ફતેસિંહે લખાવી છે. તેમાં જણાવેલું છે કે સં. ૧૧૭૨ માં વાણીઆ માનજી ગંધારીઆએ શંખેશ્વરજીની બાધા રાખ્યાથી પોતાનાં વાહાણ સમુદ્રમાં ડુબતાં બચ્યાં તેથી તેના ચોથા ભાગના નવ લાખ રૂપીઆ ખર્ચી શંખેશ્વરનું દેવળ બંધાવ્યું. મૂળ દેહેરાને ૩ શિખર અને આયમણા મોંના ઘુમ્મટ પથ્થરના હતા. પછી બીજા લોકોએ એ દેહેરૂં સંવત ૧૬૬૮ અને ૧૯૭૨માં (જેનો ઉલ્લેખ દેહેરાની બારશાખ ઉપર છે.) બીજા ઘુમ્મટોથી વિશાળ કીધું. સં. ૧૭૦૦માં અમદાવાદના પાદશાહની ફોજ અહીં આવતાં તેના કારભારી વેરાએ આ દેહેરાને ગૌહત્યા કરી અપવિત્ર કીધું, એટલે તેમાંની મૂર્તિ વાણીઆઓએ ભોંયરામાં પધરાવી. પછી સં. ૧૭૫૨ માં હુંબડ વાણીઆએ પોતાના બાપદાદાના ખાલી દેહેરામાં તેની પુનઃ પ્રતિષ્ઠા કરી. પાટણના મંડાજને એ દેહેરૂં પછીથી પુષ્કળ નાણું ખર્ચી સમરાવ્યું. હવે તેનો વહીવટ રાધણપુરના શાહુકાર મચાલીઆ કરે છે.

પ્રદક્ષિણા કરતાં દક્ષિણાતી ઓરડીમાં એક કાળા પથ્થરમાં ૨૮ મૂર્તિઓ છે તેના ખોળામાં છોકરાં છે, એ ૨૪ તીર્થંકરની માતાઓ ગણાય છે. તેની નીચે ટુંક લેખ છે કે

"........૧૨૩૮ वर्षे माघवदि ३ शनौ श्री सोमप्रभसूरिभिर्जिनमात...... ......राजयदेवी रत्नाभ्यां स्वमातुः..........

વિશેષ-આની પછી આમાં આ ગામનું વસ્તીપત્રક નોંધેલું છે.

---

## અં. ૪૬-૨-૭૧-વીરમગામના દેશાઈઓની વાત-ઐ. ગુ. હ.-પૃ. ૧૭૧-૭૭

વિષયાદિ-આમાં નીચેની હકીગત છેઃ-મૂલ ઇડર પંથકના કાવર ગામના દેશાઈને ઇડરના રાજાએ ૬ ગામ આપી ઇડરમાં રાખ્યા. તેની ત્રણ પેઢી પછીના વેરશી પટેલને ચાંપાનેરના રાજા પતઈ રાવળે પોતાના 'ઠકરાલા'ને પીએરથી ચાંપાનેર આવતાં કોઈ મુસલમાન રાજાએ પકડ્યાથી તેને મેળવવાના પ્રયાસો ફોકટ જતાં ગરાસની લાલચે તે મેળવી આપવા કહ્યું, અને ૨૦૦ માણસો આપ્યાં. વેરશી પટેલ પેલા મુસલમાનના ગામને પાદર ગયા અને જાત્રા નિમિત્તે તેની પાસેથી માણસો કુમકમાં માગ્યાં. પછી જાત્રાથી પાછા વળતાં તેને જ ત્યાં ઉતર્યા. એક દિન લાગ લેઈ વેરશી

પટેલે તેના હાથમાંથી કટારી ખુંચવી લેઈ તેને જ મારવાની તૈયારી કરી; અને આખરે પતઈ રાવળનું ઠકરાણું પાછું આપવાની શરતે તેને જીવતો મૂકયો. પછી 'ઠકરાણું' સોંપતાં પતાઈ રાવળે વેરશીને ચાંપાનેર બોલાવી કારભારૂં આપ્યું અને ગરાસ બક્ષ્યો. થોડાંક વર્ષ પછી ચાંપાનેરનું રાજ્ય મુસલમાનોએ તોડતાં, વેરશી પટેલ અમદાવાદ આવ્યા. તે વેળા વીસલદે વાઘેલો વીરમગામ આગળના મહેવાસની ઝાડીમાં રહી પાદશાહને બહારવટાથી સતાવતો હતો તેને એ ભાગ બક્ષીસ આપી વાઘેલાને વશ કરવા કહ્યું. વેરશીએ વાઘેલાને વશ કરી ત્યાં દેશાઈગીરી સ્થાપી. તેના અને તેના વંશજોના કારભારીઓ વાણીઆ અને નાગરો હતા. તેના વંશના ભાણુજી દેશાઈ કાશી સંઘ લેઈને ગયા હતા અને ત્યાંથી કાવડ ભરી વીરમગામ લાવતા હતા ત્યાં ધોળકા આગળ કાવડ પડી જતાં જળ ઢોળાયું અને તેમના મનને ભારે કલ્પાંત થયું ત્યારે શ્રીકાશીવિશ્વનાથે દર્શન દેઈ સોળ કન્યાઓનાં દાન આપતાં, ચોરીનાં સોળ આંગાંમાં સર્વ તીર્થોનું જળ આવશે, એવું વરદાન આપ્યું. તેના દીકરા અદેકરણના વખતમાં ગુજરાતની પાદશાહી ડગુમગુ થવા માંડી અને પેશ્વાઓનાં ધાડાં ગુજરાતમાં આવવા લાગ્યાં, એથી તેમણે સં. ૧૭૮૦ વીરમગામનો કીલ્લો ચણાવ્યો. અદેકરણને કસબાતી ટાકઅલીએ રાત્રે કટારીથી માર્યો; તે વેળા તેમના ભાઈ ભૂખણદાસ ૩૦૦૦ માણસો સાથે દેતરોજ હતા, તેઓએ મુત્સદ્દીગીરીથી તુરત તો કસબાતીઓ ઉપર વેર લેવાનું માંડી વાળ્યું, અને પરકોટો (રાજગઢ) કરાવ્યો. પછી ૪૦૦૦ કસબાતીઓનો સંહાર કાઢવા આરબ, સિંધી અને મારવાડીને રાખ્યા અને સંવત ૧૭૮૮ માં ગાયકવાડને રૂા. ૨૦,૦૦૦ આપી તેનાં ૪,૦૦૦ માણસો તેડાવ્યાં અને રસોનાઈ છાનો છાપો માર્યો. કસબાતીના વડા અલીજી તેમ જ બીજાઓ નાશી ગયા અને ઘણાને બાયડીછોકરાં સાથે રેહેંસી નાંખવામાં આવ્યાં. ભૂખણદાસે સદાવ્રત બાંધ્યું હતું. તેમણે, દામાજી ગાયકવાડે વડોદાથી એકદમ આવી અમદાવાદ 'માર્યું' ત્યારે, દામાજીને પાછા કાઢયા હતા. પછી બાદશાહે તેમને વીરમગામ છોડાવી પાટડી મોકલ્યા, પણ પાછો બંદોબસ્ત ન જળવાતાં વીરમગામમાં પાછા રાખ્યા. તેમના નાના દીકરા ભાવશંઘને ગાદી બેસાડી કાકા ભૂખણદાસ દેશાઈગીરી ચલાવતા હતા. તેમણે જોધપુરના મહારાજાના રતનસિંહ ભંડારીની ફોજ સામે લડાઈ કરી તેને હરાવ્યો અને કાઢી મૂકયો.

વિશેષ–અમદાવાદના મુસલમાની, દિલ્હીના મોગલાઈ અને પેશ્વાઈ અમલમાં ગુજરાતના હાકેમો અને બાદશાહોને દેશાઇઓ અને ઠાકોરોએ કેવી રીતે બંદોબસ્ત અને સરસાઈ જાળવવામાં મદદ કરેલી, તે આવી હકીગતોથી સ્પષ્ટ થાય છે.

---

## અં. ૪૬–૧–૭૨–વરસડાની હકીગત–ઐ. ગુ. વા.–પૃ. ૧૭૮–૯

વિષયાદિ–આ હકીકત નીચે પ્રમાણે છેઃ–શીહોર મુંગીપર પાટણથી ગોહિલ વીરસિંહજી અને ભીમસિંહજીએ 'સં. ૯૫૨' માં દ્વારકા જતાં ૨૦,૦૦૦ માણસો સાથે ધોળકાના વટામણ ગામમાં મુકામ કર્યો. ત્યાં ભટરાજ બ્રાહ્મણે તેમને વિનવણી કરી કે વરસડાનો ભીલ વણવીર બારૈયો તેની પુત્રી પારવતીને પરણવા માગે છે. માટે તેમણે તેની

વહાર કરી આવું કાર્ય થતું અટકાવવું. વીરસિંહે દ્વારકાંથી પાછાં ફરતાં મદદ કરવા અને દરમ્યાન છ મહીનાની મહેતલ માગી વણવીર બારૈયાને લગ્ન માટે ઘટતી તૈયારી કરવાનું કહી થાપ આપવા કહ્યું. વણવીરે થાપ ખાધી પણ ખરી અને વીરસિંહે દ્વારકાથી પાછા ફરતાં વરસડામાં કન્યા પક્ષનાં માણસો તરીકે પોતાનાં માણસો દાખલ કર્યાં. અને વણવીર માણસો સાથે બ્રાહ્મણને ઘેર પરણવા આવતાં તેને નિદ્રામાં ચકચૂર કરી સગાં સાથે માર્યો, પછી વરસડામાં પોતે ગાદી સ્થાપી. તેના વંશજો બારૈયા કહેવાય. આ હકીગત લખાઈ ત્યારે વરસડા તાલુકાના ઠાકોર છત્રસિંહજી હયાત હતા. વીરસિંહના ભાઈ ભીમાસિંહે કાનમમાં જઈ જંબુસરના સરોદ પ્રગણાની ઠકરાત સીંદલ ઠાકોરને મારી કબજે કરી. તેના વંશજો સીંધા કહેવાયા. "આ હકીગત સં. ૯૫૫ માંના વરસમાં થઈ છે," એમ હકીગત લખાવનાર કુંવર ફતેસંઘરાવજી બાવાએ કહ્યું છે.

---

## અં. ૪૬-૧-૭૩-ભાવનગરના ઠાકોરની ઉત્પત્તિ-એ. ગુ. કા.-૨. ગઢવી ગોવદ પૃ. ૧૭૯-૧૮૧

આરંભ-યાદ ભાવનગરના ઠાકોરની ઊતપતી.

ભાવનગરમાં જે ગોઅલ છે તેમના ધરડા હંસ તથા વછ એ બે ભાઈ નરવાહન કરીને ગોહેલ તે કણીઆપર પાટણના રાજાની દીકરી હંસા કરીને હતી. તે સાથે પરણી હતી. તે હંસાને પેટ હંસ તથા વછ એ બે પુત્ર થઆ. તેમાં હંસ મોટા તે મારવાડમાં ખેડ કરીને ગઢ છે તાંહાં આવીને વશા. નેં મારવાડમાં રાજધાની કરતાં. નેં નાહાના ભાઈ વછ તે મુગીપર પાટણમાં પોતાની રાજગાદી ઉપર રહ્યા. તેમના વંશના વીરસેનજી તથા ભીમસેનજી વરસડે તથા સારોદમાં આવા તે છે. નેં હંસ જે ખેડમાં હતા. તેમનું કેટલાંક વરશ ખેડમાં રાજ રહું નેં પછી

ગીત

જાણે જૂની રાજગાદી આદી અનાદી જોધાણ જેડી. મેપ વાખતેશ તણો ભણે. વજમાલ.
આસ ધરી પાસ હેક તેણુ રે ગઢવી આયો. ગાયો ગીત પ્રીત રીત ગાઢા કરે ગાલ. ૧
જંખાણો બાવાણો ભૂપ દાંત દેવા નથી જાણે. નીચો ભાલી ગાલી દીધી જલો વડો નામ.
માસણામાં બેઠો પડે માથ પાઘ બાંધે મોટા. દરબારમેં તોરો કહે કે નથી દામ. ૨
રહે ધીમે ઊડો રાણી પારા જાઅ લાગો રોવ. મંગો કાંઈ આપે તો હું ડાટું એણે મુખ.
ભણે રાણી વાણી પાણી વેંણુ થારો કરે બોલા. ભોગવી મેં ભવ બાધો બારે ગાડાં ભૂખ. ૩

× × × ×

એઠી પેરેં ભાગી મુણ ખાસરરે ગામ આયો॥ પાઓ ખાનપાન વડી ચાકરી અપાર।
હીઓ બોલે વાત કીધી સઘલ તે સુણે હશા। કીધો વખત્તા તણા નેં સગલે ધીઃકાર।
ખંડ નવ માંહે આજ રાજગાદી ખાસરાંરી। ખંઢીઆ નરેશ ખાસરાં તણા ખવાય॥ ૧૩॥

× × ×

કોણુ ભોજ વીક્રમરી કીરતી વાખાણે કહે। ખાસરાંરી કીવ આગે લાગે લઇ ખોટ।
ભલે જાઓ થારી માએ ગઢવીગોવીંદો ભણે। કરે રાજ ચારે જગ કીરતીરા કોટ ॥ ૧૬ ॥

વિષયાદિ-૧. આમાં નીચેનો પ્રસંગ વર્ણવ્યો છેઃ-ભાવનગરના ગોહિલ રાજાઓના એક પૂર્વજ વખતસિંહ પાસે એક ગોવિંદ ગઢવી આવ્યો અને તેણે પ્રશંસા ગાઈ, પરંતુ વખતસિંહ પાસે બક્ષીસ આપવા જેવું કંઈ ન હતું તેથી રણવાસમાં રાણી પાસે દોડ્યો. તેણે નકારો દીધો. એટલે દરબારમાં પાછા ન આવતાં વખતસિંહ મહવાડનું નિમિત્ત કાઢી ત્યાં જ ભરાઈ રહ્યો. ગઢવીએ રાજાને બોલાવવા પોકાર કર્યો. એટલામાં ખાવા વખત થઈ. પરંતુ માણુસની ગણુત્રી બંધ જ રણુવાસમાં રધાતું હતું અને કોઈએ પોતાનો ભાગ ગઢવીને ખાવા આપવાની ના પાડી, ત્યારે વખતસિંહે પોતાના ભાગનો થાળ તેને મોકલાવ્યો પણ પોતાને ભૂખ્યાં રહેવાનો વારો આવવાથી તેણે કાગારોળ કીધી, તે ગઢવીએ સાંભળી એટલે થાળ પાછો વાળી પોતાનું ફાટેલું કપડું વેચી ગામમાંથી ખાઈ લીધું અને પછી પરભાર્યો મૂળુખાચરને ગામ જઈ વખતસિંહની નાલેશી કીધી.

૨. કડી સોળ છે.

વિશેષ-આમાંથી ગઢવી આદિ નારાજ થતાં રાજાઓની કેવી બદગોઈ ફેલાવતા તેમ રાજાઓ પણુ અમર્યાદિત દાનથી કેવા ગરીબ ને દરિદ્રી થઈ જતાં કેટલા પરતંત્ર રાણીઓ અને કારભારીઓના થતા હતા તેનો સારો ચિતાર મળી આવે છે.

---

## અં. ૪૬-૧-૭૪-વીરમગામના દેશાઈની વંશાવલિ-ઐ. ગુ. હ.-પૃ. ૧૮૧-૧૮૬

વિષયાદિ-આમાં વીરમગામના દેશાઈ અદેકરણુ ભાણુજીની મૂળ પુરૂષ જોધાથી માંડીને વંશાવલિ વૃક્ષરૂપે આપેલી છે તેમાંના મુખ્ય ફાંટાના મુખ્ય પુરૂષના વંશજોનાં અલગ અલગ વૃક્ષો આંકડાવાર પાડેલાં છે.

---

## અં ૪૬-૧-૭૫ વિરમગામના બે લેખ-ઐ. ગુ. લે.-પૃ. ૧૮૭

આરંભ-વીરમગામ પાશેં હાંસલપુરને પાદર શેરીઆ મહાદેવના મંડપમાં લેખ છે તે

સંવત ૧૮૯૮ વર્ષે વૈશાક શુદી ૨ શ્રી સર્વેશ્વરનો મુક્તી મડપ ત. શણુગાર ચોકી ત. દેવળ ઉપર શીખર બધ બારોટ. ભીમશંઘ વખતશંઘે શ્રી સર્વેશ્વરના હુકમી કરાવ્યું છે ।

વીરમગામના મોણુસર તલાવમાં દક્ષણાદે મોઢે હાટડા ૨ છે તેમાં અક્ષર છે તે

महाराजाधिराज श्री वीरमदेव सुकुरट० महाराज्य श्री सूमसाद व्यासकदर उत ॥

બીજા હાટડામાં લખુ છે તે

महाराजाधिराजश्री वीरमदेव सुत कमरश्री सीध द्वारवता ॥

વિષયાદિ-ઉપર બાબત સ્પષ્ટ છે.

## અં. ૪૬-૧-૭૬-માંડલની વાત-ઐ. ગુ. વા-પૃ. ૧૮૭-૧૮૯

વિષયાદિ-આમાં નીચેની હકીકત આપેલી છેઃ-સિદ્ધરાજ જયસિંહના માંડલિક ભાયાત માંડના ફરતા ભાગના મેહેવાસને બંદોબસ્ત રાખવા માંડલમાં રહેતા. ગુજરાતનો મુસલમાની અમલ છિન્નભિન્ન થતો હતો તેવામાં પેશ્વા રાઘોબા પુનેથી અમદાવાદ આવ્યો ત્યારે તેને હાકેમ બાબી કમાલદે ખાન સાથે ટંટો થયો અને વરસ દિવસ લડાઈ થયા છતાં શહેર ન મળ્યું ત્યારે વિરમગામના દિવાયત નથુભાઈના કારભારી પટેલ જેઠાભાઈ માંડલના દેશાઈ હતા તેમને પેશ્વાએ મદદે બોલાવ્યા. તેમણે પેશ્વાને એ મુલક કબજે કરી આપ્યો તેથી પટેલ જેઠાભાઈને તેણે માંડલ જીવાઈમાં આપ્યું અને તેણે સં. ૧૮૧૨ માં કિલ્લો બંધાવ્યો. પછી પાટડીવાળા અને વિરમગામવાળા દેશાઈઓની માંહોમાંહેની મારામારીમાં સં. ૧૮૨૭ માં જેઠા પટેલનું દગાથી ખુન થયું. આ પછી ગાયકવાડ અને અંગ્રેજોની દરમ્યાનગીરીથી માંડલની લેમુક થઈ પછી સં. ૧૮૪૬ માં પેશ્વાને માંડલના પટેલોને દોર તોડી નાંખવાની વિનવણી વીરમગામના દેશાઈએ કરી અને માંડલ લુંટ્યું. ત્યારે પટેલ દેવીદાસ પોતાના એક છોકરા સાથે પુને ગયા અને કારભારી દીવાનજી રામાજી હરિની મદદ મેળવી. પણ કાંઈ પત્તો ન ખાધો અને તે પુનેથી પાછા ફર્યા નહી. પછી બાબા સાહેબ (ફત્તેસિંહ) ગાયકવાડે પોતાની આગળ ફર્યાદ થતાં તેના વારસ ફતેસિંહને ભાવનગર મુકામે માંડલની પટેલાઈનો ગરાસ પાછો અપાવ્યો.

વિશેષ-૧. આ વાર્તાને અંતે નીચે પ્રમાણેની એક નોંધ વિરમગામ સંબંધી છેઃ-

"જારે સીધરાજેં મોણસર તલાવ બંધાવ્યું તારેં વીરમગામ વસર્તુ નોહોતું પણ હાલ જહાં બારોટનાં ઘર છે-તહાં કારાંદપર ગામડું હતું તેથી હાલ સુધી તે મેહેલાનું નામ કારાંદપર કહેવાય છે."

૨. આ હકીગતથી પેશ્વાઈ અને ગાયકવાડી અમલ ગુજરાતના ઠાકોરો અને દેશાઈઓની માંહોમાંહેની અદાવતથી તેમ જ તેમની મદદથી કેવી રીતે ગુજરાતમાં જામ્યો તેની વિગત મળી આવે છે.

૩. આ હકીગત પટેલ જે સંગે લખાવ્યાની નોંધ છે.

---

## અં. ૪૬-૧-૭૭-પનારના ઠાકોરનો ઇતિહાસ-ઐ. ગુ. વા. પૃ. ૧૮૯-૯૮

આરંભ-ગામ પનારના ઠાકરડાનો ઇતિહાસ. લ. કારભારી હરગોવીંદ સુલજી, વેંવંચા અમદાવાદમાં છે કાલીદાસ તથા કાકુ

સં. ૧૯૦૭ માં શ્રાવણ મહીનામાં જારદીન સાહેબેં માનાજીનો ઇતિહાસ લખવા માગેો હતો તારેં તણ(લ)સાણાવાળા સાથે ટંટાની વાત ૧ લખાવીને શરકારનો ડર લાગાથી બીજી વાત અમેં લખાવી નહી

રૂપાજી-કુંપાજી-સામતાજી-માનાજી-જેહલસંધ

માનાજીની રાખેલી રજપુતાણી છે તેને તેના માબાપે ઊમર વરશ ૧૧ ની વેચાતી આપેલી સંવત ૧૮૯૦માં સોજીતરા પ્રાંતમાં ગામ હેરસોલની તેને દીકરો ૧ ઉમર વરશ ૯ નો છે નામ જીતો. તેને તથા તેની માને અને જેહલસંગને તેની માને બરોબર લુધાં (લુગડાં) દાગીના વગેરે આપવા પડે છે પણ અંતે જેહલશંઘની મરજીમાં આવે તેટલું એને અપાશે અને જંગમ મીલકત માનાજીએ આપેલી હશે તે રહેશે—

અન્ત–સં. ૧૮૮૮ માં માનાજીના પનારામાં થાણુ સરકારે રાખવા માંડું.

સં. ૧૮૯૦ માં માનાજીએ સાણંદનું પીપલોણુ ગામ છે તહાં જબરાઈથી ખીચડુ શેર ૧૦ તથા ઘોડા ૧૦ નું જોગાણુ લીધું. તે કામ અમદાવાદમાં ચાલું તારે હરીબારડેલ સાહેબે માસ ૧૦ ની ટીપ મારી ને રૂ. ૫૦૦૦ ના જામીન લીધા હતા તે જામીન

૧ ગામ ઉકડીના અણુદોજી
૨ વીઠલ પરાના જેઠાજી
૩ રતન પરાના અજોજી
૪ શીણુજના કહલોજી

પાશેથી રૂ. ૫૦૦૦ સરકારે લીધા.

**વિષયાદિ**–આમાં વીરમગામની પાસેના પનાર પ્રગણાના ઠાકરડા કુંપાજીનાં અને માનાજીનાં પરાક્રમો, લુંટફાટો આદિ વર્ણવેલાં છે. તેમાં મુખ્યત્વે નીચેના પ્રસંગો છે.– ઠાકરડા કુંપાજીએ ભંકોડાના ભૂપતસંઘને છોકરી પરણાવી ગરાસ અપાવ્યો તે; સાણંદના રાજા સાથે દીવાળીની ભેટ સોગાતના બદલામાં લુંટફાટ નહીં કરવાનો કુંપાજીનો કરાર; હલવદના સગીર રાજાની માતા પાસે પેશ્વા તરફથી જમેના રૂપૈઆ જબરાઈથી લેવા વીરમગામના દેશાઈ જેઠા પટેલ ગયા ત્યારે તેની મદદે જઈ કુંપાજીએ તેની કરેલી કતલ; સં. ૧૮૬૭ માં કુંપાજીના પુત્ર અને માનાજીના બાપ સામતાજીનું મરણ; સં. ૧૮૪૫ માં માનાજીનો જન્મ; સં. ૧૮૬૯ માં વીરમગામની માનાજીની લુંટ; તલસાણાના મેઘાજીની કતલ; અમદાવાદથી પાટડીના માર્ગનો માનાજીનો કબજો અને વણજારોની લુંટ; સં. ૧૮૭૦ માં ખંભાત પાસે મેતલીમાં માનાજીએ પાડેલી ધાડ; ૧૮૭૧ માં ગોરદ ગામની તથા રાધનપુરનાં નવાબના ગામની માનાજીની લુંટ; ૧૦,૦૦૦ કોળીના જમેલાના બળથી માનાજીએ વીરમગામના દેશાઈ પાસેથી પંચાત કરી મેળવેલી રૂ. ૫૦૦૦ ની રકમ, સં. ૧૮૭૯ માં મેલજ ગામના ઢેઢીઆને નશીઅત; અંગ્રેજ સરકારના સાહેબ દુલાવના જાપતાથી માનાજીનું આરાસુરના ડુંગરમાં ભરાઈ બેસવું અને આખરે દુલાવ સાહેબે પંચાત કરી પ્રગણાના બંદોબસ્ત માટે માનાજી સાથે પાછો કરેલો કરાર;

સં. ૧૮૮૧ માં અંગ્રેજ સરકારને માનાજીએ લુંટારા પકડી આપવામાં કરેલી મદદ; અને સં. ૧૮૯૦ માં માનાજીને અમદાવાદમાં થયલી શિક્ષા.

વિશેષ-મોગલાઈ અને પેશ્વાઈના કાળમાં તેમ તે વટથા પછી અંગ્રેજ સરકારનો અમલ થયો ત્યારે ઠાકરડાઓ ગુજરાતનાં પ્રગણાંઓનો બંદોબસ્ત જાળવવામાં તેમના સરદારો અને હાકેમોને કેવી મદદ આપતા હતા તેમ લુંટફાટથી વખતોવખત કેવી અવ્યવસ્થા પણ કરતા હતા, અને પરસ્પરની ઇર્ષ્યાનું વેર લઈ કેવી રીતે આપોઆપ નબળા પડ્યા હતા તે જાણવામાં આ વિગતો ઉપયોગી થઈ પડે એમ છે.

---

## અં.૪૬-૧-૭૭-ચોર પકડવાની રીત પ્રકીર્ણ-પૃ.૧૯૯-૨૦૦-૧

વિષયાદિ-આમાં જાદુ-ચમત્કારને નામે ચોરી કરનારા ચાકરોમાંથી ખરો ચોર પકડવાની ત્રણ રીતિઓ-ઇલ્મ-વર્ણવેલા છે: ચોખાની ચપટીથી, કાજળની આંજણીથી, અને માટીના ગોળાને તરાવવાની તરતીબથી, એમ ત્રણ પ્રકારે કેટલીક હાથચાલાકી, બોલવાની બરમબરી સફાઈ, દમદાટી આદિ સાથે ચાકરોમાંથી ચોર કેમ પકડાય તે ટુંકમાં સમયોગ બતાવેલું છે.

---

## અં. ૪૬-૨-૧-અંબાજીમાં બનાવ-ગુ. પ્ર.-
## (લિ. સં. ૧૯૦૮-૯) પૃ.-૧-૨

શ્રી ૭ી ૧

આરંભ—આ ચોપડો મેહેરબાન આજમ અલેકસાંડર ફીનલોક ફારબસ સાહેબનો છે.

મુ. દાંતામાં લખવા માંડો કવેશ્વર દલપતરામ ડાઆભાઈએં અપરેલ શને ૧૮૫૩

લ. (લખાવનાર) ગઢવી વલમદાસ જલુ રહેવાશી ગામ પાણીઆલીના માતાજી અંબાજીની વાત.

આશરે વરશ ૫ ઊપર વાગડ જીલ્લાના (ડુંગરપર જીલ્લો વાગડ કેહેવાઅ છે) ચારણ ૨ માતાએં આવા હતા તે બન્ને સગા ભાઈ હતા તેમાં મોટા ભાઈને કાંઈ દુખ હતું તે મટવા સારૂં માતાજી ઉપર દસ બાર લાંઘણો કરી પણ માતાજી કાંઈ બોલ્યાં નહી.

અન્ત—તારેં દાંતેથી દરબારનાં તથા તે મેહેતાનાં માણસો જઈને ચારણને પકડી બાંધીનેં સાદરે વાલી(સ) સાહેબની હજુરમાં પોહોચાડો. ને પેલા મુડદાંને બલાવું. વાલીસ સાહેબેં એ ચારણનેં વરશ ૨ આશરે કેદ રાખીનેં છોડો.

વિષયાદિ-આનો પ્રસંગ નીચે પ્રમાણે છેઃ-સંવત ૧૮૪૮ માં દાંતામાં જપ્તી બેઠી હતી અને મહેતા અમરતલાલ જપ્તીદાર હતા તે સમયે આરાસુરની માતાજી અંબાજીના દેવળમાં બે ચારણભાઈઓ આવ્યા. બન્નેએ દશ બાર લાંઘણો કરી પણ માતાજી પ્રસન્ન ન થયાં એટલે મોટો કે જે દુઃખી હતો. તેણે આરતી વેળા સહુ લોકો દેખતાં ગળે કટારી ઘાલી અને નાનાએ તરવારથી તેનું ડોકું ઉડાડી માતાજી પાસે નાંખ્યું. લોકો ગભરાયા અને બહાર નાશી ગયા. ભટજી એકલો રહ્યો. તેણે માતાજીવાળી તરવાર હાથમાં લઈ ચારણને ડરાવી મંદિરમાંથી બહાર નીકળવા કહ્યું ચારણે જવાબ દીધો કે માતાજી મારા ભાઈને જીવતો નહી કરે તો હું પણ તેને પડખે મરીશ. એટલે ભટજીએ એક યુક્તિ કરી; તેણે ચારણને કહ્યું કે આ તારા ભાઈનું માથું તું તેના ધડ ઉપર મૂક, પછી તે ઉપર ઓરાડ અને આપણે મંદિર બહાર જઈશું, એટલે માતાજી આપણી ગેરહાજરીમાં તેને જીવતો કરશે. આમ કરાવી, તેને સમજાવી ભટજી અને ચારણ મંદિર બહાર નીકળ્યા અને દરબારનાં તથા જપ્તીદારનાં માણસો પાસે પછી પેલા ચારણને પકડાવ્યો અને સાદરે કામ ચલાવી બે એક વર્ષની શિક્ષા વાલીસ સાહેબે કરી.

વિશેષ-૧. દેવદેવીઓ આગળ અતિશ્રદ્ધાળુ અજ્ઞ ભક્તો આવાં ત્રાગાં અગાઉ કરતા હતા, તેનો આ એક દૃષ્ટાન્ત છે.

૨ આ ઐતિહાસિક વાર્તાઓ, પ્રસંગો, વંશાવલિઓ કવિત્તો, પ્રશસ્તિઓ આદિનો મોટો ચોપડો છે, તેનો ઉપયોગ "રાસમાલા" રચવામાં કરાયો છે. અં. ૪૬-૧-૧ના વિશેષ ૧.૨ માં પાને ૨૨૨ મે જણાવેલા ત્રણ ચોપડામાંનો આ બીજા નંબરનો ચોપડો છે; અને પહેલા ચોપડાની રીતિએ આ ચોપડો લખાયલો છે. પાનાં ૨૩૫ છે. પણ પહેલા ચોપડામાં પાનાના અંક નાંખવાની રીતિથી જુદી રીતિએ આ ચોપડાનાં પાનાંના અંક નાંખેલા છે. એટલે કે આમાં પૃષ્ઠ વાર અંક છે. વળી આ ચોપડામાં કેટલાક વહીવંચાઓને મોઢેથી સાંભળ્યા પ્રમાણે પ્રસંગો આદિ ઉતાર્યા છે. નંબર ૧ લા વાળા ચોપડા કરતાં આ ચોપડાનાં પાનાં મોટાં અને પહોળાં છે.

૨. કવીશ્વર દલપતરામે મોટે ભાગે આ ચોપડો લખ્યાથી લેખનમાં કંઈક શુદ્ધિ આદિ પણ સચવાયાં છે. લિપિ મુખ્યત્વે ગુજરાતી છે, પણ પ્રશસ્તિઓ અને લેખો બાળબોધ લિપિએ લખેલાં છે. લખાણ હાંસીઓ પાડીને લખેલું છે અને હાંસીઆમાં કેટલેક સ્થળે નામ, અર્થ, સમજ આદિના ખુલાસાઓ નોંધેલા છે.

૪. આમાં મુખ્યત્વે ઈડર, મહીકાંઠો અને મેવાસના તાલુકાઓ અને તાલુકદારોની હકીગતો છે, જે સ્થાનિક અમલદારો દ્વારા ગઢવીઓ અને ખુદ તાલુકદારો પાસેથી મેળવીને ઉતારેલી છે. આ સને ૧૮૫૨ થી ૧૮૫૩ સુધીમાં ઉતરાવ્યાની નોંધો છે.

૫. આ ચોપડાનાં પહેલાં ત્રણ પાનાં ઉપર વિષયોની અનુક્રમણિકાઓ અંગ્રેજી તેમ જ ગુજરાતીમાં આપેલી છે. અંગ્રેજી અનુક્રમણિકા સંક્ષિપ્ત છે ત્યારે ગુજરાતી વિસ્તીર્ણ છે, જો કે તે સંપૂર્ણ નથી. તે નીચે પ્રમાણે આપેલી છેઃ-

૬. આ ચોપડા છેલ્લા પુંઠીયાના પાના ઉપર ગંજીફાની વિગત નીચે કે ફાર- લખી છે:—

"તાજ, સફેત રૂપૈઆ, તેગ, ગુલામ, શેખો તતું આવે કામ મેં અપરેલ
બરાત, કુમાચ, સુરખ અશરફી ચંગ, જ્યોં ચોરે શું છતે જંગ ૧ ।

"હરેક પાનામાં મીર ૧ વજીર ૧ તથા એકથી દશ સુધી ટબકાં ગુીઆલીન
"તા. ૧ લાખી રંગ ઊપર ટબકાં રૂ ૨ પાનું કાલુ જે ટબકાં ધોલાં ૩ ... લાલ પાનું ને માહી તરવાર શુ ૪ પીલું પાનું. ને માથાં બ ૫ હીંમરલીઓ ... ચોખડાં કાલાં ટબકાં કુ ૬ પીલાં પાના ને કાલાં ટબકાં ગોલ સુ ૭ લીલાં પાનાં ને ટબકાં લાલ કુંડાલી ને વચે સોનેરી ચં ૮ લીલાં પાનાં ને ત્રીખુંણીઆં ટબકાં.

---

## અં. ૪૬–૨–૨ લુણાવાડાના ઠાકોરનો વ્હેમ–ઐ. ગુ. વા.–પૃ. ૩–૪

વિષયાદિ–આમાં નીચેનો પ્રસંગ આપેલો છે: સં. ૧૯૦૦ માં લુણાવાડાના રાજા ફતેસિંહજીને વીરપુરનો એક સૈયદ તેમનું આયુષ્ય આવી રહ્યાનો વ્હેમ ઘાલી દરી-

યાઈ પીરની વીરપુરની કબર પાસે લઈ ગયો. અને અગાઉથી એક સણુંગ જેવું તૈયાર કરી રાખેલું, તેમાં પોતાના એક માણસને ઉતારી કબરના અંદરના મથાળે મોકલ્યો અને રાજા જ્યારે દરીયાઈ પીરને મોઢેથી તે વાત જાણવા આવ્યો ત્યારે પેલા સૈયદના પ્રશ્નના ઉત્તરમાં કબરમાંથી રાજાનું આયુષ્ય ખૂટવાનો અને સૈયદ જો પોતાના વીસ વર્ષના બાકી રહેલા આયુષ્યમાંથી દશ વર્ષ રાજાને આપે તો જ રાજા જીવે એવો અવાજ તેની પાસે કઢાવ્યો. સૈયદે તેમ કરવાનું વચન રાજાને આપ્યું અને સૈયદનો પ્રતાપ અને પ્રભાવ રાજા ઉપર વધ્યો. અને તે કારભારી થઈ પડ્યો. પરિણામે પોતાને આયુષ્ય આપનાર સૈયદે પાણી પાય તેટલુંજ રાજા પીવા લાગ્યો. આથી ગામમાં હાહાકાર વર્તાયો કે રાજા મુસલમાન થયો. આમ કેટલોક સમય ચાલતાં કારભારી રણછોડ મેહેતાને ખસતો કરવાને તદબીરથી પેલા સૈયદે ઝેર અપાવ્યુ. પરંતુ કારભારીએ તેની ખબર પડતાં મરતી વખતે પોલીટીકલ એજન્ટ ઉપરનો પોતાની ઉપર સૈયદે દગો કર્યાનો કાગળ લખી પોતાની સ્રીને આપ્યો. એ કાગળથી સાદરાના પોલીટીકલ સાહેબ વાલીસ, રેવાકાંઠાના તથા વડોદરાના સાહેબ લુણાવાડે ગયા, તપાસ ચલાવી અને સૈયદને જીલ્લાપાર કર્યો. રાજા પસ્તાયો અને ૧૯૦૩ માં મુઓ. સૈયદને તેની સ્રીએ ઝેર દઈ માર્યો.

વિશેષ—૧. રજવાડામાં ચાલતાં તરકટોનો આ એક નમુનો છે.

૨. આ પ્રસંગ ગઢવી ધીરજીએ લખાવ્યો છે.

---

## ૪૬–૨–૩–એક ગપ–ગુ. પ્રકીર્ણ–પૃ. ૫

વિષયાદિ–આમાં નીચેની બીના આપેલી છે: શીરોહી પ્રગણાનો એક કણબી બે બળદ વેચવા આબુ ઉપર ગયો. ત્યાંથી એક ગોંસાઈ તેને એક ગુફામાં લઈ ગયો. ગુફામાં [illegible]ડે જતાં તેણે મોટી મેહેલાત, વિશાળ ઘોડાર, તોપોના ગોળાઓનો જંગ વગેરે જોયાં અને [illegible]વી લશ્કરી તૈયારી અહીં કરી રાખવાનું કારણ પૂછતાં ગોંસાઈએ બે વર્ષ પછી અંગ્રેજ [illegible]કાર સાથે લડાઈ કરવાનું જણાવ્યુ. પછી કણબી બળદના પૈસા લઈ પાછો શીરોહી [illegible]યો અને તેણે લોકોમાં એ વાત ઉરાડી; પણ પછી તે જગ્યાની તલાશ કરતાં ગુફાનો [illegible]ત્તો જ લાગ્યો નહીં.

વિશેષ—અંગ્રેજી રાજ્ય સ્થિર થયુ તે અગાઉ આવી જે કેટલીક ગપો ચાલતી [illegible]નો આ એક નમુનો છે આ ગપ "ગઢવી માવલ જગા રહેવાશી ગામ પાણી-માલીના" એ લખાવી હતી.

---

## ૪૬–૨–૩–શ્રી દાંતાના દરબારની વંશાવલિ–
## ઐ. ગુ. હ.–પૃ. ૬–૧૭

આરંભ—દરબારની વંશાવલી. મોજે દાવડ તાબે ઈડરના બારોટ જાલમ તથા જોરાજી નાથુજી વાલા પાશેથી લખી લીધેલા કાગલ. નરોતમદાસે આપા તે તથા ગઢવી માવલને મોઢેથી કાંઈ લખી લીધું છે.

૧ પરમાર વંશમાં રાજા વીક્રમાજીતના કુવર ફરજન ૩ હતા.

૨ વીક્રમચરીત્ર ૧ બુધશંઘજી ૨ બાઈ હરકુંવર.

વીક્રમાજીતને માતા હરસીધ તથા મહાંકાલેશ્વર મહાદેવ. આગીઓ વીર. વૈતાલ પ્રસંન હતાં.

એ માતાનું તથા મહાદેવનું દેરૂં સંવત ૧૧૨માં માગશર સુદ ૨ કરાવું. વીક્રમાજીતને રાણીઓ ૩૬૦ હતી તેમાંથી ૭૫ રાણીઓ સતી થઈ. હવે વીક્રમચરીત્રના

૩ સાદુલ શંઘજી તેને ૧૨૫ રાણીઓ હતી તેમાં ૨૫ સતી થઇ.

૪ મહાદેવજી ૧ અગરશંઘજી ૨ હરીશંઘજી ૩ મહાકરણજી ૪ બાઈ અજબકુંવર ૫ એ મહાદેવજી સંવત ૨૨૧ માં ગાદીએ બેઠા. નેં સં ૨૬૧ માં મુવા.

× × × × ×

| ૩૪ ભદ્રસેનજી. | ધારસેનજી. | કનકદેવજી. | દરજણશાલજી | દેવકરણજી |
|---|---|---|---|---|
| ઉજેણ | ધારગઢ. | ચંદેરીનગરી | વંશ નથી | ૫ |
| | આ ૨(બીજા)ના | શીરોઈ તાબે | | |
| | વંશના જુદા છે. | ઉજડ છે | | |

| | ગાદી બેઠા સં | મુવા સં |
|---|---|---|
| આ કનકદેવ | ૮૦૧ | ૮૨૦ |

| ૩૫ સામતસીંહજી ૧ | સંગોજી ૨ | સુરોજી ૩ | ગજમાલજી ૪ |
|---|---|---|---|
| મંડોવર ગઢ લીધો | આ ૨(બીજા)ને અજમેર મલું | | પાંગલગઢ |
| ભાણોજી ૫ | ભુરોજી ૬ | ખેમરાજજી ૭ | હાંસોજી ૮ |
| આ ૨નેં લોદર ગઢ મલું | | ટાંકાગઢ | પારકરગઢ |
| આલજી ૯ | પાલજી ૧૦ | ભોજરાજજી ૧૧ | |
| અરબુદગઢ આ ૨ નેં | ૧૦ | ઝાલોગઢ સીરોઈ જીલે | |

આ સામતસીંહ (ગાદીએ) ૮૨૦ (મુવા) ૮૩૫

× × × ×

૯૦ આસકરણજી. રૂદ્રશંઘજી. બાઈ હરકુંવરબા

૧૬૦૧-૧૬

આણેં બાદશાહના સાહજાદાનેં શરણે રાખો

પ્રષ્ટ ૩૨ મે નંબર ૧૦થી આનો વીસ્તાર છે પણ પાતસાહે મહોરાણા પદવી આપી તેનું કવીત આ નીચે

અરજણ હું(સુ)ત હમીર હું(સુ)ત રાણ મેહેરાણાં
રાણ સુત આસકરણ શરણ રાખો મદાફર
અકબર શું ઉખસે અનડ ગ્રહીએ આડંબર
ઉભે ખાગ અરજણ હરો, મસે નહીં અકબર મારકો
તેં લીઆ બદર મહારાણા તણાં શરણ આસાંધારકો.

× × × ×

**અન્ત**—૩ (૯૦ મા આસકરણના પુત્ર રાણા વાઘના વંશમાં) પુંજોજી
૧ જેશંગદેજી , ૨ નરસીંહદેજી
ગંગવા મલું

પુંજોજી ૧૬૬૬માં ગાદીએ બેઠા અને ૧૬૮૯ સીમાં ગુજરા. તેના કુંવર ૪.

૪ માંનશંઘજી ૧ અમરશંઘજી ૨ શબળશંઘજી ૩ સુરતશંઘજી ૪
હાલ અડેરણ મલું ગંછેરા મલું. સામટી નીરવંશ
પણ સુદાસણા હતુ

એ (૩) પુજાજીની રાણીઓ ૩ સતી થઈ તે

૧ સુજપુરનાં વાઘેલીજી વનજી કુંવર; ૨ પાડીપ(સીરાઈ જીલ્લે)નાં દેવડીજી સજાણ કુંવર. ૩ બીઓલનાં બીઓલીજી પારવતી કુંવર. એ પુંજાજીએ ગામ રોડા બાડુવા અમરાજીનેં સંવત ૧૬૬૮ માં આપું.

માનશંઘજી ગાદીએ બેઠા તેના કુંવર ૨

× × × × × ×

(અહીંથી અધૂરૂં છે.)

**વિષયાદિ**-આમાં પરમારવંશી વિક્રમથી દાંતાના રાણાને વંશ ચાલેલો તેની વંશાવલિ સં. ૧૯૦૮ માં હયાત રાજા પર્યંત આપેલી છે. દરેક રાણો ક્યારે ગાદીએ બેઠો, અમલ કેવો ચલાવ્યો, અને ક્યારે મુવો તે જણાવેલું છે, તેમ સાથે કેટલાક રાજાઓની ખાસ જાણવાજોગ માહિતી પણ આપેલી છે. તેમાં મુખ્યત્વે નીચેની કેટલાકની નોંધો છે.

(૪૦ મા) રવપાલ ૮૮૮ માં દ્વારકાની જાત્રાએ ગયા, પાછા વળતાં કચ્છમાં જત માતા અંબિકાજીની પૂજા વિના નહિ ખાવાની પ્રતિજ્ઞા હોવાથી માતાજીએ તેમને દર્શન દેઈ વરદાનમાં સિંધનું રાજ અને નગર ઠઠાનું બેસણું આપ્યું.

(૫૨ મા) દામોજીને માતા અંબાએ પ્રસન્ન થઈ આંગળીમાંથી લોહી કાઢી એક કુંવર પેદા કર્યો, પણ તે તેને પસંદ ન આવ્યાથી બીજો કુંવર જશરાજ આપ્યો. તેણે હઠતાં રોવા માંડ્યુ, અને ચાલવા લાગ્યો ત્યારે અંબાએ કહ્યું કે "આ, રહ માં." ત્યારથી પરમાર વંશની બારહ શાખા પ્રસિદ્ધ થઈ. દામાજીએ મક્કાના પાદશાહ ખાનકાનો

ચેલો કહે આવતાં તેના હાથ કાપી નંખાવ્યા. તેથી સં. ૧૦૯૦ માં પાદશાહે કઠ્ઠા ઉપર હલ્લો કીધો, નવ વરસ સુધી ટંટા ચાલ્યો, બન્ને પક્ષનાં ૭૦ હજાર માણસ કામે આવ્યાં અને દામાજી સં. ૧૧૦૦ માં મરણ પામ્યા.

તેના કુંવર જયરાજે (૫૩ માએ) એ પાદશાહની ફોજને નસાડી મૂકી અને કઠ્ઠાની ગાદીએ બેઠો.

૫૩ મા જયરાજે અંબાજીનો યજ્ઞ કીધો; સં. ૧૧૦૫ માં ખાનમકર આવ્યો, તેણે મ્લેચ્છાણું કર્યું અને દાડકાંના કુવા બાંધવા માંડ્યા તેથી અંબાજી ત્યાં રહેવાની પોતાની મરજી ન જણાવી આરાસુર ગઢમાં પાછાં આવ્યાં. જયરાજ પણ તેમની સાથે ત્યાં ગયો અને એ પ્રદેશમાં વાઘ ઉપર બેસી ૭૬૦ ગામ સુધી ફર્યો. જયરાજ સં. ૧૧૧૬ માં પાદશાહ સામે કેશરીયાં કરી મુવો.

૬૮ મા મેહેપાલ દેવજીએ સં. ૧૨૯૮ માં શમા નાટક યજ્ઞ કર્યો; દિલ્હીના પંડિત સાગરદાસજીએ કરાવ્યો. તેમાં ૧૨૫ કુવા, ૧૨૫ વાવો અને ૧૨૫ દેરાં કરાવ્યાં. પાદશાહે સાગરદાસજીને કબજે સોંપવા લશ્કર મોકલ્યું પણ તેને મેહેપાલે નસાડી મૂક્યું. તે સં. ૧૩૨૮માં મુવો.

૭૩ મા જગતપાલે ૧૩૭૭ માં અલાઉદ્દીન ખુનીની ફોજ પાસેથી તરસંગમું પડાવ્યું.

૭૯ મા કાનડદેવજી(સં. ૧૪૫૦)ને કોટડામાં તેના ભાઈ આંખે માર્યાની અને પાદશાહની મદદથી પટાવતોએ કુંવર મેઘજીને સં. ૧૪૭૪ માં ગાદીએ બેસાડયો તેની વિગત લંબાણથી આપેલી છે.

૯૧ મા રાણા વાઘે ઈડરના રાવ કલાંણની રાણીને પકડયાની હકીકત છે.

૯૨ મા જેતમાલજીએ ઈડરના રાણાની ફોજને હરાવી સં. ૧૬૩૯ માં ગાદી કબજે લીધી.

વિશેષ-૧. આમાં આવી અનેક ઐતિહાસિક માહીતીઓ હોઈને તે ઉપયોગી છે.

૨. પાનું ૧૭, ૧૮, ૧૯ અને ૨૦ કોરાં છે અને ૨૧ મા પાનાને અને ૨૨ પાનાનો આંક પાડી નીચેની બાબત લખેલી છે.

---

## અં. ૪૬-૨-૪-દાંતાના રાણાની ખ્યાતિ-ઐ. ગુ. પદ્યગદ્ય-૨. ગોરખદાસજી-પૃ. ૨૨-૮૨

આરંભ-ગઢવી ગોરખદાસજીની બનાવેલ રાણાજીની વંશાવલી લ. ગ. માવલ. જોગીદાસ. ગોરખદાસ.

### ચોપાઈ

સરસહ રૂપ નમો સરસતી, સાગર બુધ દેઅણ શસતી.  
સત વ્રહમાંણ નમો સરસતી, સર તેત્રીશ રૂપ સરસતી. ૧  
વાણી ધન ધન તો વ્રહમાંણી, વારમવાર પેસાં વ્રહમાંણી  
વાહન હંસ નમો વ્રહમાંણી, મો વાણી દીજે વ્રહમાંણી ૨

દોહા

સરસત માતા સુમત દે,' કરૂં વંદના કાર.
મો મત સાર વખાણીએ, પેહેલ ખત્રી પરમાર. ૩

× × × × × ×

છપ્પય

માર માર શુરમાં, માર કઠણ મેવાસી.
માર શેર સેવક્કાં, માર અસુરાં અભ્યાસી.
માર અર સામર્થ, માર સભ હાર મનાઈ.
માર હાર મેલીઆ, માર વાહર વેરાઈ.
તણુ વાર સાર સર ઉડીઓ, ધાર હુંત પડીઓ સધર.
પરમાર માર શ(હુ) ઊચરે, તાસ નામ પરમાર ધર. ૧૩

અન્ત-જાલમશંધજીને કુંવર ૧ સરદારશંધજી હતા તે ઊમર વરસ ૮ ના થૈ સં. ૧૯૦૬ માં ગુજરા હવે દીકરીઓ ૨ છે.

જાલમશંધજીને દકરાલાં ૨ છે પાંડીવ ગામ શીરોઈ જીલે તહાંનાં દેવડીજી દીકરી ૧ છે માણુસા પેથાપરનાં વાઘેલીજી દીકરી ૧ છે.

જાલમશંધજીએ માતાનાં કમાડ માઆલાં રૂપાનાં કરાવાં. ધજાગરો રૂપાની ખોલે કરાવો શીખર ઉપર ઈંડુ સોનાનું ચડાવું. તારે કંકોતરી લખીને બધુ પરગણું તેડાવીને જમાડુ હતું. તરશંગમે કમલીઅું તલાવ રૂ. ૨૦૦૦ ખરચીને સમરાવું.

વિષયાદિ-આ, દાંતાના રાણાઓની રાજ્યપ્રાપ્તિ, રાજ્યકાજ, વિગ્રહસંધિ, સંતતિપ્રાપ્તિ, ભાગલાગની વેહેંચણી, જીવનચર્યા આદિ સંબંધી વિવિધ ઐતિહાસિક પદ્યગદ્યમય હકીગતોનો સંગ્રહ છે આમાં વિક્રમ રાજાથી માંડી સં ૧૯૦૬ સુધીના મુખ્ય મુખ્ય રાણાઓ સંબંધી કેટલાક નોંધવા યોગ્ય અને લોકજીભમાં રહેલા પ્રસંગો નોંધેલા છે. આરંભમાં ૩૯ કડી પર્યંત ચોપાઈ, દુહા અને છપ્પય છે, તેમાં છપ્પય મોટે ભાગે છે. વળી કેટલાક પ્રસંગોમાં વચ્ચે વચ્ચે કેટલાક દુહાઓ પણ છે, જો કે પ્રમાણમા થોડા છે.

૨. અં ૪૬-૨-૩ માં આપેલી કેટલીક હકીગતો પણ આમાં સંક્ષેપમાં તેમ કવચિત્ વિસ્તારમાં આપેલી છે તેમ કેટલીક તેમાં ન આપેલી તેવી પણ છે. આથી અં ૪૬-૨-૩ અને આ અં. ૪૬-૨-૪ ના પ્રસંગો સાથે સાથે મેળવીને તેમાંથી હકીગત તારવવાની અગત્ય છે.

વિશેષ-૧. આમાં તારણ કાઢી છૂટક છૂટક પ્રકટ કરવા યોગ્ય ઘણાક પ્રસંગો છે; અને તે ઇતિહાસની શૃંખલામાં ઉપયોગી થાય તેવા છે.

૨. કુલ પાનાં ૮૨ નોંધેલાં છે, પણ ૭૪ થી પાનાં કોરાં છે.

૩૭-૩૮

૩. આમાં દેશકાળ ફરતાં આજીવિકાનાં સાધન પણ કેમ બદલાયાં તેનો જાણવાજોગ જે એક દુહો છે, તે નીચે આપેલો છેઃ—

ગીતાંની ઉપજ ગઈ, હે ઉપજ હલમાંય
માગે સો મોજું કરે, ખેડે સો અન ખાય.

---

## અં. ૪૬-૨-૫-રેહેવર લોકોની વંશાવલિ-
## ઐ. ગુ. હ.-પૃ. ૮૨-૧૦૦.

આરંભ-મોહોનપુરના ઠાકોરના કામદાર રેહેવર માલજી ભીમજીને પુછીને ઊતારેલી.

અમો રેહેવર લોક મુલ પુંવાર (પરમાર) રજપુત ચંદરવંશી ઊજણુના રાજા વીક્રમ તથા ચંદ્રાવતી નગરી આબુ નજીક ભરથરી રાજાની હતી તે રાજા એ રીતે બંને રાજાની ઓલાદના તે એ જગાઓ હાથથી છુટતાં તાંહાંથી કેટલાંક વરસ ધારે રહી તહાંથી ચંદ્રાવતી નગરીના દેશમાં દેવડા રજપુત રાજ કરતા હતા તહાં એક રાજા પોતાના ભાઈઓ સુધાં તાં આવો. તે રાજાનું નામ માલમ નથી. ને તેમના સગા ભાઈ નાંમે અવચલસંઘ તે પણ સાથે હતા. પછી દેવડા પાસેથી રાજ પડાવી લેઈ પોતે રાજ કરવા લાગા. તે સાલની ખબર નથી.

અન્ત-હાલમાં અમો રેહેવર લોકોની વસ્તી જે જે ગામોમાં છે તેની વીગત જ-

૧૫ મહીકાંઠા ઇલાકાનાં ગામોમાં

૩ મોહનપુર તલમાં તથા આકરોલ તથા સરડોઇ તલમાં; ૧ રૂપાલમાં; ૧ મોજે પેંપલીઆ; ૧ રાણાસણ; ૧ વડા ગામ પટામાં; ૧ બોરૂદરામાં; ૩ ઘોરવાડા પટોમાં; ૧ મોજે જાંબુડી, જે આગળ ઘોરવાડાના પટામાં હતી તે હાલ ઈડર, તેમાં ઘોરવાડાના ભાયાત રહે છે; ૧ મોર ઉગરા તથા વીંટડા, જે આગલ ઘોરવાડાના ભાઆતનાં ગામ તે ભાઆતનો વંશ છે. ને હાલ એ ગામ અમદનગર પરગણામાં છે, ૧ દેસોતર પરગણે ઈડર એ ગામમાં રણાસણના ભાયાતનાં ઘર છે, ૧૫ પ્રાંતીજ પરગણાનાં ગામોમાં આગસોલમાં

એ રીતે ગામોમાં રેહેવરોનાં ઘર છે. ને તે સીવાય કોઈ ગામમાં અમો રેહેવરનાં ઘર અમારી નાતનાં નથી.

જે જસપાલ આબુ પાસે ચંદ્રાવતી નગરીથી હડોલ તથા તે પાસે તાર-

ગાજી છે તહાં આવા ને મુલ રાજાના ફ્ટાઈઆ દીકરા તે હડોલ તારંગે આવા પછી રાવ કેહેવાણા ને મુલ પુવાર તે આ જશપાલજીથી રેહેવર કહેવાઆ.

૧ જશપાલજી–૨ સાંગોજી–લાખાજી–૪ તારંગદેજી–૫ કરમસીજી–૬ હમીરજી—

૧૩ પ્રથીરાજજી હડોલ તારંગેથી ધોરવાડે આવ્યા ને ઠાકોર કહેવાઆ.

વિષયાદિ–૧ આમાં ઈડર અને તેની આસપાસનાં મહીકાંઠાનાં પરગણામાં વસતા રેહેવર રજપૂતોની હકીગત છે. 'રહેવર' નામ શાથી પડયું તેનો પ્રસગ આરભમાં આપેલો છે. તેઓનો એક પરમાર વશી રાજા અવચલરાય કેટલાક ફટાયા આદિ સાથે આબુ નજીકની ચંદ્રાવતીમાં આવ્યા અને કોઈ નિમિત્તથી ત્યાં રાજ કરતા દેવડા રજપૂતોને માર્યા અને પોતે એ પ્રદેશનું રાજ્ય કરવા લાગ્યો. પછી તેણે ૧૨૪ દેવડા રજપુતોની કન્યા સાથે પરમાર રજપૂત રાજવંશીઓનાં લગ્નની ગોઠવણ કરી દેવડાઓએ શરત એટલી કરી કે નિ શસ્ત્ર થઇને માત્ર વરરાજાઓ હોય તેટલા જ પરમારોએ એકલા અમારે ત્યાં કન્યા પરણવા આવવું. આ શરત પ્રમાણે ૧૨૩ પરમારો દેવડાઓને ત્યાં ગયા. દૈવવશાત્ માત્ર તેમાંથી અવચલરાય શિકાર માટે છૂટો પડયો, જે પાછો લગ્નના મંડપરથળે પરણવા જતો હતો, ત્યાં આકાશવાણીએ 'રેહેવર'–'હે વર રેહે,' જતો નહીં–એમ કહ્યુ, એટલે તે પરણવા ગયો નહી અને પછીથી જણાયુ કે દેવડાઓએ પેલા બાકીના ૧૨૩ પરમાર રજપૂતોને મારી નાખ્યા હતા અને આ કાશવાણીએ અવચલધ'રાય ને ઉગાર્યો. અવચલરાય પછી ઈડરના રાવ પાસે (સં. ૧૨૮૪ શી) રહ્યો અને ધોરવાડાનો ૨૨ ગામનો પટો ગોહેલોના ત્રાસથી રાવને મુક્ત કરવા બદલ મેળવ્યો.

આમ ઈડરમાં રહ્યા પછી તેઓએ ધીરે ધીરે પોતાની વસ્તી જમતાં એ પ્રદેશમાં નિવાસ કીધો.

૨. આમાં આવી પ્રાસ્તાવિક હકીગત આપ્યા પછી તેમ તેમની વસ્તીના પ્રદેશો નોંધ્યા પછી લાંબી વંશાવલિ (પાના ૮૮ થી ૧૦૦) આપેલી છે. પહેલી વંશાવલિમાં ૧ લા જશપાલથી ૩૦ મા વિદ્યમાન (ચોપડો લખાયો ત્યારે) કેશરીસીંધ સુધીના રાજાઓ ગણાવી, પછીથી ઉકત વંશાવલિમાંના વચમાંના અંકના તેમ જ તે પછીની પેટા વંશાવલિના વચમાંના અંકના પણ છૂટા છૂટા ઠાકોરોથી થયેલા જુદા જુદા વશોની વંશાવલિઓ નિરનિરાળી આપેલી છે.

વિશેષ–ઐતિહાસિક માહિતી હોઇને તે ઉપયોગી છે.

---

## અં. ૪૬–૨–૬–દેરોલની વંશાવલિ–ઐ. ગુ. હ.–પૃ. ૧૦૦

આરંભ–મોજે દેરોલ ગામ અશલનું તેમાં સં. ૧૬૪૪ ની શાલમાં મોશાનેથી ઠાકોર ભગવાનદાસજી રાઅશંઘજી સાથે વાઘેલા તે આવા. તે વખત ઈડરમાં ગાદી ઉપર રાવ જગંનાથના ભાઈ રાવ ગોપીનાથજી રાજ કરતા

તેમણે ઠાકોર ભગવાનદાસજીને દેરોલનો પટો ગામ ૨૨ નો આપ્યો. તે ભગવાનદાસજીના દીકરા ૭ તેમાં પાટવી પુંજાજી ૧ વીરમજી ૨ શુરશંઘ ૩ ગોકલદાસજી ૪ વીહાજી ૫ ભાવશંઘજી ૬ અભેરાજજી ૭ તેમાં પાટવી દેરોલે રહ્યા ને વીરમજીને મોજે રાધીવાડ જીવકમાં આપું તે રાધીવાડમાં રહ્યા.

અન્ત-શજાણશંઘજીને દીકરો ૧-મોહોબતશંઘજી ૧ દેવીશંઘજી દેરોલમાં વીદમાન છે.

સંપૂરણ

વિષયાદિ-આમાં મોજે પોશીનેથી સંવત ૧૬૪૪ થી ઈડર તાબાના દેરોલ પટામાં આવી વસેલા વાઘેલા ઠાકોરો અને તેના ફટાયાઓએ ઈડર અને તેના મહેરોમાં ગાળેલા જીવનની હકીગત સાથે વંશાવલિ આપેલી છે.

વિશેષ-સ્થાનિક માહિતી માટે જ ઉપયોગી, બાકી કાંઈ મહત્વનું નથી.

---

## અં.-૪૬-૨-૭-પોશીનાના ઠાકોરની હકીગત-એ.
## ગુ. હ. પૃ. ૧૦૧-૧૦૪

વિષયાદિ-૧. આમાં, પોશીનાના ઠાકોરના પૂર્વપુરૂષની હકીગત આપી સં. ૧૯૦૦ સુધી જતાં તેમની હાલની સ્થિતિ તથા લગ્નાદિના રિવાજ જણાવ્યા છે અને છેવટ વંશાવલિ આપેલી છે.

૨. તેના મૂળ પુરૂષ સોલંકી વંશના મેહેરાજજીને સં. ૬૨૨માં મૂલરાજજી મૂલ નક્ષત્રમાં અવતર્યો તેથી તેને જંગલમાં વાઘેશ્વરી માતામાં મૂકવામાં આવ્યો. ત્યાં તે વાઘણના દૂધથી ઉછર્યો અને મોટો થતાં માતાજીની કૃપાથી કાશીનો રાજા થયો. તેનાથી સાતમી પેઢીના રાજા ધવલજીએ સં. ૮૮૪ ધોલકું વસાવ્યું. સં. ૯૦૧ માં કનોજથી આવેલા સીઆ રાઠોડ સાથે મળીને તેણે કચ્છ કેરાકોટના લાખા ફુલાને માર્યો. ધોળકામાં તેની ૧૪ પેઢીઓએ સં. ૧૪૦૩ સુધી રાજ કીધું. ૧૪૫૨થી તેના વંશજો ઈડરમાં પટા મેળવી રહ્યા.

વિશેષ-આ વાઘેલા વંશના અવશિષ્ટ ઠાકોરની હકીગત છે.

---

## અં.-૪૬-૨-૮-ધંબોલીઆની હકીગત-એ. ગુ. હ-
## પૃ.૧૦૪-૧૦૬

વિષયાદિ-આમાં નીચેની હકીગત આપેલી છેઃ મૂળ કનોજના રજપૂતો ઈડર તાબાના ધંબોલીઆમાં આવેલા, તેમને ઉંડણીનો પટો ઈડરના રાવે આપ્યો હતો. ઈડરના રાવજી નારણજીના વખતમાં માંગદાસજીને હસ્તક એ ગરાસ હતો. રાવજીની એક રાણી પોશીનાના વાઘેલાની દીકરી અને બીજી રાણી ઉદેપુરની હતી. તે બન્નેને એક દિવસે એકસાથે દીકરા અવતર્યો, પરંતુ એક પોહોર વાર અગાઉ ઉદેપુરવાળી રાણીના કુંવર વીરમ-

દેજીના જન્મની વધાઈ રાવ પાસે પહેલી ગઈ અને પછી વાઘેલીને પણ પુત્ર અવતર્યાનું જાહેર થયું. તેથી રાવે વીરમદેજીને પાટવી ઠરાવ્યો. આથી રોષે ભરાઈ વાઘેલી રાણી કુંવર રાયસંઘજીને સાથે લઈ પોતાને પીઅર પોશીને ચાલી ગઈ. વીરમદેજીએ મોટા થતાં રાયસંઘજીને પોતાના મંદવાડને નામે છેતરીને ઈડર બોલાવી માર્યો. આથી વીરમદેજીના ઉપર વાઘેલા તૂટી પડતાં માગદાસજી તેને બચાવી પોતે મુઆ. તેથી વીરમદેજીએ તેના પુત્ર સુંદરદાસને ઉડણીનો પટો લખી આપ્યો અને પ્રધાનગીરી દીધી. પછી વીરમદેજીએ કાન ભંભેરાયાથી ઉડણી છોડવા સુંદરદાસને હુકમ મોકલ્યો. એટલે રીસાઈને તે સામળાજી પાસે રૂદ્રમાલામાં આવ્યા. તેણે વીરમદેજી જાતે બોલાવવા આવે તો જ ઈડર જવાની પ્રતિજ્ઞા લીધી હતી. તેથી વીરમદેજીએ તેને મનાવી પાછા ઈડર બોલાવવા કેટલાએક દ્વારા પ્રયાસો કીધા પણ એટલામાં તેમને જ ઓરમાન ભાઈએ માર્યા. આથી સુંદરદાસ રૂદ્રમાલામાં જ રહ્યા; તેમની પાસે ધંભોલીઉ રહ્યું. અને ઉડણી પટો રેહેવરોએ જપ્ત કીધો.

વિશેષ-આમાં ઉપરની હકીગત સિવાય બીજું કશું વિશેષ આપેલું નથી.

---

## અં.-૪૬-૨-૯-વલાસણાની હકીગત-ઐ. ગુ. હ-પૃ. ૧૦૬-૧૦૮

વિષયાદિ-આમાં નીચેની હકીગત આપેલી છેઃ-ઈડરના રાવ કલ્યાણમલજીના ફટાયા ગોપાલશંઘજી તેના ડરથી (સં. ૧૬૬૫) નાશીને વલાસણામાં નેસડો હતો ત્યાં નાશી આવ્યા. ત્યાં પોતાના કબીલાને મૂકી મદદ મેળવવા દિલ્હીના પાદશાહ પાસે અને પછી ત્યાંથી શાહનો હુકમ મેળવી અમદાવાદના સુલતાન પાસે આવી ૨૨૦૦નું લશ્કર મેળવ્યું અને ઈડર ઉપર ચઢાઈ કરી. તેમાં ગોપાલશંઘ મુઆ. કલ્યાણ-મલે તેના પુત્ર ભુખણદાસને ૨૨ ગામનો જીવક પટો આપ્યો.

---

## અં. ૪૬-૨-૧૦ સાઠંબાની હકીગત-ઐ. ગુ. હ-પૃ. ૧૦૭-૧૦૯

વિષયાદિ-આમાં નીચેની હકીગત આપેલી છેઃ મકવાણા વંશનો કેશર પ્રસિદ્ધ હતો અને તેના વંશજ હરપાલે કરણના રાજ્યમાં પાટડી મેળવ્યું. તે ૧૮ પેઢી ટક્યું-૧૮ મા વંશજ વણવીરને અલાઉદ્દીન ખુની (? લખાવનારની ભૂલ હશે, અલાઉદ્દીનને બદલે બીજો કોઈ મોગલ કે અમદાવાદના સુલતાનનો હાકેમ હોવો જોઈએ.) આવતાં પાટડી છોડી ચાંપાનેર પતાઈ રાવલ પાસે જવું પડ્યું. પતાઈએ "બારેયું" પટામાં આપ્યું. તેના વંશજ (૧૯) ચુડાજીએ સાઠંબુ મેળવ્યું. સાઠંબુ તે વેળા બેરકા જાતના રાઠોડ રજપૂતોના હાથમાં હતું અને તેમાં નાગરો, ખડાયતા વાણીઆઓ, વગેરે રહેતા હતા અને જેને ૬ ચોરા હતા. તેમાં કસબાતી અને સીપાઈ મીઆંઓના મુખી મહ-મદખાને હિન્દુ સ્ત્રીઓ સાથે બેઅદબી કરી અને તેની ફર્યાદ મહમદ બેગડા પાસે અમદા-વાદ (સં. ૧૩૮૦? ૧૫૮૦) ગઈ. મહમદ બેગડાની પ્રેરણાથી ચુડાજીએ સાઠંબા લીધું અને રાજ જમાવ્યું. શિકારે નીકળતાં એક વાર તેણે ગોધરાના શિવરાજપુરમાં કોળી

સુખી સવર મેશાછને ઘેર પાણી પીધું, પછી તેની નાત પૂછી. આથી વટલાતાં તેના વંશજો બારૈઆ થયા અને તેમનો વ્યવહાર ભીલો અને પગીઓમાં રહ્યો.

વિશેષ-૧. આમાં મુખ્ય ૪૧ પેઢીઓ અને ૩૯મા વંશની ૪ પેઢીઓનું વંશવૃક્ષ પણ આપેલું છે. હકીગત સાચી હશે પણ સાલ તથા નામફેર અન્ય સાધનથી ચોક્કસ કરી લેવાની અગત્ય છે.

૨. આ વૃત્તાંત "સાઠંબાના વહીવંચા બારોટ ચંદરભાણ રૂપરાય બારોટ છતાં એને દીકરો બારોટ રાવાએ ઉતરાવ્યું" એમ જણાવેલું છે.

૩. આથી જણાશે કે રજપુતો અને કોળીઓ આદિમાં ખાવાપીવાના તથા લગ્નાદિના વ્યવહારથી નવી કેટલીક નાતો થયલી છે.

---

## અં૦ ૪૬-૨-૧૧-વાશણાની હકીગત-ઐ. ગુ. હ-પૃ. ૧૦૯

વિષયાદિ-આમાં " મૌજે દેલાશણાના વાશણાના ઠાકોરની હકીગત" આપેલી છે. જોધપુરના રાવ રણમલજીના બીજા છોકરા બાભરજીને દિલ્હીના પાદશાહ (શાહજહાનના નાના પુત્ર ?) મુરાદઅલીએ સં. ૧૫૩૨ (?૧૭૧૨)માં પ્રાંતીજ આપ્યું અને તેના વંશજો ત્યાં વસ્યા. તેનાથી ૬ઠ્ઠા વંશજ કહાનજી મોજે છાલે રહ્યા; ૭મા માંડણજી ધણીઓલમાં ગયા, કલ્યાણમલજીના ફટાયા મુકુંદદાસજી અહુવે ગયા અને ૧૦મા શેરસંઘજી વાસણે ગયા.

વિશેષ-આમાં રાવ રણમલજીથી ૨૦ પેઢીઓનું અને નવમા મુકુંદદાસજીની ૯ પેઢીઓનું વંશવૃક્ષ આપેલું છે.

---

## અં૦ ૪૬-૨-૧૨ મહીકાંઠો-૪૨-ભૂ. હ૦-પૃ. ૧૧૦-૧૨

આરંભ-'મહીકાંઠા ગુજરાતનો ઉત્તર તરફનો ભાગ છે. તેની હદ ઉત્તરમાં અંબાજી માતા, તથા પોશીના પટો પુરવમાં મેવાડ અને વાગડ, દક્ષણમાં મહી નદી ખેડા જીલ્લાનું મહુધા અને કપડવણજ પરગણું તથા અમદાવાદ જીલ્લાનું દશકરોઈ પરગણું પશ્ચિમમાં કડી પરગણું ચુંવાલ તથા પાટણવાડ સાબરમતી નદી, અને પશ્ચિમ ઉત્તરમાં સરસ્વતી નદી. એ રીતે હદ છે. આ પ્રાંતની લંબાઈ આશરે......માઇલ ને પોહેળાઈ......માઇલ છે.

અન્ત-આ જીલ્લાનું નામ મહીકાંઠો ઠરાવાનું કારણ જે ગાયકવાડી રાજધાની વડોદરે છે. તેની ઉત્તરમાં મહી નદી જે રાજા ઠાકોર વગેરેની પાશેથી ખંડણી લેવાનો બન્દોબસ્ત મહીકાંઠાના પોલીટીકલ એજંટ રહે છે તે.

વિષયાદિ-આમાં મહીકાંઠાની સરહદ ઉપરાંત મહીકાંઠાના મુખ્ય ૬ જીલ્લાઓનાં, રેહેવર જીલ્લાનાં ૭ સંસ્થાનોનાં, નાની મારવાડની ૬ ઈડર કબજાની ઠકરાતોનાં, અને

૩ ઘાંસદાણા આપતી ઠકરાતોનાં નામ આપેલાં છે. તેમ મુખ્ય જીલ્લાનાં પણ સંસ્થાનોનાં નામ વચ્ચે વચ્ચે આપેલાં છે.

---

## અં. ૪૬-૨-૧૩ કુશકીની હકીગત-ઐ. ગુ. હ.-પૃ. ૧૧૧-૨

વિષયાદિ-આમાં નીચેની હકીગત છે:-ડીસા પાસેના ભીવડીગઢ(ધાણધાર)માં ૧૦૦ વરસથી વસેલા રાજપુતોના વંશજ આસોજી પાલીઓઢ આવ્યા, તેના વંશજ દેહેવર પટામાં આવ્યા, પણ તેમના વંશજ અરજણસંધજીને જતે દહાડે દેહેવરોએ કાઢયાથી તે ભીલોના ગામ કુશકીમાં આવ્યા અને ત્યાં થાણું જમાવ્યું.

વિશેષ-આમાં મહત્વવાળી ઝાઝી માહિતી નથી; આમાં આસોજીની પેહેલી નવ પેઢીનું અને દ્દા હમીરસંધજીની ૩ પેઢીઓનું વંશવૃક્ષ આપેલું છે.

---

## અં. ૪૬-૨-૧૪ ચોખલાના જાડેજાની હકીગત-ઐ. ગુ. હ.-પૃ. ૧૧૨-૧૩

વિષયાદિ-આમાં નીચેની હકીગત આપેલી છે:-ચોખલા એ સાડાત્રણસેં વરસથી, ત્યાંના રાવ ભાણના સમયમાં દુકાળ પડતાં ભુજથી આવેલા જાડેજા રજપુતોનું ઈડર તાબાનું સંસ્થાન છે. ઈડરના રાવજી નારણદાસજીએ તેમને ત્યાં વસાવેલા, રાવ ભાણજીની બેન વેરે રાવજી નારણદાસજી પરણ્યા હતા તે સબબે તેણે આ લોકોને આશરો આપ્યો. આ જાડેજાઓએ કોળી ઠાકરડાઓ સાથે પાણી અને બેટીવ્યવહાર રાખ્યા તેથી વટલ્યા.

---

## અં. ૪૬-૨-૧૫ બીહોલા રજપુતોની હકીગત-ઐ. ગુ. હ.-પૃ. ૧૧૪-૧૭

વિષયાદિ-આમાં "કંટાલુ બારામાં બીહોલા રજપુતની હકીગત" નીચે પ્રમાણે આપેલી છે. મૂળ પુરુષ સામતસંધ બીહોલો દેગામ પ્રગણાના ૮૪ ગામના બહીઅલ વાંટામાં રાજ કરતો હતો. ૪૦૦ વર્ષ ઉપર પાદશાહનું જોર થતાં સામતસંધે ગામ ખોયાં. તેણે ૮ દીકરા સાથે બાર વર્ષ પાદશાહ સામે બાહારવટું કીધું પણ તેમાં ન ફાવ્યો ત્યારે આખરે પાદશાહની હિન્દુ ઓરતો નર્મદાજી નાવા જતી હતી ત્યારે માર્ગમાં આડે ચઢી સામંતસિંહે તેમને વિનવી અને તેમની પાસેથી પોતાની ઠકરાત પાછી પાદશાહ કનેથી અપાવાનું વચન લીધું દરમ્યાન ગામ લુંટતાં તે અને તેનો પાટવી પાદશાહના આશ્રિતને હાથે મરાયા. આખરે પેલી હિન્દુ ઓરતોની વિનવણીથી સામતસંધના બાકીના ૭ દીકરાને દેગામના પેલા ૮૪ ગામમાંથી બારબાર ગામનો પટો પાદશાહે કરી આપ્યો. તેમ

વલાણવાળાને કંટાલુનો બાર ગામનો પટો મળ્યો; સં. ૧૮૫૪ સુધી તેના વારસોએ તે ખાધો. પછી ડુંગરપુરના રાજા જે કંટાલુના ઠાકોરનો ભનેવી થતો હતો તેણે પોતાની સગર્ભા રાણીને માર્યાથી ટંટો થયો. તેમાં કંટાલુના ઠાકોરે સં. ૧૨માં ઈડરના રાવ પાસેથી હછીના લીધા અને પોતાનો પટો સાનમાં લખી આપ્યો. આખરે ઈડરના રાવ ગંભીરસંઘજીએ તે કબજે કરી લીધો.

---

## અં. ૪૬-૨-૧૬ પુનાદરાની હકીગત-
## ઐ. ગુ. હ.-પૃ. ૧૧૭-૧૮

વિષયાદિ-આમાં નીચેની હકીગત આપેલી છે:-હરપાળ મકવાણાના વંશજ માંગોજી હળવદને પાટે બેઠા. તેના વંશજ હીરાજીને અમદાવાદના પાદશાહ મહમદ બેગડે પોતાની સાથે જમાડી સં. ૧૩૮૪માં ૨૫૦ ગામ સાથે માંડવાનું રાજ આપ્યું. તેનો ચોથો વંશજ મોટા હાલમીયાં અકબરશાહ જોડે લડયો અને માંડવગઢનું સ્વતંત્ર રાજ્ય તેની પાસેથી મેળવ્યું. તેના ફટાયા વંશજ હાજીભીયાંએ માંડવગઢના મીયાં સાથે બહારવટું કરી આતરસુંબાનો ૨૨ ગામનો ટપો મેળવ્યો. તેની ૮ પેઢીએ સં. ૧૬૦૦થી ૧૮૫૦ સુધી ત્યાં રાજ કર્યું. પછી વડોદરાના ગાયકવાડ ફતેસિંહ મહારાજે મીઆં જોરાવરશંઘજીની પાસેથી આ ગામ જબરીથી ખેંચી લીધાં એટલે મીઆં શ્રી જોરાવરશંઘજી પોતાના સગીર પુત્ર મીઆં નહારશંઘજીને લઈને પુનાદરા આવી વસ્યા.

---

અં. ૪૬-૨-૧૭ અર્બુદપ્રશસ્તિ-સં. લે.-( ર. સં. ૧૨૮૭ )-પૃ. ૧૧૮-૧૨૧

આરંભ-અર્બુદ પ્રશસ્તી (વિ) દલપતભાઈની ચોપડીમાંથી લખી.

॥ ॐ नमः संवत् १२८७ वर्षे लौकिक फाल्गुन वदि ३ रवौ अद्येह श्रीमदणहिलपाटके चौलुक्यकुलकमलराजहंस समसुराजावलीसमलंकृत महाराजाधिराज श्री........ विजयराज्ये १२ श्री वशिष्टकुंडयजनाना पु(मु)द्भूत श्री पृथूमराजदेव कुलोत्पन्नमहामंडलेश्वर राजकुल श्री सोमसिंहविजयराज्ये ॥ तस्यैव महाराजाधिराज श्री भीमदेवस्य प्रसाद यात्रामंडले श्री चौलुक्यकुलोत्पन्न महामंडलेश्वरराणक श्री वीरधवलदवंसत्कसमस्तमुद्रा व्यापारिणा श्री मदणहिल्पुरवास्तना(व्य) श्री प्रागुवाटज्ञातीय ठ. श्री चंडप... ......चंडप्रासादात्मज महं ० श्री सोमतनुज ठ. श्री मासराजभार्या ठ. श्री कुमारदेव्योः पुत्र महं० श्री मल्लदेवसिंह पति महं० श्री वस्तुपालयोरनुज सहोदरभ्रातृ महं० श्री तेजःपालेन स्वकीयभार्या मह० श्री लूणसिंह स्वपुण्यशोभिवृद्धये ॥ श्री मदर्बुदाचलो परि देउलवाडा मामे ..समस्तदेवकुलिका-

लंकृतं विशाल हस्तिशालोपशोभितं ॥ श्री लुणसिंह वसहिकाभिधान श्री नेमिनाथचैत्यमिदं कारितोऽपि प्रतिष्ठितं श्री नागेन्द्रगछे श्री महेन्द्रसूरिसंताने श्री शान्तिसूरिशिष्य श्री आणंदसूरि श्री अमरचंद्रसूरिपट्टालंकरण प्रभु श्री हरिभद्रसूरि शिष्यः श्री विजयसेनसूरिभिः ॥ छ ॥

अन्त—स च श्री स्तेमसिंह देवस्य छर्न प्रवास स्याभि भिराचन्द्रार्क यावत् प्रतिपालयः(।) सिद्धिपेत्रमिति प्रसिद्धमहिमा श्री पुंडरीको गिरिः श्रीमान् रेवतकोपि विश्वविदितक्षेत्र विमुक्तेति ननुक्षेत्रमिदंद्वयोरपितयोः आदिनेमस्वय १

संसार सर्वेष्वमिहैव मुक्तिः सर्वस्य मप्यत्रजिनेशदृष्टम् ।

विलोक्यमाने भवने तवास्मिन् पूर्वे परं चत्वयि दृष्टिपांथः ॥ १ ॥

श्रीकृष्णपपीय श्री नयचंद्रसुरेरिमे सं० सरवणपुत्र सं० सिंहराज साधु साजण सं सहस्त साहदे पुत्री सुनथच प्रणमस्ति ॥

ઇતિશ્રી પ્રશસ્તિ બીજી સંપૂર્ણ ॥ શ્રી અર્બુદાચલ (અર્બુદાચલ) ઉપરે શ્રી દેલવાડા ગ્રામે વસ્તુપાલ તેજપાલના દેરામાંથી એ બે પ્રશસ્તિયો લીખી છે. પેહેલી સાહેબના બુકમાં છે.

**વિષયાદિ**-આબુ પર્વત ઉપરના દેલવાડા ગામમાંના શ્રી નેમિનાથના દેવળમાં આ લેખ કોતરેલો છે. અણહિલપુર પાટણના રાજા વીરધવલના બે પ્રધાન વસ્તુપાલ તેજપાલ એ બે ભાઈઓમાંથી નાનાભાઈ તેજપાલે શ્રી નેમિનાથનું દેવાલય સંવત્ ૧૨૮૭ માં સ્થાપિત કરેલું અને તેને અંગે અઠાઇ (આઠ દિવસનો) મહોત્સવ નવ દિવસ પર્યંત કેવી રીતે કોણે કોણે કોના કોના અધિકારીયે ઉજવવો તેની જે યોજના કરેલી અને તેના વ્યય નિર્વાહ માટે ગામ આપેલાં તે સંબંધી આ પ્રશસ્તિ છે.

**વિશેષ**-આમા જણાવેલી શ્રી નેમિનાથજીની પ્રતિષ્ઠા શ્રીહરિભદ્ર સૂરિના શિષ્ય વિજયસેન સૂરિએ કરાવેલી હતી.

૩ આ પ્રશસ્તિ ગદ્યમાં છે. માત્ર અંતમાં એક શ્લોક છે તેની કોતરેલી લીટીઓ ૩૩ છે, લેખવાળો પથ્થર પોહોળાઈમાં મોટો છે.

આ જ વસ્તુપાલ તેજપાલે સંવત્ ૧૨૮૭ માં સમરાવેલાં શ્રી આદિનાથના દેવાલની પ્રશસ્તિનો લેખ અં. ૫ ગ ૫. ૩૦-૩૧ મે પ્રકટ થયલો છે. પ્રસ્તુત લેખમાં પુષ્કળને ઉપસ્થોની ઉજવણીના ઉલ્લેખ છે, તેથી "કીર્તિ કૌમુદી"(ના પરિશિષ્ટ) સિવાય બીજા લેખસંગ્રહનાં પુસ્તકોમાં પ્રકટ થયલો જણાયો નથી. પ્રસ્તુત પ્રતિમાં લેખ ઘણો જ અશુદ્ધ ઉતારેલો છે.

---

अं. ४६-२-१८ नड्डुलाइमांनी गिरनारनी प्रशस्ति ( र. सं. (१ ?) ४५२)
सं. ले-पृ. १२२

आरंभ-नડुલાઈમાં શ્રી ગીરનારજીની પ્રશસ્તી

"स्वामी श्री नृपविक्रम समयातीतें संवत ४५२ वर्षे कार्तिक वदि १४

शुक्रे श्री नडुलाइ नगरे चाहुमानान्वय म(अ)वंती राजाधिराज श्री वणवीरदेव सुत राज श्री रमावीरदेव विजयराज्ये अतुछ पछ श्री मद्बृहछनभस्थलदिन-करोपम श्रीमानतुंगसुरिवंशोद्भव श्री धर्मचन्द्र सूपिट्टलक्ष्मरीवणा उत्पलाय-माने(:) श्री विजयचंद्रसूरिभिद्धः गुणमाणक्यरत्नाकरस्य यदुवंशस्य सारहारस्त्र श्री नेमीश्वरस्य निराकृतजगद्विशदप्रासाद समुद्भवे आचंद्रार्क नंदतात् ॥

ઇતિ શ્રી નડુલાઇ નેમિનાથની પ્રશસ્તી સંપૂર્ણ ॥

વિષયાદિ–આ નડુલાઇ નગરમાં ચાહુમાન વંશના અવંતીરાજાધિરાજ શ્રી વણ-વીરદેવના પુત્ર વીરદેવના રાજ્યકાલમાં શ્રી વિજયચન્દ્રસુરિને હાથે પ્રતિષ્ઠા પામેલા શ્રી નેમિનાથજીના દેવલની પ્રશસ્તિ છે. એ પ્રતિષ્ઠા સંવત ૧૪૫૩ ના કાર્તિક વદ ૧૪ વાર શુક્રે થઈ છે.

વિશેષ–આ નેમિનાથજીની પ્રશસ્તિ પ્રકટ થયલી જાણ્યામાં નથી. તે સંવત ૪૫૩-ની હોવાનું પ્રસ્તુત લેખ જણાવે છે પણ ખરો સંવત ૧૪૫૩ હશે એવું અનુમાન થાય છે.

---

## અં. ૪૬–૨–૧૯–તાલુકા રૂપાલની હકીગત–ઐ. ગુ. હ.– પૃ. ૧૨૩–૨૯

વિષયાદિ–૧. આમાં ઈડર મુલકની પાસેના રૂપાલ તાલુકાના તાલુકદાર કુબેર-દાસ અને તેમના વંશજની હકીગત મુખ્યત્વે નીચે પ્રમાણે આપેલી છેઃ–મૂળ પુરૂષ પુનદાસજી ગુજરતાં કુબેરદાસ અને તેના ભાઈ મકનદાસે, મુનપુર (મોહનપુર) છોડી સાબર-કાંઠાના તાજપુરીમાં રહી ઈડર મૂલક સાથે કજીયો કરવા માંડયો. તે વેળા રાવનું રાજ્ય પાદશાહે લીધેલું અને પીર કમાલ હાકેમ હતો. તેણે સં. ૧૭૪૧ માં કુબેરદાસને રૂપાલ સાથે ૬ ગામનો અને મકનદાસને સરવણનો પટો લખી આપ્યો. પછી કુબેરદાસે કાંજણ નદીના પ્રદેશના ૧૦૦૦ ભીલોને ઉજ્જડ કીધા અને ત્યાં ગાદી જમાવી. તેનો પાટવી લાલસિંહ ઠાકોર સં. ૧૮૩૫ માં મુઓ; તેના પાટવી અમરસિંહે માંતીજનાં ગામ પડાવ્યાં, નવાણુ આદિ કરાવી મુલક સુધાર્યો અને સં. ૧૮૪૯ માં મુઓ; તેના કુંવર ફતેસિંહે મેહેવાસીઓને ઠેકાણે પાડયા; તેના પુત્ર હિમ્મતસિંહ ઠાકોરે બાહારવટે નીકળી મુલક ઉજ્જડ કરવા માંડયો ત્યારે આઉટ્રામ સાહેબે સમાધાની કરી, છતાં વશ ન રહ્યો ત્યારે કેદ પકડી જેલમાં પૂર્યો અને સં. ૧૯૦૦ માં અમદાવાદ જેલમાં મુઓ. તેનો વંશજ હજી ઠકરાત કરે છે.

૨. આટલી હકીગત ઉપરાંત તાલુકાની વસ્તી, નદી, તળાવ, કુવા અને વિસ્તારની આમદાદ આંકડાવારી, પાકની વિગત, ઉપજ, જોતલણી, ખીચડીવેરો વગેરેની હકીગત પણ આપેલી છે.

વિશેષ–આ હકીગત સન ૧૮૫૨ ના નવેમ્બરના તા૦ ૭ મીએ રા. અરજુન-લાલ ત્રંબકલાલે ઉતરાવ્યાનું અંતમાં જણાવેલું છે.

## અં. ૪૬-૨-૨૦ રણાસણ તાલુકાની હકીગત-ઐ. ગુ. હ.-પૃ. ૧૨૯-૧૩૫ અને ૧૩૯-૪૧

વિષયાદિ-આમાં ઇડરના રાવ પાસેથી હાયરોલ પટા નીચે ભાગે મેળવનાર ગંગદાસજી અને પછી રણાસણમાં રહેતા તેના વંશજ રાજશંઘજીની હકીગત પહેલી આપી પછી તેના વંશજોના તાલુકદારી જીવનના મુખ્ય પ્રસંગો (સં. ૧૯૦૩ સુધીના) ક્રમે આપેલા છે. ઈડરના રાવ સાથે કેટલોક વખત મળીને તો કેટલોક વખત સામા થઇને લુટફાટ, લડાઈ આદિમાં મદદ આદિ કરીને કેવી રીતે પરાક્રમો કરેલાં અને મુલક કેમ આબાદ કરેલો તેની વિગત આપેલી છે. તે ઉપરાંત મજકુર તાલુકાની વસ્તી, ઉપજ, ખેતી, નદી, તલાવ, કુવા, વિસ્તાર, જોરતલબી, ખંડણી આદિની વિગત પણ આપી છે.

વિશેષ-૧. ૧૩૬મા પાનાથી ૧૩૮મા પાના સુધીમાં બીજી નીચેની અં. ૪૬-૨-૨૧-વાળી પ્રકીર્ણ બાબત ઉતારેલી હોવાથી, પાના ૧૩૫માથી અધુરો રહેલો પ્રસંગ ૧૩૯માથી શરૂ કરેલો છે.

૨. આમાં પ્રત્યેક ઠાકોરનો સ્વભાવ, રૂપ, પરાક્રમ, આદિ સંક્ષેપમાં આપી સ્થાનિક માહિતી ઠીક આપેલી છે.

૩. આ હકીગત સને ૧૮૫૨ના નવેમ્બરની તા૦ ૨૮મીએ ઠાકોર વજેસિંહે ઉતરાવ્યાનું અંતમાં નોંધેલું છે.

---

## અં. ૪૬-૨-૨૧ મંત્ર યંત્રાદિ પ્રકીર્ણ-પૃ. ૧૩૬-૩૮

વિષયાદિ-આમાં નીચેના મંત્ર યંત્રાદિ છેઃ-

૧ જે સ્રીને છોકરાં ન જીવતાં હોય તેને અટકાવ આવે ત્યારથી તે સગર્ભા થતાં પર્યંત કેડે બાંધવાનો યંત્ર લખ્યો છે.

૨ પછી વશીકરણનો યંત્ર આપ્યો છે.

૩ પછી સગર્ભાને પ્રસવવેદનાથી મુક્ત કરવાનો યંત્ર છે.

૪ પછી વીંછી ઉતારવાનો યંત્ર છે.

૫ પછી પીચોટીનો યંત્ર છે.

૬ પછી શત્રુના અંગાદિને હેરાન અને છિન્ન ભિન્ન કરવાનો યંત્ર આપેલો છે.

૭ વીંછી ઉતારવાનો બીજો યંત્ર છે.

૮ પછી ચામડાનો જીવતો સર્પ કરવાનો ઉપાય છે.

વિશેષ-મંત્રયંત્રાદિની અસર માનનારને આ મંત્રયંત્રાદિ કંઇક ઉપયોગી જણાય ખરા.

---

## અં. ૪૬-૨-૨૨ તાલુકા કેવડાની હકીગત-ઐ. ગુ. હ.-પૃ. ૧૪૧-૧૪૫

વિષયાદિ-આમાં ઈડર તાબાના રણાસણના તાલુકદાર રાજશંઘજીના બીજા કુંવર (કટાયા) કેશવદાસે સં. ૧૭૪૬માં મોડાસા પરગણાનો કેવરો તાલુકો પટામાં

મેળવી ખારી કાંઠાના મેદેવાસીઓને વશ કર્યાની હકીગત આપી તેના વંશજોનાં પરાક્રમાદિ હકીગતો ક્રમવાર સં. ૧૯૦૪ સુધીની આપેલી છે. તે પછી તાલુકાનાં ગામ, વસ્તી, ખેતીના પાક, ઉપજ, નદી, નાળાં, કુવા, તળાવ, ખંડણી, ખીચડીવેરો વગેરેની વિગતો આપેલી છે.

વિશેષ-આ હકીગત સં. ૧૮૫૨ના ડીસેમ્બરની તા૦ ૧૫ મી ને બુધવાર સં ૧૯૦૮ ના માગશર સુદ ૧૫ ને રોજ ઠાકોર રાજશંઘે ઉતરાવ્યાનું નોંધેલું છે.

## અં. ૪૬-૨-૨૩ અગીઓલની હકીગત
## ઐ. ગુ. હ.-પૃ. ૧૪૫-૪૮

વિષયાદિ-આમાં ત્રિકમજી મુનદાસજીએ (સં. ૧૭૫૧-૫૨માં) ઈડરના હાકેમ પીર કમાલ પાસેથી મોતીજ પરગણામાં અગીઓલ, સાકરોડીઆ અને પીપલોદીનો પટો મેળવી ઠકરાત સ્થાપી, પણ કોળીઓ સાથે દંગો થતાં મરણ પામ્યા તેની હકીગત આપી, તેના વંશજોએ સં. ૧૮૭૫ સુધી અગીઓલ તાલુકો જાળવ્યાના પ્રસંગો વર્ણવેલા છે. છેવટે જણાવેલું છે કે સં. ૧૮૭૫ માં દેવાદાર થતાં તાલુકદાર દલજીનો તાલુકો અંગ્રેજ સરકારે જપ્ત કીધો અને તેના વંશજને નિમણુક બાંધી આપી, જે હજી સુધી ચાલુ છે. આ ઉપરાંત મજકુર તાલુકાની વસ્તી, પાક અને ઉપજની વિગત પણ આમાં આપેલી છે.

વિશેષ-આ હકીગત રેવાર નાથજી તકતાજી તથા દેશાઈ મુલદાસ હરખજીએ ઉતરાવ્યાનું નોંધેલું છે.

## અં. ૪૬-૨-૨૪-માનપુરની હકીગત-ઐ. ગુ. હ.-પૃ. ૧૪૮-૫૮

વિષયાદિ-આમાં ઈડર તાબાના રેહેવર જીલ્લાના ગોરવાડા તાલુકાનો પટો હાથરોલવાળા હેગોરજી ઠાકોરે મેળવ્યો અને ભીલોને હરાવી ત્યાં માનપુર વસાવ્યું તેની, તેના પુત્ર ગોવિંદદાસજીની, તેના પુત્ર અંગદાસજીની અને મુનદાસજીની હકીગત આપેલી છે. મુખ્યત્વે મુનદાસજીનાં પરાક્રમો લંબાણથી આપેલાં છે. ઉપરાંત મજકુર તાલુકાની વસ્તી, ઉપજ, ખંડણી વગેરેની વિગત પણ આપેલી છે.

## અં. ૪૬-૨-૨૫-સુદાસણની હકીગત-ઐ. ગુ. હ-પૃ. ૧૫૮-૬૫

વિષયાદિ-આમાં સિંધ-ઠઠ્ઠાથી આવેલા પરમારવંશી જશરાજના પુત્ર કેદારશંઘજીએ દાંતા પાસેનો સુદાસણ તાલુકો વસાવી, આબાદ કર્યો તેની, તથા તેના વંશજોએ દાંતાના રાણા તથા પાલણપુરના મુસલમાન હાકેમ સાથે અનેકવાર મળીને તેમ લડાઈ કરીને પોતાનો તાલુકો સાચવ્યો તેની હકીગત છે. ઉપરાંત આ ભાગની વસ્તીની વિગત, ભાઈઆતોની આવકજાવક વગેરે આપેલું છે.

વિશેષ-આ હકીગત સને ૧૮૫૨ ના ઓક્ટોબરની તા૦ ૩ જીએ ઉતારેલી મળ્યાનું નોંધેલું છે.

## અં. ૪૬–૨–૨૬–હડોલની હકીગત–ઐ. ગુ. હ.–પૃ. ૧૬૫–૮

વિષયાદિ–આમાં હડોલના મૂળ ઠાકોર દરગાજીથી માંડી ૧૪ મા વંશજ ગમાનશંઘજી, સંબંધી ટુંકી હકીગત નોંધેલી છે; તેમ તાલુકાનાં નવાણુ, તલાવ અને ઉપજની વિગત પણ નોંધેલી છે.

---

## અં. ૪૬–૨–૨૭–ઓલુદરાની હકીગત–ઐ. ગુ. હ.–પૃ. ૧૬૮–૭૦

વિષયાદિ–આમાં રણાસણના ઠાકોરના ભાયાત જીવણદાસજીએ કેવી રીતે ઈડરના રાવ પાસેથી તાલુકો ઓલુદરા મેળવ્યો તેની અને તેના વંશજોની સં. ૧૮૮૦ સુધીની હકીકત તથા ઉપજ, દરબારી હક્ક, તલાવ, નવાણુ વગેરેની વિગત આપેલી છે.

---

## અં. ૪૬–૨–૨૮–મોરની હકીગત–ઐ. ગુ. હ.–પૃ. ૧૭૦–૧

વિષયાદિ–આમાં સં. ૧૭૨૨ માં જગનાથ વલભદાસે મોર તાલુકો મેળવ્યાની અને તેના વંશજોની સુરજમલ સુધીની (સં. ૧૮૯૨) ટુંકી હકીક્ત વગેરે આપેલું છે.

---

## અં. ૪૬–૨–૨૯–આંબલીઆલાની હકીગત–ઐ. ગુ. હ.–પૃ. ૧૭૧–૧૯૪

વિષયાદિ–આમાં નીચેની હકીગત મુખ્યત્વે આપેલી છેઃ–

કરશનદાસ ખાટે બાદશાહના હુકમથી કાનફટાને કાઢી સં. ૧૬૭૫ માં આંબલીયા તાલુકામાં અમલ જમાવી આસપાસના તાલુકાઓમાંથી છુટક છુટક ગરાસ (જેની વિગત સાથે નોંધેલી છે) મેળવી, લડાઇઓ લડી પોતાની ઠકરાત આબાદ કર્યાનું અને સં. ૧૭૨૯ માં મરણ પામ્યાનું જણાવ્યું છે.

૨. (તેની ચોથી પેઢીવાળા) ઠાકોર મોધાજીએ પોતાના પૂર્વજોએ ગુમાવેલ ગરાસ પાછો મેળવ્યો અને ઇડરના મહારાજા શિવસિંહજી સામે લડ્યો, તેનાં ઘણાં માણસો માર્યાં, ગાયકવાડ ફતેહસિંહને અને માંડવાના દાદામીઆંને મદદ કરી બીજાં રાજ્યોના હક્કથી મુક્તિ મેળવી.

૩. (મૂળથી છઠ્ઠી પેઢી) ઠાકોર આથીજી ધર્માત્મા હતો. તેનો પુત્ર ઠાકોર ભાથીજી સં. ૧૮૭૦ માં મુઓ. તેણે દ્વારકા આદિની જાત્રા કરી, માંતીજનો ગીરાસ પેશ્વા સરકારની સૂચનાથી આબાદ કર્યો, માંડવા, રુણાવાડા, સરડોઈ, ઉદેપુર, અમનગર, આદિની ફોજો સાથે લડાઇઓ કરી અને ઘણાં પરાક્રમો કીધાં, ભાથીજીનાં પરાક્રમો આદિનાં ગીતો, કવિતો વગેરે તેમ જ જૂદાં જૂદાં મગણાંઓમાંના તેના ગરાસો અને ખેતરોની સંખ્યા આદિ આમાં નોંધેલાં છે.

૪. પછી તેના વંશજોને ઇંગ્રેજ સરકાર સાથે કામ પડ્યું. તેમાંના કેટલાકનાં કવિતો અહીં આપેલાં છે.

૫. ઉપરાંત ખેતી, પાણીનાં સાધનોની નોંધ પણ આપેલી છે.

વિશેષ-૧ આ માદિની સં. ૧૯૦૮ ના આસો સુદ ૫ ને રવિવારે પૂરી ઉતાર્યાનું જણાવેલું છે.

૨. પ્રસ્તુત હકીકતમાં કેટલુંક ઐતિહાસિક દૃષ્ટિએ મહત્વનું અને નોંધવાજોગ છે; તેમ સાહિત્યદૃષ્ટિએ કેટલુંક ઉપયોગી પણ છે.

---

## અં. ૪૬-૨-૩૦-ટીટોઈની હકીગત-ઐ. ગુ. હ.-પૃ. ૧૯૫-૨૦૭

વિષયાદિ-આમાં નીચેની હકીગત મુખ્યત્વે આપેલી છેઃ-જોધપુરના પરાક્રમી રાજા અજિતસિંહને પોતાની આંખમાં ખુંચ્યાથી મારી નંખાવવાને દિલ્હી બાદશાહે (નામ નથી આપ્યું) તેના પુત્ર જશવંતસિંહજીને ભર જમુના નદીમાં નાવમાં બેસાડી મારા પાસે મરાવવાનો ત્રાસ આપી તેની પાસેથી તેના ભાઈ કુંડાયા વખતસિંહ ઉપર પત્ર લખાવી લીધો, અને કાસદ સાથે કુંડાયા વખતસિંહને મોકલાવી અજિતસિંહને મારવાની સૂચના પરઠવી, જશવંતસિંહના કાગળથી વખતસિંહે અજિતસિંહને તેના રણવાસમાં માર્યો. પછી જશવંતસિંહ જોધપુરની ગાદીએ આવ્યો. આથી અજિતસિંહના બે કુંવર આણંદસિંહ અને રામસિંહ ડુંગરાઓમાં જઈ ભરાયા, અને જશવંતસિંહનાં માણસોને કનડી ભાગ માગવા લાગ્યા. આખરે બાદશાહ પાસેથી ઈડર પટો તેમને અપાવ્યો. એટલે આણંદસિંહે ઈડર ઉપર ચઢાઈ કરી રાવજીને નસાડ્યા અને ઈડર મુલક કબજે કીધો. પછી ગાયકવાડના ભાઇઆતને મદદ કરી બીરસદ પ્રગણું તાબે કીધું. ઈડરના રાવે આણંદસિંહને કાઢવા લડાઈ કરી પણ હાર્યો. પછી આણંદસિંહે રાયસિંહના વંશજ માનસિંહને ટીટોઈ પટો આપ્યો. પછી આણંદસિંહના વંશજ અને માનસિંહ તથા તેના વંશજો માંહે માંહે અવારનવાર આથડતાં, અંગ્રેજ સરકારનું રાજ્ય થતાં આ તાલુકદારો શાંત પડ્યા.

આ ઉપરાંત આમાં ટીટોઇનાં નવાણુ તળાવ કુવાનો પાક અને કુળાદિની વિગત આપેલી છે.

વિશેષ-૧ આ હકીગત સને ૧૮૫૨ ના સપ્ટેમ્બરની તા૦ ૨૭ મીએ પૂરી મળ્યાનું જણાવેલું છે.

૨. ઐતિહાસિક દૃષ્ટિએ આમાંથી કેટલુંક નોંધી લેવા જેવું છે.

---

## અં. ૪૬-૨-૩૧-માંડપની હકીગત-ઐ. ગુ. હ.-પૃ. ૨૦૭-૨૧૦

વિષયાદિ-આમાં ડાભી શાખાના રજપૂતો કોરમંગઢથી નીકળી મારવાડમાં સંવત ૯ મા સૈકામાં આવી વસ્યાનું અને ઈડરના રાવ કલ્યાણમલજીના વખતમાં રૂડી પટો મેળવી ઠકરાત જમાવ્યાનું, તેના વંશજોએ ભીલનું પાણી પીધાથી વટલ્યાનું, તથા ભીલો સાથે કન્યાવ્યવહાર બાંધ્યાનું જણાવેલું છે. પછી આ વંશના ઠાકોરોએ માંડપ મેળવી કે તાલુકો જમાવી આબાદ કીધો તેની હકીગત નોંધેલી છે.

વિશેષ-આ હકીગત સં. ૧૯૦૮ ના બીજા ભાદરવા વદ ૮ મે ઉતાર્યાનું જણાવેલું છે.

---

## અં. ૪૬-૨-૩૨-વલાસણની હકીગત-ઐ. ગુ. હ.-પૃ.૨૧૦-૧૩

વિષયાદિ-આમાં નીચેની હકીગત મુખ્યત્વે આપેલી છે -ઈડરના રાવ નારણદાસજીથી ત્રીજી પેઢીએ ગોપાળદાસજી થયા તે હુંશીઆર ન હોવાથી તેને પડતો મૂકી વલાસણ સરદારોએ કલ્યાણમલજીને ગાદીએ બેસાર્યા. એટલે ગોપાળદાસજી કુટુંબકબીલા સાથે નાઠા અને પછી પાદશાહની મદદ મેળવવા દિલ્હી ગયા. ત્યાંથી ફોજ શીરબંદી ઇડર ઉપર લાવ્યા અને આખરે સમાધાનીથી વલાસણનો ૨૨ ગામનો પટો મેળવ્યો. અને તેના વંશજોએ તે પટો નિભાવ્યો છે.

ઉપરાંત વાંટાઓની ઉપજ, પાક, ગાયકવાડને આપવાની ખંડણી, સુખડીવેરો વિગેરેની વિગત પણ આમાં આપેલી છે.

વિશેષ-આ નોંધ ઉતારી ત્યારે ઠાકોર મોહોકમસિંહજી જીવતા હોવાનું અહીં જણાવેલુ છે.

---

## અં. ૪૬-૨-૩૩-માંડવાની હકીગત-ઐ. ગુ. હ.-પૃ. ૨૧૩-૨૨૮

વિષયાદિ-આમાં નીચેની હકીગત મુખ્યત્વે આપેલી છેઃ-હલવદ ધ્રાંગધ્રાન હીરારાંગે દિલ્હીના પાદશાહને ફોજની મદદ આપ્યાથી તેને પાદશાહે માંડવા મગણું ૧૨૫ ગામ સાથે સં. ૧૫૫૭માં સ્થાપી આપ્યુ તે મુસલમાન થયા હતા. સં ૧૬૦૨ સુધી માંડવાનું થાણુ તેના વંશજોએ વગર વેંહેંચ્યે ભજવ્યું. ચોથી પેઢીવાળા લાલમીઆં પરાક્રમી હતો. અકબરશાહના વખતમાં તેણે ઘણી મદદ કરેલી હતી. તેથી તેણે કપડવણજ, બાયડ, પ્રાંતીજ, રેહેવર મોડાસા, દેહગામ, વાડાસીનોર, ઠાસરા, અમનગર આદિના ગરાસો અને ગામો મેળવ્યા. (આ સહુની વિગતવાર ટીપ આ નોંધમાં આપેલી છે) તેના વંશજ સલતાનમીઆં પ્રજાપાલનથી પંકાયો હતો તેનાં કવિત આમા આપેલાં છે. ઉપરાંત તેના વંશજોની બીજી પ્રકીર્ણ હકીગત આપી દરબારી ઉપજ, તળાવ વાવો વગેરેની સંખ્યા આપેલી છે.

વિશેષ-અંતમાં જણાવેલું છે કે-"એ રીતે સદરહુ લખા પ્રમાણે ઝાહેર થશે. સંવત ૧૯૦૮ ના આસો સુદ ૫ રવિવાર મુકામ આંબલીઆલા લા. જીવણલાલ માણેકચંદ, ઉમેદ હરગોવંનદાસ મુકામ અમદાવાદ પંચભાઇની પોળના."

---

## અં. ૪૬-૨-૩૪-સાહિત્ય સિંધુ ભૂગોલની નોંધ-૨. પટલ વેણીદાસ વારાણશીદાસ-પૃ. ૨૨૯-૨૩૫.

આરંભ-સાહિલ સિંધુ રહેવાશી પેટલાદના એ પુસ્તક પટલ અજુ-ના, વંશમાં પટલ વારાણશીદાશના પુત્ર વેણીદાસે બનાવેલો તે ગ્રંથ સંપૂરણ નથી માટે કયારે બનાવેલો તેની તારીખ નથી. વ્રજ ભાષામાં છે.

મેહેરબાન શ્રી અલેકઝાંડર કીનલાક ફારબસ સાહેબના પુસ્તકમાં બારમા, તરંગ, (અધ્યાય)ના ૧૪૬મા કવીતથી તે ૨૬માં તરંગનાં ૧૫૬ કવીત સુધી છે.

તેમાં ગુજરાત સંબંધી વાત પત્ર ૧૩૮ થી પચીસમા તરંગમાં છે તેનો તરજુમો ગુજરાતી ભાષામાં માંત્ર દલપતરામેં બનાવો.

કવીત ૧ પ્રથવી ઉપર જંબુ દ્વી(પ)ના ધણી આઠ છત્રપતી છે. તેઓને સઉ મોટા પાતસાહ કહે છે. (તેની વીગત નીચે પ્રમાણે) ૧ ચીન દેશનો સાહ, ૨ ઈરાન દેશનો, ૩ બલખ દેશનો, ૪ મિસર દેશનો, ૫ બદખસાન દેશનો, ૬ રૂમ દેશનો, ૭ તુરકસ્થાન દેશનો, ૮ હિન્દુસ્થાન દેશનો દીલ્લીનો પાતસાહ.

અન્ત– ૧૫ તપે પીહજ. વીધાં. ઉપજ.

| | | | |
|---|---|---|---|
| ૧ | પીહજ | ૫૫૪૩ | ૧૬૫૨૪ |
| ૨ | ગંગાગર | ૧૦૫૦ | ૩૪૩૯ |
| ૩ | પેટલી | ૩૭૬૪ | ૪૨૯૩ |
| ૪ | દેમોલ | ૨૯૬૬ | ૪૬૪૨ |
| ૫ | સંધાના | ૫૫૧૮ | ૪૧૮૯ |
| ૬ | બાંગા | ૮૭૩૪ | ૧૦૬૧૪ |
| ૭ | કલોલા | ૨૨૦૦ | ૨૬૭૨ |
| ૮ | પલાણો | ૨૯૫૪ | ૪૮૯૧ |
| ૯ | નવાગામ | ૪૨૦૫ | ૨૯૧૬ |
| ૧૦ | રાંમોલ | ૩૮૦૭ | ૩૫૮૮ |
| ૧૧ | દેવા | ૧૧૭૬૪ | ૭૦૬૧ |
| ૧૨ | સાહપુરા | ૧૦૦૦ | ૧૪૯૦ |
| ૧૩ | લસો | ૭૧૦૦ | ૧૬૧૨૭ |

વિષયાદિ–આમાં નીચેની હકીગત કવિતના સારરૂપ છેઃ–કવિત–૧ જંબુ દ્વીપના પાદશાહોની ટીપ, કવિત ૨ હિન્દુસ્થાનનું વર્ણન, કવિત ૩ દિલ્હીના શાહના સુબા, કવિત ૩૧ ગુજરાતના સુબાના પેદાશ, ૩૨ કચ્છ આદિ પ્રદેશોની વખણાતી ચીજો, ૩૩ ગુજરાત સુબાના (૧૦) સરકાર, ૩૪ પેટલાદ તપો, ૩૬ પેટલાદ તપાનાં ગામ, ૩૭–૧ પેટલાદ તપાનાં (૪૨ ગામની) જમીનનાં વીધાં અને ઉપજનો કોઠો, ૨ તપે સોજીત્રો, ૩ તપે આનંદ, ૪ તપે બેટાસી, ૫ તપે પીપળો છે, ૬ તપે નાપા, ૭ તપે અડાસ, ૮ તપે કઠોના, ૯ તપે મરીઆજ, ૧૦ તપે સંજાયા, ૧૧ તપે ગોડ, ૧૨ તપે બોરસદ, ૧૩ તપે નારી, ૧૪ તપે બીલપાડ અને ૧૫ તપે પીહજની જમીનનાં વીધાં અને ઉપજના કોઠા, ઉપર અંતમાં ૧૫ મો કોઠો આપ્યો છે તે નમુનાના ઉતારેલા છે.

વિશેષ–૧ મૂળ સાહિત્યસિંધુનો ગ્રંથ વ્રજ ભાષામાં વસોના દેસાઈ વેણીદાસે બનાવેલો સુપ્રસિદ્ધ છે. તે છપાયો નથી. પણ તેમાં ઘણીક ભૂગોળ અને ઇતિહાસને લગતી માહિતીઓ સમાવેલી છે.

૨ પ્રસ્તુત નોંધ તે ગ્રન્થનાં સારરૂપે છે અને મુખ્યત્વે પેટલાદ પરગણાને લગતી છે.

## અં. ૪૬-૩-૧-એભલવાળાની વાત-ઐ. ગુ. વા.-પૃ. ૧-૨

આરંભ-શ્રીજી એભલવાલાની વાત લ. ગઢવી દેહલ ભોજલ ગામ વઢવાણુમાં સં. ૧૯૦૮ માં ચૈત્ર સુ. ૨ લ. ત્ર. દલપતરામ ડાહ્યા

એભલવાલો વર્લે પરગણાનો રાજા હતો, રજપુતવાલા કાઠી પણ છે. તે રજપુતમાંથી થઓ છે તેની વાત, ગામ ઢાંક, (ધીરાજી પાસેં)નો રાજા વાલાજી હતો તે કાઠીની દીકરીને પરણીને વટલ્યા. સિંધ પાસેં પાવર મુલકમાં અસલ કાઠીઓ રેહેતા હતા. તહાં દુકાલ પડો તારેં ઉચાલા ભરીનેં ઢાંકને પાદર આવ્યા તેમાં અમરો પટગર નામેં કાઠી હતો તેની દીકરી નામેં અમરા બહુ રૂપાલી હતી તેનેં જોઇનેં વાલોજી આશક પામ્યા નેં...વટલ્યો માટે...હવે તારે ગાદીના અધિકાર નહી એમ કહીને સઉએ સંપીને તેનું રાજ ખોંચી લીધું.

અન્ત-તે બાઈ (સાંઈ નેસડીના ચારણુની દીકરી)નો ધણી પેથો ગઢવી માલવેથી આવો. તેણે લોકના કહાથી બાઈ ઊપર કલંક નાંખવા માંડ્યુ તારેં શ્રાપ દીધો જે તું ગમત કોડેં ગલ. પછી તેમ થયું. તારેં તે ચારણુનેં કંડીઆમાં ઘાલીનેં લહીને એભલવાળાને ઘેર આવી ને તેનાં દીકરાનું માથુ કાપીનેં લોહી છાંટુ એટલેં કોઢ મટો અને છોકરાને જીવતો કરો.

વિષયાદિ-આમાં નીચેની હકીગત આપેલી છેઃ-સિંધનો રજપુત રાજા વાલોજી દુકાળથી નાશી આવી ઢાંક પાસે વસતાં કાઠી સાથે જમ્યો તેથી વટલ્યો એટલે તેના ભાયાતોએ તેનું રાજ્ય છીનવી લીધું. ત્યારે કાઠીઓએ તેને પોતાનો મુખી બનાવ્યો. તેણે સૂર્યની ભક્તિથી રાજ્ય મેળવ્યું અને સૂર્યનું દેવળ થાન ગામની સીમમાં બંધાવ્યું. તેના ત્રણ ફાંટા થયા ખુમાણુ (ચોટીલા), ખાચર (ભીતીઆલા) અને વાલા (જેતપુર). આ વંશના એભલવાલાના રાજ્યમાં જતી સુખવિજયજીએ કાલીઆ મૃગને શીંગડે બાંધી તેને વનમાં છૂટો મૂકી દેઈ કામણ કીધુ તેથી દુકાળ પડ્યો ત્યારે એભલવાલે કાલીઆર મૃગને શોધી કાઢી તેને શીંગડે જતીએ બંધાવેલો મંત્ર છોડતાં વર્ષાદ પડ્યો; એટલે વરસાદની ઝડીમાંથી ઉગરવા મથતા એભલવાળાને સાંઇ નેસડીના ચારણે આશ્રય આપ્યો અને તેનો બદલો એભલવાળાએ પોતાના છોકરાનું માથુ કાપી તેના લોહીથી ચારણુના જમાઇનો ગળત કોઢ મટાડીને વાળ્યો

વિશેષ-૧. આ હકીગત સુપ્રસિદ્ધ છે.

૨ આ વાર્તા ઉતાર્યા પછી પાનાં ૨-૩ કોરાં છે, ચોથું પાનું "જગદેવની વાત" એટલું લખી કોરૂ મૂક્યુ છે.

૩. પ્રતિ ચોપડા આકારની છે. રાસમાળામાં કામ લાગેલા ત્રણ ઐતિહાસિક ચોપડાઓમાંનો આ ત્રીજો ચોપડો છે. આ ચોપડો કવીશ્વર દલપતરામે જાતે ઉતારેલો છે. કદે ચોપડો નાનો છે. પાનાં ૬૪ લખેલાં છે, વચ્ચે કોઈ કોઈ પાનાં માત્ર વિષયનું નામ લખી કોરાં મૂકેલાં છે.

પહેલે પાને લખેલું છે કે "શ્રીજી આ ચોપડી. મેહેરબાન શ્રી એ. કે. ફારબસ સાહેબની છે. ૦ાા− કાગળ ૦)ા પુઠું. નંમર ૩ ને પરચુરણ વાતો વીગેરેની ચોપડી નમર ૩"

૪ પછીનાં બે પાનામાં પ્રસ્તુત પુસ્તકના વિષયોની અંગ્રેજી સવિસ્તર અનુક્રમણિકા પાનાવાર આપેલી છે.

૫ પછી નીચે પ્રમાણેની (ગુજરાતીમાં) અનુક્રમણિકા આપેલી છે –

| (પાનું) | (વિષય) | (પાનું) | (વિષય) |
|---|---|---|---|
| ૧ | એભલવાળાની વાત કાઠી લોક વિષે | ૨૬ | રા લાખાની વાત |
| ૫ | ખેંગર વીશે | ૩૧ | સીધરા જેસીંહના વખતમાં આ. આર. અદાવદ વીસે |
| ૬ | વઢવાંણમાં માધા વાવ છે તે વીશે | ૩૪ | તામ્રપટનો લેખ |
| ૭ | સોઢા પારકરના છે તે વીગેરેની વાત. | ૪૬ | સિધેહના પાછાની વાત. |
| ૯ | વઢવાંણમાં સતીની દેરીઓના લેખ છે | ૫૩ | એમદ સાથે રજપુતોને વટલાવ્યા ને મોલેસલામ કરા. |
| ૧૦ | દુધરેજના ઠાકોર વીશે | ૫૪ | વાઘેલાની વંશાવલી |
| ૧૧ | અરોઠમ પ્રમણે ચોમાસામા ગારો થાય છે તે વી. | ૫૫ | પરમારની પાંત્રીસ સાખાઓ |
| ૧૨ | લગધીરજીના મોત વીશે | ૫૬ | ચહુઆણની સાખ ૨૪ |
| ૧૫ | ગોહેલની વાત | ૫૬ | વણરાજ ચાવડાને ઘેર મુલક છે તે વીશે |
| ૧૮ | કાઠીયો સીંધના વાવર મગલ્લામાંથી આ દેશમાં આ | ૫૭ | પાલ્ય પરમાર આણુ ૯૫૨ |
| ૨૦ | ચાંપાનેરની વાત | ૫૯ | ગઢવાડાની વંશાવલી |
| ૨૩ | રા ખેંગારની વાત | ૬૦ | ગઢવાડામાં મોટી ઠકરાત વીશે છે. |

ઉપલી અનુક્રમણીકા ઉતારીને પછી પાનું દોઢ કોરૂ રાખેલું છે.
૬ મોટા અક્ષરે પ્રતિમાં લીટીઓ દોરીને લખીગતો ઉતારેલી છે.

---

**એ. ૪૬–૩–૨–૨' ખેંગાર–ઐ. ગુ. વા.–પૃ. ૫**

આરંભ–રાખેંગારનો દુહો

> જે સચે સૌરઠ ઘડી, ઘડીઓ રા ખેંગાર
> વે સચો ભાગી ગઓ. જાતો રહ્યોં લુહાર. ૧

સીધરાજ જેશધે રા ખેંગારને મારો અને રાણકદેવડીને પકડી લીધી તારેં રાણકદેવડીના જાણુમાં એટલી વાત આવી હતી કે મારા ધણીનેં તથા મનેં બનેનેં પકડાં છે.

અન્ત–તારેં રાણકદેવડીએ કહું કે...પણ તેં (સિદ્ધરાજે) મારા છોકરાને મારો છે તેથી તારૂ છોકરૂ જીવશે નહીં એટલો તનેં મારો શ્રાપ છે એમ કહીનેં સતી થઈ.

વિષયાદિ-આમાં રા ખેંગારને સિદ્ધરાજે માર્યાથી તેની રાણી રાણકદેવી વઢવાણ આગળ સતી થયાનો પ્રસંગ ઘણો જ ટુંકમાં વર્ણવ્યો છે.

વિશેષ-આ હકીગત સુપ્રસિદ્ધ છે, આમાં કંઈ નવીનતા નથી.

---

## अं. ४६-३-३-माधा वावनो लेख-पे. सं. ले. पृ. ६

આરંભ-માધાવાવના ત્રીજા મતવાલામાં જમણે હાથે ગોખલામાં મુરતીઓ ૨ ઉભી ચણેલી છે તેની નીચે અક્ષર લખેલા છે તે

सं. १३५० वर्षे कार्तिक शुदि ८ गुरौ नागर ब्राह्मण ज्ञातीय मह श्री साढण तीय त० श्री सामा 'सुत मह श्री सौधू ॥ तत्सुत मह श्री तर्पम्म दति ॥

વિષયાદિ-આ ગુજરાતના છેલ્લા રાજા કરણના પ્રધાન માધવે વઢવાણમાં માધાવાવ બંધાવેલી કહેવાય છે તે સબંધી આટલો જ ટુંકો લેખ છે.

વિશેષ-આ લેખ સુપ્રસિદ્ધ છે.

---

## અં. ૪૬-૩-૪-હાડીની દેરીના પાળીઆનો લેખ-
## ઐ. ગુ. લે.-સં. ૧૭૯૭-પૃ. ૬

આરંભ-ઠાકોરની દેરીઓથી દક્ષણમાં સતીઓની દેરીઓ છે, તેમાં દક્ષણાદી છેલ્લી દેરીમાં હાડીમા સતીનો પાલીઓ છે આગલ પગલાં છે. તે પાલીઆના અક્ષર અરજણશધજીનું ઠકરાણુ

-શ્રી ગણેશાય નમઃ સ્વસ્તી શ્રીમન્નૃપતિ વિક્રમાર્ક સમયાતીત સંવત ૧૭૯૭ વર્ષે શાકે ૧૬૬૨ ના પ્રર્વતમાને દક્ષણાયને ગતે શ્રી સૂર્યે વરષા રૂતૌ માસોતમ માસે શ્રાવણ વદિ ૫ ગુરૌ તદ્દિવસે મહારાણા શ્રી અરજુનસિંહજી સાથે હાડી શ્રી અમરસિંહજીસુતા બાઇ શ્રી દેવકુઅર સાગવન લીધુ છે ॥ પરમારજી શ્રી આર્જુબાસુત મહારાજ શ્રી સબળસિંહજીએ પ્રાસાદ કરાવ્યો છે શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ શુભ

(આની નીચે ઉપલી દેરીથી પાંચમી દેરીમાંનાં પગલાંની ઉંચે દીવાલમાં સં. ૧૮૩૫ માં મહારાણા ચંદ્રસિંહજીનો પ્રાસાદ કરાવ્યાના ઉલ્લેખવાળો નાનો લેખ છે.)

વિષયાદિ-૧ આ સ ૧૭૯૭માં વઢવાણના મહારાણા શ્રી અરજુનસિંહજી મરણ પામતાં તેમની સાથે હાડી શ્રી દેવકુંવરે સહગમન કરેલું તે સંબંધી લેખ છે.

૨-આ લેખ બાળબોધ લિપિમાં છે.

વિશેષ-અમેઝ અમલ અગાઉ રાજાઓ મરતાં તેમની પછવાડે તેમની રાણીઓ સતી થતી ત્યારે તે સ્થળે આવી દેરીઓ ચણાતી અને તેમાં તેનાં નામ, સમય આદિના ઉલ્લેખવાળા લેખોની લાદી કોતરેલી ચોઢાતી હતી.

## અં. ૪૬-૩-૫-પારકરના સોઢા અને સાયલાના છભાડનો ટંટો-ફૉ. ગુ. હ.-પૃ. ૭-૯

આરંભ-શોઢા (પરમાર) પારકરના. ચભાડ શાઅલાના તેઓના ટંટાની વાત.

પારકરમાં દુકાલ પડો તારેં તાંહાંના સોઢાનાં માણાશ (પુરૂષ) ૨૦૦૦ સ્ત્રીઓ છોકરાં સુધા હરેક નાતનાં પંચાલ દેશમાં આવ્યાં તે મુલી ગામથી પુરવમાં ગાઉ ૨ા ઉપર જંગલમાં ધાધડીઓ નામેં નેહ બાંધ્યો. મુલી ગામ પણ મૂલી નામની આમરાણીનો નેહ હતો તેથી નામ દર. તારેં સાયલાના રાજા (જમીનદાર) છભાડ હતા.

× × × ×

સંવત સાત પનોતરો ટાંઢા પોઅણુ ત્રીજ
સોઢે નેં છભાડવેં. ધજવડ કીધી ધજ. ૧

અન્ત—

કાઠીનો મુખત્યાર રાધો ચાવડો કાઠી હતો તે પરમાર રાજાજીનેં નેં રાધાનેં સામસામી લડાઈ થઈ તે રાજાજીએ રાધાનેં મારો (ધંધુકુ-ગાંફ)

તેનું ગીત

દલાં મેલ ચુડાસમા ગોહેલાં ડારતો. અભંગ ભડ ફેરતો પવંગ આધા.
વડો દેવાણ સત માલરો વાંકડો. રાજડો ઓલખેલ નહીં રાધા. ૧
ચાવડા પવાડા કરણ તું ચાયરે. વદણ પરમાર ઝુઆર વાર
સાલ ભાલાંતણો વગર ભાંગાં શરે. મરણ જાતી કરે કેમ માર. ૨
એતરો તેતરા કાજ કીધલ અગેં. એહ શોઢા ધરે સદા આંટી.
કરે અંજશ ઘણો આવી ચડીઓ કડે. માટીઆં કાક દી મસે માંટી ૩

વિષયાદિ-આમાં પારકર(સિંધ)થી દુકાળના માર્યા પરમારો સોઢા સાથે કાઠીઆવાડમાં મૂળી ગામ આગલ આવી વસ્યા ત્યારે વઢવાણના રાજાના સાળા છભાડોએ તેમને હેરાન કર્યા અને લડાઈ થઈ તેમાં છભાડો મુઓ. પછી એ રાજાને તેની રાણીએ પોતાના ભાઈના મોતનું વેર લેવાને ઉશ્કેર્યો તેથી તેણે પોતે તો જીવતદાન તેને આપ્યાથી નહીં મારતાં બીજા પાસે મરાવવાના ઉદ્દેશથી ગુજરાતના ભીલ અહો અને કુંતો જેઓ વાઘેલાનાં ગામ લુંટતા હતા, અને અજિત મારકણા હતા તેમને મારવા સોઢાને મોકલ્યો; આમાં પણ તેની ધારણા એવી હતી કે અહો અને કુંતો સોઢાને મારશે અને સાળાને માર્યાનું વેર વળશે, પરંતુ ઉલટું સોઢાએ તો પેલા બે ભીલોને માર્યા, એટલે વઢવાણના રાજાએ તેને બદલાના ઇનામમાં ચાર ચોવીશીઓ આપી.

પણ એ ત્રણ ચોલીશીઓ કાઢી લોક પડાવી લીધી; અને ચોથી મૂળીની ચોવીશી પાછી લેવા રાધો કાઠી આવતાં પરમાર સોઢાએ તેને માર્યો.

વિશેષ-આમાં આપેલી હકીગત કવીશ્વર દલપતરામે સંશોધેલી "રત્નમાળ"માં "મૂળીના પરમારો"ની વાર્તામાં પાને ૩૭૫-૭૯ માં પ્રકટ થયલી છે, તેમ અં. ૪૬-૧-૧૩ માં પણ આમાંની હકીગત છે; પરંતુ પ્રસ્તુત હકીગતમાંની મતલબ, તેમાં લીધેલી છે, તેમ આમાંનું અંતનું ગીત કડી ૩ નું તેમાં આપેલું નથી. વળી આમાં લગધીરજી વિષે કાંઈ ઉલ્લેખ જ નથી.

## અં. ૪૬-૩-૩ સતીની દેરીનો લેખ-ઐ. લે.-પૃ. ૯.

વિષયાદિ-આ સં. ૧૬૯૯ ના વૈશાખમાં વઢવાણના મહારાણા ચંદ્રસિંહના વંશજ ઈશ્વરદાસજી મરણ પામતાં તેની રાણી શામકુંવરબાઈ સતી થઈ તેની દેરીનો લેખ છે.

વિશેષ-૧. આના આરંભમાં જણાવેલું છે કે "સતીઓની દેરીઓમાં ઉતરમાં પેહેલી દેરીમાં રાઠોડ મા સતીનો પાલીઓ છે. ઠાકોર રાજજીનું ઠકરાલું, તેના અક્ષર.

"આ સતી તથા હાડીમાના પાલીઆને ઘાઘરો કાંચલી મોઢીઓ ચુંદડી પેહેરાવે છે."

૨. આ દેરી વઢવાણમાં છે; અને સતીની દેરીઓને નામે ઓળખાતી જગ્યામાં આવેલી છે.

## અં. ૪૬-૩-૭-દુધરેજના ઠાકોરના પાલીઆનો લેખ-ઐ. લે.-પૃ. ૧૦-૧૧.

આરંભ-ગામ દુધરેચનો ઠાકરડો કશીઓજી છે તેનો બાપ જેઠીભાઈ તેનો બાપ મોડભાઈ તથા હઠીભાઈ તથા સુજાભાઈ તેનો રીસામણે શીયે ઉચાલા લહીને ગયા હતા તહાંનાં ઢોર જત લોકો ગામ મોટી વારેં નીચેં આવીને લીધાં તેની વારે આ જણ ૪ ચડા તે શીયાથી પૂરવમાં ગાઉ ૧ ઊપર હલવદના ચંદ્રશંઘજીનું બંધાવેલું તલાવ છે તાંહા મરાઆ તેના પાલીઆ ૪ રાઠોડ મા સતીની દેરીની જોડેની દેરીમાં છે.

અન્ત-"સંવત ૧૮૪૪ વરષે માઘ વદી ૩ રવીવાસરે રાણા શ્રી મનાશંઘજી સુત વખતશંઘજી સુત કુવર શ્રી ગગજી મોજે સીયે કામ આવ્યા છે."

વિષયાદિ-આમાં 'અન્ત'માં જણાવ્યા તેવા ઉલ્લેખો આરંભમાં જણાવેલા ચાર પાલીઆની નીચે તે તે નામને ઉદ્દેશીને લખેલા છે.

વિશેષ-૧. લડાઇમાં કે હુંદમાં મરણ પામતા શુરવીરોના આવા પાલીઆ ઉભા કરવાનો રીવાજ અગાઉ ગુજરાત કાઠીઆવાડમાં પ્રચલિત હતો, તેનાં આ દૃષ્ટાંતો છે.

૨. આના પછી પાને ૧૧ મે માત્ર નીચેની બાબત નોંધેલી છે:

અડાઠમ પરગણું (ગાંફની આસપાસ) તહાં ચોમાસે કીચ બહુ થાય છે તેના દુહો–

ઊંટ ડલે ઘોડા ગલે, નર ડલે સર લગ,
અડાઠમે ન દીજીએ. પાવસ ટાણે પગ ૧

## અં. ૪૬–૩–૭–લગધીરજીનું મોત–ઐ. ગુ. હ.–પૃ. ૧૨–૧૪

(અપૂર્ણ)

વિષયાદિ–આમાં નીચેનો પ્રસંગ વર્ણવેલો છે:–પરમાર હલાને દિલ્હીનો પાદશાહ પકડી ગયા પછી સાણંદના ધણીએ રવીઆ ગઢવીને આપેલું રાણીસર ગામ, જે કોઈ લુંટતું ન હતું અને જેમાં લોકો પોતાની માલમતા સહીસલામતીને કારણે મુકતા હતા, તે બોડી મોગલની ફોજે લુંટયું અને રવીઆને તથા તેના કુટુંબ કબીલાને પણ પકડી ગઈ. રવીઓ મશ્કરો અને ખંધો હતો. તેણે રોવાનો ખેલ રચ્યો અને સર્વેએ રોવાનું કારણ પૂછતાં માત્ર પાદશાહને પોતાને જ મોંઢે રોવાના કારણનો ખુલાસો કરવા જણાવ્યું એટલે પાદશાહ ત્યાં આવ્યો. તેને રવીઆએ કહ્યું કે માગો તેટલા રૂપીઆ આપું પણ મારા કબીલાને છોડો, અને તે બદલ મારા બાપદાદાનું ધન દાટેલું છે તે તમારા લશ્કરીઓને મોકલો તો હું બતાવું. પછી ૫૦૦ ઘોડેસ્વારોને લઇને રવીઓ દરીયા કાંઠે ગયો અને બેટ બતાવી ત્યાંથી ધન લાવવાને ઘોડેસ્વારોને ખાડીના સપાટ ભાગમાં દોડાવ્યા, ત્યાં કાદવમાં તેમના ઘોડા ખુંચ્યા એટલે રવીઓ તેમને ત્યાં જ પડતા મૂકી બોડી મોગલોને હરાવવા વઢવાણના રાજા પાસે મદદ માગવા આવ્યો. પણ તેટલામાં લગધીર પરમારે વાહારે ધાઈ મોગલ ફોજને હરાવી અને પછી નાશી છુટેલા મોગલ સરદારની પુંઠે પડી તેને પકડીને તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કર્યું તેમાં પાદશાહ મુઓ અને લગધીર પણ મુઓ. ત્યાં તો લગધીરનો ભાઈ આવ્યો અને તેણે પેલા રવીઆ ભાટને તેનાં ઉગારેલાં બૈરાં છોકરાં સોંપી દીધાં.

વિશેષ–આ હકીગત અપૂર્ણ છે. આમાં છેવટે લગધીરના વંશજોએ ચારણની બાઈ મોગલોની પાસે મેળવી આપ્યાનું ગીત ઉતાર્યાનો ઉલ્લેખ લહીયાએ કીધો છે પણ ગીત ઉતારેલું નથી, અને પાનાં કોરાં રાખેલાં છે.

## અં. ૪૬–૩–૮–ગોહિલોની હકીગત–ઐ. ગુ. હ.–પૃ. ૧૫–૧૮

વિશેષ–૧. આમાંની ઘણીખરી હકીગત મુખ્યત્વે અં. ૪૬–૧–૪૯ માં તેમ જ કવીશ્વર દલપતરામે સંશોધેલી "રત્નમાળ"માં પાને ૩૯૭–૪૧૬ માં છુટી છપાઈ આવી ગયલી છે.

૨. પણ માત્ર એભલવાળાને બ્રહ્મહત્યાઓ માટે ગોહેલ પેરે માર્યાની હકીગત તેમ વાલાક પ્રદેશ ખશીઆએ ખુંચવી લેતાં વાળા ગરાશીઆ જુનાગઢ પાસે હાંક પ્રદેશમાં વસ્યાની હકીગત આમાં વધારાની છે.

## અં. ૪૬-૩-૯-કાઠી લોકોની હકીગત-ઐ. ગુ. હ.-પૃ. ૧૮-૨૦

વિષયાદિ-આમાં નીચેની હકીગત આપેલી છે.-સિંધના પાદશાહે નાયકા ડાહી હુમડીને કચેરીમાંથી બરતરફ કીધા છતાં પટાવત કાઠીએ તેનો નાજ પોતાને ત્યાં કરાવ્યાથી પાદશાહે તેને સિંધમાંથી કાઠીઓ સાથે કાઢ્યો, એટલે તેઓ સોરઠમાં આવ્યા, અને ઢાંક પાસેના વાલા ગરાશીઆએ તેમને નોકર રાખ્યા. તે આઠ શાખાના હતાઃ ૧ માંજરીઆ, ૨ ટેટરીઆ, ૩ નરી, ૪ નાટા, ૫ પટગર, ૬ જેબલીઆ, ૭ ભાંભળા અને ૮ બાબરીઆ આ લોકો પછી 'વરતીઆ' કહેવાયા (વૃત્તિ-નિર્વાહ સાધન માટે નોકરી કરનારા) આમાંના પટગર અમરાની દીકરીને તેની ઉપર મોહિત થતાં રાજાનો કુંવર વટલ્યો અને પરણ્યો. તે કુંવર ધરડેરો કાઠી તરીકે ઓળખાયો.

વિશેષ-૧. કવીશ્વર દલપતરામે સંશોધેલી "રત્નમાળ"માં "કાઠી લોક વિષે" પાના ૩૬૯-૭૯ માં આમાંની હકીગત આપેલી છે, પરંતુ આમાં જ્યારે પટગર અમરાની દીકરીને પરણનાર કુંવરનું નામ આપ્યું નથી અને તે પરણ્યા પછી ધરડેરો કહેવાયો એમ જણાવેલું છે, ત્યારે "રત્નમાળ"માં એભલવાળો પરણ્યો, અને નવી ધરડેરા જાતિ થઈ એમ સ્પષ્ટ જણાવેલું છે.

૨. વળી "રત્નમાલ"માં 'વરતીઆ' અને 'ધરડેરા' કાઠીઓના લગ્નની પ્રથા અને વાલા કાઠીની ત્રણ શાખાઓની માહિતી, જે આમાં આપેલી છે તે આપી નથી.

---

## અં. ૪૬-૩-૯-ચાંપાનેરની વાત-ઐ. ગુ. હ.-પૃ. ૨૦-૨૩

વિષયાદિ-આમાં નીચેની હકીગત આપેલી છેઃ-ચાંપાનેરના રાજા પતાઈ રાવલે ગરબા ગાતી સ્ત્રીની (દંત કથા છે તેમ સ્ત્રીરૂપે આવેલી કાલી માતાની) છેડતી કીધાથી રાજ્યનાશનો શાપ મેળવ્યો. અકબરશાહ (?) ગુજરાતમાં આવ્યો ત્યારે તેણે પોતાના ભાણેજ અહમદશાહ પાસે અમદાવાદ વસાવ્યું (?) અને બીજા મહમદશાહને મહેમદાવાદ વસાવવા હુકમ કીધો (?) આથી ચાંપાનેરની વસતી ભાગી અમદાવાદ અને મહેમદાવાદ આવી (?) પછી અકબર ગુજરાત જોઈને ચાંપાનેરને માર્ગેથી દિલ્હી ગયો ત્યારે તેણે કીલ્લો જોતાં મુછે હાથ નાંખી તે લેવાની મનીષા કરી, જે રાવલનો પુરોહિત લવા વ્યાસ કળી ગયો. એના કહેવાથી રાવલે પાંચ કોટ ચાંપાનેર આસપાસ કરાવ્યા અને લવાએ દિલ્હી જઈ પાદશાહની હવેલી સામે હવેલી બાંદી રાખી તેની દિનચર્યા નિરખવા માંડી. આખરે ચાંપાનેર ઉપર હલ્લો કરવાની અકબરની તૈયારી જણાતાં તે તાબડતોબ ચાંપાનેર આવ્યો અને રાવલે ભારે તૈયારીઓ કરી. અકબરે પાંચ લાખ ફોજ સાથે બાર વર્ષ પર્યંત ચાંપાનેરને ઘેરો ઘાલ્યો પણ ફાવ્યો નહીં. આખરે રાવલ સાથે સમાધાની કરી હલ્લો ઉઠાવ્યો. અને તેની નિશાનીમાં પથ્થરમાં બે ગધેડા કોરાવી તે નીચે લખ્યું કે "જે કોઈ મુસલમાન આ શેહેર લે તો તેને ગધેડે ગાલ છે." પછી પાદશાહે ચાંપાનેરનાં પરાં હાથ કીધાં અને મૂલ નગરનો વ્યાપાર વણસાડયો, એટલે ચાંપાનેર જતે દહાડે ભાગ્યુ.

. પછી પાદશાહ ત્યાંથી કાઠીઆવાડમાં ઉમરાલે આવ્યો અને તેના રાજાને કેદ પકડી અમદાવાદ લઈ ગયો. ત્યાંથી કુંભારે તેને ચોરી છુપીથી નસાડી ચાંપાનેર મોકલી દીધો. ચાંપાનેરમાં તેની ફોઈ રહેતી હતી તેણે મદદ અપાવી અને રાવલે સરકારને રૂ. ૫,૦૦૦૦૦ આપી તેને પાછો ઉમરાલાની ગાદીએ બેસાડયો. ત્યારથી ઉમરાલાના રાજા રાવલ કહેવાય છે.

વિશેષ-આમાં ચાંપાનેરનો કિલ્લો અકબરશાહે પૈર્યાની હકીકતને અને અમદાવાદ, મહેમદાવાદ તેના હુકમથી વસાવાયાની હકીકતને ઇતિહાસનાં પ્રમાણેનો ટેકો મળતો નથી. પતાઈ રાવલને હરાવી અમદાવાદના બાદશાહ મહમુદ બેગડાએ ચાંપાનેર સને ૧૪૮૪ માં તોડ્યાનું ઇતિહાસથી જણાય છે.

૨. ઉમરાળાવાળો પ્રસંગ પણ મહમદ બેગડાના સમયમાં બન્યો હશે અને દંતકથાકારે પાદશાહ કયનિો જણાવ્યો છે તે ચોકસાઈથી નોંધવામાં ભૂલ કરી છે.

## અં. ૪૬-૩-૧૦ રા' ખેંગારની વાત-ઐ. ગુ. હ.-પૃ. ૨૩-૨૫

વિષયાદિ-આમાં રા નવઘણની વાત અને રા. ખેંગારને સિદ્ધરાજે માર્યાની વાત ટુંકમાં આપેલી છે; સુપ્રસિદ્ધ વાર્તાથી કાંઈ વિશેષ નથી.

વિશેષ-કવીશ્વર દલપતરામે સંશોધેલી "રત્નમાળ"માં "રા નવઘણની વાત"માં જે પાને ૨૪૯-૨૫૧ આપેલી છે તે આમાંની જ છે.

## અં.૪૬-૩-૧૧-લાખા ફુલાણીની વાત-ઐ. ગુ. હ.-પૃ. ૨૬-૩૧

આરંભ-લખાવનાર શા મૂળજી મેઘજી વઢવાણના રા લાખાનો ગ્રંથ મેં સાંભલો છે તેની સંક્ષેપ વાત તથા દુહા મને આવડે છે.

એક સમેરા લાખે સવારમાં ઊઠીને સુરજ સામું જોયું તારેં ઊગતો સુરજ રાતો દીઠો. તારેં કોઇને કીધું જે આ ઊગતો રાતો કેમ થાય છે. તારેં તેણે કહીઉં કે ઉદયાચલ ઉપર રાક્ષસો રહે છે તેની સાથે સુરજ ઉગતી વખતે લડાઈ થાય છે તેથી રાતો થાય છે.

અન્તઃ-રાખાઇત સાચાના પક્ષમાં હતો તેને પણ ઘા વાગ્યા એક હાથ તથા એક પગ કપાઈ ગયા હતા. તો પણ એક હાથ ને એક પગથી તીર ચઢાવી ને કાકાના ઉમરાવને મારો. પછી કુંવર મુવો.

દોહા

ગાયેં મંકોડા ગલ્યા બાંધએ મેલ્યા બાલ;
વેસો વલ્યે હે લખપતી, મારે દેશ પડો દુકાલ.
માહુ કાપડ લોહ ઘણ, જામડી એ વાખાણ;
રાખાઇત ધાએ સંધીઓ તોઅ ન મેલી માણ.

આ આટકોટ પાસે લાખાગરદી હાલ સુધી કેહેવાએ છે તહાં હાલ સુધી ખાંભીઓ ૧૦૦૦ ઉપર છે.

કેરેકોટ ભચાઉ પાસે હાલ તો નાનું ગામ છે પણ તહાં જુના સેહેર મોટાનું નિશાન છે. વલેથી પણ મોટું જુનુ સેહેર માલમ પડે છે તહાં લાખા વાવ જુની છે.

વિષયાદિ-૧ આ કચ્છના રા ને લાખા ફુલાણીના ઉદય સંબધી તેમ જ મૂળરાજ સોલંકી સાથેના વેર પ્રસંગ સંબધી હકીકત છે

૨ આ હકીકત 'રાસમાલા'મા આપેલી છે તેમ દંતકથામાં પણ આ વાર્તા પ્રસિદ્ધ છે.

વિશેષ-કવીશ્વર દલપતરામે સશોધેલી "રત્નમાળ" માં આ જ પુસ્તકની પ્રસ્તુત હકીકત પાના ૨૮૮-૨૯૫ માં પ્રકટ થયલી છે

---

## અં. ૪૯-૩-૧૨ બ્રાહ્મણો અને ચારણોની અદાવત-ઐ.

### ગુ. હ.-પૃ. ૩૨-૩૩

વિષયાદિ-આમા નીચેની હકીકત આપેલી છે-સિદ્ધરાજ જયસિંહના સમયમાં બ્રાહ્મણો અને ચારણો વચ્ચે સ્વાભાવિક રીતે સરસાઈ મેળવવાને ભારે અદાવત ચાલતી હતી અને બ્રાહ્મણોએ પોતાનુ જોર ફાવતાં સિદ્ધરાજની જોડે એવી શરત કરી લીધી કે સિદ્ધપુરનો રૂદ્રમાલ બંધાઇ રહેતાં ચારણોને ત્યાં ન આવવા દેવામાં આવે તો અમે તેની વાસ્તુક્રિયા કરાવીશું પછી રૂદ્રમાલ પૂરો થતાં બ્રાહ્મણોએ વાસ્તુ કરાવ્યુ અને સિદ્ધરાજે તેનું કોતરકામ નિહાળવા માડયું. તેમા એક પ્રસુતા સ્રીનું ચિત્ર કોતરેલ હતું તે એણે જોયું એ ચિત્રમાં એક સ્રીના પ્રસવ વેળા બીજી એક સ્રી નીચે વળીને દીવાથી કશું જોતી ચીતરેલી હતી. સિદ્ધરાજને તેની મતલબ ના સમજાઈ અને બ્રાહ્મણોને પૂછતાં તેઓ તેનો કશો ખુલાસો કરી ન શકયા, એટલે તેણે હજુરીઆઓની સલાહથી હાજરજવાબમા કુશળ એવા એક ચારણને બોલાવ્યો તેણે કહ્યુ કે

આ.ઇ. દીવો. લૈ. નીચી. વળી. જોવે.

કોઇ જાએ(યો) ને કોઇ જાશે. સીધરાજ જેસીંહ સારીઓ (ખો?)

આ ખુલાસાથી સિદ્ધરાજે પ્રસન્ન થઇ ચારણોને સિદ્ધપુરમાં વસાવ્યા અને બ્રાહ્મણોનું માન ઘટાડ્યું

વિશેષ-આગલા રાજદરબારોમા આમ પરસ્પર કોમ કોમના આગેવાનોની સરસાઈ તથા અધિકાર કેમ થતા તેના દૃષ્ટાંતરૂપ આ હકીકત છે

---

नं. ४६-३-१२ शैलादित्यस्य ताम्रपट्टः-पृ: ३४-४४ (अपूर्ण)

आरंभ-स्वस्ति विजयिशरतचरितार्य्यात् (विजयस्कन्धावारात् ?) वीरासन प्रसभप्रणतामित्रात् मित्राणामतुलबलसंपन्नमद्लाभसंसक्तप्रणिधि-परलब्धप्रतापात् प्रतापोपनतदानयानार्जवोपा ॥ ३ (२ ?) ॥

जिलातु(ल)रागादनुगतमौलिमृतश्रेणिबलावाप्तराज्यश्रियः परममाहेश्व-रभट(ट्टा)र्कादादित्यवद्भानो राजवर्य्यादजनि मातापितृचरणनखेन्दुधोरणि-प्रविधौताशेषकलुषः॥ ३ ॥

गांधर्वादिविद्याद्वितीयः बान्धवैकशरणपरगजघटास्फालनप्रकाशितसत्त्व-निचयप्रतापप्रणितारातिदत्तरत्नप्रतापसदुपादानधनसंहतिः सकल ॥ ४ ॥

स्थिति प्रणि(ण)तमार्गपुण्यपरिपालनप्रजासुहृद्रक्षणगन्धर्वराजशब्दाभि. धेयः सभ्यसम्भाव्यवुड्युपतिः स्मरशशाङ्काधिकराजदतिमृदू(यु)वाकृगति॥ ५॥

त्रीपयनः शरणागताभयप्रदानपरतया तृणवदपास्तविषयव्यापारोऽ-र्थ्यर्थनाधिकधनाप्रदानानन्दितसुहृद्प्रजाहृदयः सद्वाचारादिसकलादेश ॥ ६ ॥

भागप्रमेयः परममाहेश्वरः श्रीगुहसेनः तस्य

अन्त-श्रीश्वरगुहस्तस्याग्रजन्मनसादखण्डश्रीविकाशीन्या कलावतश्च-न्द्रिकयेव ॥ ४७ ॥

धवल(लित) सकलदिङ्मण्डलस्य खण्डितागुरुविलेपनपिण्डश्यामविन्ध्यशैल विपुलपयोधरराजश्रियः क्षोणिपतेः श्रीशिलादित्य(स्त)स्य सूनुर्नवप्रणयकीर्ति-योपाप्रतिदिनसम्वर्द्धमानकलाचक्रवालः केसरीन्द्रशिशुरिराजलक्ष्मि(क्ष्मी)-चलवनस्थलिमिवालङ्कुर्वानः शिखण्डकेतन इव रुचिमच्चूडामणिः प्रचण्डशक्तिप्र-भावश्च शरदागम इव प्रतापप्रफुल्लसुहृत्यविशोषितारिपङ्कचयः विलयन्नम्भो-धरानिवपरध्वजान् उदयन्तवतपनप्रतातपोभनलसश्रयः समापयन्नभिमुखाना-मायूंषि द्विषतां परममाहेश्वरः श्रीशैलादित्यः कुशलि(ल) सर्वानेव समाज्ञापय-त्येवसस्तुवाविदितं यथा मया मातापित्रोः पुण्याप्यायनाय गिरिनिर्झरविनि-मतखेटकवादस्तुस्थितचातुर्विद्य सुमान्य तापस गा(गो)त्र ब्रह्मचारि ब्राह्मण-सान्द्रपुत्र ब्राह्मणानाधुस्त्याय खेटक केदारे—

વિષયાદિ-૧. આ વલભીવંશના રાજા ત્રીજા શીલાદિત્યના સમયના દાનપત્રનું તામ્રપત્ર છે, એમ જણાય છે. તેમાં લખેલું ભૂમિદાન ગુપ્ત સંવત ૩૫૦ એટલે ઇ. સ. ૬૬૯ માં થયું હશે, એવું અનુમાન થઈ શકે છે.

૨. પ્રસ્તુત દાનપત્રમાંથી વલ્લભીવંશના રાજાની વંશાવલિ નીચે પ્રમાણે તારવી શકાય એમ છેઃ-૧ ભટ્ટાર્ક ભાનોરાજ (તેના વંશમાં જન્મ્યો) ૨ ગુહસેન (ગંધર્વરાજના નામથી પણ ઓળખાતો गन्धर्वराजशब्दाभिधेयः), ૩ શ્રીધરસેન, ૪ (પહેલો) શીલાદિત્ય ૫ (પહેલા શીલાદિત્યનો નાનો ભાઈ) (પહેલો) ખરગ્રહ (જો કે ઉપર આપેલી તામ્રપત્રની નકલમાં 'શ્રીવરગ્રહ' છે તે ભૂલ છે), ૬ શ્રીધરસેન બીજો, ૭ (તેનો ભાઇ) ધ્રુવસેન બીજો, ૮ (તેનો છોકરો) ધરસેન ચોથો, ૯ (તેના દાદા પહેલા ખરગ્રહના ભાઈ પહેલા શ્રી શીલાદિત્યનો પુત્ર) શીલાદિત્ય બીજો, (૧૦) (તેનો ભાઈ) ધ્રુવસેન ત્રીજો, ૧૧ (તેના મોટા ભાઇ શીલાદિત્ય બીજાનો પુત્ર) શીલાદિત્ય ત્રીજો.

૩ આ દાનપત્ર ખેટક કેદારનું છે, અને તે તાપસ ગોત્રના બ્રહ્મચારી બ્રાહ્મણ શાન્દ્રના પુત્ર નાધુને કરી આપેલું છે.

વિશેષ-૧ આ દાનપત્ર છપાયું કે નથી છપાયું તે જાણવામાં નથી.

૨. આ તામ્રપત્ર ક્યાંથી પ્રાપ્ત થયું તે આમાં જણાવેલું નથી. તેમ તે અપૂર્ણ જ હતું તેથી અપૂર્ણ ઉતારેલું છે કે લહીઆએ આખું તામ્રપત્ર મળવા છતાં અપૂર્ણ કોઈ કારણ ઉતાર્યું છે તે જણાતું નથી. અહીયા એ ૪૭ લીટીઓ સુધી અંકો નોંધ્યા છે અને પછીથી તેવી કોઈ નોંધ અંકથી કીધી નથી.

૩. પ્રતિ ઘણી જ અશુદ્ધ છે. એક પાનું લખી તેની સામેનું પાનું કોરું રાખેલું છે, અને તેમાં આ તામ્રપત્રનું ગુજરાતી ભાષાંતર લખવાનો સંકેત હશે, કે જે સધાયો નથી, એમ સમજાય છે.

---

## અં. ૪૬-૩-૧૪-સિંધના પાદશાહોની હકીકત
## ઐ. ગુ. હ. પૃ. ૪૬-૫૨

આરંભ-સિંધેહના પાતશાઓની હકીગત.

જાણો કે સિંધેહ અશલ એક આદમીનું નામ છે. સિંધ તે જામનો દીકરો ખીન (નેજામ) હજરતનો દીકરો. નેં એ સિંધ ફટાઓ કુંવર હતો. નેં તવારીખની કીતાબુમાં આશામી (पुत्रपौत्रादिक) તથા તે ટોલી(वंश)ની જીકર માલુમ થૈ નહી. નેં સારા આદમીની જબાનીથી પણ સાંભલ્યામાં આવું નહી. વાસ્તે એમની જીકર બંધ રહી ને જે કાંઇ સાંભળવામાં આવ્યું, લોકોની જબાનીથી તે એ છે જે

પ્રથમના વખતમાં સિંધ રૂઇવાલા (પીંજારા) લોકોના હાથમાં તથા તાગના લોક તથા મોસિઆ લોકના હાથમાં હતો. નેં તે ટોલીના હુકમતની

મુદત પણ માલમ થે નહીં. તાર પછી સેહસીરાયેં અનવરના કિલામાં હુકુમત કરી નેં તમામ સિંધ પોતાના કબજામાં લાવો. નેં તે મરી ગઓ. પછી ચચ નામેં બ્રાહ્મણ સિંધનો માલેક થાઓ. ને પોતાના રાજ્યમાં કીલો બ્રેહ્મનાબાદ હતો. તેણે કાશમીર દેશ સુધી હકુમત કરી. તે પણ મરિ ગઓ પછી તેનો દીકરો દાહેર ગાદીએ બેઠો. નેં તમામ મુલક પોતાનાં કબજામાં લાવો નેં તે વખતમાં મુસલમાનોની ફોજ મહુમદ કાસમ સરદાર હજજં બીન યુસુફના હુકમથી સિંધમાં આવો. (આ હજાજ બિન યુસફ જુલમી અરબસ્થાનનો પાતસાહ જુલમી હતો તેની વાત ૧ ગલસ્તાનમાં છે) નેં લડાઇ કરીનેં દાહેરને મારો. તે હીજરી સન ૯૦ ને રોજ કિલો ફતે કરો. તેનો હેવાલ ફસિલવાર (ચચેચ) નામના કીતાબમાં (સિંધમાં હશે). છે. તાર પછી કીલે મજકુરમાં તમીમના (જાતી મુલામાનના અરબસ્તાનના) આદમી ગાદી ઉપર બેઠા. તાર પછી સુમણા (હીંદુ હશે) લોકોએ રાજ કર. તે આદમીઓએ ૧૦૫ વરશ સિંધમાં રાજ કરૂં.

અન્ત-(નવાબ મીરજાં સા હુશેને બાપદાદાના કોલ સાથે અમીરો સાથે મસલત કરી જામ ફીરોજ અને તેના દીકરાને મારવાનો પ્રબંધ નક્કી કર્યો. ત્યારે વેહેમથી જામ ફીરોજ)

ગુજરાતમાં ગઓ. ને ઘણા લશ્કરના ભરોંસાથી...અમીર વલદે આમી ખ્યાલને મારવાનું કરૂં...નેં ૫૦ હજાર આદમીનું લશ્કર જમે થયું. તે ખબર નવાબ મીરજાં સા હુસેનને પોહોચી. તારેં નવાબ જમામરદી કરીને લડાઇની જગોએ પોહોચો. નેં જમણી બાજુની ફોજ તથા ડાબી બાજુની ફોજ તથા વીચલી ફોજનેં તૈયાર કરી. જારે જાડેજા લોકોયેં નવાબનું લશ્કર જોઉં તારે કહીઊં જે અશલ ચાલ અમારી એવી છે જે કોઇ દુશમન આવે તેની શાથે ઘોડા ઊપરથી ઊતરીનેં પ્યાદા અમારી સાથે લડાઇ કરે. ને કહું છે જે લડાઇ દગાની છે. તેથી નવાબના સીપાઇ આ વાત ઊપર રાજી થઆ. જારે જાડેજા લોકો ઘોડા ઊપરથી ઊતરીનેં મેદાનમાં પ્યાદા રહા તેથી નવાબનું લશકર ઘણું ખુશ થઇનેં તીર વરસાદની પેઠે તેમના સીર ઊપર નાંખ્યા. નેં તેમના શરીરનેં જુદા જુદા કરી નાંખ્યા નેં મારી નાંખ્યા ને દુશમન વીજલી જેવા તીરથી મરી ગઆ. નેં નવાબ મીરજા હુસેનની ફતેહ થઇ નેં આમીર વલદે આમી પોતાના લોકોની સાથે મરી ગઆ નેં જામ ફીરોજ ભાગો.

વિષયાદિ-આમાં નીચેની હકીકત જણાવેલી છેઃ-સિંધમાં રૂઇવાલા અને તાંગ લોકને મારી સેહસીરાયે અનવર કોટમાં રાજ્ય સ્થાપ્યું. તેના પછી ચચ્ચ નામના બ્રાહ્મણે બ્રાહ્મણાબાદ કિલ્લો બાંધી રાજ્ય જમાવ્યું અને કાશ્મીર પર્યંત વિજય મેળવ્યો. તેના

પુત્ર દાહેરને હજાજ (અરબસ્તાન)ના પાદશાહના સેનાપતિ મહંમદ કાશમે માર્યો.' (કેટલેક સમયે) આ મુસલમાનોને હઠાવી સુમણા' લોકોએ અમલ જમાવ્યો. અને ૫૦ વર્ષ રાજ કીધું પછી સમ્મે લોકોએ ૧૫ વંશ પર્યંત ૧૯૦ વરસ સુધી અમલ ભોગવ્યો. પછી પાદશાહી આવી. છેલ્લો જામ ફીરોજ વલદે જામ નીજામુદ્દીન ૯૧૪ માં મુઓ. પછી ૧૩ વર્ષે ગાંધાર (કંદહાર)માંથી લશ્કર સાથે નવાબ સાહેબ આવ્યા અને તે દરીઓ કતરી દરીઆખાન(જામના અમીર)ને હરાવી તથા મારી અને ૯૨૭ માં ઠઠ્ઠાની ગાદીએ બેઠા. જામ ફીરોજ ત્યાંથી ભાગ્યો. નવાબે ન્યાયથી અમલ ચલાવી, ભકર તથા સિવીસ્તાનના કિલ્લા વસાવ્યા, જામ ફીરોજને બોલાવી ઠઠ્ઠા સોંપી પોતે કંદહાર પાછો ગયો. પછી ગુજરાતથી જામ સલાહુદ્દીન સિંધમાં ગયો અને તેણે ગાદી પચાવી. પરંતુ તેને જામ ફીરોજે ઈરાનથી મદદ મેળવી અને એક ચમત્કારિક છોકરાના પ્રતાપથી તથા સરદારના સહાયથી સિંધનું રાજ્ય પાછું મેળવ્યું. (ચમત્કારની વાત અદ્ભુત છે અને તે કંઈક લંબાણથી આપેલી છે. પાનુ ૪૭-૫૦) પછી જામ ફીરોજના અમીર સલાહુદ્દીને ખટપટ કરી. માંહોમાંહે લડાઈ થઈ અને આખરે જામ ફીરોજ ભાગીને ગુજરાત આવ્યો અને જાડેજા લોકની મદદથી પાછો સિંધનો કબજો મેળવ્યો."

વિશેષ-૧. આ હકીકત, માત્ર એક ચમત્કારની વાત અલગ રાખતાં, સત્ય જણાય છે અને અતિશયોક્તિથી રહિત છે. તે પ્રકટ કરવા યોગ્ય ઉપયોગી છે.

૨. ઉપર ઉતારેલા ભાગમાં જે કૌંસ છે તે મૂળમાં જ છે.

## અં. ૪૬-૩-૧૫-રજપૂતોના વટલ્યાની હકીકત-
## ઐ. ગુ. હ.-પૃ. ૫૩-૪

વિષયાદિ-આમાં અમદાવાદના પાદશાહ અહમદશાહે કેટલાક રજપૂતોને વટલાવી મોલેસલામ કર્યા ત્યારે બીજા મોજે આહાવલે (આશાવલ્લી) આવી આહો (આશો) ભીલ હતો ત્યાં તેને શરણે ભરાયા. પછી પાદશાહ અને ભીલોને લડાઈ થઈ ને સવા ગાઉ ઉપર અડાલજ સુધી તેને મારીને હઠાવી કાઢયો. પછી પાદશાહે ભીલો પાસે રજપૂતોને પોતાને સોંપી દેવાની અને એ રીતે તકરારનો અંત આણવાની માગણી કીધી. પણ રજપુતોએ જો પોતે જાહેર પડે તો મુસલમાન થવું પડશે એવી દેહેશત લાગવાથી જાહેર ન થવાનો નિર્ણય કીધો. એટલે પાદશાહે ભીલોને બીજબાની આપી અને તેમાં પેલા રજપુતોને જાહેર થવું ન હતું અને હિંદુ રહેવું તેથી ભીલો ભેગા જમ્યા, અને વટલ્યા. તેઓ એ રીતે ભીલ બન્યા. આવી નવ શાખાઓ રજપુતોની થઈ. તેની વીગતઃ-

| | | |
|---|---|---|
| ૧ સોલંકી-દેતરોજ | ૪ જાધવ-ખાવલી નલ | ૭ વાઘેલા-ગોધાવી |
| ૨ ચહુવાણ-લવાર તથા આંબલીઆલ | ૫ ગોહેલ-વેજલપુર | ૮ પરમાર-હાજીપુર તથા પીઓજ |
| ૩ મકુવાણા-પનાર વગેરે | ૬ રાઠોડ-સૈજ તથા રોરથા | ૯ સરવૈઆ-ચુડા રાણપુર તરફ |

પછી એ ભાયોને પગીપણાની અને સીપાઈગીરીની નોકરી મળી; પગીપણું કરનારા પગી, કોટવાળું કરનારા કોટવાલ અને માલ ખાટનારા ખાંટ થયા.

વિશેષ-આ હકીકતની વિશેષ વિગત માટે જુઓ અં. ૪૬-૧-૪૪-વરઘા જેતાની વાત'નું વિષયાદિ પાનાં ૨૫૮-૯. પરંતુ તેમાં ૨૫ જાતના વટલેલા રજપુતોની નોંધ આપેલી છે, તે ઉપરાંતની આ નવ શાખાઓ હશે એમ સમજાય છે; કારણ જો કે કેટલાંક નામ બન્નેમાં મળતાં છે પરંતુ તેમનાં થાણાં આદિ સ્થળોનાં નામ જુદાં છે.

---

## અં. ૪૬-૩-૧૬ વાઘેલાની વંશાવલિ-એ. ગુ. હ.-પૃ. ૫૪-૫

આરંભ-પાટણનો રાજા સોલંકી કુમારપાલ થઓ તેનો દીકરો અજેપાલ. તેનો અણુપાલદે જેણે વરશ ૨ દીન ૨૭ રાજ કરૂં તેનો હરપાલદે વરશ ૫ માસ ૩ રાજ કરૂં......એ વગેરે સોલંકીએ પાટણમાં અગીઆર છત્ર રાજ કીધું. સોલંકી ચુંડપનો પુત્ર મુલ નક્ષત્રમાં આવો. તે કુંવરને છોકરીઓ સાથે વગડામાં ભંડારવા મેલો...તે વાઘેણે ધવરાવો. તાંથી વાઘેલા કેહેવાઆ. પછી તેને ધાધનાથ જોગી લઈ ગઓ. એ મુળરાજેં વરસ ૨૯ માશ ૧ દીન ૪ રાજ કરૂં. તેનો પુત્ર રણધવલ......તેનો પુત્ર ગેહેલો કરણ વરશ ૪૯ માસ ૭ દીન ૧૨ રાજ કીધું. એવું રાજ પાંચ છત્ર ભોગવાં તેનું કવીત

ઓગણત્રીશ[1] મુલરાજ રાણ વાઘેલ જ રાજા
અડતાલી રાણધબલ. માણરાખણ ભોહો રાજા.
વીસલ નવ પંચાસ. રાણ વડેરાઓ વખાણું.
સોઢા રાખ ઓ સોહ[2] જે થપારા[3]કર જાણું.
સાઢા ત્રણ સારંગ. કરણ અડતાલીસ અખાં.
અઠાસીસો એક. દેવ અણહલપર દાખાં
સોલંકી ચુંડપ હરે. ગેહેલે કરણ જે જોગવાં.
વાઘેલા રાણ રાઆંવડે વરશ એશી સોહો આઠ ભોગવાં.
( ભોમિપર ) વાઘેલા કરણની વાટે
વજીર કેસવા માધવ. વઢવાણમાં વાધાવાવ કરાવી.

---

૧ (ભેહેપ વડો).
૨ ઓગણત્રીસ ૩ (અરજણ દે)

વિષયાદિ-ઉપર 'આરંભ'માં વિષય સ્પષ્ટ છે.

વિશેષ-આમાં નીચે પ્રમાણે વંશાવલિ તારવેલી છેઃ-

| | | | |
|---|---|---|---|
| મૂળરાજ | ૨૯ | સારંગ | ૩૫ |
| ધવલ | ૪૮ | કરણ | ૪૮ |
| અરજણદે | ૨૯ | | —— |
| | | | ૧૮૮ |

---

## અં. ૪૬-૩-૧૭-શાખાગણના-ઐ. ગુ. પ્રકીર્ણ.-પૃ. ૫૫-૫૭.

વિષયાદિ-આમાં પ્રથમ ૧. પરમારોની જાણીતી ૩૫ શાખાઓનાં; અને ૨. રાઠોડની ૧૩ શાખાઓમાંથી ૭ શાખાઓનાં નામ આપેલાં છે, (રાઠોડની બાકીની ૬ નાં નામ આપેલાં નથી); ૩ જાદવોની શાખા ૨૦ ની ગણના આપી તેનો કોઠો સંખ્યાવાર પાડ્યો છે પણ નામ લખ્યાં નથી. ૪ પછી ચહુવાણની ૨૪ શાખાનાં નામ આપેલાં છે તથા ૫ સોલંકીની ૭ શાખાનાં નામ આપેલાં છે. કુલ ૯૯ શાખાઓ નીચેની વિગતે આપેલી છેઃ

૩૫ પરમાર, ૧૩ રાઠોડ, ૨૦ જાદવ, ૨૪ ચોહાણ, અને ૭ સોલંકી.

---

## અં. ૪૬-૩-૧૮ રત્નાદિત્ય ચાવડાનું કવિત-
## ઐ. ગુ. કા.-પૃ. ૫૭

વણરાજ ચાવડાને ઘેર આટલો મુલક હતો.
પ્રથમ ચાવર[1] ગઢ ચડે, શબ્દ ગઢ[2] સેહેર સેહેર સુણાઓ
અરબદગઢ[3] દીધી આણ હેમ ઓતર દિશ આઓ.
નવ કોરી નેત્ર ચૈત્ર ગાજણો ખશાઓ.
પરવરીઓ પરમાર. પાશ ભિનમાલ વસાયો.
ભોગવી ભોગ્ય શત્રૂ ભણું, રણાદત તણે રાખીયો રંગ
વણરાજકુંવરે વાશીઓ, દશમો અણહલપુર દુરંગ ૧

વિષયાદિ-આ રત્નાદિત્ય (રણાદત)ના પુત્ર (?) વનરાજે પરાક્રમો કરી જે જે મૂલક મેળવેલા તે સૂચવનારો છપ્પય છે.

વિશેષ-આ રત્નાદિત્ય (સં. ૭૯૭)નાં પરાક્રમાદિ સંબંધી ૪ કવિત અં. ૪૬-૧-૬ માં આપેલાં છે. વિગત માટે જુઓ આ જ નામાવલિનું પૃ. ૨૨૮.

---

## અં. ૪૬–૩–૧૯–પરમારના કવિત વગેરે–એ. ગુ. ગદ્યપદ્ય. પૃ.–૫૭–૮ (અપૂર્ણ)

વિષયાદિ–ખરી રીતે, લહીઓ જણાવે છે તેમ આ પરમારનાં કવિત નથી, પણ ઉપર અં. ૪૬-૩-૧૮. વાળા રત્નાદિત્ય સંબંધી કવિતો છે, અને જે અં.-૪૬-૧-૬ વાળા લેખમાં છે તે જ છે આ ઉપરાંત નીચેની વિગત વિશેષમાં જણાવેલી છેઃ-

ભોઅણદે આવડાને મારી મૂલરાજ સોલંકી ગાદીએ બેઠો ત્યારે તેના કુંવર પુંજાજીએ બહારવટું કર્યું અને ઇડરના રાવની મદદથી કેટલાંક ગામ મેળવ્યાં. પછી દિલ્હીના રાજાની ફોજ લાવ્યો, અને એક તપસ્વીના અનુગ્રહથી કેટલાક ગઢ મેળવ્યા.

આટલી હકીકત આપી દોહરા કવિત લખવાનો ઉપક્રમ કરેલો છે, પણ માત્ર નીચેનો એક જ દોહરો આપી બાકીનો ભાગ અણલખ્યો રાખેલો છે.

દોહરો

દે દહાંણો ડાબલે ગોઝારીએ ગોપાલ
લાલ લપેટો લાંદરે વરસોડે વછરાજ ૧

---

## અં. ૪૬–૩–૨૦–ગઢવાડાની વંશાવલિ એ. પ્રકીર્ણ. પૃ. ૫૯–૬૫

વિષયાદિ–આમાં ગઢવાડાના ઠાકોર ચહુવાણ મૂલાજીની ચાર પેઢીઓની વંશાવલિ આપી ૪ થી પેઢીધરના ફટાયા રાઅધરજી રીસાયા તેનાં કવિત (દોહરા) ૩ હોવાનું જણાવેલું છે. પછી પાંચમી પેઢીવાળા સમરોજીનું નામ નોંધી તેને લગતી વિગતોવાળો ભાગ લખવા માટે પાનું કોરૂં રાખેલું છે. પછી ગઢવાડાની મોટી ઠકરાત મઠાવડના ઠાકોર ગમાનસંઘજીની વંશાવલિ અને તેમની ઠકરાતનાં ગામ આપ્યાં છે વચ્ચે વચ્ચે પેટા પેઢીધરના વંશજોની વંશાવલિ અલગ તારવેલી છે.

---

## અં. ૪૬–૩–૨૧–એક ખાતું પ્રકીર્ણ–સં. ૧૮૫૨–પૃ. (નોંધ્યું નથી.)

વિષયાદિ–આમાં ગુજરાતના ઇતિહાસને લગતાં સાધનો મેળવવાને કવીશ્વર દલપતરામ આદિ સાથે સંવત ૧૮૫૩ માં શ્રીયુત ફાર્બસ સાહેબે અણહિલપુર પાટણ, આબુ, આદિનો પ્રવાસ કરેલો તે વેળા મેહેતા ચતુર દલીચંદ અને કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ મારફતે જે ખર્ચ થયલો તેની વિગત નોંધેલી છે. આમાં ગઢવીઓને આપેલા વસ્ત્રાદિના પૈસા, કવીશ્વર દલપતરામને આપેલો રૂા. ૨૦ નો માસિક પગાર આદિની પણ નોંધો છે.

વિશેષ–આ બાબત પછીથી આ પુસ્તક પુરૂં થાય છે.

---

## નં. ૪૭-૧-પ્રબંધચિંતામણિ-એ. ઇ. ભા.-એ. કે. ફાર્બસ સાહેબ-પૃ. ૧-૨૭૪.

વિશેષ-૧. આ નં ૧૪ વાળા શ્રી મેરૂતુંગાચાર્યકૃત સંસ્કૃત પ્રબંધચિંતામણિ ગ્રંથના તૃતીય સર્ગથી અંત પર્યંતના પંચમ સર્ગ સુધીના, ગુજરાતના ઇતિહાસ સંબંધી ભાગનું સ્વ. એલેક્ઝાન્ડર કીન્લોક ફાર્બસ સાહેબે કોઈ પંડિતની સહાયતાથી ઇંગ્રેજીમાં કરેલું ભાષાંતર છે. એમાં સિદ્ધરાજ અને કુમારપાલના પ્રબંધો અને બીજા પ્રકીર્ણ પ્રબંધો સમાયલા છે.

૨ એનો આરંભ સ્વ. ફાર્બસ સાહેબે અમદાવાદમાં સને ૧૮૪૯ ના મેની તા० ૨૨ મીએ કર્યો છે અને પૂર્ણતા તા० ૧૫ મી આગષ્ટે કરેલી છે. આ ભાષાંતર તેમણે રાસમાળાની રચના માટે પોતાના અંગત ઉપયોગ માટે કીધાનું છેલ્લા પાનામાં નીચે પ્રમાણે જણાવેલું છેઃ-

Memorendum:-In case this book should come into other hands, I note that the translation has no pretention to correctness. It has been made entirely for my private use.

(SD.) Ale. Forbes

૩ વિષયાનુક્રમણિકા નીચે પ્રમાણે ઇંગ્રેજીમાં આપેલી છે.-

| વિષય | પા. | વિષય. | પા | વિષય. | પા. |
|---|---|---|---|---|---|
| ભીમ ... | ૧- ૪ | અજયદેવ ... | ૧૬૫-૧૭૧ | વીરધવલ ... | ૧૭૨-૧૯૮ |
| કર્ણ ... | ૫- ૧૦ | બાલ મૂળરાજ | ૧૭૧- ,, | વિસલદેવ ... | ૧૯૯-૨૦૨ |
| સિદ્ધરાજ. | ૧૦- ૮૪ | ભીમદેવ ... | ૧૭૧- ,, | | |
| કુમારપાલ | ૮૫-૧૬૫ | લવણપ્રસાદ | ૧૭૨- ,, | | |

---

માળવા વંશાવલિ પાનુ ૨૨
કુણુવાડા ,, પાનુ ૮૦

| વિષય. | પાનું. | વિષય. | પાનું |
|---|---|---|---|
| વિક્રમ ... ... ... | ૨૦૩-૨૦૫ | પરમર્દી રાજા અને પૃથ્વીરાજ. | ૨૪૩-૨૪૯ |
| નન્દ ... ... ... | ૨૦૫-૨૦૬ | કોકણની દંતકથા ... ... | ૨૪૯-૨૫૨ |
| શિલાદિત્ય વલભીનો રાજા. | ૨૦૬-૨૧૬ | વરાહમિહિર ... ... | ૨૫૧-૨૫૫ |
| શ્રી માતા ... ... ... | ૨૧૬-૨૨૩ | નાગાર્જુન ... ... ... | ૨૫૫-૨૬૨ |
| ન્યાયનો ઘંટ... ... ... | ૨૨૩-૨૨૭ | ભર્તૃહરિ ... ... ... | ૨૬૧-૨૬૪ |
| પુણ્યસાર ... ... ... | ૨૨૪-૨૨૭ | ક્ષેત્રપાટી ... ... ... | ૨૬૭-૨૬૯ |
| કર્મસાર ... ... ... | ૨૨૭-૨૨૯ | શિવના યાત્રીઓ ... ... | ૨૬૯-૨૭૦ |
| લક્ષ્મણસેન ... ... ... | ૨૨૯-૨૩૩ | કુંભારની પત્ની ... ... | ૨૭૦- |
| જયચંદ્ર રાજા. ... ... | ૨૩૩-૨૩૮ | ધનદ ... ... ... ... | ૨૭૦-૨૭૩ |
| જગતદેવ ... ... ... | ૨૩૮-૨૪૩ | અગર... ... ... ... | ૨૭૩-૨૭૪ |

૪. આખા પ્રબંધચિંતામણિનું એક ઇંગ્રેજી ભાષાંતર મી૦ સી. એચ. ટૉનીનું રચેલું, એશિયાટિક સૌસાયટી ઑફ્ બૅંગાલ તરફથી પ્રકટ થયલું છે.

૫ આ પુસ્તકને મથાળે "Researches Vol II." એમ લખેલું છે. અને તેના આરંભમાં સ્વ. ફાર્બસ સાહેબે મી૦ હોલના "કોન્ટમ્પ્લેશન્સ" ની 'બુક' ૭ મી 'કેન્ટો' ૧ લામાંથી અવતરણ ઉતારેલું છે.

૬. દરેક પાનાના અર્ધા અર્ધા પાના જેવા બે હાંસીયા પાડી એક હાંસીયામાં ભાષાંતર અને બીજામાં નોંધો તેમ પોતે વાપરેલા ઇંગ્રેજી પર્યાયોના સંસ્કૃત પર્યાયો ખુલાસા સાથે નોંધેલા છે; કેટલેક સ્થળે નોંધો વિગતવાર છે અને મુકાબલામાં અન્ય પુસ્તકોના ફકરા આદિની ટીપ્પણી આપેલી છે.

૭. આ 'ફુલ્સકેપ' કદનું અને ભૂરા બાજરીયા કાગળનું પુસ્તક ચામડાના પુઠાથી સુરક્ષિત બાંધેલું છે.

---

## અં. ૪૭-૨-પ્રકીર્ણ અને પૃથ્વીરાજ રાસો-ઍ. ઇ. સાર-એ. કે. ફાર્બસ સાહેબ-પૃ. ૧-૨૮૦

વિશેષ-૧ આ પુસ્તકને મથાળે "Vol V" એમ લખેલું છે. એમાં મુખ્યત્વે નીચેની ચાર બાબતો આપેલી છે:

૧. શત્રુંજય વર્ણન-આમાં પ્રથમ શત્રુંજય માહાત્મ્યના શ્લોકો સંસ્કૃતમાં આપેલા છે. પાના ૧ થી ૪૯ સુધીમાં એનો સાર ઇંગ્રેજીમાં આપેલો છે. અં. ૪૭-૧ ની લઢણે આ પુસ્તક લખેલું છે. ધનેશ્વર સૂરિએ રચેલા સંસ્કૃત શત્રુંજય માહાત્મ્યનો સાર છે. કેટલેક સ્થળે સંખ્યાબંધ શ્લોક ઉતારેલા છે અને કેટલેક સ્થળે હાંસીયામાં માત્ર છુટક શ્લોકો તેમ નોંધો છે, કેટલીક નોંધો 'ટૅાડ,' 'ગ્રેહામ' આદિ પ્રાચીનવિદ્યાશોધરસિક વિદ્વાનોના ગ્રન્થોને આધારે લખેલી છે.

પાનાં ૫૦-૫૯ સુધીમાં શત્રુંજય પર્વત ઉપરનાં જૈન, જૈનેતર હિન્દુ, ફકીર આદિનાં સ્થાનકો, દેરાં આદિનું વિગતવાર વર્ણન અને તે પછી ભાટ લોકોના જૈન દેરાના પૂજનના લાગા, અમદાવાદના શાન્તિદાસ શેઠને આબરશાહ પાસેથી મળેલી પાલીતાણાની સનદ, સંવત ૧૭૦૭ માં ગરીયાધારના રાજાને રક્ષણ અર્થે પાલીતાણાની સોંપણી અને ખરતરગચ્છનો ટંટો, એ હકીગતનો સંક્ષેપ ગુજરાતીમાં ઉતારેલો છે.

૨. દશરા બનાવ-(પા. ૬૩-૧૧૯) આ અં ૨૪ क વાળા, હમીર કવિએ સંવત્ ૧૯૦૫ માં રચેલા મિશ્ર હિન્દી-ગુજરાતી કાવ્યનો મુખ્યત્વે સાર છે; ક્વચિત્ કેટલીક કડીઓનાં ભાષાંતર કરેલાં છે. આમાં ભાવનગરના ગોહિલ વંશી રાજાઓનો તેમના આદિ પૂર્વજથી માંડી રાજ ભાવસિંહજી(સં. ૧૯૦૮)ના અમલ પર્યંતનો ઇતિહાસ સમાઈ જાય છે. કેટલેક સ્થળે સ્વ. ફાર્બસ સાહેબે શબ્દોના ખુલાસા કરેલા છે અને સાથો પણ ટાંકી છે.

૩. ઐતિહાસિક વાર્તાઓ-(પા. ૧૨૦-૧૫૫) વઢવાણના ગઢવી દેશલ ભોજા પાસેથી સાંભળેલી નીચેની વાર્તાઓ અને હકીગતો સંક્ષેપમાં ઇંગ્રેજીમાં લખેલી છે:-

એભલવાળો, ખેંગાર, વઢવાણના પેથલજી, સોઢાઓ અને ચાવડાઓ, લખધીરજીનું મરણ, ડાભીઓ અને ગોહિલો, કાઠીઓ, ચાંપાનેર, રા' ખેંગાર, (આ આગળ આવેલી વાત કરતાં જુદી છે.) રા' લાખા, તથા સિદ્ધરાજના સમયમાં બ્રાહ્મણો અને ચારણોની લઢાઈ.

આમાં સાથે સાથે હાંસીયામાં સ્વ. ફાર્બસ સાહેબે કેટલીક સાલોના ખુલાસા અને વંશાવલિઓ આદિ ઉતારેલાં છે.

અં. ૪૬-૧, અં ૪૬-૨ અને અં. ૪૬-૩ વાળા ચોપડાઓમાંથી આમાંની કેટલીક વાર્તાઓ લીધેલી છે. સ્વ. ફાર્બસ સાહેબે રાસમાળામાં ઉપયોગ અર્થે આ પ્રયાસ કરેલો છે.

૪. આદિત્યહૃદય-અં. ૪૪ क વાળી આદિત્યહૃદયની પ્રતિનું શ્લોકવાર ઇંગ્રેજી ભાષાંતર છે. હાંસીયામાં નોંધો, કમલચંદ્ર આદિ આપેલાં છે. અન્તમાં આ સ્તોત્ર ભણવાનો વિધિ ટુંકમાં લખેલો છે.

૫. પૃથ્વીરાજરાસો-(પા. ૧૮૪-૨૮૦)-આમાં ચંદ બારોટે રચેલા પૃથ્વીરાજરાસામાંનાં પ્રસ્તાવવાર ચુંટી કાઢેલાં પદ્યોમાંથી હકીગત ઇંગ્રેજીમાં તારવીને આપેલી છે. પાને ૨૧૪ મે અભિમન્યુનો ચક્રાવો, પાને ૨૪૧ મે વાજપેય યજ્ઞમાં ઉપયોગી યંત્ર, તેમ કેટલીક ખુલાસાવાર નોંધ લખેલી છે. પહેલાથી છટ્ઠા પ્રસ્તાવનું તારણ આમાં નોંધેલું છે.

---

## અં. ૪૭-૩ પૃથ્વીરાજરાસો અને દ્વયાશ્રય-ઐ. ઇ-સાર-એ. કે. ફાર્બસ સાહેબ-પૃ. ૧-૧૨૬

વિશેષઃ-આ પુસ્તકને મથાળે "Contents of Volume VI" એમ લખેલું છે. એમાં બે બાબતો છેઃ-૧ પૃથ્વીરાજરાસાનું તારણ અને દ્વયાશ્રય.

૧ પૃથ્વીરાજરાસો-(પા. ૧-૭૦) આ પૃથ્વીરાજ રાસાના ૫ મા પ્રસ્તાવથી અંત પર્યંતના પ્રસ્તાવોનું સામટું ઐતિહાસિક તારણ છે; એમાં અં. ૪૭-૨ની રીતિ પ્રમાણે પ્રસ્તાવવાર વર્ગીકરણ કરેલું નથી. હાંસીયામાં કેટલાંક સ્થળો, સાલો, અને શબ્દોના ખુલાસા છે, તેમ કોઈ સ્થળે રામાયણ આદિના સમાન અર્થ-ભાવવાળા શ્લોકોની નોંધો પણ છે.

૨. દ્વયાશ્રય-આમાં (પા. ૭૩-૧૨૬) જૈન પંડિત હેમચંદ્ર સૂરિએ (સંવત ૧૩૧૧ અને ઇ. સ. ૧૨૬૬ મા) સંસ્કૃતમાં દ્વિ-આશ્રય-વૃત્તિથી રચેલા ગ્રન્થના ૨૦ સર્ગોનું તારણ કરેલું છે. મથાળે જ સ્વ ફાર્બસ સાહેબે Dwya'shray-abstract એમ લખેલું છે. આ તારણ સર્ગાનુસારી છે. એમાં સિદ્ધરાજ જયસિંહનો પૂર્વજોનાં અને તેનાં પરાક્રમો સમાયલાં છે. ૧૩ સર્ગોનું તારણ સને ૧૮૫૫ ના જાન્યુઆરીની તા૦ ૪ થીએ કરી રહ્યાનો અને ૧૪ મા સર્ગનું તારણ સને ૧૮૫૫ ના માર્ચની તા૦ ૩ જીએ કરી રહ્યાનો ઉલ્લેખ નોંધેલો છે. આ ગ્રન્થ પંડિત હેમચંદ્ર સૂરિએ મલ્હાદનપુર (પાલનપુર)

માં રચેલો છે. સ્વ. ફાર્બસ સાહેબે તે વિષે નોંધ કરેલી છે કે (Dalpatram conjectures Petlad) "દલપતરામ પેટલાદ હોવાનું અનુમાન કરે છે." પરંતુ પ્રહ્લાદનપુર એ પાલણપુર છે, પેટલાદ નહીં.

આમાં કેટલેક સ્થળે સ્થળો, પુરુષો અને શબ્દોની ટિપ્પણીઓ હાંસીયામાં આપેલી છે. આ નોંધપોથી લગભગ અડધો અડધ કોરી છે.

---

## અં. ૪૭–૪ રાસમાળાના પ્રકીર્ણ ભાગો–એ. ઈ. સાર–એ. કે. ફાર્બસ સાહેબ–પૃ. ૧–૨૪૧

વિશેષ–આને મથાળે " Volume VIII of રાસમાળા Rāsmālā more correctly રાસમાલા' એમ લખેલું છે. એમાં નીચે લખેલી બાબતોનાં તારણ આપેલાં છેઃ–

પટ્ટણ સંબંધી હકીકત તારવેલી છે (પા. ૧–૧૮)–એમાં નીચેની બાબતો સમાવેલી છેઃ વનરાજની સ્થાપના, હિંસોરની હકીગત, પટ્ટણનગરનું વર્ણન, વનરાજની મૂર્તિ, કુમારપાલની રાણીનું રીસામણું, હેમપ્રભસૂરિ અને ચંદ્રનાભ કુંભારના પ્રસંગ, વામઠીયુંના પટેલની હકીગત (પા. ૧૯–૨૦); સિદ્ધપુર, ઉંઝા વગેરેની માહિતી (પા. ૨૧–૩૦); જસમા ઓડણની વાત (પા. ૩૦–૩૪); ખેરાલુનો લેખ (પા. ૩૪–૩૭); કમલપુર (પા. ૩૭–૩૮); અંબા ભવાનીની હકીકત (પા. ૩૮–૫૩); ઈડરની હકીગતો (પા. ૫૪–૯૯); ઈડરની પોળો (પા. ૧૦૦–૧૩૭); રાઠોડોની હકીગત (પા. ૧૩૮–૧૪૨); સુરડીનાં ચોહણો (પા. ૧૪૨–૨૦૩); ચંપાવતો (પા. ૨૦૩–૨૧૩); આબુની દંતકથા (પા. ૨૧૪–૨૧૫); ઈડરના લેખો (પા. ૨૧૬–૨૨૩); હિન્દુઓના રીતરિવાજો (પા. ૨૨૫–૨૩૨); યાત્રાસ્થળો (પા. ૨૩૩–૨૩૮); મુસલમાની હલ્લો (પા. ૨૩૯–૨૪૧).

આ સઘળી હકીગતોનો ઉપયોગ રાસમાલામાં સ્વ. ફાર્બસ સાહેબે કરેલો છે અને આમાંની ઘણીક બાબતો અં ૪૬–૧, અં. ૪૬–૨, અં. ૪૬–૩ વાળા ચોપડાઓમાં ભાટો આદિના મોંઢેથી સાંભળીને ઉતારેલી છે.

નોંધ–આ ચાર નોંધપોથીઓ જોતાં જણાય છે કે સ્વ. ફાર્બસ સાહેબે આવી આઠ નોંધપોથીઓ રાસમાલાનાં ઉપયોગ અર્થે તૈયાર કરેલી હતી અને તેને 'શોધખોળની નોંધો Researches' એ સંજ્ઞા આપેલી હતી, પરંતુ માત્ર તેમાંની ચાર જ, બીજી, પાંચમી, છઠ્ઠી અને આઠમી, ફાર્બસ ગુજરાતી સભાને પ્રાપ્ત થયેલી જણાય છે. અને એ ચારે એક જ ધાટીની બાંધેલી છે. અં. ૪૭–૪ ના પાના ૭૧ મે નોંધ છે કે "Vol VII. 782;" પાને ૭૬ મે નોંધ છે કે "Vol I. 744–745; આવી નોંધો અં. ૪૭–૧, અં. ૪૭–૨ અને અં. ૪૭–૩ માં પણ ક્વચિત્ જણાય છે.

વળી અં. ૪૭–૪ માં વચ્ચે વચ્ચે કેટલેક સ્થળે સંસ્કૃત લેખોના ઉતારા, ઉપરાંત પ્રાચીન શોધરસિકોના અનુમોદક હકીગતોના પત્ર અને ગુજરાતી ટાંચણો આદિના છુટા પત્રો જોડેલા છે.

---

## અં. ૪૭–૫–૬–૭–૮–પ્રવાસની નોંધપોથીઓ–ગુ. ઐ. હ.–પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી–(ર. સં. ૧૯૨૭ સને ૧૮૭૩)–પૃ. ૧૦૦૦ થી ૧૨૦૦

વિશેષ–આ ચાર નોંધપોથીઓમાં પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીના નેપાલ અને ઉત્તર હિન્દુસ્થાનની શોધખોળોને લગતા પ્રવાસની ગુજરાતીમાં લખેલી કેટલીક નોંધો છે. તેમાંની અં. ૪૭–૫, અં. ૪૭–૬ અને અં. ૪૭–૭માં સન ૧૮૭૩ના જુનની તા૦ ૧૮ મીથી તે સન ૧૮૭૪ ના જાન્યુઆરીના અન્ત સુધીમાં મુખ્યત્વે નેપાલના અને તેને અંગે ઉત્તર હિન્દુસ્થાન તથા બંગાળા–બિહારના કરેલા પ્રવાસની નોંધો પેન્સીલથી તેમ શાહીથી કરેલી છે.

તેમના પ્રવાસનો મુખ્ય હેતુ પ્રાચીન શિલાલેખો, સ્તૂપો, મંદિરો, સ્થળો, મૂર્તિઓ, પુસ્તકભંડારો આદિની શોધખોળ કરવાનો અને તે ઉપરથી જાણવાજોગ ઐતિહાસિક માહિતીઓ મેળવવાનો હોવાથી આ ચાર નોંધપોથીઓમાં એ બાબતોની નોંધો તેમણે મોટે ભાગે કરેલી છે.

આ નોંધપોથીઓમાં તેમણે પ્રવાસમાં વીતાડેલા સઘળા સમયના કાર્યની નોંધો સીલસીલાબંધ કરેલી જણાતી નથી. નેપાલના પ્રવાસ માટેના પ્રસ્થાનથી આરંભી નેપાલને માર્ગે હીમાલયમાં કરેલા પ્રયાણ પર્યંતની, તથા નેપાલમાં જોયલાં સ્થળો, લેખો પુસ્તકોની અને નેપાલથી પ્રતિપ્રયાણથી આરંભી વઢવાણ પહોંચવા પર્યંતની વિસ્તૃત નોંધો છે; તેમાં પ્રતિપ્રયાણની અને તેને અંગે ઉત્તર હિન્દુસ્થાન અને બંગાળા–બિહારની પ્રાચીન વસ્તુઓ આદિના અવલોકનની નોંધ ખાસ વિસ્તૃત છે.

આ ઉપરાંત બીજી કેટલીક નોંધો પણ આમાં સમાવેલી છે અને તે જાણવા જેવી છે. દરેક નોંધપોથી ૨૫૦–૩૦૦ પાનાની ફ્રેન્ચ કાગળોની છે, ચામડાની પટીવાળા પાકા પૂંઠાથી બાંધેલી છે. અને તે ઘણે ભાગે કોરી છે.

અં. ૪૭–૫–આમાં મુખ્યત્વે નીચેની બાબતો છે–(૧) લુધીયાથી સિમડાબાસ સુધીની મુસાફરીની નોંધ; (૨) ભીમફેદી તથા ચિસાવણીના અર્થ; (૩) કાટમાંડૂ વિગેરે મુખ્ય શહેરોનાં નામના અર્થ; (૪) નેપાલના ત્રિપુરેશ્વરીના મંદિરના લેખના અક્ષરાંતર; (૫) નેપાલના દિવાળીના તેહેવાર; (૬) નેપાલની જાતો; (૭) હિરણ્યવર્ણ મહાવિહાર; (૭) નેપાલની ફોજ; (૮) કાટમાંડૂની અંદર રાજ્ય દરબાર પાસેના દેવળનો લેખ; (૯) ભિક્ષુઓના ભેદ વગેરે; (૧૦) પિણ્ડપાત્રદાન; (૧૧) જેસી દેવલ તથા તેની પાસેનો લેખ; (૧૨) હારીતિની મૂર્તિ; (૧૩) શિવદેવનો લેખ; (૧૪) લગન ટોલના વિષ્ણુમંદિરનો પુરાણો ૩ જો લેખ; (૧૫) કાટમાંડૂ શેહેરના ભૈરવ ટોકાનો લેખ; (૧૬) પાટણ તળઆનો લેખ; (૧૭) સતી અને ગુલામના રિવાજ; (૧૮) પશુપતિનો લેખ; (૧૯) ગુહ્ય બાલ પ્રાસાદ; (૨૦) પશુપતિના દરવાજા પાસેનો ૩ જો લેખ, (૨૧) બુડા નીલકંઠનો તથા તેની પાસેનો લેખ; (૨૨) પાટણ બાટ ગાઉની અને ગુજરાતી ભાષામાં ફેર, (૨૩) રણ બહાદૂરશાનું મરણ; (૨૪) શ્રાવણ માસમાં બૌદ્ધોના પવિત્ર ઉત્સવ; (૨૫) નિવારવંશી રાજાના હાથમાંથી ગોરખાવંશને શાલિવાહન શક ૧૬૯૦ માં રાજ્યપ્રાપ્તિ; (૨૬)

ઇન્દ્રયાત્રાનો મેળો; (૨૭) નેપાળના વિહારો; (૨૮) 'લંકાવતાર' ગ્રન્થની અને 'સમાધિરાજ ગ્રન્થની નોંધો; (૨૯) "પુંજરાજ" નામની સારસ્વત ટીકાની નોંધ વગેરે.

અં. ૪૭-૬-આમાં નીચેની બાબતો મુખ્યત્વે છેઃ-(૧) અંકોના નમૂના; (૨) શ્રાદ્ધદિનકૃત્યવૃત્તિની સમાપ્તિ; (૩) ક્ષત્રપોના સિક્કા ઉપરનાં વર્ષ; (૪) આઠના અંકની તરાહના અક્ષરના નમૂના; (૫) પર્યૂષણાકલ્પસૂત્રના અંતની પટ્ટાવલીનો ભાગ; (૬) ચાલુક્ય વંશના અપ્રસિદ્ધ તામ્રપત્રના અક્ષરાન્તરની નકલ; (૭) હોમીઓપેથીક ઓસડો; (૮) પંચસિદ્ધાન્તિકાનો ગતાબ્દ; (૯) ગયાના સ્તંભ ઉપરના લેખનું અક્ષરાન્તર; (૧૦) કાશ્મીરની કાલગણના; (૧૧) પ્રાકૃત શબ્દો; (૧૨) દિગોલ પુરાણ; (૧૩) તીર્થોની નોંધ તથા બીજી કેટલીક પૌરાણિક માહિતી; (૧૪) સ્મશાનમાં દેરડી વગેરે કેમ કરવી તેની શતપથને આધારે વિગત.

આમાંનો હોમીઓપેથીક ઓસડોવાળો ગુજરાતીમાં લખેલો લેખ મોટો, માહિતીથી ભરપૂર અને રસિક હોઇને પ્રકટ કરવા જેવો લાગે છે.

અંક. ૪૭-૭ આમાં નીચેની બાબતો મુખ્યત્વે છેઃ-(૧) નેપાળમાં પ્રવેશ કરવાનો પરવાનો; (૨) નેપાલના રાજવંશની વંસાવલિનું ભાષાન્તર; (૩) નેપાલનું વર્ણન અને ત્યાંથી પ્રતિપ્રયાણનું વર્ણન; (૪) ગયાજી વગેરે સ્થળોના લેખાદિની નોંધ; (૫) પિણ્ડપાત્રદાન. (૬) વૈદ્યનાથ.

આરંભમાં કોઠા પાડી ઘરના વિભાગો, છાપરાં આદિને લગતા અને તે પછી સગાંવહાલાંના અને નેપાળી શબ્દોના ગુજરાતી પર્યાયવાચી શબ્દોની ટીપ પણ આપેલી છે; પશુગિરિ પર્વતની દંતકથા હિન્દી ભાષામાં ઉતારેલી છે; નેપાલની જોવા લાયક વસ્તુઓ આદિની નોંધ રસિક છે; રાષ્ટ્રકૂટોની વંશાવલિનો લેખ મોટો છે, અને તે ગુજરાતીમાં લખેલો છે.

અં. ૪૭-૮.-આ નોંધપોથીમાં પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીએ સને ૧૮૭૩ ના મે મહીનામાં ઉત્તર હિન્દુસ્થાનના પ્રવાસ દરમ્યાન શિલાલેખો આદિની કરેલી શોધખોળોનું વર્ણન તેમ મૂળ શિલાલેખોનાં અક્ષરાન્તર અને ક્વચિત્ ભાષાન્તર પણ છે. આમાં નીચેની બાબતો મુખ્યત્વે છેઃ-

(૧) જબલપુરના મ્યુઝીયમના લેખની હકીકત અને તેનું અક્ષરાન્તર; (૨) કાશીથી અઝમગઢનો પ્રવાસ; (૩) હથીયા દહના તલાવના (સં. ૧૨૦૭) લેખનું અક્ષરાંતર; (૪) દુદહરના લેખની માહિતી; (૫) ભાગલપુરના લેખની નકલ અને સ્તંભનું વર્ણન; (૬) કહાઉ (પ્રાચીન કકુભ) ગામના ૨૪ ફીટ ઉંચા સ્તંભનું વર્ણન અને તે ઉપરના લેખની હકીગત; (૭) ખુખુવાનું જૈની દેવલ અને મૂર્તિઓ, (૮) માયા કુંવર કોટનો સ્તૂપ, બુદ્ધની મૂર્તિ આદિનું વર્ણન; (૯) બિટીયાના વાયવ્ય ખુણામાં ૪ મૈલને અંતરે આવેલા મિથિયાનો પ્રાચીન સ્તંભ, અને લેખ; (૧૦) રઢિયાના સ્તંભનું અક્ષરાન્તર, અને તેને લગતી હકીગત; (૧૦) અમદાવાદના શેઠ પ્રેમાભાઇના ઘરમાંથી મળેલી જૈન મુનિઓની પટ્ટાવલિ-શ્રી વર્ધમાન સ્વામીથી આરંભી ૫૫ મા શ્રીરૂપશેખર સૂરિ (સંવત ૧૪૫૭-૧૫૨૭)પર્યંતની; (૧૧) ગોપાલ વંશની વંશાવલિ; (૧૨) સંવત ૧૯૪૧માં મુંબઇના વાલકેશ્વર મહાદેવની ભીંત ઉપરના શ્લોકો, અને (૧૩) પ્રકીર્ણ શ્લોકાદિ.

---

## અં. ૪૮-૧-ઇડરના ઇતિહાસનાં સાધનો-ગુ. ઐ. હ.

## અં. ૪૮-૧ ક-પોળોના રાવજીનો ઇતિહાસ-લ. દલપતરામ ડા.-(સં. ૧૮૯૬)-પૃ. ૧-૫૪

વિષયાદિ-મહીકાંઠા એજન્સીનાં દફતરોમાંથી આજમ ટી. બી. ફાર્બસ સાહેબના શેરાની રૂએ રૂપાલ મુકામે સં. ૧૮૯૬ ના માર્ચની તા૦ ૨૯ મીએ "કાગળોનાં મળેલાં ૨૬ ફરદ" ઉપરથી કવિ દલપતરામ ડાહ્યાભાઇએ આ ચોપડીમાં ઈડરની પોળોના રાવજીનો ઇતિહાસ તારવેલો છે.

આ ઉપરાંત આમાં ઈડરના પટાવતો આદિની હકીગતો લખવાની યોજના કવિ દલપતરામે કરેલી અને તેની કાચી (૨૬) નોંધના છૂટા કાગળો સાથે છે.

મોટા "લેટર પેપર"ની ચોપડી બાંધી બે પાસ હાંસીઆ રાખી, લાલ પેન્સીલથી દરેક પાને ૨૦-૨૦ લીટીઓ દોરી મોટે અક્ષરે બન્ને બાજુએ હકીગત ઉતારેલી છે મૂળ હુકમ અને યાદી આ ચોપડીમાં સાથે ચોઢેલાં છે. એમાં નીચેની બાબતો છેઃ-

(૧) સંવત ૧૨૦૧ માં કનોજથી રાવ રાઠોડ શીયાજીનું પીરાન પાટણ(સોલંકીની ગુજરાતની રાજધાની)માં આગમન; (૨) સોનંગજીએ ઈડરના કોળી રાજા સામળીયા સોડ પાસેથી, નાગરોની મદદે ધાઈ, ઈડરનો લીધેલો કબજો; (૩) સોનંગજીની ૨૬ પેઢીની વંશાવલિ; (૪) રાવ જગનાથ, રણમલ, જેઠી, પુંજા, નારણ, ભાણ, સુરજમલ, રાયમલ, બીરમદેવજી, કલ્યાણમલ, અરજણદાસ અને ગોપીનાથની હકીગત; (૫) અમદાવાદના સુબાનો અમલ (સંવત ૧૭૨૦-૧ થી); (૬) રાવ ચાંદે પોળોનો મેળવેલો કબજો; (૭) તેના વંશજ કલ્યાણમલથી ચાલેલી પેઢીની વંશાવલિ (સં. ૧૮૯૭); (૮) ઈડરની પોળોની જમીન, વસ્તી, આદિનું નકશાઓ સાથે વર્ણન; (૯) સુબા સૈયદ હસનખાનનો અમલ; (૧૦) જયપુરની રાણીને ઈડરની પેદાશનો ભાગ; (૧૧) રાવ આણંદસંઘ, રાયસંઘ, સુરજમલ અને રાવ ભીમની હકીગત; (૧૨) ડુંગરપુરના રાવળ સાથે ટંટો; (૧૩) કમાલખાનનો અમલ; (૧૪) સંવત ૧૩૧૨ થી સં. ૧૭૧૨ સુધીના ૨૬ રાવના અમલની સાલવાર નોંધ; અને (૧૫) પોળોવાળાની હકીગતનું તારણ.

---

## અં. ૪૮-૧-ખ-ઇડરની પોળોની ખ્યાત, અને રા' કવાટની વાત-લ. ગઢવી. ધીરજી.-પૃ. ૧-૧૯

વિષયાદિ-પૃ. ૧-૮ માં અં. ૪૮-૧-ક માં આપેલી હકીગતની પુરવણી છે;-રાવ રણમલ, રાવ પુંજા અને રાવ ભાણની હકીગત છે.

પૃ. ૧૧-૧૯ માં જુનાગઢના રા' કવાટના પુત્ર નવઘણ(નવ ગણા ચાસે સતીઓના વરદાનથી જન્મેલો માટે નવઘણ)ની વાત આપેલી છે. તે અધુરી છે. ગઢવીએ આરંભમાં લખ્યું છે કે "આ વાત ૧ ગોતે દરબારમાં છે", "૨ ચેરીસણામાં સંઢા અસત ખતાજી ગઢવીને ઘેર છે."

વિશેષ-આ ચોપડીમાં સાથે એક છૂટું પાનું છે, તેમાં જુનાગઢના નવઘણે "મીઠા મેહરામણ"(કચ્છના એક ભાગ)ના ચારણની દીકરી જાહરને સિંધના પાદશાહને કબજે જતી "વરવડી" માતાના પ્રતાપથી અટકાવી તે સંબંધી સાત દુહા હકીગત સાથે ઉતારેલા છે. એ દુહા કયાંય પ્રકટ થયલા જાણવામાં નથી.

એમાં છેવટે નોંધ છે કે "ઘણું કરીને જેટલી જોગમાઆઓ એટલી ચારણની દીકરીઓ જાણવી ને વીરાતુંના અવતાર જેટલા તે બ્રાહ્મણ અથવા ક્ષત્રી કુલમાંથી થાય એમ જાણવું."

વળી એ સાથે બે ચાદીઓ, બબ્બે પાનાની છૂટી છે. તેમાં સંવત ૧૯૧૦માં ભુજથી અમદાવાદના સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજીના પરવાનાથી ઈડર પરણવા ગયલા ઠાકોરની અરજી અને ઠાકોર પાસેથી ઈડરના રાવે લખાવી લીધેલી લહેણી રકમની બાંધણી ઉતારેલી છે.

---

## અં. ૪૮-૧-ગ-ઇડરની ખ્યાત-લ. ગઢવી સવાઈરામ રતનશંઘ-પૃ. ૧-૨૪;

નોંધ-આ સાથે મૂળનાં ૨૪ પાનાં ઉપરાંત આમાંથી ચુંટી કાઢી ઉતારેલા ફકરાઓનાં ૧૬ પાનાં (૮ આખા કાગળો) અને ૬ ચોપીઆં છે.

વિશેષ અં. ૪૮-૧-ક વાળા ઇતિહાસની ચોપડીમાં આ ચોપડીમાંથી હકીગત તરવાયલી જણાય છે; માત્ર "એલવણ રાક્ષસના નામ ઉપરથી" તેના પ્રદેશ તરીકે "ઈડર" નામ પડયાની, એલવણની થાપમાંથી અગસ્ત્ય ઋષિ બચી ગયાની અને (કાશ્મીરના) હરદ્વાર પાસેના શ્રીનગરના રાજાની સગર્ભા રાણીને ગીધે ઉપાડી ઈડરના ડુંગર ઉપર મૂકયા પછી તેણે પ્રસવેલા "વેણી વચ્છરાજ"ના જન્મનો પ્રસંગ અને વેણી વચ્છરાજે વિક્રમસંવત પૂર્વે ૧૦૦૦ વર્ષના અરસામાં સિદ્ધ પુરૂષના પ્રતાપથી "ઈડરીઓ ગઢ" બંધાવ્યાની અને નાગકન્યાને પરણ્યાની હકીગત અં. ૪૮-૧-ક માં ઉતારેલી નથી. તેમ આમાં કેટલાક દુહાઓ છે તે પણ એમાં ઉતારેલા નથી.

આ ચોપડીનાં કેટલાંક પાનાં આડાં અવળાં બાંધેલાં છે.

---

## અં. ૪૮-૧-ઘ-ઇડરની ખ્યાત-લ. ગઢવી અમજી, તથા બારોટ રતનશંઘજી-પૃ. ૧-૧૬.

વિષયાદિ-આ ચોપડાના આકારની વહીમાં, ઈડરના રાવોના ભાયાત એતાંલત અને પોશીનાના ઠાકોર વચ્ચે થયલી મારામારીની હકીગત આપવા ઉપરાંત અં. ૪૮-૧-ગ-ના અનુસંધાનમાં ઈડરના રાવો સંબંધી પેશ્વાઈ અમલ પર્યંતની સંવત ૧૮૮૩ સુધીની હકીગત નોંધેલી છે.

આ હકીગત અં. ૪૮-૧-ગ ની નોંધોના પરિશિષ્ટ રૂપે છે. આમાં રાવ આણંદશંઘજીના મામા દેવીદાનના મરણનું, તથા રાવ અમરશંઘજીનું દક્ષણી દલ સાથે યુદ્ધમાં લડતાં થયલા મરણનું ગીત ઉતારેલું છે, તેમ રેહેવરો અને રાઠોડોની ચાલુ લડાઈઓનો રાસડો પણ લખેલો છે.

---

## અં. ૪૮-૧-ડ.-મુંડેટીના ચહુવાણો-લ. ગઢવી ધીરજી-પૃ. ૧-૩૯.

વિષયાદિ-આ અં. ૪૮-૧-ઘની પૂરવણી છે; તેના ૧૬ મે પાને ઈડરના રાવના પટાવતો મુંડેટીના સરદારો સાથે જાલમસંઘજીને લડાઈ થયાનું લખેલું છે. તેના અનુસધાનમાં આમાં સંવત ૧૮૮૩ પછીની સવત ૧૮૯૩ પર્યંતનો મુંડેટીના ચહુવાણોનો ઇતિહાસ આપેલો છે

આના પેહેલા પાના ઉપર નોંધ છે કે "ગ ધીરજી પાસેથી લખવાની વાતઃ ૧ મોજે ચાંદણીવાળાનો વખો, ૨ ડુંગરપુર વસાવું, ડુંગરીઆ ભીલને મારીને ઉદેપરના રાવળે, ૩ કુંપાવતોનો ઇતિહાસ"

પરતુ આ આકવાળા પોથામાં ઉપરની નોધવાળી હકીગતો ઉતારેલી જણાતી નથી, એટલે કદાચિત તે ઉતારવવી રહી ગઈ હશે

## અં. ૪૮-૧-ચ.-ઈડરના પટાવતોનો ઇતિહાસ-પૃ. ૧-૭૫.

વિષયાદિ-આમાં ઈડરના રાવના આઠ મુખ્ય પટાવતો સંબધી હકીગત આપેલી છે. તેમની વંશાવલિની અનુક્રમણી નીચે પ્રમાણે છે —

આઠ પટાવતો અનુક્રમે દરજાજ પ્રમાણે

| | | મૂળ પુરુષનાં નામ | પાને |
|---|---|---|---|
| ૧ ચાંપાવત ચાંદરણી, ટીંટાઇ, તથા મઉના | | સવાઇ રામજી | ૧ લે |
| ૨ કુંપાવતો ઉંડણીના | વંશાવલિ | અમરસંઘજી | ૪ થે |
| ૩ કુંપાવત કુકડીઆના | | „ | |
| ૪ જેતાવત ગાડીઓલના | „ | અદેરામજી | ૫ મે |
| ૫ ચાંદરણીના ચંપાવત | વંશાવલિ | સવાઇરાધ, પ્રતાપસધ | ૬ ઠે |
| ૬ જોધા મેઢાસણના | „ | મોકમશધજી | ૭ મે |
| ૭ ચહુવાણ મુંડેટીના | „ | માનશધજી | |
| ૮ ઉદાવત | „ | લાલશધજી | ૮ મે |

આમા ઉપર જણાવેલી વંશાવલિ આપવા ઉપરાંત સ. ૧૮૪૪-૫ માં ગાયકવાડ સાથે સામના યતાં ઈડરના રાવ ગ્રવરાધજીએ આઠ પટાવતોને પટા, હક, રાજચિહ્નો આદિના લખત કરી આપી મદદે બોલાવ્યાની હકીગત, અને તે પછી પટાવતો અને ઈડરના રાવ સાથે તેમ માંહોમાંહે થયલા ટટા આદિની તેમ બીજી પરચૂર્ણ હકીગત આપેલી છે વળી ખુમાણરાયનું ગીત (પાનુ ૨૦), ધીરજીનાં પરાક્રમના દુહા તથા ગીત (પા ૪૪-૭), અને કવિત (પા ૫૦-૧), અને ગોપાળરાયને માર્યાના ઠપકાનું ગીત (પા ૬૯-૭૦) આદિ ઉતારેલાં છે.

આ ચોપડીમાં હકીગત કવિ દલપતરામે પરચૂર્ણ નોંધો ઉપરથી ઉતારેલી જણાય છે.

## અં. ૪૮-૧-છ.-પ્રકીર્ણ.-પૃ. ૬ (છૂટાં)

વિષયાદિ-આ પાંચ પાનાં છૂટાં છે.

એમાં હળવદના રાજચંદ્રસિંહજીના પુત્ર પૃથ્વીરાજે વઢવાણનું રાજ મેળવ્યાની હકીકત આપેલી છે, તથા હરપાલ મકવાણા(ઝાલા વંશના આદિ પુરૂષ)ના વંશની ત્રણ શાખાઓ ૧ લીંબડી, ૨ સાણંદ અને ૩ પાટડીના રાજાઓની યાદી અને સંવત ૧૬૫૫ પછીથી વઢવાણ અને વાંકાનેરના પહેલા ફાંટાના રાજાઓની યાદી આપેલી છે.

બીજા પાનામાં ઝાલા રજપુતોની ઉત્પત્તિની હકીકત આપેલી છે. અં. ૪૧-૧ વાળા ચોપડામાં આનો સમાવેશ થઈ ગયો જણાય છે.

૩ જા પાનામાં ઈડરના માનસંઘજીના મરણ પછી વખતસંઘજીને ગાદી મળ્યાની હકીગત ઉતારેલી છે.

૪ થા પાનામાં દાંતાના રાણાજીના ફટાયા સુદાસણના રાણાની હકીગત ગઢવી માવલ પાસેથી સાંભળી ઉતારેલી છે.

---

## અં. ૪૮-૨-કટોસણના ઇતિહાસનાં સાધનો-
## ૩ ચોપડીઓ અને છૂટાં પાનાં
## અં. ૪૮-૨-ક વંશાવલિ પૃ. ૧-૪

વિષયાદિ-આ કટોસણના મકવાણા ઠાકોરોની અગરાજીથી માંડીને જુદા જુદા ફાંટાઓ સાથની વંશાવલિ છે. વૃક્ષ રૂપે તે ચીતરેલી નથી, પણ ખાનાં પાડી, દરેક ફાંટાના મુખ્ય પુરૂષથી આરંભી તેના છેવટના હયાત વંશજો પર્યંતનાં નામો હારબંધ લખેલાં છે.

---

## અં. ૪૮-૨-ખ અજબ બ્રહ્મશૃંગાર-મિશ્ર ગુ. ચા. ઐ. કાવ્ય-
## ર. ચારણ વીકમશી પૃ. ૧-૧૮, ૧ પાનું છૂટું.

આરંભ-

દોહા ગણપતિ મતિ[1] આપો ગહર હરસુત હેલ હમીર
રામાણીરી[2] રાજવટ વીખાણું વરવીર[3] ૧
મંગલ મુખ દેહ માનવી દેવારો શરદાર
તું તતવ આપે અખર હું ગંઠણુ ગણુદાર ૨
\+ + + +
હે સરશતી મહાસતી માતા તું મહંમાય
પોહ કટોસણ પાટવી તે જશ ગાવું તાય ૩
× × × ×

એ પ્રેમ રૂપ પ્રગટો અજબ, કમે સબલ સધ કોઅ
અધપત દુજા આવીઆ હયા મેંઠ ન હોઅ ૧૨
અથ[4] બથાંતર આપણો સહુ કથાં સમરથ
અખાડે ભાલો અભંગ પવાડે જેમ પથ[5] ૧૩
અણુ પોહોરે ભૂપત અવર[6] કરે ન વડસ કોઅ
તણુ પોહોરે લાખાં નવે અ(મર)દ અજબ જગમોઅ ૧૪
હેમકડાં સહજે મરાં દેઉ ડંડ દાતાર
પાટોધર તે પાટવી સૌહ ભૂપા સરદાર ૧૫
ભડહુ કલભી ડોહડા પડ ઘુસણ પ્રસણાણુ[7]
તડ[8] ઉથી પોહો તાંણુણો સો અજબો મકુવાણ ૧૬

× × × ×

કટકાંશાલ અજબ કહાં ઢાલ ગુજર અજબેશ
ભારથ અજબાં અભંગ ભડ, પલ લખાંરણુ ખેશ ૧૯

અન્ત-(છંદ મોતીદામ)-

ચડે નર હેમરલે ચમરાલ ત્રડે રણતુર ગડેઅ ત્રંબાલ
અડે ધર ઊડરજી અસમાણુ ભડે ધુંઅ કાણુ ન સુઝેઅ ભાણુ ૧
મહાધમસાણુ કરે મકવાણુ જડે અંગભુસણુ જોધ જુઆણુ
સજ થટ ઘોડાંઅ સામંત સોડ ધકાધક લગીઅ ઘોડાઅ ઘોડ ૨
ઠરે દલ શામાઅ આવે મકામ હુઈ મહાધંધ મચાવણુ હામ
તોપાં હથ નાલાંઅ દોતુ અત્રપ કાલો ઠદરત બંધૂકાં અકપ ૩
સમાસમ ઊડીઅ અગની સોર ગોલાં અતિબાણુ મ(વર)સે ધનઘોર
મંડાણ્યાઅ હીંદુઅ મશલમાન આટકે અનડ (પર્વત) દો અનુમાન. ૪
ઉભે ભડ સૈન ભડે અરડંગ ધારા ધમચક મચાડણુ ધીંગ
બંદુકાં અખાણુંઅ ગોલાંઉર સમહર કેક પડે રણુ સૂર. ૫
મંડે જધદોદલ અડગ મીલ કટકાંઅ ઝીલી સકે નહીં પીલ(હાથી)
દીઠા લેઅ દોઅ થઆ સરદાર વકાટીઅ વીર વેહે તરવાર. ૬
હડવડ હેમર ચાડેઅ હીક ઝટપટ દે ભડરૂકાઅ ઝીક
લથબથ કેસ થહથાં અસોહ છકે અગધાર કટારાં અછોહ. ૭

---

અહીં આપેલા અર્થ મૂળમાં તે તે શબ્દની નીચે જ=આવા ચિહ્નથી લખેલા છે:-
૧ દાતારપણું ૨ અજબાજીરી, ૩ શૂરવીર. ૪ ધન ૫ અર્જુન. ૬ આપે.
૭ શત્રુનાં. ૮ બાજુ

કરે ધડ કંધડ શીશ કબંધ ધજવડ ઓઝડ વંકડ ધંખ
લડયડ લેલરતા પડે લખ જાયા અતી ભુચર ખેચર ભખ. ૮
રગતાં ખાલ ખલકે રેણુ (ધરા) નદાં જલ નેં ઝર પૂર નવીન
આમખાં કીચડ માય અથાગ જગે ધર જખણુ જોગણુ જાગ. ૯

× × × ×

વચનીકા–ઝાઝુકી ઝાલા બને શરદાર બરદાલા
આંબા ઓર લેંબા અઠેલ ખગબંધ ખત્રીઆંશુ ખેલીઆ ખેલ
અજબેશ રામાણી સોતે પોશકાપાણી શીતલ સરૂપ ભેઆ ભુપ
જબ અગરેશ અકલ્લ ઉપાઇ સાંજકા છાપા દનકી લડાઇ
ડેરાડેરાં પ્રતિ સલંગા દહી ગ્રય ઓર ગ્રેહેણા શસ્ત્ર ઓર વસ્ત્ર
સા મચી જાગરી દઠ્ઠુ ભાંતિકા માર લગા
ધાએ પડધાએ ખેખરચી હોઅકેં ભગા
નર ઓર ઘોડા દલ રહીઆ થોડા
તાપ લગા તુરકાણુ મુકાઅ નહી માણુ
આંબાખાને ડાપણુ કીઆ વરસોડાસે સમરસી રાવલ તેડાવી લીઆ
કહુ જે અજબશધકા બાંધવરા કટક બીખાઅકે મેલ કરો
વે જવાબ સમશીને નવારાં કીઆં લડાઈ પેટકે જશ લીઆ

કવિત–સમરા રાવલ સોઅ મેલ કરવા ક્યામતો
તેડાવે તડતાણુ અજબ અગરા દલઅતો
ખૂટાડે ખરસાણુ ખાનસું મલીઆ આગે
મોઢબંધી મકુઆણુ અડગર્યો માણુ અતંગે
વીર સુર પાઆ બરદ અભે મરદ જ્યું આવીઆ
આંબે વ લેંબ અગરો અજબ માન સહીત મનાવીઆ
દોહા–ધ્રુ અમર મેરૂ ધરણુ, જોતાં રવી ચંદ જોડ
અજમદાઘ અગરા અડંગ કાયમ રો જગ કોડ ૧

ઇતિ શ્રી અજીત બરદ તનુ પરતાપ વીક(મ)શીરો કેહેલ છે.

વિષયાદિ–૨. આમાં નીચેના એક ઐતિહાસિક રણસંગ્રામનો વીરરસભર્યો પ્રસંગ વર્ણવેલો છે:–

કટોસણના મકવાણા કોળી ઠાકોર અજબ(અજીત)સિંહ અને અગરસિંહે ઈડરના રાવ પાસેથી ખંડણી ઉઘરાવવાના સબંધમાં રાધનપુરના બાબી કમાલખાને, જે તેમને મામા કહેતો તેણે, લડાઇ મચાવતાં મદદ કરી અને ઈડરના રાવને ઘોર રણસંગ્રામથી નમાવ્યો. છતાં બન્ને પક્ષો લડવાને આતુર હતા તેથી ખુનામરકી અટકાવવાને રાવે

સમરશી રાવલને 'નવાશાં' (નવાશણ) માટે વચ્ચે નાંખી સમાધાન કરાવ્યું, અને રાધનપુરના બાબીની પાસેથી રૂા. લાખ લેવા ઠરાવી અજબ અને અગરાને તેના 'બાંધર' (બાંહધર) કર્યા.

(પછીથી જણાયું છે તેમ બાબીએ એ નાણાં ન આપ્યાં અને અજબ તથા અગરાને જોડવાં પડયા)

૨ આ ગ્રંથ રાણુગારનો પદબંધ દુહા, મોતીદામ, ભુજંગી, નીશાણી, પદ્ધરી કવિત અને વચનિકાથી બાંધેલો છે. કુલ કડી નોંધેલી નથી પણ પ્રત્યેક છંદબંધના આંકડા માંડેલા છે, ગણત્રી કરતાં ૧૭૫ કડી જણાય છે

ભાષા મિશ્ર ચારણી છે, વર્ણન રસભર અને ધમકબંધ છે. સંવત ૧૮૦૩ ના દુકાળનું અને અજબે દુકાળીઆને કરેલી મદદનું વર્ણન, તેમ તેના વિભવ, ઉદારતા અને શૌર્યનું વર્ણન સારૂં કીધું છે. આમા મુખ્યત્વે વીરરસ વહે છે.

વિશેષ-૧ આ ગ્રન્થ દેવશારીણુના ચારણ વીકમશી સધારણુજીએ રચેલો છે.

એનો રચનસંવત તેમ આ પ્રસગ બન્યાનો સંવત આપેલો નથી પણ પ્રસંગાદિ જોતાં સં. ૧૮૦૫ માં મજકુર રણુસંગ્રામ મચ્યો હશે એમ સમજાય છે.

---

## અં. ૪૮-૨-ગ-કટોસણની ખ્યાત-ગુ. એ. ગદ્યપદ્ય-પૃ. ૧-૧૪

વિષયાદિ-સવત ૧૮૦૫ માં અંક ૪૮-૨-ખ વાળા ગ્રન્થમા થયલી લડાઈનું ગદ્યમાં વર્ણન વિસ્તારથી આપેલું છે અને કેટલીક હકીગત વધારે છે. ઉપરાંત મહુડીના ખાંટ અને સંધપરના ઠાકોર વચ્ચેની લડાઈનું ગીત, કડીના મલ્હારરાવ સાથે બરંદસધજીને થયેલી લડાઈનું ગીત, સંવત ૧૮૫૫ ની લડાઇમાં ઠાકોર રાહાજીના પરાક્રમોનું ગીત એ ત્રણ ગીતો આપેલાં છે અને છેવટે પનારના સાતમા ભાગવાળા ઠાકોરની વંશાવલિ આપેલી છે

---

## અં. ૪૮-૨-ઘ-મકવાણાની વંશાવલિ-પૃ. ૧-૮

વિષયાદિ-મહમદ બેગડાના વારામાં સંવત ૧૪૪૦ માં વટલેલા મકવાણા હરપાળના વંશના ફટાયા મકવાણા કોળી, જેઓ કટોસણમાં વસ્યા હતા તેમની ઠેઠ બ્રહ્માથી હરપાલ મકવાણા પર્યંતની અને તે પછી તેના વંશની પાટડી શાખાની અને તેમાથી કટોસણના ઠાકોર વંશની વંશાવલિ આપેલી છે. વચ્ચે હરપાલ મકવાણાની અને ખાનોજી મકવાણો કેવી રીતે વટલ્યા અને કટોસણનું મગણુ કેમ મેળવ્યું તેની હકીગત ગદ્યમાં આપેલી છે

સાથે એક છૂટા પાનામાં જીલ્લાનાં ગામો અને તેના ધણીની ટીપ ઉતારેલી છે.

---

## અં. ૪૮-૩-૬ તારંગા-અને ગઢવાડા-ગુ. ઐ. હ.-પૃ. ૧-૧૬

વિષયાદિ-આમાં નીચેની બાબતો સમાવેલી છેઃ-

ઈડરના રાવના કાગળો-આમાં ઈડરના ભંડારી ફોજમલ પાસેથી મળેલા ત્રણ કાગળો ઉતારેલા છેઃ-

પહેલામાં સંવત ૧૭૯૨ માં દક્ષિણીઓ જોડે લડવા માટે મેડતે જવાને રાવ વખતસંઘે દિવાન અમરસંઘને આપેલા શ્રા. ૧૦ દબરનો હુકમ ઉતારેલો છે.

બીજા પત્રમાં સં. ૧૭૯૪ માં દિવાન અમરસંઘને રાવ અભેસિંદે ગુજરાતમાં કરેલાં કામોની તારીફ કરી બદલામાં આપેલી સનદ ઉતારી છે.

ઉપર નોંધ છે કે "ઉપરની નકલોનો કાગળ જોધપુરથી અભેસિંહજીએ દીલીમાં પોતાના દીવાનજી અમરસિંહજી ઉપર લખેલો."

ત્રીજા પત્રમાં રાવ અજીતસિંદે સંવત ૧૭૭૭ માં પોતાના કારભારી ભંડારી ખેમરત ઉપર દિલ્હીમાં પત્ર લખેલો તેની નકલ ઉતારી છે. આ કાગળમાં આંકડા અને કાનામાત્ર છે અને તે હુકમ છે એમ લખેલું છે; એથી સમજાય છે કે રાવે કાંઈ સાંકેતિક હુકમ લખેલો હશે.

૨. વિસલનગરના દેરાનો લેખ-આ ચોપડીમાં સંવત ૧૬૪૨ના આષાઢ સુદ ૧૦ ને દિને પાદશાહ અકબરના પરવાનાથી હીરવિજય સૂરિ અને વિજયસેન સૂરિએ જૈન દેવલનો જીર્ણોદ્ધાર કરેલો તેનો લેખ છે.

આ લેખની નકલ પછી નીચે પ્રમાણે નોંધ કરેલી છેઃ-

"તારંગાજીના દેરામાં પેસતાં જમણી બાજુએં પદમાવતીની મુરતી છે ને ડાબી બાજુએ કોઈ છત્રપતીની મુરતી છે. એ મુરતી ગામ નેંદરડી આંહીથી ઉતરમાં ૬ ગાઉ ઉપર છે તાંહાં જુનુ દેવલ પડેલુ છે તાંહાંથી લાવીને બેસારી છે. તેનેં રામદે પીરની મુરતી કેહે છે. મારવાડમાં ગામ રણોજીનો રાજા રામદેજી તથા વીરમદેજી નામીચા થૈ ગયા છે તે મોટા પંથમાં હતા. તેથી લોકો એની મુરતી કેહે છે."

૩. અજિતનાથની મૂર્તિ-આ વિષે નીચે પ્રમાણે ખંડિત નોંધ કરેલી છેઃ "સં. ૧૪૭૯ બીજ......પં. गोंईदेन भार्या जायलदे......प्रमुखकुटुंबयुतेन श्रेयार्थं......सूरिभिः"

તે પછી લખેલું છે કે

"તારંગાજી દેવ શ્રી અજિતનાથની મુરતી પોલી હાથ ૬ ઉચી હાથ ૮ છે મોઢાનો કટકો છાતી હાથના કટકા અલાઉદીનેં કરેલા તે ચુનાથી સાંધેલા છે અશલ તો એક જ પથરની મુરતી હતી. સેવક કેહે છે કે જારેં અલાઉદીનેં મુરતી તોડી તારેં માંહેથી ભમરા નીસરીનેં કડવા લાગા એટલે મુસલમાનો નાસી ગયા."

૪. પદ્માવતીનો લેખ–આ વિષે નીચે પ્રમાણેની નોંધ ઉતારેલી છે:–

स्वस्ति श्रीविक्रमसमयात्( त ) १२८५ वर्षे फाल्गुन शुदि–रवौ श्रीमदणहिलपुर वास्तव्य प्रागव(ग्वा)टान्वय........देवी कुक्षीसंभूतेन श्री......महं......महं श्रीतेजः पालाग्रजन्म...दामात्य श्री वस्तुपालेन स्वात्म...

વિશેષ–ઉપલા લેખથી જણાય છે કે પદ્માવતીની સ્થાપના વસ્તુપાલે પોતે સંવત ૧૨૮૪ના ફાગણમાં કરી.

"તારંગામાં જોવાનું. ૧ આગલ નવા દેરામાં પ્રથવીનો નુકશો તથા નન્દીશ્વર દ્વીપનો નુકશો. પર ચોમુખ. ૨ એક દેરામાં સહસકુઠ તથા મહાવીર સ્વામીનું સમોસરણ, રાવણની મુરતી. ૨૪ તીરથંકરનાં ચીહ્ન ૩ દરવાજા આગ(ળ) કુંડ."

૫. તારંગાજીની હકીકત–તે પછી પાને ૧૩ મે બારોટ જેઠણ ગઢવાડાનો તેણે તારંગા પાસેના ટેંબાના ઠાકોરના કારભારી જેચંદના કહ્યાથી તારંગાની જે હકીગત ઉતરાવેલી તે લખી છે. તેમાં જણાવેલું છે કે,

"તારંગાના ડુંગરની નજીદીક ઉત્તર પશ્ચિમમાં અસલ તારાનગર હતું. તારંગા મહાતમ વડનગરમાં જતીએ વાંચું હતું તેમાં એ વાત છે. એ તારાનગરનો રાજા વેણી વછરાજ (ઈડરવાળો) હતો તેણે જ તારાનગર વસાવું હતું તારની તારણ દેવીની મુરતી છે. તારણ માતાથી ડાબી બાજુએ ધારણ માતાનું દેવલ છે. તે મુરતી પણ જુની છે તે દેવીને સાત દીકરીઓ છે...તારા નગરના કીલાનો પાયો એક મૈલ સુધી માલમ પડે છે. સં. ૧૯૭૬ ની સાલમાં...રેલ આવી તારે કોતરાં પડાં તારે જુની ઘંટી નીસરી તથા વાસણ થાલીઓ વગેરે સુના જેવાં નીસરાં હતાં. તહાં જુના કુંડ છે...... એ વેળા નીકળેલાં તાંબાનાં પત્રો મોજે મોરીઆના માધવીઆ ભાટ પાસે છે."

૬. ટીંબાના ઠાકોરની હકીગત–આમાં ઉપર જણાવેલા તારા નગરના પરા ટીંબાના ચહુઆણ રજપુત ઠાકોરની હકીગત (પા. ૧૫–૧૭) આપેલી છે. તે પછી

૭. ગઢવાડા અને ઉંબરીના ઠાકોરોની હકીગત અને વંશાવલિ (પા. ૧૭–૧૯) આપેલી છે.

૮. ગુજરાતી રાસમાળાનાં પ્રકરણો–ક. દલપતરામ ડાહ્યાભાઇ

સ્વ. ફાર્બસ સાહેબે ગુજરાતી ભાષામાં પોતાની ઇંગ્રેજી રાસમાળાના આધારે તેમ જ પોતે એકઠાં કરેલાં ગુજરાતના ઇતિહાસનાં મૂળ સાધનો (જે સઘળાંનો પ્રસ્તુત સવિસ્તર નામાવલિમાં સમાવેશ થયલો છે તે) ઉપરથી "ગુજરાતી રાસમાળા"નો એક ગ્રન્થ તૈયાર કરવાની સૂચના કવિ દલપતરામ ડાહ્યાભાઇને આપી હતી, (જુઓ અં. ૪૮–૧૧ ની પ્રસ્તાવનાનો ઉતારો) તે ઉપરથી તેમણે એ ગ્રન્થની જે અનુક્રમણિકા કરેલી છે તે અહીં આપેલી છે.

અહીં જણાવેલી "ગુજરાતી રાસમાળા" કવિ દલપતરામે લખી તૈયાર કરેલી છે; તે સંબંધી વિગત આદિ માટે જુઓ અં. ૪૮–૧૧.

અહીં તો પ્રથમ ઉમેદ્ધ રાસમાળાનાં બે પુસ્તકોની અનુક્રમણિકા ઉતારીને પછી લખ્યું છે કે.

"સાહેબને પુછવાનું:

૧ ગુજરાતી ગ્રંથ અને તેનું નામ શું પાડવું ૧ ગુજરાતની હદ વિશે સાદિલ સિંધુમાંથી લેવું કે નહીં? સાદા (અં. ૪૬-૧) ચોપડામાં પાને ૨૨૯ મે છે. ૨ જયસીખરી વિષે રત્નમાળા ગુજરાતી તરજુમા સુધાં છાપવી કે નહી ૩ વનરાજ તથા મુળરાજ ચાવડાની વાત કુંવરપાળ રાસામાંથી લેવી કે નહી ૪ કુમારપાળ પછી જગદેવ પરમારની વાત લખવી કે નહી ૫ જગદેવ પછી રાખેંગારની વાત લખવી કે નહી તુરીએ લખાણી તે પાને ૧૫૩ મે ૬ ઉપરની બાબતો વીશેની પ્રથીરાજ રાસામાંથી તા૦ દ્વયાશ્રયમાંથી કવિતા લેવી ને તે કીયે ઠેકાણે દાખલ કરવી. તે ગુજરાતી તરજુમા સાથે છાપવી કે નહી. ૭ અજેપાલ, બાલ મુળરાજ, બીજો ભીમદેવની વાત આમાંથી લેવી. ૮ વાઘેલાની વાત ચામડાના ચોપડાને પાને ૭ છે તે રાસમાળા સાથે મેળવવી. ૯ વસ્તુપાલ તેજપાલનો રાશ છાપવો તે સી રીતે. ૧૦ આબુ વીશે વાત આમાંથી લેવી. પ્રથ્વીરાજ રાસામાં પણ છે."

તે પછી આ જ બાબત વિષે, થોડાંક પાનાં કોરાં રાખી, એક અનુક્રમણિકા બીજી એક જૂની ચોપડીમાંથી લેવા યોગ્ય બાબતોની કરેલી છે તથા બીજા (અં. ૪૬-૧, અં. ૪૬-૨, અને અં. ૪૬-૩ વાળા) ચોપડાઓમાંથી લેવાની બાબતોની અનુક્રમણી કરેલી છે. તેની નોંધ માત્ર નીચે ઉતારી છે:-

"સિદ્ધરાજ જયસિંહનો કમઠાણો, કુમારપાલ, જગદેવ પરમાર, મુળીના પરમારો, કેસર મકવાણો, હરપાલ મકવાણો, ટોપીવાલાનું અને રૂદ્રમાલનું કવિત, ચાડીઆની વાત, સદુબાઇનો ગણ, ઝાલાવાડના રાજા, ગોહેલ, ચુમાલની હકીગત, રા. ખેંગારની વાત. વીરમગામના દેશાઈની વાત, વરસોડાના ઠાકોરની હકીકત, પનાર, માંડલ, દેરોલ, પોશીના, ધંધોલીઆ, વલાસણા, કુશકી, ચોખલા અને કટાણુ બારાના ઠાકોરોની હકીગત."

---

## અં. ૪૮-૩-અ-ખેરાલુ વગેરેની હકીગત-છૂટાં પાનાં ૬

વિષયાદિ-૧. ખેરાલુ વિષે એક પાનામાં "ખેર રજપુતની રાજધાની હતી" વગેરે જણાવી, ખેરાલુનું વર્ણન અને એક નાની દંતકથા ત્યાંની વાવ સંબંધી આપેલાં છે.

૨. બા(વૉ)કર મેજરનો રાસડો-ગામ કેરાલાને પાદરે મેજર બા(વૉ)કરે મોરનો શિકાર કર્યો ત્યારે વજેસંગ ઠાકોર મોરની વાહારે ચઢયા તેનો આ રાસડો છે; તેની કુલ કડી ૭ છે.

૩. **બોટાદની બ્રહ્મહત્યા**—આમાં નીચેની હકીગત આપેલી છેઃ—વળાના રાજા એભલવાળાના સમયમાં કંડોળીઆ બ્રાહ્મણો પોતાના જજમાન કપોળ વાણીઆ પાસેથી તેમની કન્યાઓનાં લગ્ન કરાવતી વેળાએ સોનું શેર ૧ દાપામાં લેતા હતા. તે નહીં આપી શકવાથી ઘણી કપોળ કન્યાઓ કુંવારી રહેવા લાગી, જેથી એભલવાળાને કપોળ વાણીઆઓએ ફર્યાદ કરી, એટલે તે રીવાજ અટકાવવા એભલવાળાએ તળાજામાં કપોળ વાણીઆની છોકરીઓ એકસામટે એક જ દહાડે પરણવરાવી અને ગોર બ્રાહ્મણોને વંડામાં પૂરી માર્યા. કહેવાય છે તેમ એ બ્રાહ્મણોના શાપથી તેનો વંશ ગયો.

આ હકીગત કંડોલપુરાણમાં છે, એમ અહીં જણાવેલું છે.

**નોંધ**—અં. ૪૬-૧-૫૩ માં જે કંડુલોપાખ્યાન આપેલું છે અને જેમાં કંડોલ નગરની સ્થાપના થયાનું જણાવેલું છે તેમાં આ કંડોલીઆ બ્રાહ્મણોની ઉત્પત્તિની માહિતી આપેલી છે.

૪. **દાદાકુંવરનો રાસડો**—આ, દાદાકુંવર એક (કદાચ ભંડારીઆનો હશે, અહીં કયાંનો ઠાકોર તે જણાવેલું નથી) ઠાકોરના નિમંત્રણથી દરીઓ પૂજવા ગયો ત્યારે નાનીબાએ છળથી તેને કામણ કરીને માર્યો તે પ્રસંગનો રાસડો છે. એ રાસડો ભંડારીઆની કોળણે ગાએલો છે.

૫. **એભલવાળાનો રાસડો**—એભલવાળાને લાઠીના રાણાએ મળવા બોલાવેલો તે પ્રસંગનો આ રાસડો છે. કડી ૧૦ છે.

૬. **ગામ નસુંદાની હકીગત**—અસલ નાગર બ્રાહ્મણોએ વસાવેલા આ ગામની જે હકીગત પટેલ માધવ બેચરે લખાવેલી તે આમાં ઉતારેલી છે. આ ગામમાં ઉંજેથી સિદ્ધરાજના વખતમાં કડવા કણબી આવી વસેલા છે. આ ગામ મુસલમાનોએ નાગરો પાસેથી રાધનપુરના બાબીઓના અમલમાં પડાવી લીધું હતું

આ સાથે નાગરોએ સ્થાપેલા ગોકુળપરાની પણ હકીગત આપેલી છે.

૭. **પુંજાજીનો રાસડો**—આ, પાલણપુરના સેનાપતિ પઠાણ જબદલ વિહારી સાથે ઈડરના રાવ પુંજાજીને લડાઈ થયલી તેનો રાસડો છે. કડી ૬ છે.

---

## અં. ૪૮-૪-૧-પાટણની હકીગત-ઐ. ગુ. હ.-લ. ઉદેપ્રભસૂરી-પૃ. ૧-૩૩

**વિષયાદિ**—આમાં નીચેનો પ્રસંગ વર્ણવ્યો છેઃ—રાજા કુમારપાલને ઘેબર ખાતાં તેમાંથી માંસનો સ્વાદ આવ્યો; પોતે જૈન હોવાથી માંસના સ્વાદવાળો પદાર્થ ખાધાથી લાગેલા પાપના નિવારણનો ઉપાય શ્રી હેમચંદ્રાચાર્યજીને પૂછ્યો. તેમણે તે બદલ દાંત પડાવવા કહ્યું, એટલે ભોળા રાજાએ લુહારને હથોડી સાથે બોલાવી દાંત પડાવવા તૈયારી કરી. ત્યારે તેમણે તેને તેમ કરવાને બદલે પાટણમાં બત્રીસ દાંતનું જૈન દેવલ પોતાની પોશાલ પાસે બંધાવવા કહ્યું. તેથી કુમારપાલે બાબરા ભૂતને સાધી પથરા ખડકાવ્યા તથા પુષ્કળ કારીગરો એકસામટા બોલાવ્યા, અને દેવલ તડામાર બંધાવવા માંડ્યું; કારણ કે બાબ-

શરે એવી બાંધણી તેની સાથે કરી હતી કે જે કાંઈ દિવસે તેણે આણેલા પથરા વગર વપરાયલા પડયા રહેશે તો હું નાસી જઈશ અને પથરા લાવવાનું કામ અટકી પડશે. થવા કાળ તે પથરા વપરાઈ શકયા નહીં અને આખરે બાબરો પોતાની પ્રતિજ્ઞામાં ફાવ્યો અને નાશી ગયો તેથી કામ અધુરૂં રહ્યું. અધુરામાં પૂરૂં એવું બન્યું કે આ જ સમય દરમ્યાન કર્ણાટકના એક દંડીઆ જોગીએ મુહૂર્તપ્રતિષ્ઠાને દિવસે ઘડીઆલ દગો કરીને ફેરવી અને અગ્નિ લગાડી દેરૂં ફાડયું. આથી હેમચન્દ્રાચાર્યને ચિત્તભ્રમ થયો. તેમણે આ સર્વનું કારણ પૂછવામાં આવતાં પોતાનું અને કુમારપાલનું મૃત્યુ પાસે આવ્યાનું કહ્યું. પછી એજ દંડીઆ જોગીએ ઝેરવાળું દુધ શિષ્ય દ્વારા પીવડાવ્યાથી હેમચન્દ્રાચાર્યજી મુઆ, અને દેરૂં સદાને માટે પડતર રહ્યું તથા તે પછીથી જૈન ધર્મ પણ ઘસાવા માંડયો.

વિશેષ-૧. આ હકીગત પાટણના પુનમીઆ ગચ્છના ઉદેપ્રભસુરીએ લખાવી છે, એવી નોંધ છે.

૨. અહીં જણાવેલા બાબરા ભૂતે કે પછી બીજાએ સિદ્ધરાજના સમયમાં તેમ જ કરણ વાઘેલાના સમયમાં પણ દેખા દીધી છે. તેથી સમજાય છે તેમ એવું ઉપનામ કદાચ અસાધારણ બલપરાક્રમવાળી વ્યક્તિને અપાતું હશે.

---

## અં. ૪-૪-૨-પદ્મનાભ કુંભારની વાત-ઐ. ગુ. હ.-પૃ. ૧-૨

વિષયાદિ-આમાં નીચેનો પ્રસંગ વર્ણવ્યો છે:-અકબરે ખાનખાનાનને તકસીર પડતાં મકે હજ કરવા મોકલ્યો. રસ્તે જતાં પાટણમાં તેણે તલાવ બંધાવા માડયું. તે વેળા માટી લઈ જનારાંઓમાંથી પદ્મનાભ કુંભારને માથે અદ્ધર ટોપલી રહેતી જોઈ. પછી તેના પ્રતાપથી ખાનખાનાનને પાડાનું દરદ મટયું. તેના બદલામાં ખાનખાનાને એ કુંભારને તુલસીકયારાની વાડી આપી.

વિશેષ-આ વાતની ઉપર લખેલું છે કે "ફારસી તવારીખમાંથી લખું છે."

---

## અં. ૪૮-૪-૩-લેખ આદિ નોંધો-પૃ. ૧-૬

વિષયાદિ-આમાં નીચેનાં લેખ આદિની નોંધો છે:

૧. રૂદ્રમાળાની પૂર્વની ચોકીના અગ્નિકોણના થંભના અક્ષરો લખ્યા છે અને બાજુમાં થંભનો ગોળ આકાર કાઢયો છે. એ અક્ષરો નીચે પ્રમાણે છે: "સંવતં ૧૩૦૬ વર્ષે ફાગણ વદ પંચમી બાવતર માપીતં."

૨. પછી દક્ષિણના રૂપચોકીના અક્ષરો લખ્યા છે: "શ્રી ચીતરતારણ દર્શન," પછી તેનો આકાર કાઢયો છે અને પછી લખ્યું છે કે "સં. ૧૯૮૪-વરખે ખતમસહા નરમદ લતફમાર."

૩ સિદ્ધપુરની મસીદના બારણા ઉપર લખેલા અક્ષર નીચે પ્રમાણે કવિતામાં છે:-

**સંવત સતર બાઢોતરે** ગુજરાતી રાજન, સાહબ **આલમી** અદલ કરી કીધુ આવાહાન

જાણી સાહબ આલમેં સકલ કામમાં સિદ્ધ સિદ્ધપુર અલીઅસકરી અદલી સાહબ કીધ.
તેણે આવાદાન કરી રાજ રાખ્યો લોક અદલ ઝઘડા ચુકવી ટાલ્યો સહુનો શોક
ઉજડ ધૂમ પડી હતી અનેં ચોરની વાટ અદલીએં અદલગંજ કરી ઘણાં કરાં ત્યાં હાટ
સિધપુર સાધૂ બલ કરે ટાલ્યો સહુ સંતાપ અદલી અદલગંજનો દિન દિન અધિક પ્રતાપ

**નોંધ**-આ સંવત ૧૭૧૨ માં ગુજરાતના હાકેમ આલમશાહે સિદ્ધપુરમાં મસ્જીદ બંધાવી અદલગંજ નામનું બજાર બંધાવ્યું તે સંબંધી લેખ છે.

૪ શ્રી હેમાચાર્યજીના શિષ્ય શ્રી તિલકગણિએ સંસ્કૃતમાં રચેલી દ્વયાશ્રયવૃત્તિના અંત ભાગમાંથી શ્રી હેમાચાર્યજીની પ્રશસ્તિ સંબંધી શ્લોક (અં. ૧૩) તથા તે ગ્રંથની ઇતિશ્રી ટાંકેલી છે.

૫ સિદ્ધપુરના રૂદ્રમાલની પૂર્વ દિશાની ચોકીના ઈશાન કોણના થંભના અક્ષરો ઉતારેલા છે. એમાં શિલ્પિઓની નામાવલિ છે.

## અં. ૪૮-૪-૪-વામૈઆના પરમારો-લ. પટેલ વાલજી રઘાજી-પૃ. ૧-૩.

**વિષયાદિ**-આમાં માળવામાંથી સિદ્ધરાજના સમયમાં પાટણ આવી વસેલા પરમાર ઠાકરડાની હકીગત આપેલી છે તેમાં જણાવેલું છે કે સિદ્ધરાજે તેમના મૂળ પુરૂષ ગોવિંદદાસ અને માધવદાસને ચાકરીના બદલામાં ૮૪ ગામનો પટો આપ્યો અને વામૈયું તેનું પાટ ગામ થયું. તે દેવતાઈ જગ્યા હોવાથી તે જ સ્થળે 'રૂદ્રમાળ સિદ્ધરાજે બંધાવ્યો. પછી અલાઉદ્દીન ખુનીએ આ ઠાકરડાઓને વટલાવ્યા અને ૧૨ ગામ વામૈઆ વગેરે આપ્યાં, અને તેઓ કોળી થયા. વામૈઆના ઠાકરો પોતાનાં મડદાં દાટે છે. બાકી બીજો હિન્દુ ધર્મ પાળે છે. તેમનાં દેવદેવી હિન્દુઓનાં છે, અને પુત્ર આવતાં માતાને ભોગ આપે છે.

**ચહુઆણ ઠાકરડા**-આની પછી કાકોશી ગામના ચહુઆણ ઠાકોરોની અધુરી હકીગત આપેલી છે; એમાં માત્ર તેમની કન્યા કોને દેવાય છે અને કોની કન્યા લેવાય છે, એટલું જણાવેલું છે.

## અં. ૪૮-૪-૫-વડનગરની હકીગત.

**વિષયાદિ**-આમાં ગુજરાતના કવિ વલ્લભદાસે બનાવેલા નરસિંહ મેહેતાના પુત્ર શામળદાસના વિવાહમાંથી વડનગર ક્યારે ક્યારે ભાગ્યું તેની અને ત્યાંના નાગરો પાટણ અને જુનાગઢ ક્યારે ગયા તેનીયે પ્રમાણે જણાવેલું છે: પ્રથમ સં. ૪૨૪માં યવનો સામે નાગરો હથીઆર બાંધી લડયા. લડનારા ક્ષત્રી નાગર ગણાયા અને બાકીના બ્રાહ્મણ ગણાયા, તેમનાં ઘર અનુક્રમે ૫૦૦૦ અને ૧૩,૦૦૦ રહ્યાં. સંવત ૧૨૭૨ માં કાર્તિક સુદ ૧૫ ને દિને ગોરીશાએ વડનગર લૂંટયું અને નાગરો ત્યાંથી નાઠા. તે પછી કેટલેક સમયે જુનાગઢના ધણીના સન્માનથી ત્યાં ૨૦૦૦ ઘર ગયાં, ઈડરમાં ૧૦૦૦ અને પાટણમાં ૫૦૦૦ ગયાં, છતાં વડનગરમાં ૫૭૦૦ રહ્યાં.

## અં. ૪૮-૪-૬-કડવા કણબી-લ. પટેલ બેચર રઘા-પૃ. ૧-૪.

વિષયાદિ-આમા નીચેની બાબતો આપેલી છે-ઉંઝામા વસેલા કડવા કણબી ઓની ઉત્પત્તિ, ઉમિઆ દેવીના દ્વાદશવાર્ષિક વચન પ્રમાણે કન્યાઓ પરણાવવાનો રીવાજ, (સિદ્ધરાજનો પિતા કરણ તેની વહુ) મીનલદેવીનો ઉંઝાના પટેલ ટીમાલને ત્યા સમુદ્રદેવથી જન્મ થયાની અને તેને શાળ કરાર વેરે પટેલ માલે પરણાવ્યાની હકીકત, મુસલમાની અમલમા પટેલોની સ્થિતિ, અને સવત ૧૮ ૭ ના ઉંઝા ગામની વસ્તીની નોંધ, ઉંઝાનું વર્ણન તથા ગજરાતના કણબીઓની જાતો

નોંધ-અ ૪૮-૪ ની ઉપર આપેલી ૬ બાબતો એક જ ચોપડીમા હતાી છે અને સ્વ ફાર્બસ સાહેબે પોતે તે લેયાની નોંધ મુખપૃષ્ઠ ઉપર કરી છે

---

## અં. ૪૮-૪-૭-પાટણની હકીગત આદિ-ઐ. ગુ. પ્ર.-૧-૧૨

વિષયાદિ-આમા નીચેની બાબતોના ટાચણો કરેલાં છે-

૧ પાટણથી ૬ ગાઉ ઉપરના ઢિંસોર ગામની ગોત્રજ માતાનુ દેરુ ત્યાંથી અઢી ગાઉ ઉપરના ખોલવડનું 'બસ કર તલાવ, (અલાઉદ્દીન ખુનીએ અહિ હિન્દુઓને મારા વાની લડાઈ 'બસ' શબ્દ ઉચ્ચારી બધ કરાવી એથી એ જગ્યાના તલાવનું નામ 'બસકર પડ્યુ) ખોલવડ અને જગમા ઓડણ

૨ પુનમીઆ ગચ્છનો ઢઢેરવાડો

૩ પાટણના ઘઘવી વાડાના ભડારોમાના કેટલાક પુસ્તકોની નોધ

૪ સવત ૧૮૮૭ નું પાટણનું વસતિપત્રક, તેના બાર દરવાજા અને શકર સ્વામીના ચાર દેવલોની નોધ

૫ સવત ૮૦૨ મા પાટણની સ્થાપનાની નોધ

૬ પાટણમાથી જોઈ લેવા જેવી જગ્યાઓની નોધ

૭ સવત ૧૬૦૨ ના પાર્શ્વનાથના લેખની નોધ

૮ વનરાજની મૂર્તિ હેઠળના અક્ષર સ ૮૫૨ ના, અને સ ૧૫૨૪ ના (મહમદ પાદશાહ અને પીરોજશાહ પાદશાહના નામના ઉલ્લેખ), અને મૂર્તિનું વર્ણન

૯ વનરાજની મૂર્તિવાળા દેરામાની જમણી બાજુના પથ્થર પરની મૂર્તિઓ નીચેના અક્ષર સ ૧૪૩૦ ના

૧૦ જમણી બાજુના ગોખલાની મૂર્તિ હેઠળના સ ૧૪૫૨ ના લેખની નોધ

૧૧ સિંધવાઈ વાવના (સ ૧૮૦૭ તથા ૧૮૧૦) ના બે લેખો અને વાવનું વર્ણન અને બીજી ટુકી નોધ અને

૧૦ કુમારપાળની ઉદેપુરની શીશોદણીજી રાણી અને શ્રી હેમાચાર્યની વાત તથા તેને અંગે કુમારપાળના વચનભગથી બાટોના (૭૦૦+૮૪ પછીના) ૭૮૪ ચિતા ઓના ઉમેરાની વાત

નોંધ-આ એક છટા ફટા પાના સાધીને એક જુદી ચોપડી બાંધેલી છે

---

## અં. ૪૮-૪-૮-વિસરોડા અને મોઢેરા-ઐ. ગુ. હ.-પૃ. ૧-૬

વિષયાદિ-પહેલાં ચાર છૂટાં પાનામાં માત્ર એક જ પૃષ્ઠ ઉપર, વિસલનગરના પ્રાચીન વિસરોડા ગામની અને વિસરોડીઆ કણબીઓની હકીગત આપેલી છે; તે પછી કટોસણના મકવાણા કોળી ઠાકોર અગરાજીએ ભટોડાના કાનાજીની મદદથી લડાઈ લડી વિસરોડા કબજ કર્યાનો પ્રસંગ વર્ણવી, અગરાજીના વંશજ રાઢાજીના વંશજોની સંવત ૧૮૯૬ સુધીની ઇમેજી અમલ પર્યંતની હકીગત ટુંકમાં આપેલી છે, અને છેવટે ત્યાંના રાજગઢ અને વિશ્વનાથ મહાદેવની હકીગત નોંધેલી છે

બીજાં બે છૂટાં પાનાંમાં મોઢેરાની પંચતીર્થીનાં તીર્થોનાં નામ અને મોઢેરા પાસેના શીહોરના ખોદકામમાંથી સોનું નીકળ્યાની અને સરકારે એ ભાગ કબજ કર્યાની નોંધ ઉતારેલી છે.

---

## અં. ૪૮-૫-વળાની હકીકત પૃ. ૧-૫

વિષયાદિ-આમાં (ભલવાળાના) વળા ગામની અને તેના આસપાસના પ્રદેશની હકીગત, વળાનું વસ્તીપત્રક અને દેવસ્થાનોની ટીપ આપેલી છે;-તથા સં. ૧૮૯૭ માં વળામાં ભીડભંજન મહાદેવ દોલતશંકરજીની યાદગીરીમાં સ્થાપ્યાનો લેખ ઉતારેલો છે.

---

## અં. ૪૮-૬ જેઠવાઓની વંશાવલિ-પૃ. ૧-૮.

વિષયાદિ-આમાં જેઠવા રજપૂતોની વંશાવલિ આપેલી છે. આરંભમાં લખેલું છે કે

"આદિ જેઠવા રજપૂતની ઉતપતિ. ગૌતમ રૂશીની દીકરી નામે અંજની તેહને શ્રી શંકરનો ગર્ભ રહ્યો તેહેમાંથી હનુમાન ઉત્પન્ન થયા તે હનુમાનજીનો ગર્ભ ઇન્દ્રજીતની દીકરીને રહ્યો તેહેના પૂત્ર મકર્ધ્વજ તે મકર્ધ્વજને શ્રી રામચંદ્રજીએ ત્રેતાયુગ વર્ષે વ્યાસીએ રાજશ્રીનગરનું (આપ્યું) ગામ ૭૨૦૦ તેહેનાં સીમાડા મોરબીથી ઉગમણો જેઠવો ડુંગર તા. આંબકરણ લગે તા. સાંમી નદી તા. ઓશમનો ડુંગર તા. મેવા ડુંગર સુધી રાજશ્રીનગર તથા બિજુ રાજ."

"મકર્ધ્વજ"થી ૧૮ મા "ઇન્દ્રજીત કુમાર" સુધીની નોંધ કરીને લખ્યું છે કે

"મોરબીના ૨ કાયમ ત્રેતાયુગમાં રાજેશ્રી નગર તા૦ મોરબી રાજ્ય ૨ આબાદ તા. ભોભલી તા. ઘુમલીસલ કુમારે વારી ત્રેતાયુગ ઉતરતાં ને દ્વાપરયુગ બેસતાં કાયમ ત. પ્રે. પાટણ ઢાંક ગંગ કુમાર જેઠવાએ વાશી"

તે પછી ૧૯ મા શલકુમાર જેઠવાથી, ૧૭૯ મા કરોજીની નોંધ ખાનાંવાર કરેલી છે વળી ૧૫૨ મા મહારાણા નાગજીના વખતમાં દિલ્હીના પાદશાના સુબા સુલતાન ગોરીએ મોરબી લીધાની, ૧૫૫ મા શ્રી સાંગણજીના વારામાં જેઠવા ગોસાઈ જેવા થઇ ગયાની, અને તે પછીના કેટલાક રાજાઓનાં ગામની નોંધો છૂટક છૂટક કરેલી છે.

---

## અં. ૪૮-૭-માલપુરનો ઇતિહાસ-(લિ. સં. ૧૯૫૨)-પૃ. ૧-૨.

વિષયાદિ-આમાં નીચેની બાબત મુખ્યત્વે લખેલી છેઃ-ઈડરના રાવના મૂળ પુરુષ સોનકજી શીઆજીની દશમી પેઢીના ફટાયા શિવસંધજી કાનકજી એ સં. ૧૪૦૦ માં મક્ર આવ્યા; તેની ત્રીજી પેઢીના વંશજ ગોપાળદાસે અને તેના પુત્ર વાઘસંઘજીએ મોડાસા વસાવ્યું; ચારણને મંડીલ પહેરી કોઈને માથું ન નમાવવાની શરતે વાઘસંઘજીએ તેને પોતાનું મંડીલ દાનમાં દીધું; તે પહેરી ચારણ ઈડરના રાવ પાસે ગયો અને મંડીલ ઉતારી સલામ કીધાથી વાઘસંઘજીને નમાવાની પ્રતિજ્ઞા રાવે કરી અને લડાઈ લડી વાઘસંઘજીને માર્યો; વાઘસંઘજીના પુત્ર ગોવિંદસંઘે માલપુરના નાગર બ્રાહ્મણોની દીકરીને બલાત્કારે પરણવા માગતા કોળી ઠાકોરને મારી સં. ૧૫૨૨ માં માલપુર કબજે કીધું; અમદાવાદના સુબાના સાહેબજાદાએ સં. ૧૫૨૩ માં તેનો મોડાસાનો પટો પડાવી લીધો, ત્યારે લુંટફાટ કરી અને ગોવિંદસંઘજીએ મોડાસાનો કેટલોક ભાગ અને એ પટા ઉપરના લાગા મેળવ્યા; માલપર પટાનાં ૧૪૦ ગામની નોંધ; સ. ૧૫૬૨ માં માલપરનો કિલ્લો ખાઈ સમેત ગોવિંદસંઘે બનાવ્યો; સ. ૧૮૧૯ માં પેશ્વા સામે ઈડરના શિવરાયને અભેસંઘે ૧૩ મહીના સુધી મદદ આપી; સ. ૧૮૨૯ માં ગાયકવાડે રાવલ ઉદ્રસંઘના વખતમાં માલપુર લુંટયું, અને ચોથ તથા ઘાસદાણાનો લાગો ઠરાવ્યો; મોહનપુરવાળા સાથે જાલમસંઘે કન્યા માટે કજીયો કર્યો. સંવત ૧૮૯૦ માં માલપુર પટાનાં ગામની તેના ફટાયાઓનાં ગામની અને માલપુરના ઉપજ ખર્ચની તથા એ પટા ઉપર લેવાતા ખીચડીવેરા અને ઘાસદાણાના વેરાની વિગત.

વિશેષ-આ ઉપરાંત આ સાથે ૩ છૂટાં કાગળીઆં છે; તેમાંના એકમાં અં. ૪૭-૭ માં આપેલી અને નહીં આપેલી એવી કેટલીક વિગતો નાથુરામ આણંદરામ પારેખે ઉતારી લીધેલી છે.

૨ બીજામાં માલપુરની હકીગત સાદરા મુકામથી સ્વ. ફાર્બસ સાહેબના હુકમથી સદાશિવ પંતે મંગાવ્યાનો અને તેમાં કઈ કઈ બાબતો લખી મોકલવી તેની સૂચના કર્યાનો કાગળ છે.

૩ જામાં માલપુરની વંશાવલિનો કાગળ છે. તેમાં વંશાવલિ ઉપરાંત માલપુરના ઠાકોરના ભાયાતોનાં કુટુંબો(ઘરાં)ની વિગત છે.

અં. ૪૮-૭ વાળી ચોપડીને છેલ્લે પાને મહારાવલ શ્રી ખુમાણસંઘજી તખતસંઘજીની સહી કરી કારભારી ગોવિંદ દયાળે દસ્કત કર્યા છે. ૩ જા નંબરવાળી વંશાવલિમાં પણ એ જ પ્રમાણે ગોવિંદના દસ્કત છે.

---

## અં. ૪૮-૮-વંશાવલિઓ આદિ-ઐ. ગુ. પ્ર.-પૃ. ૧-૫૬.

વિષયાદિ-આમાં નીચેની બાબતો સમજાવેલી છે-

૧ વાઘેલ ગામ વાઘેલા લુણાજીએ વસાવ્યાની હકીગત, વસ્તીપત્રક આદિ (પા. ૧-૨).

૨ મુંજપુર મુંજે સં. ૧૩૦૨ માં વસાવ્યું તેનું કવિત્ત, મુંજપુરનું વસ્તીપત્રક, અને લોટેશ્વર મહાદેવની વાત, ફતેહખાન મહમદખાનના સં. ૧૬૮૯ ના. પાળીઆની નોંધ; રાવલ વચ્છરાજ પાછળ સતી થયલી બાઈ ગંગાના સં. ૧૬૯૬ ના પાળીયાની નોંધ.

---

**૩ ચાવડા વંશની વંશાવલિ**–આ વંશાવલિમાં સામાન્ય રીતે હોય છે તેમ કેવલ ક્રમાનુસારી અને ફાંટાસર નામગણના આપેલી નથી, પણ સાથે સાથે કેટલાક રાજાઓ સંબંધી, ભાટચારણની દંતકથામાં જળવાઈ રહેલી અને નોંધવા જોગ હકીકત પણ આપેલી છે. આમાં નીચેની બાબતો સમાવેલી છેઃ–

૧ ગંભાવટીના ગર્ધવસેનથી ઉત્પન્ન થયલા પરમારવંશી વિક્રમાજિતથી આરંભી ૧૪ મા ભોજ પર્યંતની વંશાવલિ–(માત્ર મુંજે મુંજપુર વસાવ્યાનો અને ભોજે ૭૭ા વર્ષ રાજ કર્યાનો અને જગતભાણ શીશોદીઆની દીકરી જીવાંદે સાથે પરણ્યાનો તથા તેનાથી ઉદેકરણ અને રાય જન્મ્યાનો ઉલ્લેખ કરેલો છે.)

૨ ૧૫ મા ચાચ (વ? પ?) રાજાથી ૩૬ મા ગુર્જર રાજા વનરાજ પર્યંતની વંશાવલિ–(ચાચ રાજા ચામુંડા દેવીનો ઉપાસક હોવાનો, પૂર્વમાં તેને. **ચાહટગઢનું** રાજ્ય મળ્યાનો અને તેનાથી **ચાવડા** વંશની શાખા ચાલ્યાનો ઉલ્લેખ કરેલો છે; સાથે સાથે ૧૬ મા ચતુરભુજથી ૩૫ મા પરશરામ પર્યંતના રાજા કીયા કીયા રાજકુલની દીકરી (પટરાણી) પરણ્યા હતા, તથા તેમનો મુખ્ય ગઢ કીયો કીયો હતો તે જણાવેલું છે; તથા કોઈ કોઈના સમયની જાણવાજોગ એકાદ હકીકત નોંધેલી છે–જેવી કે ૧૮ મા હસ્તસેને મુલતાનના પાદશાહની ફોજ પાછી વાળી; ૨૧ મો બાગરાજ ચાહડગઢ છોડી જયપુર પાસે સેનગઢ આવ્યો; ૨૫ મો મહીપાલ સેનગઢ છોડી આબુગઢ આવ્યો; ૨૯ મો જેતસી આબુગઢ છોડી ગાજણ ગઢ (મારવાડ) આવ્યો; ૩૧ મો ભીમદેવ ગાજણો ગઢ છોડી ભિન્નમાલ આવ્યો; ૩૫ મો **પરશરામ** ચીતોડના શીશોદીઆ રાણા કરણજીની દીકરી ઉદેકુંવરબા સાથે પરણ્યો, છાડા રાઠોડે ખેડગઢથી આવી તેને માર્યો અને ભિન્નમાલ પડાવ્યું, તેની રાણી **આંબેરના** કછવાહા **માનસિંહની** દીકરી **જશકુંવરબા** ગર્ભવંતી હતી તે નાશી **ગુજરાતના જંગલમાં** આવી, ત્યાં **વનરાજ** પુત્ર થયો)

૩ ૩૬ મા–૧ લા **વનરાજથી** ૯ મા ભોઅણદેજી (ભુવનદેવ) પર્યંતની **ગુજરાતના રાજાઓની** વંશાવલિ–(વનરાજ વિષે એટલો ઉલ્લેખ કરેલો છે કે "મામાની મદતથી કેટલોક મુલક ઘેર કરો અને **અણહલ** રબારીના નામથી **અણહલવાડ પાટણ** વસાવું, ને ૭૦ હજાર ગુજરાત હાથ કરી, સંવત ૮૦૨ માં સેહેર વસાવું વરસ ૧૦ રાજ કરૂ." ૨ જાથી ૮ મા રાજાઓની મા અને સંતતિનો માત્ર ઉલ્લેખ કરેલો છે. ૮ મા આકડદેનો છોકરો ધનરાજ માળવામાં, રહ્યો તેનું મોટું રાજ્ય ત્યાં હોવાનું અને પાદશાહ **ગોરી હસને** માળવાનો પટો તેને આપ્યાનું જણાવેલું છે. ૯ મા ભોઅણદેને તેના ભાણેજ, દુરટોડાના રાજવંશી રાજના પુત્ર **મૂલરાજે** ગાદી ઉપરથી ઉઠાડી સોલંકી રાજવંશ સ્થાપ્યો તેની હકીગત ટુંકમાં આપેલી છે)

૪ ૧૦ મા ભોઅણદેના ભાઈ અભેરાજજીના પુત્ર, એહવનદેજીથી ૨૩ મા મોકળશી પર્યંતની વંશાવલિ–(માત્ર દરેકની માતા સંબંધી ઉલ્લેખ કરેલો છે.)

૫ ૨૪ મા પુંજાજીના પરાક્રમની હકીગત (પાના ૮-૧૧)-(પુંજાજીએ ગોરમટ છોડી અમદાવાદના પાદશાહની મદદથી ડાભલ પરા મેળવ્યાનો, અને પછી ગેસાણાના ૨૭૫ ગામ મેળવ્યાનો ઉલ્લેખ છે, સાથે ત્રણ દોહા આપેલા છે)

૬ ૨૫ મા પાતલજીથી ૪૪ મા ફીરોઝસિહ પર્યંતની વશાવલિ-(દરેકની માતા કયાંની રાજકુમારી હતી તથા તેને કેટલી પુત્રસતતિ હતી અને રાજ્યપ્રદેશ કેટલો બદલાયો તેના ઉલ્લેખ કરેલા છે, અને કોઈક કોઈકના એકાદ બે દુહા આપેલા છે)

૭ ૨૨ મા કલોજી(વરસોડાનું રાજ્ય સ્થાપનાર)થી ૪૧ મા તેજલજી પર્યંતની વશાવલિ

૮ ૨૭ મા ગરીબદાસ(માણકપુરવાળા)થી ૩૨ મા હાજીભાઈ પર્યંતની વશાવલિ

૯ ૨૫ મા નારણદાસજી (ફેરીડાવાળા)થી ૩૧ મા હેમતસિંહજી પર્યંતની વશાવલિ

૧૦ ૨૮ મા સામતસિંહજી(અબાસણવાળા)થી (સ ૧૫૯૩) ૪૫ મા ભીમસિંહ પર્યંતની માણસાના રાજાઓની વશાવલિ (સાથે સાથે ૪૦ મા પરબતસિંહે સ ૧૮૪૧ ના દુકાળમાં ગરીબોને મદદ કર્યાનું ગીત આપેલુ છે)

૧૧ માણસાના ફટાયાની બે વશાવલિઓ

વિશેષ-૧ ઐતિહાસિક દષ્ટિથી આમા આપેલી ચાવડા વશની અને વાઘેલાઓની વશાવલિ કઈક સૂક્ષ્મતાથી તપાસવા જેવી છે, કારણ કે તેમાં કેટલેક મહત્વનો ફેર હોવાનું સમજાય છે દાખલા તરીકે ગુજરાતના ચાવડા વશીઓમાનો જયશિખર (વનરાજનો બાપ) ગુજરાતના પચાસરની ગાદીએ હોવાની અને સોલકી ભુવડને હાથે મરાયાની કથા ગુજરાતના ઇતિહાસમા પ્રચલિત છે, ત્યારે અહીં વનરાજનો બાપ પરશુરામ ભિન્નમાલમા રાજ્ય કરતો હતો તેને છાડા રાઠોડે મારી ભિન્નમાલ પડાવ્યાથી વનરાજની મા ગુજરાતના જગલમાં આવી સતાઈ, વનરાજ ત્યા જન્મ્યો અને તેના મામાની મદદથી ૭૦ હજાર ગામવાળી ગુજરાત મેળવી એમ જણાવેલુ છે

૨ વળી બીજી બાબત એ છે કે ગુર્જરો પજાબના ગુજરાતથી સીધાસટ ગુજરાતમાં આવ્યાની કથા પ્રચલિત છે, ત્યારે આમા ચાવડાઓ જેઓ વનરાજથી ગુજરાતના ધણીરણી થયેલા પ્રસિદ્ધ છે તેઓ ચાદટગઢથી જયપુર પાસે સેનગઢમાં, સેનગઢથી આબુગઢમાં, આબુગઢથી મારવાડમા ગાજણગઢ અને ત્યાથી ભિન્નમાલમા આવી વસ્યાનું અને છાડા રાઠોડને હાથે પરશુરામ મરાતા વનરાજે ગુજરાત મેળવ્યાનું જણાવેલુ છે

---

૪ મહારાજા અજિતસિંહ(જોધપુર)ના દહનનુ અને સાથે ૮૪ માણસ બળી ગયા તેનું ગીત

૫ વનરાજનું દાનગીત-વનરાજે સેજપાલ બારોટને ક્રોડ પસાયઆપ્યો તેનું ગીત

૬ નવકોટી મારવાડનું ગીત

૭ ચાવડાનું કવિત્ત

૮ રોહતાના રાઠોડ-એમા નીચેની હકીગત છે સૂર્યવશી યુવનાશ્વથી ઉત્પન્ન થયેલા (માંધાતા રાજાને ગર્ભ રહ્યો અને તેની રાઠ-પડખુ-ફાડીને અવતર્યો) રાઠોડ રાજાઓના મૂળ પુરુષ કનોહોચદે (?) કનોજ વસા યું તેના ૧૩ મા વરાજ શીઓજી મારવાડ

આવ્યા અને કેરાકોટમાં ગાદી સ્થાપી, શીઆજીથી ૧૨ મા જોધાજીએ સં. ૧૫૧૫ માં જોધપુર વસાવ્યું; ૨૨ મા અભેરાંઘે અમદાવાદના નવાબ સરબુલંદખાનને માર્યો અને ઈડરનું રાજ્ય કાયમ કર્યું.

**નોંધ**-વિશેષ હકીકત માટે જુઓ આજ અંકના ૪૯-૧૭-૧ માં રાઠોડ વંશની વંશાવલિનું પુસ્તક.

૯ **પેથાપુરની વંશાવલિ**-ભવાનરાયથી ૩૪ મા ધવલદે પર્યંતની વંશાવલિ-સાથે ૧૫ મા વીરમદેજી અમદાવાદના પાદશાહ સાથેના સંગ્રામમાં મરણ પામ્યા અને તેના પુત્ર જેચંદજીએ પાદશાહની બેગમોની વિધિથી સંવત ૧૫૮૪ માં પેથાપુરનો પ્રદેશ મેળવ્યાનો ઉલ્લેખ છે; પેથાપુર નામ શાથી પડ્યું તેની હકીગત આપેલી છે; ૩૧ મા કરણ વાઘેલાને સં. ૧૨૯૬ માં દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીએ માર્યાની અને તેના વંશજ સારંગદેવ અને વરસંગદેવે તેની પાસેથી કલોલ અને સાણંદના પટા મેળવ્યાની હકીગત આપેલી છે.

તે પછી ૨૮ મા-૧ લા આજડદેજીથી ૩૦ મા મુલીજી (લીંબોદરાવાળા) પર્યંતની વંશાવલિ આપેલી છે.

**વિશેષ**-આ સાથે વચમાં સાણંદના રાજ્ય સંબંધી માહિતીનો મૂળ પત્ર રા. હરગોવિંદ બાઈશંકરનો સને ૧૮૬૬ ના જાન્યુઆરીનો ચોટાડેલો છે.

---

## અં. ૪૮-૯-૧-ભાવનગરનો ઇતિહાસ-ગુ. ઐ. હ.-(સને ૧૮૫૧-૫૨) પૃ. ૧-૩૮.

**વિષયાદિ**-આમાં સંવત ૧૧૩૨ માં ખેડગઢથી સેજકજી જુનાગઢ તાબાના શાહપુર ગામે આવ્યા ત્યારથી રાજા ભાવસિંહજી પર્યંતના ભાવનગરના ગોહિલ રાજાઓની મુખ્તેસર હકીગત અં ૪૬-૧-૪૯, અં. ૪૬-૧-૧, અં ૪૬-૧-૫૫, અને અં ૪૬-૩-૮ વાળી બાબતો ઉપરથી તારવીને લખેલી છે.

**વિશેષ**-મુખપૃષ્ઠ ઉપર નીચેની નોંધ છે.-"Manuscript of legends and traditions relating to Wale, Gobils &c. written down in 1851-52 from the note-book of Pathoba Gadavi of Seehore and others."

---

## અં. ૪૮-૯-૨-રાણપુરની હકીગત-ગુ. ઐ. હ.-(સં. ૧૮૫૧-૫૨)-પૃ. ૩૯-૪૭.

**વિષયાદિ**-આમાં મલેક આલમભાઈ તથા મલેક રૂસ્તમભાઈ પાસેથી સાંભળેલી નીચેની હકીગત લખેલી છે.-

મહમદ બેગડાએ પરમાર હાલોજીને વટલાવી મુસલમાન બનાવી રાણપુરનું રાજ્ય સોંપ્યું તેની હકીગત; રાણપુરના અસલ ગોહિલ રાણા રાણજીને પાદશાહના સેનાપતિ

આજમખાને માર્યાની હકીકત; અને રાણજીને મારણી રાજબાઈએ પાદશાહ સામેન ચપડામાં આપેલી મદદની હકીકત, રાણપુર પ્રદેશનું વર્ણન; વચ્ચે ૪૧–૪૩ પાનાં કોરાં છે; અને પરમાર હાલાજીને મહમદ બેગડે વટલાવ્યાનું કારણ.

---

## અં. ૪૮–૯–૩–ધોળકા–વૈરાટનગરનું વર્ણન–પૃ. ૧–૬.

વિષયાદિ–આમાં (અલગ બાંધેલાં ૭ પાનાંમાં) બારોટ ભગવાન પાસેથી સાંભળેલી ધવલસિંહ વાઘેલે પ્રાચીન "વૈરાટ" નગરને સ્થળે ધોળકું વસાવ્યાની હકીકત આપેલી અને સં. ૧૭૮૦ માં બધાયલી સિદ્ધનાથની વાવનો લેખ ઉતારેલો છે.

---

## અં. ૪૮–૯–૪–શિહોરનું વર્ણન–ઐ. ગુ. હ.–પૃ. ૫૧–૬૨, ૭૧

વિષયાદિ–આમાં ભાવનગર તાબાના, અને એક વખતના મુખ્ય રાજ્યનગર શિહોર નગરનું વર્ણન, તેની ગૌતમ ઋષિના સમયથી પ્રાચીનતાની હકીકત, અહલ્યા અને ઇન્દ્રના વ્યભિચારનો પ્રસંગ, સંવત ૧૬૭૬માં ધુનાજી મરાયા તેની હકીકત અને પાળીઆઓની નોંધ, લોમા ખુમાણને જામે માર્યાની હકીકત, અને જામના દુહા, એટલી બાબતો લખેલી છે વળી ૭૧ મે પાને રાણપુરના ઔદિચ્ય બ્રાહ્મણોના એક મુખ્ય તડવી અને એ પ્રદેશના ધણીરણી થઈ પડેલા જાનીના કજીયાની હકીકત ઉતારેલી છે.

---

## અં. ૪૮–૯–૫–એભલવાળાની વાત–ગુ. ઐ. વા–પૃ. ૬૩–૭૦

વિષયાદિ–વળાના એભલવાળાએ વળાનમાં રાજ્ય વસાવ્યાની વાર્તા આપેલી છે. આ વાર્તાના અન્ય રૂપાંતર માટે અં. ૪૬–૧ વાળો ચોપડો જોવો.

---

## અં. ૪૮–૧૦–૧–હમીરની વાત–ગુ. ઐ. હ.–પૃ. ૧–૩

વિષયાદિ–આમાં મહમદ ગીજનીએ પ્રભાસપાટણનું સોમનાથનું દેવલ તોડ્યું ત્યારે લાઠીના ગોહેલ હમીરે તેની સામા ઘોર સંગ્રામ મચાવ્યો અને તેમાં કામ આવ્યો તેની હકીકત ૧૦ દુહા સાથે આપેલી છે.

---

## અં. ૪૮–૧૦–૨–ચાંપરાજના દુહા–ઐ. ગુ. કા.–પૃ. ૪–૫

વિષયાદિ–આ જેતપુરવાળા એભલના પુત્ર ચાંપરાજે અને જેતપુરના એક બંગીઆએ પાદશાહ સામે સંગ્રામ ઝીલી. મરણનો અંગીકાર કર્યો તેના દુહા છે. કુલ કડી ૧૨ છે.

---

## નં. ૪૮-૧૦-૩-બહુચરાજીની હકીકત-પૃ. ૬ (અપૂર્ણ)

માત્ર ૧૦ લીટી જ છે.

---

## નં. ૪૮-૧૦-૪-વીરમગામના કુમાવીસદાર-પૃ-૧-૪

વિષયાદિ-આમાં વીરમગામના કુમાવીસદારોની (સં. ૧૭૮૦ થી સં. ૧૮૯૩ પર્યન્તની) નામાવલિ આપેલી છે; વચ્ચે કેટલાક કુમાવીસદારોને લગતી ટુંકી નોંધ છે, તેમ ગાયકવાડના તે તે વખતના સુબા અને ઇંગ્રેજી અમલ પછીના કલેકટરોનાં નામ પણ નોંધેલાં છે.

---

## નં. ૪૮-૧૧-ગુજરાતનો ઇતિહાસ-વા રાસમાળા-ર. દલપતરામ ડાહ્યાભાઈ-(સં. ૧૯૨૨) પૃ. ૩-૨૩૧. (અપૂર્ણ).

વિષયાદિ-આ એક પુસ્તક સ્વ. ફાર્બસ સાહેબે એકઠાં કરેલાં અને કરાવેલાં તેમ જ ભાટચારણાદિની મુખનોંધથી ઉતરાવેલાં ગુજરાતના ઇતિહાસને લગતાં રાસાઓ, દંતકથાઓ, કવિતો, શિલાલેખો આદિ અનેક સાધનોમાંથી તારણ કરીને કવિ દલપતરામ ડાહ્યાભાઇએ તૈયાર કરેલું છે. તેમાં નીચેની બાબતો મુખ્યત્વે છેઃ-

(પાનાં બે ફાટયાથી પહેલી બાબતનું નામ જણાઈ નથી, પણ સમજાય છે તેમ) મકવાણા આદિ છ ઠાકરડાઓની શાખાની હકીગત; કરેસણની ખ્યાત (પૃ. ૫-૧૬); ચાવડાઓની વિવિધ શાખાઓની હકીગત (પૃ. ૧૭-૨૧); માણસાની વહી (પૃ. ૨૧-૨૩); ધંધુકાના વાલમ બ્રાહ્મણ (પૃ. ૨૩-૨૪); પાટડીના દેસાઈની વાત (પૃ. ૨૫-૩૦); ઈડરની હકીગત વીરમદેવ ચરિત્ર આદિ સાથે (પૃ. ૩૧-૮૭); ઈડરના પટાવતો, મુંડેટી આદિની હકીગત (પૃ. ૮૭-૧૩૭); રેહેવરોનો ઇતિહાસ (પૃ. ૧૩૭-૧૪૧); દાંતાના રાણાજીનો ઇતિહાસ (પૃ. ૧૪૧-૧૭૮); સુદાસણાના ઠાકોરનો ઇતિહાસ (પૃ. ૧૭૮-૮૨); **પ્રસ્તાવના** (પૃ. ૧૮૩-૪), જુનાગઢના રા' કવાટની વાત; (પૃ. ૧૮૭-૮); સોલંકી રાજ-બીજનું ચરિત્ર; (પૃ. ૧૮૮-૯૫); વહોરાઓની જમાત (પૃ. ૧૯૫-૬); પેથાપુરના વાઘેલાઓ (પૃ. ૧૯૬-૮); ઝાલા રજપુતોનાં ચરિત્રો (પૃ. ૧૯૮-૨૧૪); રાણપુરની હકીગત (પૃ. ૨૧૪-૮), ધોળકાના કસ્બાતીની વાત (પૃ. ૨૧૮-૨૨); સેંજકજી (પૃ. ૨૨૩-૪); ગોહિલનો બાકીનો ભાગ (પૃ. ૨૨૪-૨૩૧).

વિશેષ-૧ આ ગ્રન્થના ઉદ્દેશ અને પ્રેરણા વિષે કવિ દલપતરામે પ્રસ્તાવનામાં પાને ૧૮૩-૪ મે નીચે પ્રમાણે ખુલાસો કરેલો છેઃ—

"મેહેરબાન આનરેબલ અલેકસાંડર ફારબસ સાહેબે ગુજરાતમાં વહિવંચા ભાટોના ચોપડા, તથા જૈન લોકોના રાસ વગેરે પુસ્તકોનો શોધ કરીને રાસમાળા નામનું એક પુસ્તક અંગ્રેજી ભાષામાં રચીને વિલાયતમાં ૧૮૫ (૧૮૫૬) ની સાલમાં છપાવ્યું છે; તેના ત્રણ ભાગ છે. તેમાં જે અસલ પુસ્તકો ઉપરથી

પ્રકરણોદિ દાખલ કરેલાં છે તેમાંનાં કેટલાએક પ્રકરણો મને સોંપીને કહ્યું જે આટલાં પ્રકરણોનું એક પુસ્તક ગુજરાતીમાં છપાવીને પ્રગટ કર્યું હોય તો ગુજરાતી વાંચનારાઓને ઘણું ઉપયોગી થઇ પડે. એ કામ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની મારફતે થાય તો ઘણું સારૂં. પછી આ પુસ્તક તૈયાર કરાવવાનું અને પ્રગટ કરવાનું કામ એ સોસાઇટીએ માથે લીધું અને સોસાઇટીના સેક્રેટરી મેહેરબાન ટી. બી. કરટીસ સાહેબના હુકમથી મેં એટલે દલપતરામ ડાહ્યાભાઇએ તૈયાર કર્યું.

× × × ×

"...... કેટલીએક વાતો તે ત્રણ પુસ્તકોમાંથી જુદી જુદી ઢબમાં, અને એક બીજાને મળતી આવે નહી એવી રીતની મળી આવી; ત્યારે તેનો તપાસ કરીને પોતાના મનમાં ખાતરી થઇ તે પ્રમાણે સાહેબ મોસુફે રાસમાળામાં દાખલ કરી છે. પણ આ પુસ્તકમાં તો અશલ પુસ્તક પ્રમાણે દાખલ કરવાનું સાહેબે ફરમાવેલું, તેથી તેમ દાખલ કરેલું છે. કેટલાંએક પ્રકરણો વ્રજ ભાષામાં, કે મારવાડી અથવા ચારણી, શુદ્ધ કે અશુદ્ધ ભાષામાં છે તે-અશલ પ્રમાણે શાસ્ત્રી અક્ષરોથી લખીને તેનો ગુજરાતીમાં અર્થ જોડે લખેલો છે."

× × × ×

દોહરો

ઓગણીસેં બાવીશમાં સત્ય પ્રકરણ સંબંધ
શુદી દશમી વૈશાકમાં પૂરણ કર્યો પ્રબંધ

૨. કવિ દલપતરામે પોતેજ આ ગ્રન્થને "રાસમાળા" નામ આપેલું છે, જુઓ "પ્રસ્તાવના" પૂર્વેના પાના ૧૮૩ માંની 'ઇતિશ્રી.'

૩ આ ગ્રન્થની ભાષા શિથિલ, સ્ખલિત પ્રવાહવાળી અને સાદી છે. મૂળ પુસ્તકોમાંથી એમની એમ હકીકતો ઉતારતાં ભાષા, વિચાર, વસ્તુની સંકલના, પુનરુક્તિનો વિવેક અને અગત્ય-અનગત્યની બાબતોની છાંટણી, આદિ ઉપર કવિ દલપતરામે લેશ માત્ર પણ ધ્યાન આપેલું નથી. મુખ્ય મુખ્ય વિગતવાર પ્રકરણો પાડેલાં નથી, એટલું જ નહિ પણ જે બાબતો ઉતારેલી છે તેમાં સમયનો કે સંબંધનો ક્રમ લેશ પણ નથી: જેમ યોગ્ય લાગ્યું તે ક્રમે લખેલું છે. એકંદર જોતાં ગ્રન્થ કેવળ અપરિપક્વ-ટાંચણવાળી દશામાં તૈયાર કરેલો છે. તેમ તે સંપૂર્ણ પણ નથી.

૩ જો કે પ્રસ્તાવનામાં આ ગ્રન્થની સાથે જ અનુક્રમણિકા હોવાનું જણાવેલું છે, પણ અહીં સામેલ જણાતી નથી; કદાચ ફાટેલાં પાનાં સાથે તણાઈ પણ ગઈ હોય.

૪ કાગળો ઘણા જર્જરિત છે, અને બન્ને બાજુએ લખેલું છે.

૫ મૂળ રાસમાળાનાં સાધનોને મેળવી તેમ જ ઉકેલી આપવામાં ડા. ભાઉ દાજીએ અને ડૉ૦ ભાઉ દાજીને શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે સહાયતા આપ્યાનું આ ગ્રન્થની પ્રસ્તાવનામાં કવિ દલપતરામે જણાવેલું છે.

---

## અં. ૪૮–૧૨–કેસરરાસાનો સારાંશ–ઐ. ગુ. હ.–ર. દલપતરામ ડાહ્યાભાઈ–પૃ. ૧–૮.

વિષયાદિ–આ અં. ૫–૪ વાળા આરણી ગુજરાતી કેસરરાસાનો ટુંકો સાર છે. તેના વસ્તુ આદિ માટે જુઓ અં ૫–૪ ના 'વિષયાદિ' અને 'વિશેષ'–પાનાં ૪૦–૪૧.

વિશેષ–આ સાર સ્વ ફાર્બસ સાહેબને માટે કાઢયાની નોંધ આ અંકને મથાળે કરેલી છે.

---

## અં. ૪૮–૧૩–દ્વયાશ્રયનો સંક્ષેપ–ઐ. ગુ.–સં.–ર. દલપતરામ ડાહ્યાભાઈ–(ર. સં. ૧૯૦૬)–પૃ. ૧–૬૫; ૧–૨૭.

વિષયાદિ–આ શ્રી હેમચંદ્રાચાર્યે સિદ્ધરાજ જયસિંહની કીર્તિસ્તુતિ અર્થે તેમ જ વ્યાકરણપ્રયોગના દર્શન અર્થે રચેલા સંસ્કૃત દ્વયાશ્રયનો, અને તે ઉપર તેના શિષ્ય અભયતિલકગણિએ રચેલી ટીકાને આધારે કાઢેલો શ્લોકવાર સંક્ષેપ છે. આમાં સોલંકી વંશનો મૂલરાજથી આરણી કુમારપાલ પર્યંતનો ઇતિહાસ સમાવેલો છે.

વિશેષ–૧. સ્વ. ફાર્બસ સાહેબને રાસમાળામાં કામ લાગે માટે કવિ દલપતરામ ડાહ્યાભાઈએ સને ૧૮૫૩ માં સાદરામાં આ સંક્ષેપ તારવેલો છે.

૨. દ્વયાશ્રય ગ્રન્થ તેમને પાટણના પુનમીઆ ગચ્છના પુસ્તકભંડારમાથી મળ્યો હતો.

૩. એ ગ્રંથ કેવી રીતે પ્રતિ ઉતારી લેવા સ્વ. ફાર્બસ સાહેબને મળ્યો હતો તેની રસીલી હકીગત માટે જુઓ સ્વ સાક્ષર શ્રી મન.સુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ રચેલું "ફાર્બસ જીવનચરિત" પાનું ૧૫–૧૬ (રાસમાળાના ભાષાંતરની આ દ્વિતીયા આવૃત્તિ)

---

## અં. ૪૮–૧૪–૧–ભીમપરાજય પ્રસ્તાવ–ઐ. ગુ. ભા.– પૃ. ૧–૨૦; ૧૧ છૂટાં પાનાં; અપૂર્ણ

વિષયાદિ–આ અં. ૨૯ વાળી પ્રતિના પૃથ્વીરાજ રાસાના પ્રસ્તાવની લઢણે જ કરાયલું 'ભીમ પરાજય' પ્રસ્તાવનું ભાષાંતર છે. સં. ૧૧૪૮ માં ગુજરાતના રાજા ભોળા ભીમદેવનો પૃથ્વીરાજ ચહુઆણના સામંતોથી થયેલો પરાજય આમાં વર્ણવેલો છે.

પ્રસ્તુત પ્રતિમાં ૧–૬૪ છંદો મૂળ તથા ભાષાંતર સાથે આપેલા છે.

સાથે બે ધોળા છૂટા કાગળમાં ૫ મા પદથી ૧૪ મા પદ પર્યંતના 'પજ્જુન કછવાહા છોગા અને ભીમ' યુદ્ધ એ આખા પ્રસ્તાવનું ભાષાંતર છે.

બીજાં ત્રણ છૂટાં અડધીયાંમાંથી પહેલા પૃષ્ઠ ઉપર "પૃથ્વીરાજ રાસાની વાત" આરંભ કરી અધુરી મૂકેલી છે; બીજા પૃષ્ઠ ઉપર "મેવાતી મુગલોની કથા" આખી લખેલી છે; ત્રીજે પૃષ્ઠે કનોજના જયચંદની વાતનો માત્ર આરંભ છે; ૪-૫-૬ એ પૃષ્ઠો ઉપર આબુગઢ ભોળા ભીમે જિતવાં સં. ૧૧૪૪ માં પૃથ્વીરાજના સામંતોએ તેના હાથમાંથી પડાવી લીધો, તે વેળાના સંગ્રામનો સાર ઉતારેલો છે.

એક કાગળમાં હિન્દી પૃથ્વીરાજ રાસાની મુંબાઈની, બુંદીની અને એક ભાટની એ ત્રણ પ્રતિઓના પ્રસ્તાવોની અનુક્રમણિકાઓ ઉતારેલી છે; તથા એ પ્રતિઓની ઉતરામણીની વિગત અને હિસાબ આપેલાં છે.

બે બીજા કાગળો (પૃષ્ઠ ૪) માં મુંબાઈની પ્રતિની અનુક્રમણિકા ઉતારીને પછી મુગલકથાનો આખો પ્રસ્તાવ (હિન્દીમાં) ઉતારેલો છે.

વિશેષ-૧ સ્વ. ફાર્બસ સાહેબે રાસમાળામાં ગુજરાતનો ઇતિહાસ લખતાં કામ આવે તે માટે પૃથ્વીરાજ રાસામાંથી ભોળા ભીમદેવ અને સોલકી રાજવંશને લગતા પ્રસ્તાવો તારવી કઢાવી તેના ભાષાંતર અને સંક્ષેપો કઢાવેલા છે.

૨. આ પ્રતિના મુખપૃષ્ઠની ઉપર ઇંગ્રેજીમાં પેન્સીલથી નીચે પ્રમાણે લખેલું છે:—

"Gujarathi Chronicles in......rendered specially into Gujarathi for A. K. F."

૩. પ્રતિ આદિ માટે જુઓ અં. ૨૯ નો "વિશેષ" પાનું ૧૨૦

---

## અં. ૪૮-૧૪-૨-ભોળાભીમવધપ્રસ્તાવ-ઐ. ગુ. ભા.-પૃ. ૧-૨૬

વિષયાદિ-આ અં. ૨૯ વાળી પ્રતિના પૃથ્વીરાજ રાસાના પ્રસ્તાવની લઢણે જ કરાયલું "ભોળાભીમવધ" પ્રસ્તાવનું ભાષાંતર છે. પૃથ્વીરાજ સાથે લઢતાં ભીમ મરણ પામ્યો એ પ્રસંગ અહીં વર્ણવેલો છે.

વિશેષ-જુઓ અં. ૨૯ નો "વિશેષ", તેમ જ અં. ૪૮-૧૪-૧ નો વિશેષ.

---

## અં. ૪૮-૧૫-બ્રાહ્મણાબાદના સિક્કા-ઐ. ઈ. ૨૨-મી૦ સી. લીગેટ-પૃ. ૧-૬

વિષયાદિ-આ કરાંચીથી સને ૧૮૮૩ ના જુનની તા૦ ૨૦ મીએ સી. લીગેટ બ્રાહ્મણાબાદ(સિંધ)ના સિક્કાઓ સંબંધમાં, મી૦ બર્ડવુડે આપેલા ભાષણના વિષયની પૂર્તિમાં વિશેષ માહિતી આપનારો જે પત્ર લખેલો તેની નકલ છે. એમાં દિલ્હીથી સિકારપુર આવીને ત્રાંબા અને રૂપાના સિક્કા સંબંધી જાતે તપાસ કરનાર મી૦ બેલાસીસનાં મંતવ્યો વિસ્તારથી ટાંકેલા છે, તેમજ મી૦ લીગેટ પોતે કરેલી શોધખોળથી મળેલી માહિતી જણાવેલી છે.

સાથે એક કાગળ ઉપર ૨૮ આકૃતિઓ તેમાંના અક્ષરો સાથે સિક્કાઓના પૃષ્ઠ અને આગલા ભાગની કાઢેલી છે.

નોંધ-અં. ૫૦-૪ માં અન્ય સ્થળોનાં સિક્કાઓ અને તામપત્રો સંબંધી માહિતીના બીજા ઇંગ્રેજી પત્રોનો નાનો થોકડો છે તે જુઓ.

---

## અં. ૪૯–૧૬–૧–ગુજરાતી બાયડીઓની મુલાકાતનું બ્યાન– ગુ. રીવાજ–૨. દલપતરામ ડાહ્યાભાઈ.–પૃ. ૧–૫૧

આરંભ–હીન્દુસ્તાનમાં ગુજરાતી બાઇડીઓની મુલાખાતનું બઆન–મેહેરબાન આજમ અલેકસાંડર કીનલાક ફારબસ સાહેબને વાસ્તે કવેશ્વર દલપતરામ ડાયાભાઇએ બનાવું. મુ. સાદરા.

પ્રસ્તાવના

જેને ગુજરાતી બોલી તથા ચાલ સારી પઠે જાણવાની મરજી હોય તેણે આવા બઆન ધ્યાન લગાવીને વાંચવાં. કેમ જે એક દક્ષણી પોતાના મનમાં એવું ધારતો હતો જે હું ગુજરાતમાં ઝાઝાં વરસ રહ્યો છું તેથી ગુજરાતી ભાષા તથા ચાલ ચલગત સારી પઠે જાણું છું એવું કોઇ ગુજરાતી માણસ આગલ તેણે કહાથી પેલે ગુજરાતીએ એ દક્ષણીને કહ્યું કે તમે ગુજરાતીમાં શરકારી કામમાં રહેલા માટે જેટલા શબ્દો શરકારી કામમાં આવા હશે તેટલા તમે જાણતા હશો. પણ અમારા ઘરનાં બાઇડી છોકરાંઓ શી રીતે બોલે છે તે જારે તમારા જાણમાં હોય તારે તમે ગુજરાતી ભાષા સારી પઠે જાણો છો એમ કેહેવાય. માટે તે જો તમે જાણતા હો તો કહો કે હુમણી ઘાલવી, એટલે શું? પછી તેનો અરથ પેલા દક્ષણીના સમજમાં આવો નહીં. માટે ગુજરાતી ભાષા તથા ચાલ વિશેષ જાણવા સારૂં સાહેબ મોસુફને વાસ્તે કલપના કરીને મેં બનાવું છે."

વિષયાદિ–આ પુસ્તકનો વિષય અને તેની રચનાનો હેતુ "આરંભ"માં સ્પષ્ટ કરેલા છે. આ ગ્રન્થની રચના કવિ દલપતરામે સંવાદાત્મક કરી છે અને અમદાવાદના નગર શેઠનું ઘર કલ્પી, બીજા શેઠની સ્ત્રીને તેની શેઠાણી સાથે મળવા બોલાવી ઘરસંસાર, ઘરનું કામકાજ, રીતિરિવાજ, સંતાનની અતુરતા, સંતાનપ્રાપ્તિ માટે વરફડાટ અને જંત્રમંત્રના પ્રયોગો, મેલડી ને પિશાચના, વળગાડ, ભૂતભવાડાના ઉતારો, આદિ અનેક બાબતોનો તાદૃશ ચિતાર અને તેમાં વપરાતા શબ્દો અને રૂઢિપ્રયોગો તારવી તારવીને આપ્યા છે તેમ હાંસીઆમાં કેટલાક વિશેષ ખુલાસાઓ પણ કરેલા છે.

માત્ર ખામી એટલી છે કે ગુજરાતી પ્રજાના ચાલ, રીવાજ અને શબ્દો તથા રૂઢિ વચનોના પ્રયોગ આપવાના હેતુ માટે જેમ એક જૈન વાણીયાના ઘરનો નમુનો કવિ

દલપતરામે લીધો છે તેમ બ્રાહ્મણ અને ક્ષત્રિય જેવી બીજી ઉચી કોમોના ઘરના, તથા હજામ, માળી, કોળી, ભંગી આદિ કોમોના ઘરના પણ નમુના સાથે સાથે લેવા જોઈતા હતા. તેમ થયું હત તો સાંપ્રત અધુરા અને એકમાર્ગી ખ્યાલને બદલે સમગ્ર ગુજરાતી પ્રજાના રીતરીવાજ, સંસારવ્યવહાર અને શબ્દો તથા રૂઢિવચનોના પ્રયોગોનો લગભગ પૂરેપૂરો ખ્યાલ આપી શકાત.

વિશેષ-૧. આ ગ્રન્થ કવિ દલપતરામે રાસમાળામાં સ્વ. ફાર્બસ સાહેબને ગુજરાતી પ્રજાના રીતરીવાજની માહિતી આપવાનું બની શકે તે માટે તેવા જ હેતુપુરઃસર બનાવેલો છે, અને રાસમાળાના કેટલા પ્રકરણમાં તેનો ઉપયોગ થયેલો પણ છે.

૨ છેવટે કવિ દલપતરામ લખે છે કે "મહેરબાન ફારબસ સાહેબશ્રીને વીનતી જે આથી વધારવાની મરજી હોય તો પાછું મોકલવું એટલે વા(વ)ધારીશ. લ. દલપતરામ."

## અં. ૪૮-૧૬-૨-હિન્દુઓનો કાલનિર્ગમન-ગુ. રીવાજ-ર. દલપતરામ ડાહ્યાભાઈ-પૃ. ૧-૧૩

આરંભ-હીન્દુ લોકો સવારથી તે રાત્રીનો ગુજારો શી રીતે કરે છે તેનું બયાન

મેહેરબાન અલેકસાંડ્રા(ન્ડ)ર કીનલાક ફારબસ સાહેબને વાસ્તે દલપતરામ ડાહ્યાભાઇએ લખું. મુ. સાદરા.

વિષયાદિ-આ રચનાનો વિષય અને હેતુ "આરંભ"માં સ્પષ્ટ છે. આમાં બ્રાહ્મણોનું પ્રાતરુત્થાન, સ્તોત્રાદિનું ગાન, માનસિક દેવવ્યવહારનું (મનુષ્યના જેવા વ્યવહાર દેવ કરે છે એવી કલ્પનાનું) ઉચ્ચારણ અને પૂજાપાત્રીનો ચિતાર આપેલો છે. પછી બાવા ભગતો અને બ્રાહ્મણોની શૌચક્રિયા, સ્નાનક્રિયા અને મૂર્તિપૂજન આપેલાં છે. તે પછી પૈસાદાર રજપુત વિગેરેના, વાણીઆ વગેરેના બાઇડીઓના સવારના એવા જ વ્યવહાર બહુ જ આછા ચીતર્યા છે અને ખેડુ લોકો મરદોના ચોટાના વ્યવહારોનો અતિશય ટુંકો ખ્યાલ આપેલો છે.

આમાં બપોર અને સાંઝના વ્યવહારોનો ખ્યાલ તો નહીં જેવો જ માત્ર ચાર પાંચ લીટી જેટલો જ સૂચક આપેલો છે.

વિશેષ-આ બાબત વિશેષ તપાસ અને ઝીણવટથી લખાઈ હત તો સર્વ દેશી અને ઉપયોગી થાત. છતાંએ તે સ્વ. ફાર્બસ સાહેબને રાસમાળામાં ઉપયોગી થયલી છે.

## અં. ૪૮-૧૬-૩-પેઢીઓની ગણત્રીની રીતિ-ગુ. રીવાજ-ર. દલપતરામ ડાહ્યાભાઈ-પૃ. ૧-૨

વિષયાદિ-આમાં બ્રાહ્મણોમાં લગ્નાદિ વ્યવહારના, કુટુંબીઓમા અને જ્ઞાતિમાં પરસ્પર સંબંધો કેટલા છેટાનાં સગાંમાં થઈ શકે તે દર્શાવનારી પેઢીઓની ગણત્રી ખાનાંવાર

આપેલી છે. કેટલાકમાં સાત સાત પેઢીઓને આંતરે, તો કેટલાકમાં પાંચ પાંચને આંતરે દીકરીના વંશમાં અવતરેલાં દીકરાદીકરીના વંશવાળા સાથે કેટલે આંતરે સંબંધ થઈ શકે વિગેરે દાખલા અને ગણત્રી સાથે સમજાવેલું છે.

વિશેષ–જો, આ સાથે કઈ કઈ જ્ઞાતિમાં કેટલી કેટલી પેઢીના આંતરા ગણાય છે, કઈમાં મૂલ પુરૂષ(થડ)ને ન ગણતાં શાખાના મૂળને ગણવાનો રીવાજ છે અને કઈમાં થડને જ ગણત્રીમાં લેવામાં આવે છે, એ વિગેરેની મુખ્ય જ્ઞાતિવાર માહિતી આપેલી હત, તેમજ મરણપ્રસંગે સ્નાન અને સુતક માટે પણ ચોક્કસ જ્ઞાતિઓમાં થતી પેઢીની ગણત્રીઓ નોંધાઈ હોત, તો તે વિશેષ માર્ગદર્શક અને સર્વગ્રાહી થઈ પડત.

---

## અં. ૪૮–૧૬–૪–જૈન ધર્મની પાઠમાળા–ગુ. ધા. વિ.–પૃ. ૧–૩૭

વિષયાદિ–આ નાની પોથીમાં જૈન ધર્મના થોડાક સિદ્ધાન્તો અને ધાર્મિક રીવાજો વિષે કેટલાક પ્રાથમિક ખુલાસાઓ પ્રશ્ન અને ઉત્તર રૂપે આપેલા છે. આમાં નીચેના પ્રશ્નો સમાવેલા છેઃ–"પરમેશ્વર વિષે જૈનધર્મમાં શું કહેલું છે?" 'પાર્શ્વનાથ અને તીર્થંકર કોણ?" "શિવ, અને વિષ્ણુને જૈનો માને છે?" "જૈન ધર્મ કયારથી નીકળ્યો?" "જૈન ધર્મનાં ટાણાં અને તિથિઓ કઈ કઈ?" "મનુષ્યની મરણોત્તર ગતિ કેવી?' "આત્મા, સ્વર્ગ, પરમેશ્વર સિવાયના અન્ય દેવની પૂજા," "ભક્તિવિધિ" અને "ગોરજીઓની પદવી."

વિશેષ–આ એક નાની ચોપડી છે અને તેમાં સારા તથા મોટા અક્ષરે ઉપર જણાવેલી બાબતોના ખુલાસા સરળ રીતે ટુંકમાં જણાવેલા છે.

---

## અં. ૪૯–૧૬–૨–રાઠોડ વંશાવલિ–ઐ. ચારણી ગદ્યપદ્ય–(લિ. સં. ૧૮૦૬)–પૃ. ૧–૧૩૪.

આરંભ–ૐ શ્રી ગણેશાયનમઃ–અથ રાઠોડાંરી પ્રપા(પટ્ટા)વલી લિખ્યતે।

(પ્રથમ સ્તુતિભાગ પા ૧ શ્લોક અને ત્રણ ગદ્યપાઠ છે. તે પછી–)

નિસરણી બધ કવિત્ત–અંબર મેર આધાર મેર ધરતી આધારે
ધરા સેસ આધાર સેસ કોરંભ આધારે
કોરંભ નીલાધાર નીલ અનલા આધારે
અનલ સકતિ આધાર સકતિ કરતાર સધારે
કરતાર એક બિધિ રહે કવિ કહેત દુજે વયણ
ગોવિંદ ભણિ ગોવિંદ ભણી ભણિ ભણિ ભણિ ગોવિંદ ભણિ. ૩

× × × × ×

અથ રાજા કાસિબનું (કસ્યપર્ણું) પ્રજાપતિરી પુત્રી ૧૩ પરણ્યાઇ તિણુરો વિસ્તાર કહે છે........તેરમી રાણી ખર્જૂનેત્રા તિણુરા અઢાર ભાર વનસ્પતી । છત્રીસ બંસ રાજકલી ઉપના

અથ છત્રીસ વંસ રાજકુલી સ્થાપના ગઢરી તિણ રાજકલીયાંરાં નામ લિષ્યતે।

કનવજ ગઢે રાઠ(વ)ડ ૧ । ધાર નગરે પંમાર । ૩ । આહડ નગરે ગુહિલોત ૪। સાહિલ ગઢે દહીયા ૫। ......છત્રીસ રાજ કુલી માહે રાઠવડ મુગટમિણિ॥ પરભૂમ પચાઇણુ । નવકોટી સુરધરા નરેસ । પ્રથમ રવિ વંસીયા ૧। દેવ પ(ર)માર ૨। ચહુવાણુ ૩। ........ચાવડા ૨૫।... સોલંકી ૩૦।

× × × × ×

તત્ર કથા શ્રી રામ રાજા । ઝલમલે સ્વરરૈ ભાર્યા પ્રથમ સુપ્રભા ॥૧॥ બીજી ચંદ્રકાંતિ । તિણિ રાજારે પુત્ર નહી તરે તિણે સુપ્રભા રાણીયે ચંડી દેવી આરાધી સુપ્રસન હૂઈ પુત્રનો વર દીયો । પુત્ર હુવો રાઠેસ્વર નામ દીયો । તિણુજ રાજા હુવો । તિણુરે ઘરે મનોરમા રાણી તિકા રૂપવંતી હુઈ । તિણુરો રૂપ સાંભલી કાંમરૂ દેસરો ધણી મહિષાસુર દૈત્ય । તિણ રાજા રાઠેસ્વરરી રાણી મનોહરમા માગી । રાજા રાઠેસ્વર ન દીધી । માહોમાહિ જુધ હુવો, રાઠેસ્વર મારયા । મનોરમા રાણી રાઠેસ્વરરી માતા સમરી દેવી આવી તબ રાઠેસ્વર રાજાકો રાઠો ॥ પેટ ॥ ફાડિ માહિથી દૈત્ય નિપજાયો તિણુરો નામ રાઠોડ । તિણુરો બળ ઘણો અતિ ભયંકર । અકાસ સીસ । પાતાલ પગા મહા પૃથુલ શરીર દેવીયે કીધો । રામા દેવીયે શરીર અભંગ કીધો । સમતા દેવીયે શરીર હલવો કીધો । રાઠેસ્વરી માતા રાઠવડ સાથે ઝુઝી મૈહષાસુર દૈત્ય મારયો । રાઠોડરી જેત કીધી । ધનાયે ધાના સોનો । રૂપો, પટકૂલ । ઘૃત । તેલ । લૂણ । સગલી વસ્તુ પૂર્ણ અપૂટ કીધી । કનવજ નગર વસાયો । ઘણા વ્યાપાર વસીયા । રાઠોડયાંરી દેવીયે કનવજરો રાજ દીધો। તે માહાપ્રતાપીક રાજા હુવો, તિણુરો ઘણો પ્રતાપ બંધ્યો, તિણુરા રાઠોડ કહાણા, શ્રીધર રાજા સંગ્રામ ૩૮ કીધા (પૃ. ૨૨-૨૫)

અન્ત-મહારાજ શ્રીમાનસીંઘજી પેહલી પાટ મહારાજા શ્રી ભીમસીંઘજી ગઢ જોધપુર તપત બેઠા માનસીંઘજી ગઢ જાલોર લીની જાલોરીઓ પ્રગનો ૩૬૦ તીનસો સાઠ ગામ માનસીંઘજી લીના કાયમ કીના પછી જોધપુરરી ફોજ ઉમરાવારી ફોજ જાલોર આમગઢ ઘેરો દીનો લડાઇ ભારથ ઘણો હુઇ હજારો આદમી કામ આયા મહારાજાજી માનસીંઘજી વપો કાઢીયો પછે જોધપુરગઢસુ મહારાજા ભીમસીંઘજી લોક હુઆ તિણ પેહલા જાલોર ગઢરે પાહાડ માહસુનાથ જલંધરરા પાદુકા તઠે જોગી દેવનાથ પુજાકરણ ગયોથો તરા જલંધરનાથ કહો હે દેવનાથ તુ જાઅ ને માહરાજાજી શ્રીમાન-

સીત્રનું જાઅ કે કહે તોને જોધપુર તખત બેસસી ગઢ જોધપુરરો ધણી હોસી તમાં દેવનાથ રાજા માનસીંઘનુ કહ્યૌ તોને તીન દીન પીછે જોધપુર ધણી હોસીઇ સો વચન કહ્યૌ તકો વસ(ચ)ન સાચો થયૌ તરૈ માહારાજા શ્રીમાનસીંઘજી જોધપુર પધારીયા ગઢ બેઠા તહા પછી ગઢ જાલોરસુ જોગી દેવનાથ બુલાયા ને ગુરૂ કેરે થાપીયા મહારાજાજીનૈ શ્રીમાનસીંઘજીનૈ જોધપુર રૈ પાસ નાગોરી દુરવાજે પાસે મહામદર સેર વસાયૌ જલધરનાથરો મદર કરાયૌ સોને ૩પેયે મદર કરાયૌ નાથજીએ બહુ માન વધારીયૌ॥

દુહો। મહારાજાજી શ્રી માનસિંઘજીરો કહ્યૌ।

દુસર વિડારણુ મીરખાંન રાજકાજ ઇંદરાજ
દુતો સરણે નાથકે નાથ સુધારે કાજ.

પછે દેવનાથજી મૈહાવાણુ ઇંદરાજજીનૈ ચુચુકથા બકારા મેહલ હુવો આદમી ૧૦ કામ આયા મીરખાન ચુક કીનો ગઢ ઉપર મહારાજાજી ઘણુ ફિકરવંત હુવા મહારાજાજી શ્રીમાનસીંઘજી પ્રતાપીક હુવા ક(ુ)વર શ્રીછત્રસીંઘજી ગાદી બેઠા માનસીંઘજીનૈ કેદ દીની પછી વરસ દોય કવરજી છત્રસીંઘજી રાજ કીનો પછે કવરજી દેવલોક પામો માહારાજ શ્રી માનસીંઘજી રાજ કીનૌ તખત બેઠા માનસીંઘજીરે પુત્ર નહી તરૈ **અમનગર રાઠોડ શ્રી તખતસીંઘજીનુ** જોધપુર તખત બેઠા માનસીંઘજીને પાટ શ્રીતખતસીંઘજી હુવા કોડ જુગ રાજ કરૌ ક્રૂમેર જ્યુ અવચલ રહૌ।

ઇતિશ્રી રાઠોડારી પટાવલી સપૂરણુ। નિખત મારવાડના તખત જોધપુર ગઢના રેવાસી સુખચંદ શ્રી અમદાવાદ મધ્યે

**વિષયાદિ**—આ ગ્રન્થમા જોધપુરના રાઠોડ રાજાઓની વશાવલિ આપેલી છે એમા સૃષ્ટિની ઉત્પત્તિ બ્રહ્મથી થઈ ત્યાથી આરભી, સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને પછી કલિયુગમા એ વંશના મૂળ રાજા જીયા કીયા થયા તેના નામનિર્દેશ અને કેટલાકના જાણુવાજેગ પ્રસગો, પ્રશસ્તિના કવિત્તો અને શ્લોકો પણ આપેલા છે આરભમા સૃષ્ટિની ઉત્પત્તિનુ વર્ણન કઈક લબાણથી આપ્યુ છે પછી સત્યયુગમા પ્રજાપતિ કશ્યપની ૧૩ મી નાણીથી થયલા રાજકુલ છત્રીશના અને તેમણે થાપેલા ગઢના નામ આદિ આપ્યા છે પછી સત્યયુગના રાજાનાં નામ, સત્યયુગનુ આયુષ્યપ્રમાણુ આદિ ગણાવી, ત્રેતાયુગમા રાઠોડો થયાની કથા આપી છે, (જે ઉપર આપેલી છે) તે પછી દ્વાપરયુગના રાજા ગણાવ્યા છે આ રાજાએ હિન્દના રાજપુત ઐતિહાસિક કાલના છે એટલે કે પૌરાણિક કાલના નથી, તેથી દ્વાપરના રાજાઓની નામગણનામા તેમને કેમ સમાવ્યા હશે તે સમજાતુ નથી દ્વાપર યુગમા અપુત્રરત 'જવનાથ' રાજાને રૂષિઓના પ્રસાદથી ગર્ભ રહેતા નવ માસ વીત્યે તેની 'રાઠ' ફાડીને પુત્રજન્મ થયનો તેથી રાઠોડ થયા એવી કથા કઈક વિસ્તારથી આપેલી છે તે પછી ત્રેતાયુગના રાજા રામચદ્રજીને રાવણ સાથે સગ્રામ થયાનો વૃત્તાત

આપી, કલિયુગના રાઠોડવંશીઓનાં નામ ગણાવી, કનોજમા જયચંદ રાઠોડે પુત્રીનો સ્વયવર કર્યો, એ પ્રસંગ આપેલો છે વચમાં ગુજરાતના વનરાજ(છેલ્લા રાજા રત્નાદિત્ય)ના પુત્ર ભુવનાદિત્યને મૂળરાજે આર્યાનો વૃત્તાન્ત કચ્છના લાખા ફુલાણીના મૃત્યુનો પ્રસંગ વગેરે વર્ણવીને પછી જોધપુરની ગાદીની સવત સૈકા ૧૬ ના આરભમાં થયલી સ્થાપનાનો અને તે સમયથી છેલ્લા તખ્તસિહ પર્યંત જોધપુરના પ્રવર્તેલા રાજવંશનો વૃત્તાન્ત આપેલો છે

આમાં આપેલો વૃત્તાન્ત સીલસીલાબધ નથી, કારણ વચ્ચે કેટલીક આડેતેડી બાબતો પણ સમાવેલી જણાય છે જોધપુરના રાઠોડ રાજા અભયસિંહે સવત ૧૭૮૬ માં ગુજરાતમાં મોગલ સુબાને દબાવી હાકેમગીરી કર્યાનો પ્રસગ પણ વર્ણવેલો છે

વિશેષ-૧ આમા કેટલીક જાણવાજોગ ઐતિહાસિક માહિતીઓ અને સાલ સવતો છે

૨ પ્રતિ નાની પોથીના, ચોસઠ પત્રીના આકારની છે દરેક પાને સાત સાત લીટીઓ મોટે અક્ષરે લખેલી છે આ આખી પોથીનું પૂર ૨૩૦૦ શ્લોક જેટલું છે, એમ લહીઆએ જણાવેલું છે

---

### અં. ૪૮–૧૬–૨–રાઠોડકુલ–ઐ. ગુ. વં–(લિ. સં. ૧૯૦૬)–પૃ. ૧૩૪–૪૦.

વિષયાદિ-આમા માત્ર બ્રહ્માથી માંડી ૭૮ મા તખ્તસિંહજી પર્યંતના જોધપુરના રાઠોડવશી રાજાઓનાં નામ આપેલાં છે તેની ઇતિશ્રી નીચે પ્રમાણે છે —

"ઇતિ શ્રી રાઠૌડારી પટાવલી સંપૂર્ણ। લિષતં ગુરા પુષચંદ શ્રી એહમદાવાદ નગરી.

દૂહા, ગુર પરતર પ્રોહિત શિવડ રૌહડીયૌ વારિઠ
ધરિકો મંગણ દે દઉ રાઠોડાં કુલ વટ
સંવત ૧૯૦૬ ના મ(મા)ગસર સુદિ ૧૫ શુક્ર।"

---

### અં. ૪૮–૧૬–૩ અર્બુદવર્ણન–ધા. ગુ. કા.–પૃ. ૨. રૂપચંદ –(લિ. સં. ૧૯૦૬)–પૃ. ૧૪૧–૬

આરંભ—શ્રી અર્બુ(દ)વર્ણન લિષંતે,

જાત્રીડાં ભાઇ અબૂડાની જાત્ર કરીજ્યૌ । જાત્ર ભણી ઉમહીજ્યૌ
તુમ્હી નરભવ લાહૌ લીજ્યો રે ॥ જ્યાત્રીડા ભાઇ ।
પચતીરથી માંહિ છાજે । આબૂમાં રુડે દેસ વિરાજે રે । જાત્રા૦ ॥૨॥
અન્ત—એ તીરથ ગુણ ગાવૈ । જાત્રાનૌ ફલ તે પાવે રે। જાત્રા૦ ॥૨૦॥

એ તીરથ સમનોલે । કુણુ આવે રૂપચંદ બોલે રે ॥ જાત્રા૦ ૨૧॥
વિષયાદિ-આ આબુ ઉપરનાં જૈન તીર્થોનું વર્ણન છે; જૈનોમાં તે પ્રચલિત છે.
વિશેષ-પ્રતિ માટે જુઓ અં. ૪૮-૧૬-૧.

---

## અં ૪૮-૧૬-૪-જૈન સૂરિઓની પટ્ટાવલિ-ધા. ગુ. હ.-પૃ ૧-૨૭

વિષયાદિ-આમાં શ્રી ઉદ્યોતન સુરિથી આરંભી સં. ૧૭૧૧માં અમદાવાદમાં થયેલા જિનચંદ સુરિ પર્યંતની પટ્ટાવલિ આપેલી છે. એમાં વચ્ચે વચ્ચે મોગલ બાદશાહો આદિ સાથે કેટલાક સૂરિઓને પડેલા પ્રસંગો પણ સાથે સાથે વર્ણવેલા છે. એથી ઐતિહાસિક દૃષ્ટિએ પણ તે ઉપયોગી થાય તેમ છે.

વિશેષ-પ્રતિ માટે જુઓ અં. ૪૮-૧૬-૧. માત્ર એટલું વિશેષ નોંધવાનું કે આરંભનાં ૧૦॥ પાનાં ખાસ ઝીણા અક્ષરે લખ્યાં છે અને તે પ્રત્યેક પાના ઉપર ૧૨ લીટીઓ છે.

---

## અં. ૪૮-૧૬-૫ પ્રકીર્ણ-ધા. ગુ. હ.-પૃ. ૨૮-૩૧

વિષયાદિ-આમાં પહેલાં કુમારપાલપ્રતિબોધ નામનો જે ત્રણ કરોડ શ્લોકનો ગ્રંથ શ્રી હેમચંદ્ર સુરિએ લખેલો તેનો નાશ કેમ થયો તેનો વૃત્તાન્ત આપેલો છે. પછી શ્રીમાલોનાં અઢાર ગોત્રો આપેલાં છે.

---

## अं. ४८-१७ नेपालराजवंशावलि-पे. नेपाली ह.-पृ. १-१२-(अपूर्ण)

**आरंभ**-श्रीगणेशाय नमः ॥ अथ वंशावलि ॥ आदो नेपाले सकलशास्त्रप्रसिद्ध आदि युगात् ॥ ॥ श्रीपशुपतिनाथ विराजमान भयाका छन्॥ इ नाथका आदि अन्त कन. ब्रह्मादि देवता कसै लेपनि जानि सकनु छैन.॥ जाहा देपिउ प्रान्त. को हि समय विषय. श्रीमहादेवकन. दक्षप्रजापति ले. अपमान गर्‍याको. सहन न सकी सती. देवी ले. प्राणत्याग गर्तु भयार. देवीका शरीर. श्रीमहादेव लेली. फिर्चा. समयमा. यो पृथ्वीतल. देवीका शरिर. जहा. पर्‍यो. ताहा. ताहा. पीठ. रूप शिवशक्ति भै गया. कामरू. पीठ मा. वक्षस्थल पर्‍यो र. वछला देवी. भै गयो. तहि क्रम ले, नेपाल॰ मध्ये या गुह्यपटन भया र. श्रीगुह्येश्वरी. भनी. महापीठ भयो ॥ इनै गुह्येश्वरी. देवी ले. श्रीमहादेव सित आदि शक्ति मई भनी—विवह. गर्नु इछा ले. हेमालय पर्वत पीता माता मेनाका गर्भ देवी जन्म लिन गइन्.र.पर्वतराज ले. श्रीपशुपति पुरिमा पठाई दा. अनेक सुवर्णदी. दाई जो दिच. हीमवंम् भैरव साथ गरी आप्ना

पर्वत भागमा वडो गुप्त छे. ग्हाका पुगी दाइजो दिनु भयाका. यो नेपाल. पुरी हो ॥ ॥ यस पुरीमा. शिवशक्ति भैं. मृगस्थलीमा आनन्द सित. विराजमान. हुनु भयाका. ब्रह्मादि देवता ले. जानि पृथ्वी मण्डल. विषये. आनन्द-पुरी भन्याको यहि नेपाल. हो ठहराई शास्त्रप्रमाण छे.

मध्य—अब प्रान्त कलिजुगका दृश्य भयो. भनी. राजा विना हुन्या छैन. भनी सबै देवताहरुपा वसी मनुष्य फन राजा गर्नु भनी. ईक्षागन्या ॥ अथ नराजोमाला॥ निलकन्ट प्रकासं. क्रम्येन. वर्तमानेन कलिजुग. भूपाल समस्त मालिका. चरणाम्बुज. स्मगणे श्रीमत पीर्थ्वीराज्ञो हिमवन. शैलमध्य वर्तते. महा. रथी. भूतमण्डले. भृंगेश्वर चट्टारके प्रादुर्भूत तदनु. नेमुन्यादि रिषि. गणै. स्तत्र गौतमादयो. देवा प्रतिस्था. पासुपते. स्वरभट्टारक. श्लेष्मान्तक. वने. विराजे. स्थित. गोपालो नाम. बभूव तस्य कपील.गावे किर्ति पुरान्त वाग्मती तीरे. तया क्षीरेन प्रदेसान्पशुपती प्रकाशिती. तेन. नेपाले. प्रथम राज्ञां. भूंजील्वा गोपालानां क्रम्येन. राज्यं भोग प्रसंसा ॥

अन्त—कलिगत वर्ष ३८२५ जादा॥ फेरी कग्वीगदि. स्मसान यथाक्रम ले. वसया. ॥ फेरी पूर्व दिसाको चण्डेश्वरी. स्याई. देस. मध्ये. रक्षा कारी भनी वसाया.॥ फेरी देसका पूर्व. पट्टी पीठ निलकारी. जगाई लुमढि नाम. भद्रकाली. देसरक्षा निमित्त. जगाया. ॥ तेहि क्रमले. देस पश्चमि. पट्टी विष्णुमतीका तीर भा. रक्तकारी. रक्तकाली. कंकेश्वरी जगाया.॥ देसपाह्यभ्यन्तरगरी. नै. दुर्गा. जुग्म जुग्म गरी जगाया.॥ देस दक्षीण. का. मूलक्षत्र. पाल. पंचलिंग भैरवकन जगाया. ॥ देस उत्तरपटीका दक्षकारी ईन्द्राणी लुति जुग्मपीठ. मनामयजु पीठ. विजेश्वरि. आकासगामिनि जगाया. ॥ ई. विज्यश्वरी आकासगामीनी देवी पुरापुर्वमा. ब्रह्मपुत्री. उजरी जाई. देवी तारायोगिनी मा मिलन गया कि. ॥ फेरी लोकेश्वरका जात्रा चलाया वनाया ॥ धत्रहील. ग्राम वनाई वसाया.

વિષયાદિ—આ નેપાલી ભાષામાં રચાયલા ઐતિહાસિક ગ્રંથમાં રેઠ સત્યયુગથી આરંભી કલિયુગનાં ૩૮૨૫ વર્ષ પર્યંતના અરસામાં નેપાલ દેશ મુખ્યત્વે કેના કેના રાજ્ય અમલ હેઠળ હતો તેનો વૃત્તાન્ત કેટલોક સંક્ષેપથી અને કેટલોક વિસ્તારથી આપેલો છે. મહાદેવનું હિમાલયની પુત્રી પાર્વતી સાથે લગ્ન થયાથી આ પ્રદેશની નગરી આનન્દપુરી કહેવાતી, સત્યયુગમાં તે સત્યવતીપુરી નામે ઓળખાઈ તેનો ધર્મદત્ત રાજા હતો, એ આદિ જણાવી ધર્મદત્તના સમયની નેપાલની સ્થિતિ, તેનો

વંશવિસ્તાર, ૧૦,૦૦૦ વર્ષ પર્યંતનો રાજ્ય અમલ આદિ વર્ણવ્યાં છે. પછી ત્રેતા, અને દ્વાપર યુગના રાજાઓનો આવી રીતનો વૃત્તાન્ત આપેલો છે. શકાદિ વિક્રમ રાજા, ભોજરાજા, બત્રીસપુતળીવાળું સિંહાસન અને તે ઉપર આરોહણ કરવાનો ભોજનો પ્રયાસ, પુતળીઓનું વિક્રમગુણગાન કરી સ્વર્ગે સીધારવું વગેરે પણ આમાં વર્ણવેલું છે. આ પ્રસંગો દ્વાપરમાં બન્યાનું આમાં જણાવેલું છે કલિયુગના રાજાઓની વંશાવલિ, ગોરખનાથ, મત્સ્યેન્દ્રનાથ આદિની ગુરૂપદે સ્થાપના આદિ હકીકતો પણ આમાં આપેલી છે.

વિશેષ-૧. ઐતિહાસિક દૃષ્ટિએ, ચોક્કસ સમય, અને સ્થલના નિર્દેશ આદિનાં દૃષ્ટિબિન્દુ અલગ રાખતાં, વૃત્તાન્તના દૃષ્ટિબિન્દુથી, આ વંશાવલિ માર્ગદર્શક થાય એમ છે.

૨. આ નાનો ચોપડો છે; તેમાં બન્ને પૃષ્ઠ ઉપર આ વંશાવલિની હકીગત ઉતારેલી છે. તેનો રચનસંવત કે લિપિસંવત આમાં આપેલા નથી. પણ અં. ૪૭–૫–૬–૭–૮ વાળી નેપાલના પ્રવાસની સ્વ. ભગવાનલાલ ઇન્દ્રજીની પ્રવાસનોંધોના સમય સાથે આનો સબંધ હશે એમ સમજાય છે કારણ છેલ્લે પાને નેપાલની ત્રિપુરેશ્વરી માતાને કસ્તુરી આદિ પુજાપાના પૈસા આપેલા તેનો હિસાબ છે.

---

अं. ४८–१८–महाराष्ट्रचा इतिहासची बखर–पे. म. वृ.–(लि. शक १७३७–इ. स. १८१५)–पृ. १–२७०.

વિષયાદિ-૧ આ એક મોટા, લાંબા પહોળા ચોપડામાં મુખ્યત્વે મહારાષ્ટ્રમાં મુસલમાન રાજ્ય થયું ત્યારથી તે શિવાજી મહારાજે મરાઠા રાજ્ય સ્થાપન કર્યું તે પર્યંતની, મરાઠી રાજ્યઅમલની અને તે પછી પેશ્વાઈ અમલની સને ૧૭૬૧ ની પાણીપતની લડાઈ પર્યંતની તવારીખી વિગતો આપેલી છે. એ ઉપરાંત પેશ્વા કુટુંબની આદિથી તે બાજીરાવ પેશ્વાની પડતી પર્યંતની, હોલ્કર અને ભોંસલેની, મહારાષ્ટ્રના કિલ્લાકોટો, દુકાળો, રેલો આદિની પણ વિગતો આપેલી છે.

૨ આરંભમાં જ્યોતિષશાસ્ત્રાનુસારી પ્રત્યેક સંવત્સર, શાલિવાહનશક, વિક્રમસંવત, હિજરી સન અને ફસલી સનનો કોઠો હિજરી સનના આરંભથી એટલે કે સંવત ૬૪૮ થી તે સંવત ૧૯૫૮ પર્યંતનો આપેલો છે. અને તે પછી દિલ્હીની ગાદીએ પાંડવ યુધિષ્ઠિરથી માંડીને થયેલા રાજાઓની ઔરંગઝેબ પાદશાહ પર્યંતના રાજ્યકર્તાઓની સાલવાર, વંશવાર અને અમલસમયવાર યાદી આપેલી છે અંત ભાગમાં મહારાષ્ટ્રના કેટલાક ભાગની જમીનો આદિની નોંધો આદિ પણ આપેલાં છે ટુંકમાં પુષ્કળ જાણવાજોગ અને ઇતિહાસમાં નોંધવાજોગ માહિતીઓથી ભરપૂર આ ચોપડો છે.

૩ ઉપર જણાવેલી આંકડાવારી, સાલવારી, વિગતો, યાદીઓ વગેરે મોડી લિપિએ ઉતારેલાં છે. એટલે તેનો ઉકેલ થવો મુશ્કેલ છે, એથી તેની ઉંડી માહિતી માટે કોઈ મહારાષ્ટ્રીય ઇતિહાસજ્ઞ પાસે તેનો ઉકેલ કરાવવાની વિશેષ અગત્ય છે. કવિ દલપતરામે ફાર્બસ સાહેબની ચોપડીઓની યાદીમાં આ ચોપડાને 'શિવાજીની બખ્ખર' એવી સંજ્ઞા આપેલી પણ તે યોગ્ય નથી; કારણ એમાં એ ઉપરાંત બીજાપુર, અહમદનગર આદિનાં મુસલમાની રાજ્યો અને પેશ્વાઈ અમલની વિગતો પણ સખ્યાબંધ છે. આમાં ઉતારેલી

વિગતો અનેક જુદાં જુદાં સાધનોથી મળેલી જણાય છે અને તે પરસ્પર સબંધ ધરાવતી નથી પણ નિરનિરાળી છે.

૪ આ ચોપડા સાથે એક ટુંકી ઇંગ્રેજી નોંધ જોડેલી છે, તેને આધારે તેમ જ મોડી લિપિના એક જાણકાર દ્વારા કરાવેલા ઉપલક ઉકેલને આધારે, આ ચોપડામાં મુખ્યત્વે કઈ કઈ બાબતો સમાયલી છે તેની વિગત નીચે આપેલી છે –

પ્રથમ ઇંગ્રેજીમાં નોંધ તૈયાર કરનારે આ ચોપડાની તપસીલોની ઉપયોગિતા માટે નીચે પ્રમાણે શેરો માર્યો છે.—

"This seems to be a collection made from various sources having no connection with each other. The earlier portion relates to the œras, and the ancient kings mythological. Parts relating to Bijapur kings and the Mahratta Princes are quasi-historical The account of the Peshva administration given at P P. 74 to 167 is *fuller* and *seems partly founded on authentic informaton* (see page 157) but is neither methodical nor clear. The last portion contains a variety of miscellaneous information some *very useful too.*

Upon the whole tho Chopda appears *deserving at least of a service.*'

(ઉપર શબ્દો 'ઇટાલીસાઈઝડ' કરેલા છે તે મકારાક કરાવેલા છે)

૧ **કાલગણનાનો ખુલાસો**-(પા ૧૦૩) સંવત્સર, શક, વિક્રમ સવત, ફસલી સન અને અરબ્બી સનના અતર આદિની સમજ, શિવાજી મહારાજના રાજ્યારોહણનો કાલ શક ૧૫૯૬

આરબી સાલની ગણનાના અગે અરબ્બી સંખ્યાંક આંકડા અને નામ સાથે એકમથી દશ હજાર પર્યંતના, એકમથી દશક, દશકથી શતક, શતકથી હજાર અને હજારથી દશ હજાર એ ક્રમે

પછી પાના ૧ થી ૧૪ મા એક લાબુ પત્રક ઉતારેલું છે, તેના છ કોઠા નીચે પ્રમાણે પાડેલા છે

| સવત્સરનું નામ | સવત્સરની સખ્યા | શાલિવાહન શક | વિક્રમસવત | ફસલી સન | અરબ્બી સન | અરબ્બી સંખ્યાવાચક ઉકેલ |
|---|---|---|---|---|---|---|

આમાં (૬૦ સવત્સરોમાંના) સવત્સર ૪૫માથી, શાલિવાહન શક ૫૧૩ થી (ઇ સ ૫૯૧,) વિક્રમસવત્ ૬૪૮ થી, ફસલી સન ૧ થી અને અરબ્બી સન ૧ થી શરૂઆત કરેલી છે અને તે ક્રમે પ્રત્યેક સંવત્સરની સખ્યા અને નામ અને તેને મળતા ઉપર પ્રમાણેના શક, સવત્ અને સનની સખ્યા આપી ઠેઠ શાલિવાહન શક ૧૮૨૩ (ઇ. સ ૧૯૦૧), વિક્રમ સવત્ ૧૯૫૮, ફસલી સન ૧૩૧૧ અને અરબ્બી સન ૧૩૦૨

પર્યંતની ગણના અરબ્બી સંખ્યાનિર્દેશ સાથે ઉતારેલી છે; તે પછી ૧૪૦૦થી ૧૦,૦૦૦ની અરબ્બી કાલગણનાનો સંખ્યાનિર્દેશ શતક વાર ઉતારેલો છે.

૨. યુગસમયની ગણના–સત્ય યુગથી આરંભી કલિ યુગના અંત પર્યંતનાં વર્ષોની (દિવસ, રાત્રિ અને સંધ્યાનાં વર્ષોની) સંખ્યા આપેલી છે. વિશેષમાં કલિયુગનાં ૪,૩૨,૦૦૦ વર્ષોની ગણનાના શક વાર પૃથક્ વિભાગ નીચે પ્રમાણે આપેલા છે:–

૩,૦૪૪ યુધિષ્ઠિર; ૧૩૫ વિક્રમ; ૧૮,૦૦૦ શાલિવાહન; ૧૦,૦૦૦ વિજયાભિનન્દન, ૪,૦૦,૦૦૦ નાગાર્જુન અને ૮૨૧ કલંકી, કુલ ૪,૩૨,૦૦૦.

૩ દિલ્હીની ગાદીના હિન્દુ રાજાઓ અને બાદશાહો–(પૃ. ૧૫-૧૮) કલિ યુગના આરંભથી તે બાદશાહ ઔરંગઝેબ પર્યંત દિલ્હીની ગાદીએ થયલા ૧૨૦ હિન્દુ રાજાઓ અને ૫૩ મુસલમાન બાદશાહો એમની પરંપરા, પ્રત્યેકનું નામ, તેના રાજ્ય-અમલની મુદ્દત(વર્ષ, મહીના અને દિવસની સંખ્યા)ના કોઠા આપેલા છે. તેમાં પહેલાં ૧૦ હિન્દુ રાજવંશોની કુલ પેઢીઓની સંખ્યા અને રાજ્યઅમલની મુદ્દતની સંખ્યાનો કોઠો દાખવી, પછી પ્રત્યેક રાજવંશનો નામ વાર રાજા દીઠ એ જ ધોરણે પૃથક્ પૃથક્ કોઠા આપેલા છે. તે પછી મુસલમાન બાદશાહો સંબંધી એકસામટો કોઠો આપેલો છે, અને પ્રત્યેક વંશવાર નિરાળો તારવેલો નથી, જો કે વચમાં પ્રત્યેક વંશની સમાપ્તિને અંને બીજા વંશના સ્થાપકે રાજ્ય કેવી રીતે પચાવ્યું તેની સંક્ષિપ્ત વિગત નોંધેલી છે. એમાં ઔરંગઝેબે ૫૦ વર્ષ રાજ્ય કર્યાનું અને સન ૧૬૯૭, શક ૧૬૧૯માં મરણ પામ્યાનું જણાવેલું છે. ઇતિહાસ જોતાં આ ગણના ખરી જણાય છે. પણ એક સ્થળે તેના રાજ્યઅમલની મુદ્દત પર વર્ષ ૧ મહીનાની નોંધી છે.

ઐતિહાસિક દૃષ્ટિએ આ કોઠા તપાસવા જેવા છે.

વિશેષ–આ ચોપડા સાથે એક બાજુએ લખાયલું, સોળ ફીટ લાંબું, પહોળું અને ભૂરા બાજરીયા કાગળનું ઓળીયું સામેલ છે. તેમાં બાળબોધ લિપિએ આમાંના બધા કોઠાઓ મરાઠી ભાષામાં આપેલા છે અને તે ઉપરાંત પ્રત્યેક વંશના કુલ રાજપુરૂષો, તેમના અમલની મુદ્દત અને રાજ્યવંશની કુલ મુદ્દત આપી છે અને અન્તે તારીજ કાઢી હિન્દુ-મુસલમાન રાજ્ય અમલની કાલગણના આદિનો કોઠો ઉતારેલો છે; જો કે તેમાં મૂળ ચોપડામાંની સંખ્યામાં કેટલાક આંકડાફેર ઓળીયાના લેખકે સકારણ કરેલા છે. એ ઓળીઆના આધારે માત્ર જાણવાજોગ તારીજ નીચે આપેલો છે:–

"याददी जाबता राजे हाये पातशाहा तख्त दीलि इस्तकवील आरंभ कलीयुगा पासोन पानशाहा राजा यूधीष्टिर वरकड राजे पातशाहा जाले त्याचा तपसील पुरुष सुमारे १७३ येकुन मुदत जमा वर्षे महीने व दिवस

| वर्षे सुमारे | महीने, | दीवस |
|---|---|---|
| ४८०८ | ४ | १० |

तपशील—महाराष्ट्र राजे १२० येकुन मूदत

| वर्षे | महीने | दीवस |
|---|---|---|
| ३९२३ | १० | १ |

मुसलमान पादशाहा तागाइत अवरंग शाहा पातसाहा पावेतो पूरुष मुमार ५३ येरुण मुदत

| वर्षे | महीनें | दीवस |
|---|---|---|
| ८९४ | ३ | ९ |

राजा यूधीष्ठिर त्याच धराण्यातील पूरुष मुमारे ३० येरुन मुदत

| वर्षे | महीनें | दीवस |
|---|---|---|
| १८५३ | ११ | १२ |

खासां युधीष्टीर ३३ ८ २५

(યુધિષ્ઠિરના ૩૦ મા વશંજ ક્ષેમકી દેવને તેના ૪૮મા વર્ષના અમલને અંતે વજીર વીરસેને માર્યો અને તેની દશ પેઢીઓ પર્યંત તેનો વશ ચાલ્યો)

वीरसेन वश ४१८ वर्षे २ मास १३३ दीवस

(વીરસેનના ૧૦ મા વશંજ પૃથ્વીપાલને ૨૧ વર્ષના અમલ પછી નરહરિ નાથે માર્યો અને તેની ૧૪ પેઢી પર્યંત વશ ચાલ્યો)

नरहरिनाथ वंश ४७९ वर्षे २ महिने ० दीवस

(નરહરિનાથના ૧૪ મા વંશજ હરિતકઠને તેના એક મંત્રીએ માર્યો અને તેનો મંત્રીવશ ૧૬ પેઢી પર્યંત ચાલ્યો.)

मंत्री वंश ३१० वर्षे २ महिने १९ दीवस

(મંત્રીવંશના સોળમા વંશજ વિક્રમપાલને ૧૯ વર્ષના અમલ પછી નૃપસીંગે માર્યો અને તેનો વંશ ૫ પેઢી પર્યંત ચાલ્યો.)

नृपसींग वश ४० वर्षे ० महीनें ० दीवस

(નૃપસીંગના ૫ મા વશંજ સાદતને વિક્રમજિતે માર્યો અને તેનો ૧૩ પેઢી પર્યંત વંશ ચાલ્યો)

विक्रमजीत वंश १४८ वर्षे १० महीनें,

(વિક્રમજિતના ૧૩ મા વશંજ મહાનંદને જયસિંહ બંગાળીએ માર્યો અને તેનો ૧૨ પેઢી પર્યંત વંશ ચાલ્યો)

जेसींग वंश १४७ वर्षे १ महीनें ५ दीवस

(જયસિંહના ૧૨ મા વંશજ દામોદર સેનને માધવસેને માર્યો અને તેનો ૬ પેઢી પર્યંત વંશ ચાલ્યો)

माधवसेन वश १०८ वर्षे ४ महीनें ९ दीवस

(માધવસેનના ૬ ઠ્ઠા વશંજ નૃપસિંહને ગિરધરસેને માર્યો અને તેનો ૯ પેઢી પર્યંત વશ ચાલ્યો)

गिरधरसेन वश ३२२ वर्षे ३ महीनें २३ दीवस

(ગિરધરસેનના ૯ મા વંશજ લલં બટને પૃથ્વીપાલે માર્યો અને તેનો, ૫ મા વંશજ રાજા પીડોરા-પૃથ્વીરાજ પર્યંત વંશ ચાલ્યો).

पृथ्वीपाल वंश ८५ वर्षे ८ मास १० दीवस

(રાજા પીડોરાને મારી મુસલમાન પાતસાહ સુલતાન રૂકનુદીન ગાદીએ આવ્યો અને રાજવંશો બદલાવા છતાં મુસલમાનોએ દિલ્હીની ગાદીએ રહીને હિન્દમાં ૫૩ મા પાતશાહ ઓરંગજેબ પર્યંત પ્રબળ અમલ પ્રવર્ત્યો.)

पातशाहा ८८४ वर्षे ६ मास ९ दीवस

ઔરંગજેબે ૫૨ વર્ષ ૧ મહીનો રાજ્ય ચલાવ્યું.

| | वर्षे | मास | दीवस |
|---|---|---|---|
| वेरीज मराठे | ३९२३ | १० | १ |
| मुसलमान | ८८४ | ६ | ९ |
| | ४८०७ | १६ | १० |
| एकंदर | ४८०८ | ४ | १० |

येकुण जमा च्यार हजार आठसे आठ वर्षे च्यार महिने दाहा दिवस कलयुगास जहाले त्या दिवसी पातसाहा औरंगशाहा गाजी मृत्यु पावले. सदरहु मराष्ट राजे व पातशा मुशलमान औरंगशाहा पावेतो लीहीले पुरे पीठया पुरुष जीगाहत फरोगसेद महमदशाहा जाहाले जाणीजे.

અંતમાં શાહજહાનના ૪ પુત્રો એટલે કે ઔરંગજેબના ભાઈઓને પણ બાદશાહ ગણાવી, શાહ હુસેન મુરાબક્ષ, શાહ દારા, અને શાહ સુજા એમ જણાવેલું છે. અહીં ઓરંગજેબનો રાજ્યકાલ વર્ષ ૫૦ નો આપેલો છે તે યોગ્ય છે, પરંતુ આ વંશાવલિમાં ઉપર તેનો રાજ્યકાલ ૫૨ વર્ષનો પણ જણાવેલો છે.

**૪ મુસલમાની રાજ્ય** (પા. ૧૮-૧૯)—આમાં મુસલમાની રાજ્યઅમલનો આરંભ હિન્દમાં શક ૫૩૧(ઇ. સ. ૫૯૧)માં થયાનું જણાવી, પુનામાં મુસલમાની સત્તાના પ્રવેશ વિષે નીચેનો કિસ્સો આપેલો છે.-

શક ૧૧૬૮(ઇ. સ. ૧૨૪૬)માં એક પાગા હદલી ફકીર ઓલીયો પુના પાસે આવ્યો; તેણે કુંભારી અને કાસારીની પડોશનાં ગામોના પાટીલોના ચોકસ મુએલા બાળકોને જીવતા કીધા અને પુનેશ્વર ખેડા તથા નારાયણમાંની મૂર્તિઓ પુરંધરમાં ખસેડાવી લીધી. ત્યાં તેણે એક કબર બાંધી અને રહેવા લાગ્યો.

બારૈયા આરબે શાકનનો ગઢ બાંધ્યો અને પુના પાસે રાજ્ય ચલાવ્યું તેણે પુના, કુંભારી અને કાસારી ગામોને એકત્રિત કીધાં. (અહીં પુના બારૈયા આરબના અમલ હેઠળ વિસ્તાર પામ્યાનું કેટલુંક વર્ણન આપેલું છે.) બારૈયાના વંશજોએ શક ૧૪૦૦ પર્યંત પુનામાં રાજ્ય ચલાવ્યું. પછી કેટલાક બખેડાઓ અને ધાંધળ જાગ્યાં અને દોલતાબાદના

નિઝામે પુનાનો કબજો લીધો અને અમલ ચલાવ્યો સમય જતા **મરેઠાઓ અને પેશ્વાઓ સત્તાશીલ થયા"**

**૫ મલિક અંબર**-શક ૧૫૪૬(ઇ સ ૧૬૨૪)મા મલિક અંબરે બિજાપુરના હાકેમ પાસેથી શોલાપુર પડા વું શક ૧૫૪૭(ઇ સ ૧૬૨૫)માં મલિક અંબરે દિલ્હીના જહાગીર બાદશાહના પુત્ર શાહજહાનને આશ્રય આપ્યો મલિક અંબર શક ૧૫૦૦મા મરણ પામ્યો શાહજહાન ગાદીએ આવ્યો

**૬ શિવાજીની કારકિર્દી**-(પૃ ૨૦-૨૪) આમાં નીચેની બાબતો છે—શિવાજીનો શક ૧૫૫૧(ઇ સ ૧૬૨૯-૩૦)મા જન્મ, શિવાજીના ઔરંગજેબ સામેનાં પરાક્રમો, ઔરંગજેબનું રાજ્યારોહણ શક ૧૫૮૦(ઇ સ ૧૬૫૮), શિવાજીએ પ્રતાપ ગઢમા કરેલુ અફઝલખાનનું ખુન શક ૧૫૮૫(ઇ સ ૧૬૬૩-૪), સુરતની શિવાજીની પહેલી લુટ, સુરતની શિવાજીની બીજી લુટ શક ૧૫૯૨, શિવાજીની કેટલીક કૌટુંબિક હકીકતો, શિવાજીનો રાજ્યાભિષેક શક ૧૫૯૬ના જ્યેષ્ઠ સુદ ૧૨, શુક્રવાર (પ્રાત કાલે પાચ વાગેઃઆમા નક્ષત્ર, યોગ, કરણ આદિના ઘડી પળ આપેલા છે), શિવાજીનો સિંહગઢમાં શક ૧૫૫૧ ફાગણ વદ ૩, શુક્રવારે હસ્ત નક્ષત્રમા જન્મ થયલો તેનો પ્રસગ, શિવાજીના પુત્ર રાજારામનો શક ૧૫૭ ના જ્યેષ્ઠ સુદ ૧૨ ગુરૂવારે જન્મ થયલો તેનો પ્રસગ, અન્ય પ્રકીર્ણ તથા સામત પ્રકરણની ઇતિથી તેમા આ બખ્ખર શક ૧૭૩૭(ઇ સ ૧૮૧૫)મા લખાયાનુ જણાવ્યુ છે (જુઓ પા ૨૪ તેમ જ પાનું ૧૬૨)

**૭ શકકર્તાઓ**-(પા ૨૪) ભારતવર્ષમા થયલા શકકર્તાઓના નામ દક્ષિણમા તેમના શકપ્રવર્તનના વર્ષ આદિ આપેલા છે

**૮ દિલ્હીનું રાજ્ય**-(પા ૨૫-૨૬) આમા દિલ્હીના રાજ્યના આરભ સબધી એક કિસ્સો નીચે પ્રમાણે આપેલો છે—

"પાર્વતી અને ગણપતિ ભૂતલમાથી અદ્રશ્ય થયલા જણાતા શિવ શોકથી અતિશય આકુળવ્યાકુળ થયા એટલામા પયગબર મુનિ તેમની સમક્ષ આવી ખડા થયા અને તેણે તેમને કહ્યુ કે પાર્વતી અને ગણપતિ અદ્રશ્ય થઈ ચોક્કસ સ્થળે ગયા છે શિવે તેથી પ્રસન્ન થઈ પયગમ્બર મુનિને આશિર્વાદ આપી કહ્યુ કે તારો અવતાર મનુષ્ય રૂપે ભૂતલ ઉપર થશે અને તુ ચમત્કારો કરીશ તુ શાહ સુલતાન રૂકનુદ્દિન બની ૧૨૦૦ વર્ષ પર્યંત અમલ ચલાવીશ આના પરિણામે શક ૫૧૨(ઇ સ ૫૯૦)મા સુલતાન રૂકનુદ્દિને હસ્તિનાપુરના છેલ્લા હિન્દુ રાજા પિથોરાને જિત્યો, દિલ્હીની સ્થાપના કીધી અને ફસલી સન પ્રવર્તાવ્યો" (આમા આપેલો શક ૫૧૨ શકા પડતો છે, કારણ તે સમયે મુસલમાની અમલ દિલ્હીમા થયો નથી)

**૯ રમળ શાસ્ત્રની ઉત્પત્તિ સંબંધમા** પાને ૨૫ મે નીચેના શ્લોક આપેલા છે -

ईश्वर. प्राह पार्वत्यै स्कदाय प्राह पार्वती ।

स्कंदो ददन्नारदाय भृगवे नारदोऽब्रवीत् ॥ १ ॥

सोऽब्रवीद्भृगुपुत्रस्तु धीमते विश्वकर्मणे ।
सोऽब्रवीद्यवनोपेदं रहस्यं कौतुकं मुदा ॥ २ ॥
तस्माद्यावनिकं शास्त्रं रमलोत्कर्षमद्भुतम् ।
अर्कबाणाभ ५१२ शाकं च शालिवाहनकः शकः ॥ ३ ॥
पैगंबरादिविख्याता(ः) प्रारंभे यावनादयः ।

**૧૦ બિજાપુરનું રાજ્ય**-(પા. ૨૭-૪૮) બિજાપુરનું રાજ્ય શક ૧૪૦૦ માં સ્થપાયું; પછી તેના અમલનો ટુંકો ઇતિહાસ આપેલો છે. વચ્ચે પાનાં ૨૯ કોરાં છે.

**૧૧ ભોંસલે કુટુંબ**-(પા. ૪૮-૫૪) આમાં ભોંસલે કુટુંબની આદ્ય ઉત્પત્તિનો વૃત્તાન્ત તેમાંથી ઉત્પન્ન થયલા શિવાજીના વંશજોનો વૃત્તાન્ત અને સતારા રાજ્યની સ્થાપનાનો પ્રસંગ આદિ આપેલાં છે.

**૧૨ મોડી લિપિનો પ્રવેશ**-પછી પાના ૫૪ માં મોડી લિપિ દક્ષિણમાં લંકાથી દોલતાબાદના સ્થાપક રાજા રામરાજાના પ્રધાન હેમાદ્રિ પંતે શક ૧૧૭૫ (ઇ. સ. ૧૨૫૩)માં દાખલ કર્યાની કથા આપેલી છે.

**૧૩ સતારા અને કોલ્હાપુરના** રાજાઓના અમલનો કેટલોક હેવાલ (પા. ૫૯-૬૦)

**૧૪ પેશ્વાઓનો વૃત્તાન્ત**-(પા ૬૨-૯૪) આમાં પેશ્વાઈ રાજ્ય દરમ્યાન બનેલા શક વાર મુખ્ય મુખ્ય બનાવોની નોંધ, કેટલીક સંક્ષિપ્ત તો કેટલીક વિસ્તૃત આપેલી છે. પાનાં ૭૭થી ૮૨ કોરાં છે. પેશ્વાઓનો આદ્ય ઇતિહાસ, તેમની વંશાવલિ, ઐતિહાસિક પ્રસંગોની તપસીલો, શક ૧૬૮૨(ઇ સ. ૧૭૬૧)નું પાણિપતનું યુદ્ધ આપેલાં છે. સિંધિયા, હોલ્કર અને નાના ફડનવિસના વૃત્તાંતો આદિ આપેલાં છે; તે પછી ધુરંધર કુટુંબનો વૃત્તાંત આપેલો છે.

**૧૫-પેશ્વાઈ રાજ્યઅમલ**-(પા. ૯૪-૧૬૧) આમાં પેશ્વાઈના આરંભથી તે બાજીરાવ બીજાની પડતી પર્યંતના ઐતિહાસિક પ્રસંગોનો સૂક્ષ્મ નિર્દેશ કરેલો છે; વચમાં બાજીરાવ, ચીમણાજી આપ્પા વિગેરેના જન્માક્ષરની વિગતો આપેલી છે.

**૧૬ પ્રકીર્ણ**-દક્ષિણના મરાઠી રાજ્યના ગઢો, તે સમયમાં પડેલા દુકાળો, આવેલી રેલો, જમીનોની મોજણી આદિ અનેક પ્રકીર્ણ પણ રસભર હકીગતો નોંધેલી છે.

**વિશેષ**-આ ચોપડો મરાઠી અને પેશ્વાઈ અમલની વિશ્વસનીય માહિતી પૂરી પાડે છે અને તે કીમતી છે. તેનાં પાનાં જર્જરિત થયાં છે. કેટલાંક પાનાં કોરાં છે. અને પાનાનો સંખ્યાક્રમ પણ વચ્ચે તૂટક છે; આરંભનાં થોડાંક પાનાં છૂટાં પડી ગયાં છે અને ફાટેલાં છે. આ ઉપરાંત આ સાથે ન્યાયમૂર્તિ ન્યુટન સાહેબ જેઓ ફાર્બસ ગુજરાતી સભાના પ્રમુખ હતા તેમનો આ સંબંધમાં લખેલો એક કાગળ સામેલ છે.

આ ચોપડો ઇનામ કમીશન આગળ પુરાવામાં રજુ થયલો છે.

આ સિવાય મોડી લિપિમાં લખેલાં કાગળીયાંઓનો એક બીજો થોકડો સાથે સામેલ છે, પણ તે છૂટાં હોવાથી અને તેનો ઉકેલ કરાવી શકાયલો નહીં હોવાથી અં. ૫૦ માં સામટો બીજા કાગળીયાઓ સાથે બાંધેલો છે.

## અં. ૪૮-૧૯-જ્ઞાતિઓની ઉત્પત્તિ-ઐ. સા. ગુ. હ.- લાંબું ઓળીઉં.

### અં. ૪૮-૧૯-૧-બ્રાહ્મણોની ઉત્પત્તિ-

આરંભ-અંધકારમાંથી બ્રાહ્મણ જાતિ સ્વયંભૂ ચતુરાનન...બ્રહ્માને પરબ્રહ્મનું મુખ કે છે તે બ્રહ્માથિ સપ્ત રૂષિ ઉત્પન્ન થયા તેને બ્રહ્મર્ષિ કે છે ને સાત બ્રહ્મર્ષિયોના ને આઠમા અગસ્ત્યના પુત્રપૌત્રને ગોત્ર સંજ્ઞા કે(હે) છે. એ વંશમાં બ્રાહ્મણ જાતિ ઉત્પન થઈ તે કેટલેએક કાળે યુગ મહા અહંકાર થૈને પોતપોતાના મમત્વ થકી પંચ ગૌડ ત. પચ દ્રાવિડ થયા તેઓના સ્થાનનિ તપસીલ લખી છે.

| (પંચ ગૌડ) | પંચદ્રાવિડ |
|---|---|
| -ચત | ગુર્જ્જર |
| કણોજિયા | મહારાષ્ટ્ર |
| ઉત્કલ | કનડા કર્ણાટકી |
| | દ્રવિડ |
| | તેલંગ |

- - - એથી પૂર્વે રાજા સધરા જયસિંહ નામે પેદા થયા તેણે પૃથ્વીમાં પોતાનું યશ વિખ્યાત કર્વા સારૂ 'જે સમયમે રૂદ્રમાળો બંધાવ્યો તે વખતમો રાજાએ મનમો વિચાર કીધો કે પૃથ્વીમો મારૂ યશ ઘણુ થયુ પણ આ વાર પછીના બાદશાહ લોકો થાસે તે હીંદુ ધર્મદ્રેષી થૈને રૂદ્રમાળો રેવા દેસે નહીં ને મારો વંશ રેસે તો તે વંશ રૂદ્રમાળા ઉપર આફીયત આવસે તો તેને ઘણી ગેરીયત થાસે તેથી મને પણ ઘણી શરમની વાત છે ને બીજુ . કારણ એ જે મારા વંશના લોકો એ ચીજ ઉપર લોભાવિષ્ટ થૈને ગીરો અથવા વિક્રય કર્સે તો પણ મને ઘણી શરમ છે વાસ્તે હેતું થાય કે મારો નિર્વંશ થાય તો ઉત્તમ છે હેવું વિચારીને તે ઉપાય સોધવા માંડ્યો એમ કર્તાં શાસ્ત્રથી તજવીજ કીધી તેથી જાણ્યું કે બ્રહ્મદ્વેષાત્કુલક્ષયઃ હેવો સિદ્ધાન્ત સમઝીને જેમો બ્રહ્મદ્વેષ થાય હેવું યજ્ઞકર્મ કર્વાં માંડ્યું હવે યજ્ઞ તો બ્રાહ્મણસાધ્ય ને બ્રાહ્મણો તો કૃષિવૃત્તિવાળા ને નિર્લોભ તેથી રાજાએ પોતાના પુરોહિત તથા પ્રધાનને બ્રાહ્મણોને તેડવા મોકલ્યા તે લોકોએ ઘણીએક બ્રાહ્મણોનિ સ્તુતિ કરીને ઠામઠામથી બ્રાહ્મણોને લાવ્યા ને કર્મ ચાલતું કીધું તેમો જાણીને પૂજ્યપૂજ્યાવ્યતિક્રમ કીધો ને વ્યુત્ક્રમપૂજન ત. દાન કીધાં

તેથી બ્રાહ્મણો ક્રોધ પામ્યા ને એ જ અધર્મનુ પ્રાયશ્ચિત્ત રૂપ ડંડને સારૂ શ્રાપ દીધો. તેથી રાજા મયૂરકુર નિર્વંશ થયો ને પછી કેટલે એક કાળે કરીને રાજા જયસિંહનો વંશ ન છતાં હિંદુ ધર્મદ્વેષિ રાજાએ રૂદ્રમાળ તોડયો હવે તે જ યજ્ઞમો બ્રાહ્મણોએ રાજાને શાપ દીધો ને પોતે પોતાનિ પૂજાવ્યતિક્રમદ્વેષ બાંધી ને કર્મવિપય ત. દક્ષિણાવિષયનો કલહ કરીને માહો માય જુદા જુદા જથા કરીને જેને જાંહાં જાવાનિ ઇચ્છા થૈ તાં તાં તે લોકો જૈને વસ્યા ને પ્રાચીન દ્વેષથી પરસ્પર ભોજન કન્યાવ્યવહાર રાખ્યો ને લોકસંગ્રહાર્થ પોતે પોતાના જથાનાં નામ કીધાં તેહનિ વિગત લખી છે.

## ૧ શ્રીમાલિનિ ઉત્તપત્તિ—

અન્ત—પૂર્વે ઘણાએક વર્ષ ઉપેર ગુર્જર દેશમો અસંખ્યાત ઔદિચ્ય, બ્રાહ્મણો હતા તે સમયમો એક દિવસ કોઈ ગ્રહસ્થે અશેષને ભોજન આપ્યું તે લોકો મધ્યાન્હે ભોજન કર્વા જતા હતા તેને જોઇને મુગલ બજારમો બેઠો હતો. તેણે બ્રાહ્મણોને પુછ્યું જે તમો કાં જાઓ છો ત્યારે તે લોકોએ કહ્યું જે હમો ફલાણે ઠેકાણે જમવા જૈયે છૈયે હેવું સાંભળીને તે મુગલ પોતાને ઘેર ગયો ને બ્રાહ્મણ સર્ખો વેષ ધરીને મૌન વ્રત ધારણ કરીને બ્રાહ્મણોનિ ન્યાતમો જમવા ગયો ને છેડે પોતાનો ઠાંમ કરીને સ્નાંન કરીને જંમ્યા બેઠા ને પરિવેષણ જારી કીધું તે વખત સર્વે બ્રાહ્મણોએ પોતે પોતાની રીત પ્રમાણે ઘી ઘાલીને લાડુ કોસણીને તૈયાર કીધા ને મુગલે તો અજાણપણાથી લુખો લાડુ થોડા ઘીનો ચોપડયો પણ કોઈ બ્રાહ્મણે જાણ્યું નહી કાંજે ગ્રામ ગ્રામનો બહુ સંવાય મળ્યો તેથી કોઈએ પૂછ્યું નહીં ને ભોજન જારી થયા પુંઠે મુગલને તે લાડુ ગળે અટકવા લાગો ત્યારે મુગલ બોલ્યો જે રોગા નબાપદ મલીદા હલક પકર્તા હે હેવું સાંભળીને પાસે બેઠેલો બ્રાહ્મણ પુછવા લાગો કે તું કોણ ત્યાં ત્યારે મુગલે પણ પુછ્યું જે આ સર્વે જમવા બેઠેલા છે તે કોણ છે ત્યારે બ્રાહ્મણોએ કહ્યું જે અમે ઔદિચ્ય ત્યારે મુગલ બોલ્યો જે મે ખી ડીચ હેવું સાંભળીને સર્વે બ્રાહ્મણો ચેત્યા જે આ કોઇ યવન છે હેવું જાણીને સર્વે બ્રાહ્મણોએ તે મુગલને પ્રાણ સાથે મારી નાખ્યો ને તે દિવસથી જુદા જુદા ગાંમગાંમના જથા બાંધીને તે પ્રમાણે ભોજન ત૦ કન્યાવ્યવહાર રાખ્યો.

વિષયાદિ—આમાં પ્રથમ મૂળ બ્રહ્માથી સપ્ત ઋષિ ઉત્પન્ન થયાનું અને સપ્ત ઋષિ તથા અગસ્ત્ય એ આઠ ગોત્રસ્થાપકોથી અન્ય બ્રાહ્મણોનો વંશ ચાલ્યાનું કાળે કરીને પાંચ ગૌડ તથા પાંચ દ્રવિડ જાતિના બ્રાહ્મણો નીવડ્યાનું અને દેશવશાત્ ગુર્જર, દ્રવિડ, તૈલંગ આદિ મુખ્ય બ્રાહ્મણવિભાગો થયાનું જણાવેલું છે. તે પછી સિદ્ધરાજના

સમયથી બ્રાહ્મણોના વિવિધ જથ્થાઓ કેમ પડ્યા તેનો પ્રસંગ વર્ણવેલો છે. તે પછી નીચેના બ્રાહ્મણોની જ્ઞાતિવાર ઉત્પત્તિ આદિની હકીગત આપેલી છે, જેનો સંક્ષેપ નીચે આપેલો છેઃ—

૧ **શ્રીમાલિ બ્રાહ્મણોની ઉત્પત્તિઃ**-ભિંડિમાલ(ભિન્નમાલ)ના જંગલમાં લક્ષ્મી સાથે વિષ્ણુ આવીને રહ્યા; વિશ્વકર્મા પાસે મોટું નગર વસાવરાવ્યું અને ૪૫,૦૦૦ ઘર બનાવરાવી દાનમાં આપવા સારૂ ગરૂડ દ્વારા વનમાં યત્ર તત્ર વસતા તપસ્વી બ્રાહ્મણોને ઉચકી મંગાવ્યા; ગરૂડે અણુપરીક્ષાથી તેમ ઉતાવળમાં બ્રાહ્મણો ઉપરાંત બીજા લોકોને પણ આણ્યા તેમાંથી ૪૫,૦૦૦ બ્રાહ્મણોને વિષ્ણુએ પેલાં ઘરનું દાન દીધું અને શ્રીમાલી નામ આપ્યું; અને બ્રાહ્મણેતરને ત્રાગડ સોની બનાવ્યા.

૨ **બાજ અને ભીતરા ખેડાવાળ**-કુંવરપાલ રાજકુમાર દેશવટે નિકળતાં જંગલમાં ફરતાં ફરતાં તાડ વૃક્ષ હેઠળ શ્રમથી ચાઈ ગયો. તાડની છાયા આછી એટલે ચોડીકવારમાં તડકો તેની ઉપર આવ્યો. તેથી જાગી ઉઠતાં રાજ્ય પ્રાપ્ત થયે પોતાના રાજ્યપ્રદેશમાંથી તાડના ઝાડનું મૂળ જ સદંતર કાઢી નાંખવાની પ્રતિજ્ઞા લીધી. પછી તે ભૂખ્યો હોવાથી ઉઠીને લાડ લોકોની જાન જંગલમાં એક બાજુએ મુકામ કરી પડી હતી ત્યાં ગયો. તે લોકે પોતે ખાધુ પણ કુંવરપાલને માગ્યા છતાં કશુંયે ન આપ્યું એટલે ચીઢાઈ લાડ લોકોને વખત આવ્યે મારવાનો નિયમ લીધો. કાળે કરીને રાજા મરતાં તેને ગાદી મળી ત્યારે તેણે તાડના ઝાડનો ખોડો ગુજરાતમાંથી કઢાવ્યો અને લાડ લોકો ખેડામાં વસતા હતા ત્યાંથી તેમનો સંહાર કરાવવા માંડ્યો. બ્રાહ્મણોએ તેમની વાહાર કીધી અને મરાયા. તેમની બ્રહ્મહત્યા થતી અટકાવવા પ્રધાનોએ બ્રાહ્મણોની સલાહથી શહરના દરવાજે ખડ્ગ બાંધ્યું અને તે તળેથી લાડ વાણીયાને કાઢ્યા; એટલે તે મુઆ જ જેવા ગણાયા. તેમને બ્રાહ્મણોએ આ રીતે બચાવ્યા તેથી તેમને લાડ લોકે પોતાના પુરોહિત બનાવ્યા, અને તે **ખેડાવાળ** થયા. જેમણે તેમની દક્ષિણા લીધી તે **ભીતરા** થયા અને ન લીધી તે **બાજ** થયા. તેમના નવ ફાંટા નીચે પ્રમાણે છેઃ—

ખેડાવાળ, ઉનેવાળ, ચમકવાળ, દિશાવાળ, રત્વાજ, ગોમતીવાળ, મેલતવાળ, રોડવાળ અને ગાયાવાળ,

૩ ૭ **મોઢની ઉત્પત્તિ**-પૂર્વે મોઢાણા ગામમાં રામચંદ્રજીએ રાવણને ત્યાંથી પાછી ફરેલી સીતાને વનવાસ કાઢ્યા પછી યજ્ઞ કીધો અને પત્નીને સ્થાને સોનાની મૂર્તિ સીતાની કરીને બેસાડી. યજ્ઞ પતતાં કેટલાક લોભી બ્રાહ્મણોએ પેલી મૂર્તિ કટકા કરીને વહેંચી તેથી તેઓ **ત્રીવધા** મોઢ થયા; યજ્ઞનો ચાચર સુવર્ણ થયો તેના ખંડ કરી વહેંચી લેનારા **ચાચરવધા** મોઢ થયા; ચાચરનો અગીયારમો ભાગ લેનારા **અગિયારસા** થયા; કેટલાકે મલ્લયુદ્ધની શરતે દાન લીધું તેથી **જેઠીમલ્લ** થયા; નૃત્ય કરનારા **તાંડવજા, તાંડળજા**, અને ચૌર્ય કરી ધન લેનારા **ધીણોજા** કહેવાયા.

૪ ૭ **નાગરોની ઉત્પત્તિ**-પાર્વતીના લગ્નવેળા મહાદેવે પુરોહિતના કાર્ય માટે ૭ બ્રાહ્મણોને ઉત્પન્ન કીધા. તેમની દિવ્ય શક્તિ હરવાને પૃથ્વીના લોકે ઉતરીને તેમની સ્ત્રીને દાન દીધાં એટલે તેમની દિવ્ય ગતિશક્તિ ક્ષીણ થઈ અને તેમના ઇષ્ટ શંકર

હાટકેશ્વર તેમના અનુરંજન અર્થે વૃદ્ધનગર(વડનગર)માં આવ્યા. તેમાંના જેમણે વૃષલ (શૂદ્ર) પાસેથી દાન લીધાં તે વિસલ નગરા થયા બાકીના પાંચ જણના વંશજો પરસ્પર વિરોધ થતાં જુદાં જુદાં નગરોમાં જઈ વસ્યા. તેથી વડનગરા, સાઠોદ્રા, કૃષ્ણોરા, પ્રશ્નોરા અને ચિત્રોડા થયા.

ઔદિચ્યોની ઉત્પત્તિ–પૂર્વે ઉત્તરમાં ઉદિચ્ય ઋષિ રહેતા હતા. તેના વંશજોને સહસ્ર ગામ એક રાજાએ દાનમાં દીધાં, તેથી ઔદિચ્ય સહસ્ર થયા. પશ્ચિમનાં પાંચસો ગામમાં મુખ્ય શહેર સિહોર ભાવનગર પાસે છે તે તેમનું મુખ્ય સ્થાનક થયું. અહિં જાની અને દવે કુટુંબો વસ્યાં કાળે કરીને પરસ્પર કલહ થતા તેઓ વિખરાયા. જેમણે તાંબુલબિડીકા ખાધી તે ટોળકીયા થયા; તેમની ચાંદલીઆ, માદલીઓ, પંચી, વાડીયા, રાવળ, ટેકરિયા, ખોખલા ખોખલા આદિ વિભાગો છે.

---

## અં. ૪૮–૧૯–૨ ભાઠેલાની ઉત્પત્તિ–

વિષયાદિ–આમાં નીચે પ્રમાણે ભાઠેલાની ઉત્પત્તિ જણાવેલી છેઃ પૂર્વે ઉષ્ણાવાન ક્ષેત્રમાં શ્રીરામચંદ્રને વસિષ્ઠે યજ્ઞ કરાવવા વિચાર કીધો; પણ વરણીમાં બ્રાહ્મણો ન આવ્યા; એટલે તપોબળથી ભિલ્લ લોકોને વેદાદિનો બોધ કરી, બ્રાહ્મણસ્થાને સ્થાપી, યજ્ઞકાર્ય કીધું. યજ્ઞ પતતાં તેમને વસિષ્ઠે પાછા ભિલ્લ બનાવ્યા. પણ તેમણે તે સ્થિતિથી નારાજી બતાવી ત્યારે વસિષ્ઠે તેમને નિકર્મના અધિકારી ઠરાવ્યા અને નાગકન્યા સાથે પરણાવ્યા. "બ્રાહ્મણ સર્ખા ભ્રષ્ટેલા તેનું નામ કીધું તે ભાઠેલા થયા." તેમની ૧૮ જાતિ નીચે પ્રમાણે.–

| | |
|---|---|
| "બ્રહ્મક્ષત્રિ | "ખાતરિ |
| સણવી | ગરડા |
| ભાટિયા | વેરાગ્નિ |
| ભાટ | પુરવિયા |
| ત્રાગડ સોનિ | ખખારૂ ક્ષિત્રિ |
| ભરડા તપોધન | હદીયો |
| કાળીદાસ | સુથાર |
| "રાવળિયા | સલાટ" |

---

## અં–૪૮–૧૯–૩ બ્રાહ્મણોની અવટંકો–પ્રકીર્ણ.

વિષયાદિ–આમાં વિવિધ જાતના બ્રાહ્મણોની, ત્રિપાઠી, દીક્ષિત, દ્વિવેદી, પાઠક, યાજ્ઞિક, પંડિત, વોહોરા, ઓઝા, ઉપાધ્યાય, શુકલ, જ્યોતિષિ, રાવલ, મિશ્ર, આચાર્ય, વ્યાસ, ભટ્ટ, કાલેટિયા, સ્માર્ત, અધ્યારુ, દેશમુખ અને પાટિલ એ મુખ્ય અને જાણીતી અવટંકોનાં સંસ્કૃત નામ, કર્મ, અને પ્રાકૃત નામ, આપેલાં છે. એનો ત્રુટિવાળો કોઠો નીચે પ્રમાણે આપેલો છે.—

| બ્રાહ્મણોની અવટંક | અર્થ | પ્રાકૃત |
|---|---|---|
| દીક્ષિત્ | યજ્ઞ દીક્ષાવાન્ | દિક્ષત્ |
| ત્રિપાઠી | ત્રણ ઋત્વિજના કાર્યકર્તા | ત્રવાડી |
| ...... | ......... | ...... |
| વોહોરા | વ્યાપારકર્ત્તા | વોરા |
| ...... | ......... | ...... |
| રાવલ | યોગાભ્યાસિ | રાવલ |
| મિશ્ર | બ્રહ્મક્ષત્રિ કર્મકારયિતા | મિ:શર |
| ...... | ......... | ...... |
| કાલેટિયા | મૃતકર્મકારયિત | કાયટિયા |
| ...... | ......... | ...... |
| દેશમુખ | પૃથ્વીના વતનદાર | દેસાઈ |
| પાટિલ | જ્ઞાતિમુખ્ય | પટેલ |

---

## અં-૪૮-૧૯-૪-ક્ષત્રિયોની ઉત્પત્તિ-

આરંભ-પૂર્વે કલ્પાંતને વિષે એક પરબ્રહ્મ વિના કંઈ બીજી વસ્તુ હતિ નહી તે જ ઈશ્વર પોતાનિ ઇચ્છા કેતાં માયા સાથે મળ્યો તેથિ મહત્તત્વ ઉત્પન્ન થયુ........તે પદ્મકોશમોથી ચતુરાનન બ્રહ્મા ઉત્પન્ન થયા. તે બ્રાહ્મણનિ ઉત્પત્તિ તો ઉપર લખી છે ને તે જ બ્રહ્માથિ મરીચી ઉત્પન્ન થયા ને મરીચિને કસ્યપ ઉત્પન્ન થયા કસ્યપને વિવસ્વાન્ પુત્ર ઉત્પન્ન થયા ને વિવસ્વાનને શ્રાદ્ધદેવ મનુ થયા ને શ્રાદ્ધદેવ મનૂને ઈક્ષ્વાકુ આદે દશ પુત્ર ઉત્પન્ન થયા તે જ ઇક્ષ્વાકુ વગેરે દશ ભાઇયોથિ સૂર્યવંશિ ક્ષત્રીવંશ ચાલ્યો ત. સૂર્યવંશમોથી ચંદ્રવંશિ ઉત્પન્ન થયા તેનો પ્રકાર એમ જાણવો કે-

અન્ત-પર્શુરામજીએ જે વેળા ક્ષત્રીય સંહાર કીધો તે વખતમો કેટલીએક ક્ષત્રીયોની પુત્રી અપર્ણીત હુતિ તેણે કોઈ ક્ષત્રીયનુ બીજ દીઠુ નહીં ત્યારે તે છોકરીઓએ બ્રાહ્મણ ત. વૈસ્ય સંઘાથે અનુલોમપ્રતિલોમ વિવાહ કીધા તેથી સંતાન થયાં તે બ્રહ્મક્ષત્રીય ત. રજપૂત વગેરે લોકો પેદા થયા તે હાલમાં ક્ષત્રીય કેવાએ છે તેમાથી પણ કર્મભ્રષ્ટતાથી પાતિત્વભાવને પામેલા હરાડ પ્રકારના થયા તેનિ વિગત-

| | | |
|---|---|---|
| "જાટ | "બીલ | સિકલિગર" |
| નોપિત | દુબળા | મોચિ- |
| લુહાર | કોલિ | ખરાદિ |
| નરડા | વાઘરિ | ભંડારિ |
| બાબા | ખાલપા | ખમાર |
| "કાબ | દરજી | પારધિ" |

**વિષયાદિ**–આમાં નીચેનો વૃત્તાન્ત આપેલો છે:-કલ્પને અન્તે બ્રહ્મામાંથી બ્રહ્મા માયાંશથી કેવી રીતે ઉત્પન્ન થયા તે અને તેમના પુત્ર મરિચિથી સૂર્યવંશી ક્ષત્રિયોની ઉત્પત્તિ જણાવી, ઈક્ષ્વાકુ રાજાને તેની રાણીના જીભ્હાદોષથી યજ્ઞબલે પુત્રને બદલે પુત્રી થઈ અને તેનાથી ચંદ્રના પુત્ર બુધથી પુરૂરવા ઉત્પન્ન થયો અને ચંદ્રવંશ ચાલ્યો, અને પરશુરામે તેમનો સંહાર કરતાં તેમના અવશિષ્ટ વંશજોની પતિત નાતો થઈ.

**વિશેષ**–આની પછી **"વૈશ્યતિ ઉત્પત્તિ"** એમ લખ્યું છે, પણ તે ભાગ કોરો રાખેલો છે. છેવટે નીચેનો શ્લોક છે:-

> सूर्यवंशचंद्रवंशो वंशश्च रथकारयोः ।
> दैत्यवंशो देववंशः कलौ नास्ति च नास्ति च ॥

---

## અં. ૪૮–૧૯–૫–વાણિયા લોકોની જ્ઞાતિનો પ્રકાર–એ. સા. ગુ. હ.

**આરંભ**–પૂર્વે સૃષ્ટિક્રમથી શુદ્ર વર્ણ એક જ હતો તેને ઈશ્વરે દ્વિજ-શ્રુશ્રુષાધર્મ આપ્યો હતો જેથી શૂદ્ર લોકોનો સંસારથી પાપોદ્ધાર થાય તે પરલોકમાં ઉત્તર ગતિ થાય પણ તે વાત તો બ્રાહ્મણસાધ્ય–ને બ્રાહ્મણો શુદ્ર-દર્શનથી સચૈલ સ્નાન કર્તાં ને સૂર્યદર્શનથી શુદ્ધ થાતા ને શૂદ્રદષ્ટ ત. શુદ્ર સ્પર્શિત જલાદિક વસ્તુ તે અપવિત્ર હતી તેનું કારણ એ જે **જૈન્ય(ન)** ધર્મી શૂદ્ર હતા. તેથી શૌચાચારરહિત શુદ્ર હતા તે પછી કેટલેએક કાળે **શ્રી શંકરસ્વામીનું** પ્રાગટય થયું તેણે જૈન્ય(ન) ધર્મ તોડયો ને પૃથ્વી ઉપર પોતાની મુદત પુરી થૈ તેથી કેટલીએક વર્ણે જાતીને શિવમંત્રોપદેશથી દીક્ષા આપી...પણ પૂરો અમલ બેઠો નહી ત્યારે **શ્રી વલ્લભાચાર્યજીનું** પ્રાગટય થયું ને તે આચાર્યજી વૈષ્ણવ ધર્મ પૃથ્વી ઉપર સ્થાપન કર્તાં કર્તાં ભિંડિમાલ દેશ કેતાં મારવાડમો ગયા ને તાં તો જૈન્ય ત. શૈવ મિશ્રધર્મી પ્રજાને દીઠી ત્યારે જુજવી જૈન્ય ધર્મિ લોકો હતા તેને સમઝાવીને વૈષ્ણવી દીક્ષા (દીધી)...(એ લોક વાણિયા કહેવાયા.)

**અન્ત**–કેટલાએક ભ્રષ્ટ લોકો પણ શુદ્ર જાતીમો મળ્યા છે ત. આધુનિક કાળમો જે શુદ્ર જૈન ધર્મથી છૂટીને શિવવિષ્ણુકધર્મમો આવ્યા તે લોકો લાડપોરવાડ વગેરે વાણિયાઓ થયા તે લોકોએ પ્રાચીન શ્રીમાળી વગેરે બ્રાહ્મણો હતા તેને ગુરૂ કીધા તેથિ વાણિયાનિ ન્યાતોનિ તપસીલ લખી છે મહાલક્ષ્મિયે મેહેર કરીને થાપ્યા ને ભિંડમાલ દેશનિ ભુમિ આ શ્રીમાળ ગાંમ વાસ્તે શ્રીમાળી શિરોમણી છે.

| | બ્રાહ્મણ | | વણિક |
|---|---|---|---|
| ૧ | શ્રીમાળી | ૧ | શ્રીમાળી |
| | | ૨ | ઓસવાળ |
| | | ૩ | પ્રૌઢવાળ |
| | દિશાવાળ | ૪ | દિશાવાળ |
| | | ૫ | ગુર્જ્જર |
| | | ૬ | ડાકુ, રનાધાસ્તિત, માહેશ્વરી |
| | ખેડાવાળ | ૭ | દશાવિશા લાડ |
| | | ૮ | ખંડોલ |
| × | × | × | × × |
| | વાલ્મિક | ૧૦૪ | વાલ્મિક |
| | | ૧૦૫ | ખંડેરવાળ |
| | | ૧૦૬ | વઘેરવાળ |
| | | ................ | |
| | | ૧૨૩ | કાજુ |

**વિષયાદિ**–આમાં આદિ સત્ શૂદ્રાચારવાળી વાણિયાઓની જ્ઞાતિઓ અને ભ્રષ્ટ વૈશ્ય જાતિમાંથી શૂદ્ર જાતિઓ કેવી રીતે થઈ તે જણાવેલું છે, વિષય "આરંભ" ભાગમાં તેમ જ "અંત"થી સ્પષ્ટ છે. આમાં વાણીયાની ૧૨૩ જ્ઞાતિઓ અને તેમના પુરોહિતોની કોઠાવાર તપસીલ ઉપર પ્રમાણે આપેલી છે, જેનો માત્ર નમુનો જ ઉતાર્યો છે

**વિશેષ**–આ વિષેની વધુ હકીકત "સત્શૂદ્રાચારચિંતામણિ" અને "શૂદ્ર-કમલાકર" ગ્રંથોમાંથી મળી આવશે એમ અહીં જણાવેલું છે.

---

## અં. ૪૮–૧૯–૬–કુણબીજની ઉત્પત્તિ–ઐ. સા. ગુ. હ.

આરંભ–પૂર્વે બાર વર્ષની અનાવૃષ્ટી પડી ત્યારે પ્રજા સર્વનો ક્ષય થવા માડ્યો ત્યારે પ્રજા ઉપેર મહાદેવજીને દયા આવિ ને પોતાનિ જાંઘામોથી ૬ પુરૂષો પેદા કીધા ને ભવાંનીને કહ્યું જે એ લોકોને સ્રષ્ટીનું કર્મ કર્વા વાસ્તે પર્ણાંવ્યા જોયે તેથી તમો ૬ કન્યા પેદા કરો હેવું સાંભળીને ભવાંનીએ ૬ શક્તિ પેદા કીધી ને ७ પુરૂષને આજ્ઞા આપિ જે તમો છઓ પુરૂષો એક એક વરો પછી એક પુરૂષે એક કન્યાને માથે હાથ મુકયો તેથી કરવાહ્યા કેતાં કડવા કણુબી થયા ત. બીજા પુરૂષે એક કન્યાને ગાલે ચુંબન કીધુ તેથી લેહુવા કેતાં લેવા કણુબી થયા ત. ત્રીજા પુરૂષે એક કન્યાનો કાછડો પકડયો તેથી કાછિયા

કણુબી થયા તથા ચોથા પુરૂષે એક કન્યાના નેત્રાંજનને સ્પર્શ કીધો તેથી આજણા થયા ત. પાંચમા પુરૂષે એક કન્યા (અહીં પાંચમા અને છઠ્ઠા પુરૂષોથી થયલી જ્ઞાતિની સજ્ઞાવાળો ભાગ લખેલો નથી) × × × ×

પછી મહાદેવજીએ દેવસભા એકઠી કીધી ને છએ પુરૂષને સભામો તેડીને બળદેવજી પાસે હળ અપાવ્યુ ઇન્દ્ર પાસેથિ જળરૂપ બીજ અપાવ્યું ત. કામધેનુ પાસેથિ વૃષભ અપાવ્યા ને પૃથ્વી પાસેથિ ઔષધીનાં બીજ અપાવ્યાં......એ પ્રકારે ષડ્વિધ કણુબીજ કેર્તાં કણુબીજની પેદાસ જાણવી.

બિજા પ્રકારનિ કણુબીજનિ ઉત્પત્તિ—

અન્ત–શેષ મૂર્દ્ધાવસિકતાદિ સંકર જાતિનિ ઉત્પત્તિ બૃહજ્જાતિવિવેકથિ જાણવિ ને શૂદ્રના કર્મથિ ભ્રષ્ટ થૈ ને પાતિત્ય ભાવને પામ્યાં હેવા હરાડ પ્રકારના છે તેની તપસીલ—

| | | |
|---|---|---|
| માળી | માળવા | કાછિયા |
| કુંભાર | ગળિઆરા | ગોવાળિયા |
| ગોલા | ભાવસાર | ભર્વાડા |
| ભાડભુજા | પંચોળી | પખાલિ |
| છીપા | વણજારા | ધોબિ |
| કંસારા | ઘાંચી | કાહાર |

**વિષયાદિ**-વિષયવસ્તુ આરભથી સ્પષ્ટ છે બીજા પ્રકારના કણબીઓની ઉત્પત્તિ સંબધમા રામચદ્રજીના લવ અને કુશથી કણબીઓ થયાની તે સબધમાં પૌરાણિક અને મિશ્ર દંતકથાથી પ્રચલિત આખ્યાયિકા આપેલ છે

---

## अं. ४८–१९–७ पात्रडपिनि उत्पत्ति–ऐ. सा. सं. वृ.

आरंभ—

त्रैशंकवो हरिश्चन्द्रो विश्वामित्रवसिष्ठ(ष्ठ)योः ।
यन्निमित्तमभूद्युद्धं पक्षिणोर्बहुवार्षिकम् ॥ १ ॥
सोऽनपत्यो विषण्णात्मा नारदस्योपदेशतः ।
वरुणं शरणं यात· पुत्रो मे जायता प्रभोः ॥ २ ॥
ये मधुच्छंदसो ज्येष्ठा कुशलं मे ... ... ...

अन्त—

अशापच्चान्मुनिः क्रुद्धो म्लेच्छा भवत दुर्जनाः ॥ २६ ॥

तत्तस्य ज्येष्टत्वं कुशलं न मेनिरे मध्यमत्वस्यानथावहत्वं दृष्ट्वा नागीकृतवंत.

सहोवाच मधुच्छंदा सार्धं पंचाशता तत
यन्नोभवान् संजानीते तस्मितिष्टा(ष्ठा)महे वयम् ॥ २७ ॥

× × ×

एवं कौशिकगोत्रं तत् वैश्वामित्रे. पृथग्विधम्
प्रवरान्तरमापन्नं तद्धि चैव विकल्पितम् ॥ ३१ ॥

एके शप्ता एके अनुग्रहीता. अन्ये पुत्रत्वेन स्वीकृता इत्वेवं कौशिकगोत्र पृथग्विधम् नानाप्रकार जातम् । तच प्रवरान्तरमापन्नं ॥ हि यस्मादेवं देवरात-ज्येष्टत्वेन प्रकल्पितम्

**વિષયાદિ**–આમાં પારસી લોકોની ઉત્પત્તિ વિષે જે આખ્યાયિકા આપેલી છે, તેનો સાર નીચે પ્રમાણે છે –સૂર્ય વંશના રાજા હરિશ્ચન્દ્ર, વિશ્વામિત્ર અને વસિષ્ઠના સો વર્ષ પર્યંત ચાલેલા ઘોર યુદ્ધને પરિણામે અપુત્રવાન થતા નારદના ઉપદેશથી તેણે વરૂણને ઉપાસ્યો અને જન્મેલા પુત્રનો વરૂણને યજ્ઞમા ભોગ આપવાની શરતે પુત્રનું વરદાન મેળવ્યું રોહિત નામનો પુત્ર થતા તેણે કોઈ નિમિત્ત કાઢી તેના ઉપનયનકાળ પર્યંત ભોગ આપવાનુ લબાવ્યું અને રોહિત મોટો થતા પોતાને યજ્ઞપશુ થવુ કઠિન લાગ્યાથી વનમા નાશી ગયો પ્રતિજ્ઞા તોડવાથી હરિશ્ચન્દ્રને જલોદરનો રોગ થયો એથી રોહિત વનમાથી પાછો ફર્યો અને અજીગર્ત બ્રાહ્મણના વચેટ પુત્ર શુન શેપને ૧૦૦ ગાયો આપી વેચાતો લીધો અને હરિશ્ચન્દ્રે વરૂણને પ્રસન્ન કરી વિશ્વામિત્રાદિ સહ વર્તમાન યજ્ઞ આરંભ્યો યજ્ઞપશુ વધેરવાના સમયે શુન શેપે આક્રંદ અતિશય કર્યું અને વેદની ઋચાઓ ગાઈ વિશ્વામિત્રને અને વરૂણને પ્રસન્ન કીધા તેથી તેનો જીવ ઉગર્યો વિશ્વામિત્રે તેને મન્ત્રદૃષ્ટા કર્યો અને "મધુચ્છન્દસ્" સંજ્ઞાથી તે ઓળખાયો તેનું નામ દેવરાત પાડ્યુ વિશ્વામિત્રે તેની કીર્તિ વધારવા પોતાના સો પુત્રોને કહ્યું કે તમારામા એ જ્યેષ્ઠ ગણાશે. પણ પહેલા પચાશે તેનું કહ્યું માન્ય ન રાખ્યું તેથી વિશ્વામિત્રે તેમને શાપ દીધો અને તે મ્લેચ્છો થયા, અને તે પારસીઓના વડવાઓ થયા બાકીના ૫૦ પુત્રોમાથી કેટલાક દેવરાતને જ્યેષ્ઠ ભાઈના સ્થાને સ્થાપિત કર્યો તેથી તેઓ વિશ્વમિત્રનો અનુગ્રહ પામ્યા અને કૌશિકગોત્રી અને અપરપ્રવરાન્વિત લેખાયા

વિશેષ–૧ આમાં જણાવેલુ નથી કે આ વૃત્તાન્ત શામાથી ઉતારેલો છે, પણ શોધ કરતા જણાય છે તેમ "દેવી ભાગવત"ના સપ્તમ સ્કંધના અધ્યાય ૧૪–૧૭મા વિસ્તારમાથી આ વૃત્તાન્ત આપેલો છે એ ગ્રન્થ પ્રાપ્ત નહીં થઈ શકવાથી તેમાંથી જ આ શ્લોકો ઉતારેલા છે કે કેમ તે નિશ્ચિત કરાયું નથી મહાભારતના અનુશાસન પર્વના ત્રીજા અધ્યાયમા આ વૃત્તાન્ત સંક્ષિપ્ત છે ઐતરેય બ્રાહ્મણ અને વિષ્ણુપુરાણ ૪,૨૫મા પણ આ વૃત્તાન્ત છે

આમાં શ્લોક ૩૧ છે, શ્રુતિ અને સ્મૃતિનો પણ કેટલોક ભાગ સમતિ અર્થે

આપેલો છે, તે ઉપરાંત કેટલાક શ્લોકોનો ગદ્યમાં સ્ફોટ પણ આપેલો છે. બે ત્રણ સ્થળે અક્ષરોની ત્રુટિ લહીઆએ – – – આવી સંજ્ઞાથી જણાવેલી છે.

---

## નં. ૪૮–૧૯–૮–યવનોત્પત્તિઃ–પે–સા. સં. વૃ.

વિષયાદિ–આમાં નીચે પ્રમાણે ત્રણ પ્રસંગો કોઈ એક બે પુરાણોમાંથી અને હરિવંશના પ્રથમ પર્વના અધ્યાય ૧૩માંથી શ્લોકબદ્ધ વૃત્તાન્ત ઉતારેલો છે.

૧ પ્રથમ જમદગ્નિ મુનિનો પ્રભાવ વર્ણવી, સહસ્રાર્જુન કાર્તવીર્યનો સસૈન્ય અદ્ભુત રાજવંશી સત્કાર કામધેનુની સહાયતાથી તેણે કેવી રીતે કર્યો તેનો વિસ્તાર આપેલો છે. પછી કામધેનુ હરી જવાના લોભથી કાર્તવીર્યે જમદગ્નિ અને કામધેનુ ઉપર દુષ્ટ બુદ્ધિ કર્યાથી કામધેનુના શરીર, રોમ, શોણિત, આદિથી યવનો ઉત્પન્ન થયાનું વર્ણવ્યું છે અને તે યવનોથી કાર્તવીર્ય પરાજિત થતાં જમદગ્નિને મારીને સ્વસ્થાને ચાલ્યા ગયાનું જણાવેલું છે.

૨ તેજ પ્રમાણે બીજો પ્રસંગ પણ નીચે પ્રમાણે વર્ણવ્યો છે.–વિશ્વામિત્રનું આતિથ્ય કામધેનુના પ્રભાવ અને પ્રતાપથી વસિષ્ઠે કીધું, તે માટે ઉપકારબુદ્ધિ ન પ્રકટતાં વિશ્વામિત્રને ઇર્ષ્યાબુદ્ધિ અને તેજદ્વેષ થયાં જેથી બન્ને વચ્ચે ઘોર યુદ્ધ જામ્યું. દરમ્યાન કામધેનુનાં રોમ, ઉદર, શોણિત આદિથી યવનો ઉત્પન્ન થયા અને તેવડે વિશ્વામિત્રનો પરાજય થયો

૩. હરિવંશના પ્રથમ પર્વના ૧૩ મા અધ્યાયમાંથી નીચે પ્રમાણે ત્રીજો પ્રસંગ વર્ણવ્યો છે.–સગર રાજાનો પિતા વ્યસની હતો તેથી હૈહય ક્ષત્રિઓએ પરદેશી શક, પારદ, આદિ ક્ષત્રિય ગણોની સહાયતા મેળવી તેનું રાજ્ય પડાવ્યું પણ સગરની સગર્ભા માતા યાદવી વનમાં નાશી ગઈ અને મુનિના આશ્રમમાં સગરને જન્મ આપ્યો. પછી સગર ચક્રવર્તી રાજા થયો. તેણે હૈહયોને હરાવી પિતૃરાજ્ય પુનઃ મેળવ્યું; અને યવનોનો ખોદો કાઢવા માંડ્યો. એટલે યવનો વસિષ્ઠને શરણે ગયા અને વસિષ્ઠના વચનને માન આપી તેમને સગરે બચાવ્યા અને તેમને ધર્મરહિત કીધા. જેથી તેઓને યવનત્વ, મ્લેચ્છત્વ પ્રાપ્ત થયું.

હરિવંશમાં નીચે પ્રમાણે તેમની વલે કર્યાના શ્લોકો છેઃ–

सगरः स्वां प्रतिज्ञां च गुरोर्वाक्यं निशम्य च ।
धर्मं जघान तेषां वै वेषान्यत्वं चकार ह ॥ १५ ॥
अर्धं शकानां शिरसो मुंडं कृत्वा व्यसर्जयत् ।
यवनानां शिरः सर्वं कांबोजानां तथैव च ॥ १६ ॥
पारदा मुक्तकेशाश्च पह्लवा स्मश्रुधारिणः ।
निःस्वाध्यायवषट्कारा कृतास्तेन महात्मना ॥ १७ ॥
शका यवनकांबोजाः पारदाश्च विशांपते ।
कोलिसर्पाः समहिषा दार्वाश्चोलाः सकेरलाः ॥ १८ ॥

सर्वे ते क्षत्रियास्तात धर्मस्तेषां निराकृतः ।
वसिष्ठवचनाद्राजन् सगरेण महात्मना ॥ १९ ॥

વિશેષ-૧. આ આખું ઓળીઉં ૧૭ ફીટ લાંબું અને ૬ ઇંચ પોહોળું છે; તેમાંથી પોણો પોણો ઇંચના બે પાસ બે હાંસીયા રંગીન શાહીથી આંકીને પાડેલા છે. વચલા ૪ા ઇંચવાળા ભાગમાં ઝીણા, ચોખ્ખા, અને મરોડદાર અક્ષરે એક આંગળના અંતરમાં ત્રણ લીટીના ધોરણે બાલબોધ લિપિએ ઉપર અં. ૪૮-૧૯-૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭ અને ૮ માં જણાવેલી બાબતો લખેલી છે. વચમાં એક સ્થળે ઘણા જ ઝીણા અક્ષરે અને ખીચોખીચ લીટીએ અડધા ફુટ જેટલો ભાગ લખેલો છે, તેમ જ્ઞાતિઓના વિભાગોની સંખ્યામાં કેટલીક છૂટક લીટીઓથી લખેલી છે. એકંદર આગળ અને પાછળની ૩૪ ફીટની લંબાઈના ઓળીયામાંથી ૨૭ ફીટ લબાઈ જેટલો ભાગ લખેલો છે. ઓળીયાનો આગલો અને પાછલો ભાગ ઘસાઈ ગયો છે અને જીર્ણ થઈ ફપાઈ જતી કરચલીવાળો થઈ ગયો છે; વચલો ભાગ કીટાએ કરડી કાણાંકાણાંવાળો કરી મૂકયો છે.

૨ ભાષા પ્રાચીન ગુજરાતી નથી, પણ મધ્યકાલીન છે, તેમાં પ્રાચીનત્વના છૂટાછવાયા અંશો જળવાઈ રહેલા છે.

૩ એકંદર જોતાં આ ઓળીઆમાંની બાબતો ઐતિહાસિક દૃષ્ટિએ તેમ જ સામાજિક બંધારણમાં વિચ્છિન્નતા કેમ થાય છે તેની જીજ્ઞાસાની તૃપ્તિને અર્થે ઉપયોગી છે.

૪ સમજવા પ્રમાણે આ ઓળીઆને માટે કવિ દલપતરામ દ્વારા ગુજરાતની જ્ઞાતિઓની ઉત્પત્તિ અને વિભાગોની માહિતી મેળવીને તે ઉપરથી સ્વ. ફાર્બસ સાહેબે રાસમાળાના બીજા ભાગના અંતનું પ્રકરણ તૈયાર કરેલું છે.

---

## અં. ૪૯ ફારસી સનદો વગેરે-ઐ. ફા. ૯-મુખ્ય ૩૩, બીજી કેટલીક પેટામાં.

નોંધ-આ સનદો ફારસીમાં હોઇને તેનો ઉકેલ કરવા ફારસી ભાષાના સુનિષ્ણાત સા. શ્રી. રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ એલ બી, સ્મોલકોઝ કોર્ટ ચીફ જડ્જ એઓને સોંપેલી હતી, પરંતુ સમયનો અભાવ, વિષયના મહત્વથી તેના સ્ફોટન અર્થે વિશેષ સમયની અગત્ય આદિથી, તેમ જ સાવકાશે ટીપણી, ભાષાંતરાદિ સાથે આમાંની કેટલીક પ્રકટ કરવાની તેમની ઇચ્છા હોવાના કારણે તેમણે માત્ર દરેકમાં શી શી મુખ્ય બાબત છે તેની નોંધ કરાવેલી છે. તેને આધારે અતિ સંક્ષિપ્ત ટાંચણ અને અન્ય વિગતો આપીને જ અત્રે સંતોષ માનવો પડ્યો છે તેઓશ્રીનું કહેવું છે કે આમાંની કેટલીક સનદો ઉપયોગી છે અને તે, પેશ્વાઈ અને બાદશાહી વચ્ચેના કોલકરારો, જેનોનાં મોગલ અહિંસાર્થે, બાદશાહોની પુષ્ટિ, મસ્જીદ આદિ આલીશાન સ્મારકો આદિ સંબંધમાં ઐતિહાસિક માહિતી સારી પૂરી પાડે છે. તેઓએ લીધેલા શ્રમ માટે અને તેમનો ઉપકાર માનવો ઘટે છે

વિષયાદિ—મજકુર સનદો સંબંધમાં જાણવા યોગ્ય બાબતો નીચે પ્રમાણે છે:—

૧ આ, સેવાલીઆ ગામના કાજીના છોકરાને જીવાઈ માટે આપેલી જમીનના દસ્તાવેજની નકલ છે.

૨ આ, હાંસોટમાં જીવાઈ માટે આપેલી જમીનના દસ્તાવેજની નકલ, જુદા જુદા બાદશાહોની મોહોર છાપ સાથે છે, કુલ મોહોરો ૧૫ છે.

**૩ અમદાવાદના કાઝીની વંશાવલિ**—હિન્દુઓની વંશાવલિ જ્યારે વૃક્ષના આકારે હોય છે, ત્યારે આ વંશાવલિની યોજના જુદા જ પ્રકારની છે. પાનાની ટોચે મધ્યે એક ગોળ ચક્ર કાઢી તેમાં મુખ્ય પુરૂષનું નામ આદિ લખેલું છે, પછી તેની જમણી બાજુએ લીટી દોરી એક બીજું એવું જ ચક્ર કાઢેલું છે અને વિગત ઉપર પ્રમાણે ઉપલા મુખ્ય પુરૂષના વંશજ સંબંધી તેમાં લખી છે; તેમાંથી ડાબી બાજુએ પાછું ફાંટું કાઢી એક ત્રીજું ચક્ર એવા જ નમુનાનું એવી વિગત સાથનું છે; અને પછી જમણી બાજુએ ફાંટાં કાઢી ચક્ર ક્રમે કાઢયાં છે અને તે બાજુ પૂરી થતાં ડાબી બાજુએ ફાંટાં કાઢી ચક્રો કાઢયાં છે. માત્ર અકેકા વંશજનું ચક્ર છે, તેના બીજા છોકરાઓ આદિનું કાંઈ જ સૂચન કરેલું નથી.

આમાં મૂળ પુરૂષ સાથે ૩૪ જણનાં ચક્ર છે.

**૪ લેખસંગ્રહ**—આમાં અમદાવાદનાં જુદાં જુદાં જોવા લાયક આલીશાન મકાનો, મસજીદો, વાવ આદિ ઉપર કોતરેલા લેખો અને તેની નોંધ છે કુલ ૨૭ નોંધો છે, તેમાં દાદા હરિની વાવ, કાંકરીયા તળાવ, જુમ્મા મસજીદ આદિ સમાઈ જાય છે.

૫ આ ધોળકાની મસજીદ ઉપરનો લેખ છે.

**૬ શાન્તિદાસ ઝવેરીનો રૂક્કો**—આ શાહજહાન અને ઔરંગઝેબ બાદશાહના વખતનો, અમદાવાદના જૈન નગર શેઠ શાન્તિદાસ ઝવેરીને તેમનાં હવેલી દહેરે, દુકાન, બાગ વગેરેના ઉપયોગમાં કોઈએ હેરાનગતિ ન કરવી એ સંબંધી ફરમાનનો રૂક્કો છે.

આ એક અગત્યનો દસ્તાવેજ છે.

૭ આ, ઔરંગઝેબ બાદશાહના વખતમાં ઇનામમાં આપેલી જમીનના દસ્તાવેજની નકલ છે. તેના બે છૂટા કટકા છે, બન્નેના વચલા ભાગ ખવાઈ કરમાઈ ગયલા છે.

**૮ દિલ્હીના બાદશાહોની વંશાવલિ**—આ એક પાંચ ફીટ લાંબું ઓળીઉં છે; આ વંશાવલિનો આકાર અને પદ્ધતિ ૩ જા નંબરવાળી વંશાવલિ કરતાં કેટલીક બાબતમાં ભિન્ન છે.

પ્રથમ એક ગોળ ચક્ર કાઢી મુખ્ય પુરૂષનું નામ આદિ તેમાં લખેલું છે, અને તેની પાંચ બાજુ પાંચ ફાંટાં કાઢી પાંચ વંશજનાં નામનિર્દેશવાળાં ગોળ ચક્રો કાઢેલાં છે; પછી વચલા ફાંટાવાળા (રાજ્ય ગાદીએ બેઠેલા શાહવાળા) ચક્રનાં બે સીધાં ડાબા જમણી ફાંટાં ચક્ર સાથે છે; ઉપરાંત એમાંથી ડાબી બાજુના બીજા ચક્ર હેઠે ફાટતા ફાંટાનાં ત્રણ પેટા ફાંટાં અને જમણી બાજુના એવા જ ફાંટાનું અક્કેક એવાં બે પેટા ફાંટાં છે; અને તેના વચલા ફાંટામાંથી પાછી વંશવૃદ્ધિ નોંધેલી છે; વચ્ચે કેટલાંક ફાંટાંનાં પેટા ફાંટાંની વૃદ્ધિ બાજુમાં ઉંચે (નીચે નહીં) આવી જ લઢણે ફાંટાં કાઢી દાખવેલી છે; એ પ્રમાણે ઓળીયાના

અંત સુધી વચલા કાંકામાંથી કુદતાં ચકોનો વેધ પહોંચતાં તેમાંથી જમણાડાબી કાંકાં કાઢી, પાછાં ઓળીયાના ઉપરવાડે મધ્ય ભાગ પર્યંત આવીજ લઢણે કાંકાં કાઢયાં છે.

આ ક્રમ પૂરો થતાં નીચે કંઈક લખાણ લખેલું છે.

૯ **બાજીરાવ પેશ્વાનું તહનામું**–આ, અમદાવાદના હાકેમ જવાંમર્દખાન અને પેશ્વા બાજીરાવ વચ્ચે થયલા કોલકરારનો મૂળ દસ્તાવેજ છે એ ઘણો જ મહત્વનો તેમ જ ઉપયોગી છે.

૧૦ **જીવાઈની સનદો**–અમદાવાદના શાહપુરવાળા કાજીને ને તેના વંશજોને જુદા જુદા બાદશાહો અને હાકેમો પાસેથી જીવાઈની મળેલી ફારસી સનદો કુલ ૧૮ છે; કેટલીક લાંબી અને કેટલીક ટુકી છે.

૧૧ **સુજાતખાનની કબરનો લેખ**–આ નવાબ સુજાતખાનની કબર ઉપર કોતરેલા લેખની નકલ છે.

૧૨ **ચિંતામણિનો લેખ**–આ સખેડાના કસારી ગામના ચિંતામણિ પાર્શ્વ નાથના જૈન દેવળ માટે બાદશાહે આપેલી જમીનની સનદની નકલ છે. આ સનદ ઐતિહાસિક અગત્યની છે.

૧૩ **શન્તિદાસ ઝવેરીને પરવાનો**–આ, શાહજહાન બાદશાહના વખતમાં ઔરંગઝેબના ફરમાનથી અમદાવાદના નગરશેઠ શાન્તિદાસ ઝવેરીનું જૈન દેવલ તોડી પાડી તે સ્થળે મસ્જીદ બંધાવ્યાથી તેણે દિલ્હી જઈ ફર્યાદ કરતાં શાહજહાને મહમદ દારા શિકોહની સહીથી લખી આપેલો પરવાનો છે, એમાં અમદાવાદના હાકેમને એમ ફરમાવેલુ છે કે તેણે પુનઃ દેવળ મસ્જીદને સ્થળે ઉભું કરી આપવું, મજકુર દેહેરાનો મુસલમાનોએ લઈ લીધેલા સામાનસરંજામનો પણ શેઠને પાછો કબજે સોંપાવવો અને હવે પછી કોઈએ તેમને એવી હેરાનગતિ કરવી નહીં, તેમ અમુક અમુક જૈન તહેવારોએ શહેરમાં જીવહિંસા કરવા દેવી નહીં.

આ દસ્તાવેજ ઘણો ઉપયોગી છે અને શાહજહાન બાદશાહ પર્યંત હિન્દુઓનાં દેવલો, ધર્મભાવના આદિ માટે કેવી ચિંતાભરી લાગણી રખાતી હતી તેના દૃષ્ટાન્ત રૂપ છે.

૧૪ આ અમદાવાદના બાદશાહોની પ્રશંસાની કવિતાઓ છે; અમદાવાદના શાહપુરના કાજી પાસેથી મળેલી છે. ઐતિહાસિક માહિતી તેમાંથી મળે એમ છે. છ નોટપેપર આખા અને ત્રણ અડધીઆં છે.

૧૫ *અમદાવાદના શાહપુરના કાજીના કબજામાંથી મળેલી છ સનદો છે.*

૧૬ આ, અઝમખાન ગાઝીની ઉધોઈને નામે ઓળખાતી મદ્રેસાનો રંગીત પ્લાન ઈમેજી નોંધ સાથે તૈયાર કરેલો છે.

૧૭ **જીવહિંસાની બંધીનો પરવાનો**–આ, શાહજહાન બાદશાહના વખતમાં જૈનોના પૂજ્ય શત્રુંજય પર્વતની આસપાસના પ્રદેશમાં તેમ પાલીતાણામાં જીવહિંસા નહીં કરવાનો પરવાનો છે. આ મહત્વનો લેખ છે.

૧૮ **જૈન ધર્મી ઉપાશ્રયો આદિની પરવાનગી**–આ, જહાંગીર બાદશાહે સમસ્ત દેશને જીવહિંસા અમુક અમુક પ્રસંગે નહીં કરવાનુ ફરમાવેલું અને જૈનં

ધર્મીઓના ઉપાશ્રયો આદિ સમરાવા દેવાની પરવાનગી આપવાનું ફરમાવેલું તેનું ફરમાન છે. ઐતિહાસિક દૃષ્ટિથી તે ઘણુંજ ઉપયોગી છે.

૧૯ આ એક નાનો બાદશાહી રૂકો છે.

૨૦ આ સરખેજના ગંજબક્ષ ઓલીયાની કબર ઉપર કોતરેલી કવિતાની નકલ છે

૨૧ આ પણ કોઈ એક કબર ઉપરની કવિતા છે

૨૨ આ ઝાલાવાડમાં એક કાજીને જીવાઈની કરી આપેલી સનદની નકલ છે.

૨૩ આ શાહજહાન બાદશાહે શત્રુંજય પર્વત ઉપર કોઈએ જીવહિંસા નહીં કરવા દેવાની સનદ છે. આ સનદ ઉપયોગી છે

૨૪ આ એક જીવાઈની સનદ છે.

૨૫ આ એક કબર ઉપરનો લેખ છે.

૨૬ આ એક જીવાઈની સનદ છે.

૨૭ આ, બાદશાહ શાહઆલમના સમયમાં લોંકાગચ્છ અને ખરતર ગચ્છના જૈનધર્મીઓ વચ્ચે માંહોમાંહે ઉઠેલા તંટાની પતાવટનો દસ્તાવેજ છે. ઐતિહાસિક દૃષ્ટિથી આ મહત્વનો તેમ ઉપયોગી છે.

૨૮ આ એક જીવાઈની સનદ છે.

૨૯ આ, એક જૂદા જૂદા રોજાઓ ઉપર કોતરેલા લેખોની નકલો છે. આનાં ત્રણ પાનાં છે.

૩૦ આ, અમદાવાદના નગરશેઠ શાન્તિદાસ શેઠને જીવહત્યા થતી અટકાવવાના સંબધમાં મળેલી એક સનદ છે. શાહજહાન બાદશાહના સમયમાં ગુજરાતનો સુબો એનો નાનો રાજકુમાર મુરાદબક્ષ હતો. તેણે ઔરંગઝેબ જોડે મળીને દિલ્હી ઉપર હલ્લો લઈ જઈ બાપને ગાદીએથી ઉઠાડવા જે પ્રયાસ કરેલો, તેમાં નાણાંની મદદ આપ્યા બદલ શાન્તિદાસને આ પરવાનો આપેલો છે. એ મહત્વનો છે. સહી મોરાદબક્ષ બીનશાહી બુંદદીન મહમદ સાહેબની છે.

**૩૧ ઇંગ્રેજી અમલનો ઢંઢેરો**–આ, અમદાવાદ પેશ્વા હાકેમ પાસેથી કર્નલ થોમસ ગોડાર્ડે પડાવ્યું અને તેનો કબજો લીધો ત્યારે શહેરીઓને શાન્તિ જાળવવાની શરતે કોઈ હેલોહરકત નહીં પુગાડવાનાં આપેલાં વચનોનો જે ઢંઢેરો બહાર પાડ્યો હતો તેની, નકલ છે, ઐતિહાસિક દૃષ્ટિથી આ ઢંઢેરો મહત્વનો છે.

૩૨ આ, અમદાવાદના કાજીપદે કરેલી નિમણુકની સનદની નકલ છે. તેમાં ઘણીએક વિગત સમાવેલી છે અને તે પૂરમા મોટી છે.

૩૩ આ એક જીવાઈની સનદ છે.

---

## અં. ૫૦–૧–૧–શબ્દાર્થ–ગુ. ઈં. કો–સ્વ. ફાર્બસ સાહેબ–પૃ–૧–૬૬

**વિષયાદિ**–આમાં તારવેલા કઠિન ગુજરાતી શબ્દો તેના સરળ ગુજરાતી અને ઇંગ્રેજી પર્યાયવાચી શબ્દો સાથે કકારાદિ ક્રમે પ્રત્યેક પાનામાં આપેલા છે; પણ તેમાં

પાછળથી પાછો કોઈ ક્રમ અનુસરાયલો નથી 'ડ' વર્ગને સ્થળે 'ન' વર્ગના, 'ણ' વર્ગને સ્થળે 'અ' વર્ગના, 'શ' વર્ગમા 'શ' 'સ' અને 'ષ' એ ત્રણે વર્ણોના શબ્દો આપેલા છે 'અ' સિવાયના બીજા સ્વરોના શબ્દો આમા આપેલા નથી

સાથે આઠ ચોપીયાં પાના છે, તેમા વગર ક્રમે ઉપરની પદ્ધતિએ શબ્દો લખેલા છે, જેનો ઉદ્દેશ પાછળથી પ્રસ્તુત પુસ્તકમા એ શબ્દોને સામેલ કરવાનો હશે

આ આખા ફુલ્સકેપ કાગળોની 'નોટ' છે, તેમા બાજુ ઉપર પ્રતીક આદિ અક્ષ રનું પાનું તત્કાલ લેતા જ હાથ આવે એવી યોજના કરેલી છે

---

## अ-५० १-२-शब्द-पदार्थ-म. इ. को-स्व. फार्बस साहेब-पृ १६ तथा छूटक पाना

**વિષયાદિ**-આમા મરાઠી શબ્દો, પદો પદ-સમૂહો, અને કેટલાક વાકયો ઇમેજી અર્થ સાથે આપેલા છે તેમા કોઈ ક્રમ જણાતો નથી કેટલાક પાનામા માત્ર મરાઠી વાકયો આદિ ઉતારેલા છે છૂટા પાનામા મરાઠી પત્રો આદિના નમુના છે મોડી લિપિમા એ ખર્ું લખેલું છે, મોડી લિપિના મૂળાક્ષરો અને તેના ઉચ્ચારની સમજ એક પાનામા લખેલી છે એક કાગળમા દક્ષિણીના ઘરનો નકશો મઢી તે તે ભાગના શબ્દો ત્યા ત્યા ઇમેજી પર્યાય સાથે નોંધેલા છે

---

## અં. ૫૮-૨-પ્રકીર્ણ-લેખાદિ-સં. ગુ. લેખોની નોંધ આદિ-છૂટા પાનાં.

**વિષયાદિ**-૧-ગિરનારના લેખનુ 'રબીંગ', ૨ અશોકના કોઈ અન્ય સ્થળના લેખનું રબીંગ, આ બે 'રબીંગ' મોટા છે

૩ એક નાનુ "રબીંગ" ૧૪ લીટીનું, ૦॥ ફુટ પહોળું અને સવા ફુટ લાબુ છે

---

૪ **નાગદેવનું તામ્રપત્ર** (શાકે ૧૩૫૮-સ ૧૪૯૨) આ કોંકણના રાજા નાગદેવે ચોપોલી અને ચાંદિલીના પાસેનું વરદેશી ગામ ઇનામમા પાટીલ રૂપ શેટીના પુત્ર પશુ શેટીને શાકે ૧૩૫૮(સ ૧૪૯૨, ઇ સ ૧૪૩૬)ના ચૈત્રમા ઈનામમા આપ્યુ હતુ તેનું તામ્રપત્ર છે

એમા જણાવેલું છે કે ગગાના પ્રદેશમા વસતો કાસ્યપ ગોત્રી દેવશર્મા બ્રાહ્મણ વિદ્યાસંપન્ન, અને વેદવિદ હતો તેણે તુરૂષ્ક(તુર્ક)ના હાથમા ગયેલા એ ગગાના પ્રદેશને છોડી કોંકણના ઇન્દુલ ગામમા નિવાસ કર્યો તેને સોમેશ્વરની કૃપાથી રાજ્યગાદી પ્રાપ્ત થઈ તેના સખ્યાબધ પુત્રપૌત્રો થયા તેના વશમા જગદેવ થયો, તેનો જાકદેવ, તેનો માધીન દેવ, તેનો કેદેવ, તેનો નાગદેવ અને તેનો ભૈરવ થયો માધીન દેવે દક્ષિણના વિજયાદિત્ય રાજાના પુત્ર ત્રિભુવનમલ્લને બાર વર્ષથી કદમ્બ મુલક અપાવી પડેલા મરાઠાઓને હાકી કાઢી રાજ્યપાટે સુસ્થિત કર્યો અને તેની રાજ્યધુરા ચલવી એ માધીન દેવે સૌરાષ્ટ્ર

લાટ, દ્રવિડ, ગૌડ આદિ પ્રદેશોના રાજાઓને જિત્યા. એ પ્રાચીન દેવનો પૌત્ર નાગદેવ પ્રતાપી હતો. તેણે નલ્લિકા ગામમાં પોતાનો નિવાસ કર્યો હતો ત્યારે કાલિકા દેવીના વરદાથી પુત્ર કાસાર પશુ શેટીને પરદેશી ગામ ઇનામમાં આપ્યું.

નોંધ-આ સાથેના નોંધપત્રમાં જણાવેલું છે કે ઉપરના તામ્રપત્રના ત્રણ કટકા છે, તેને એક કડીથી જોડેલા છે, તેના ઉપર નાગદેવ રાજાની મોહોર છાપ છે અને તે ઉપર હનુમાન અને ગણપતિની બેડોળ મૂર્તિઓ કાઢી છે. સાવંતવાડીના ચિતનવીસ વામનરાવે ગોઆ પ્રદેશના માપસે ગામના કાસાર ઘાર શેટી પાસેથી માત્ર ઉકેલવા પૂરતું જ એ તામ્રપત્ર આણ્યું હતું. તે ૯॥ ઇચ લાંબું, ૭ ઇચ પોહોળું અને એક ઇચના ૧૫ 'સેન્ટ' જેટલું જાડું હતું; તેનું કુલ વજન ૮ રતલ હતું.

એ તામ્રપત્રનો લેખ સંસ્કૃત ભાષામાં રચાયલો છે અને તેને એક શાસ્ત્રીની મદદથી સાવંતવાડીના પોલીટીકલ સુપ્રીન્ટેન્ડન્ટે ઉકેલાવી ઇંગ્રેજીમાં ભાષાંતર કરાવી, મુંબઇ સરકારના ચીફ સેક્રેટરી મી૦ મોલેટને સને ૧૮૫૦ના જુલાઇની તા૦ ૧૧ મીએ તેની આબેહૂબ પ્રતિબિંબિત પ્રતિ તેવડા જ ત્રણ કાગળમાં કરાવી તેના ભાષાંતર સાથે મોકલી આપી છે. એ નકલ પ્રસ્તુત સંગ્રહમાં છે.

ઇંગ્રેજી ભાષાંતર સાથે નાગદેવના પૂર્વજોનો ક્રમ દર્શાવનારૂં વંશવૃક્ષ કાઢેલું છે; તેમ તામ્રપત્રની લિપિના અક્ષરોનો મરોડ પ્રાચીન શૈલીનો હોઇને તેવા મરોડવાળા અક્ષરો અને વર્તમાન બાળબોધ લિપિના તેને મળતા અક્ષરોનો એક કોઠો આપેલો છે.

તામ્રપત્રની પ્રતિબિમ્બિત પ્રતિના ત્રીજા કાગળની પાછળ ઇંગ્રેજીમાં નીચે પ્રમાણે નોંધ કરેલી છે:—

"Three Copper Tablets, joined by a ring running through them (precisely in the plates themselves the order of which it will be seen, is inversed) and bearing on its handles as a seal of the donor, an entire figure of Hanuman and the mutilated bust of some deity, most probably Ganpati were received for deciphering from Waman Râv Chitnavis of Savant Waree, who obtained a loan of them from Ghar Shet Kâsar living at Mophse in the Goa Territory. They are said by the Kâsar to have been possessed by his family for some generations. They are in an excellent state of preservation, and appear never to have been under ground. They bear Shalivâhan Shaka 1358, corresponding with the Christian era 1436. They are 9¾ Inches long, 7 broad and 15 cents of as Inch thick, weighing 8 pounds. Modern characters have been written in red ink the old letter, where differing much to facilitate perusal."

આ લેખ પ્રસિદ્ધ થયો નથી.

૫ ઉનાના તળાવની પ્રશસ્તિ–આ સંવત્ ૧૫૮૨ ના શ્રાવણ સુદિ ૮ ને બુધવારે ઉન્નત દુર્ગમાં વાલમ કાયસ્થ જ્ઞાતિની બાઈ હરિબાઇએ તળાવ સમરાવ્યું (ઉદ્ધારિતં) તેની પ્રશસ્તિ છે; એ સંસ્કૃત ભાષામાં રચાયલી છે. અને વડનગરા આભ્યંતર નાગર પ્ર(ભુ)દાસના પુત્ર સોમનાથે આ પ્રશસ્તિ કરેલી છે. એમાં જણાવેલું છે કે, વલભીપુરમાંથી ઉનામાં આવી વસેલા કાયસ્થોના અગ્રણી નરસિંહ મંત્રીના વંશમાં મંત્રી વિજય થયો, તેનો પુત્ર વત્સરાજ, તેની પુત્રી કીકી, તેનો પતિ 'મય' તેમનાથી 'પત' નામનો પુત્ર થયો, તેને સૌરાષ્ટ્ર દેશના પાતસાહ મહમ્મદે મંત્રીપદ આપ્યું અને તેની પત્ની હરિબાઇએ ઉનાનું તળાવ સમરાવ્યું

આ નકલની ઉપર "ડિલ્હાના એક બ્રાહ્મણ પાસે અક્ષરાન્તર કરાવ્યું" એવો ઉલ્લેખ કરેલો છે.

૬ આ, ગિરનારના અશોકના લેખનું અક્ષરાન્તર રા. બાબાજી રામચન્દ્ર પાસે કરાવેલું છે. ચાર કાગળની નોટમાં આડા પાનામાં મોટે અક્ષરે સાત સાત લીટી પ્રમાણે ૭ પૃષ્ઠ અને નવ નવ લીટી પ્રમાણે સાત પૃષ્ઠ લખેલાં છે.

'૭ મહામાત્ય વસ્તુપાલે સંવત ૧૨૮૯ના આશ્વિન વદ ०) ને દિને શત્રુંજય પર્વત ઉપર કપર્દિયક્ષપ્રાસાદ કરાવ્યો તેના લેખનું સંક્ષિપ્ત અક્ષરાન્તર છે; માત્ર ૮ લીટી છે.

૮ ગુજરાતના બાદશાહ શ્રીમદફરખાનના રાજ્યસમયમાં સુરાષ્ટ્રના મંગલપુરના રાય મુલતાલિએ બાંધવ કોટ સં ૧૪૫૨ ના વૈશાખ વદ ૫ મે બંધાવ્યો તેનો ટુંકો લેખ છે; રાણીના પુત્ર ધવલે તે કોતર્યો છે અને કાજી બદરદીન ખોજાએ તે લખ્યો છે.

૭ ને ૮ એ બે લેખ એક જ કાગળ ઉપર ઉતારેલા છે.



૯ કાવી તીર્થનો ઋષભપ્રાસાદ–આ જંબુસર પાસેના અને ખંભાત બંદરની સામી તીર ઉપરના કાવી તીર્થમાં વડનગરા નાગર બ્રાહ્મણ બાહુઆ ગંગાધરે જૈન ધર્મ સ્વીકારીને શ્રી ઋષભદેવનો પ્રાસાદ સં ૧૬૪૯ના માર્ગશીર્ષ સુદ ૧૩ સોમવારે બંધાવ્યો તેના લેખનું અક્ષરાન્તર છે. એમાં જણાવેલું છે કે ખંભાત(સ્તંભતીર્થ–ત્રંબાવતી)માં વડનગરા નાગર બ્રાહ્મણો વસતા હતા, તેઓ ધનાઢ્ય અને ધર્મશીલ હતા. તેમની લઘુ શાખાના ભદ્રગોત્રનો એક સુધર્મશીલ બ્રાહ્મણ ગાંધી કહેપાળ હતો, તેનો પુત્ર અલુઆ ધારન, તેનો પુત્ર (નામ લેખમાં ઉતારતું લહીઓ ભૂલ્યો છે), સાથે તેની ધર્મશીલ પત્ની લાલિકાથી બાહુઆ ગંગાધર નામનો પુત્ર થયો. તેણે પોતાના બાહુબલથી વિત્ત સંપાદન કીધું હતું, તે ધૈર્ય, ઔદાર્ય આદિ ગુણોથી યુકત અને વ્યવહારિગણમાં મુખ્ય હતો. તેને ત્રણ પુત્ર હતા, તેમાં મોટો પુત્ર કુંઅરજી, તે બાહુઆ કુંઅરજીના નામથી પ્રસિદ્ધ હતો તેણે બાદશાહ અકબરના રાજ્યમાં પ્રસિદ્ધ થયલા જૈન સુરિ શ્રી વિજયસેનની શિષ્યપરંપરાના તપાગચ્છના શિષ્ય ધર્મદાસના ઉપદેશથી જૈનધર્મ સ્વીકાર્યો અને કાવી તીર્થમાં શ્રી ઋષભદેવનો પ્રાસાદ બહુ દ્રવ્ય ખર્ચી બંધાવ્યો.

**નોંધ**-આ લેખ મોટો છે. કુલ ૩૨ શ્લોક છે; તેના ૧૨ શ્લોકમાં વિજયસેન સુરિથી પરંપરાના શિષ્ય ધર્મદાસ પર્યંતના સુરિઓની પ્રશસ્તિઓ છે, પછી બાહુઆ કુંવરજીની ઓળખ કરાવેલી છે અને તે પછીના ૧૫ શ્લોક(૧૮-૩૨)માં કુંવરજીની પ્રશસ્તિ, પાંચ (૧૩-૧૭)માં શ્લોકમાં કાવીતીર્થ માહાત્મ્ય અને ઋષભપ્રસાદની બંધામણી સંબંધી ઉલ્લેખ છે. તે પછી આની આ બાબત ગદ્યમાં પણ સાથે સાથે આપેલી છે.

આ લેખ હજી પ્રસિદ્ધિ થવા પામ્યો નથી.

---

૧૦ આ, **અડાલજની** વાવના લેખનું (સં. ૧૫૫૫) ગુજરાતી ભાષાંતર છે; તે ઉપર નોંધ છે કે "આ તરજમો શાસ્ત્રી સંસકરત ઉપરથી ગુજરાતી ભગવાન શાસ્ત્રીએ કરાવો છે તેનાં ઉપરથી અંગરેજી તરજુમો કરાવો છે. ગવરનર જીન માલકમ સાહેબની સ્વારી સેહેર અમદાવાદ આવી સાહી બાગના મહેલમાં મુકામ કરૂ તારે લખું છે સંવત ૧૮૮૬ ની સાલમાં તે સંસકરતના પ્રાકત તેનો તરજુમો અંગરેજીમાં કરાવી એ તરણે નકલો સાહેબ મોસુફની જનાબમાં તા૦ ૬ ફેબરવારી સને ૧૮૩૦ ના રૌજ પરગણે દસકરોઇના કુમાંવીસદાર જીવાબા વીરાભાઇએ રજુ કરી છે. સંવત ૧૮૮૬ ના માહ વદી"

આની એક બીજી નકલ પણ આ સાથે સામેલ છે તેમાં માત્ર વાવની પ્રશસ્તિ જેટલો ભાગ લખેલો છે. એક ત્રીજા પાતળા ભૂરા કાગળ ઉપર એ વાવનો નકશો કોઠા આદિ સાથે કાઢેલો છે અને તેની બાંધણી, વિભાગો આદિ સંબંધી તપસીલો આપેલી છે. આ કાગળ જર્જરિત થઈ ગયો છે.

રા. દલપતરામ કવિએ આ નકલ ઉપર એવી નોંધ કરેલી છે કે "આ લેખ દસ-કરોઇના મામલેદાર કાજી શહાબુદીન સાહેબે મંગાવી આપ્યો. તા૦ ૬ જાનેવારી સં. ૧૮૮૬".

એક ચોથા કાગળમાં મૂળ સંસ્કૃત લેખની અપૂર્ણ નકલ ઉતારેલી છે.

**અં. ૩૫-૧-૮ માં** આ વિષે વિશેષ હકીકત માટે જોવું.

---

૧૦ **સ્તવન**-આ, વિષ્ણુના સ્તવનના ૩૦ શ્લોકો કાગળની એક બાજુએ ૭ પૃષ્ઠો ઉપર કોઈ પ્રતિ ઉપરથી ઉતારેલા છે; મૂળ પ્રતિમાંની ૨૨ પંક્તિઓ તેના ક્રમે ઉતારેલી છે; લાલ લીટીથી શબ્દો અને પદો છૂટા પાડી અર્થગમ્યતા પ્રાપ્ત કરેલી છે, છતાં કેટલીક અશુદ્ધિ રહી ગયલી છે.

---

૧૨ **કોટેશ્વરનો શિલાલેખ**-આ, સં. ૧૩૨૮ માં સરસ્વતીતીરે સ્થપાયલા કોટેશ્વર મહાદેવ સંબંધી શિલાલેખ છે. તેમાં જણાવેલું છે કે આનન્દપુર(વડનગર)માં ચૌલુક્ય રાજાના સમયમાં પ્રખ્યાત સોમેશ્વર કવિ થઈ ગયા તેના વંશના ગોવિંદના પુત્ર નાનાક વ્યાકરણી, નાટકકાર, કવિ અને સુપ્રસિદ્ધ શિવભક્ત હતા. તે પ્રભાસ-પાટણના સોમનાથ મહાદેવના પરમ ભકત હતા. ગુજરાતના રાજ્ય વાપેલા વીરધવલના વંશજ વિસલદેવ(ખરી રીતે વિસવદેવનો પુત્ર અર્જુનદેવ)નો પ્રતાપ પ્રભાસપાટણ

પર્યંત જન્મ્યો હતો. એમના આશ્રયથી નાનાકે કેટિશ્વરની સ્થાપના સં. ૧૩૨૮ માં કરી. તેની પ્રશસ્તિના શ્લોકો આ શિલાલેખમાં કોતરેલા છે. શાર્દૂલવિક્રીડિત અને આર્યાથી તેનો પદબંધ બાંધેલો છે. કુલ ૫૬ શ્લોક છે.

આ લેખ પ્રસિદ્ધ થયો નથી.

નોંધ-આ લેખની પ્રતિ પ્રાચીન છે અને ઘણી જ જર્જરિત થઈ ગયલી છે. તે એક મોટું ઓળીઉં છે, મોટા અક્ષરે લખેલું છે, અક્ષરો વચલો ભાગ શાહીથી ખવાઈ જતાં કેટલેક સ્થળે પોલા થઈ ગયા છે. આ લેખ વાઘેલા વંશના ઇતિહાસમાં ઉપયોગી થઈ પડે તેવો છે.

---

**૧૩ ગિરનાર ઉપરનો શિલાલેખ**-આ, ગિરનાર પર્વત ઉપર જૈનોનું એક દેવલ છે. તે દેવલની સામે એટલે કે રા' ખેંગારના મહેલને નામે જાણીતા મહેલમાં જવાના પૂર્વાભિમુખ દ્વારની ડાબી બાજુ ઉપર દેવલના સભામંડપની ઉત્તરે એક સ્તંભ છે તેમાં કોતરેલા શ્લોકનું અક્ષરાન્તર છે. એ પથરો એક ખુણેથી ખંડિત થયલો છે, તેથી મજકુર લેખના કેટલાક શબ્દો પડેલા છે, તેમ એ લેખ અપૂર્ણ પણ છે, કારણ इति श्री राजवंशवर्णनं પછી अथ शाण वर्णनं લખી માત્ર આ લેખની એક જ પંક્તિ अस्ति स्वस्तिनिधि (:) श्रीयो निरवति प्रेमास्पदं सेवधि (:) श्री धर्म्मस्य वसुधारा तमवभूमौलिस्फुरन्मंडनं वापीकूपतटाककाननमजनि जिन प्रासाद शैलाल्य ઉતારેલી છે.

આ લેખમાં જુનાગઢના યદુવંશી મંડલિકના વંશજ 'નવઘન,' મહીપાલ, ખેંગાર (સિદ્ધરાજના ખેંગાર ઉપરના વિજયના સૂચન સાથે), મોકલસિંહ, મહીપાલ, અને મંડલીકનાં નામોના ઉલ્લેખ છે.

આ લેખનું અક્ષરાન્તર ઉતારનાર રા. નારાયણરાવે એક નોંધ કરેલી છે તેમાં જણાવેલું છે કે "એક થાંભલા ઉપર સંવત ૧૩૩૯ જ્યેષ્ઠ સુદ ૭ બુધ અને બીજા થાંભલા ઉપર સં. ૧૩૩૨ છે. એક પથ્થર ઉપર શ્લોકો લખેલા છે અને તેમાં સં. ૧૨૧૫ ના ચૈત્ર સુદ ૭ ને રવિનો ઉલ્લેખ છે; તે શ્રીગિરનાર ઉપરના અંબાજીની પ્રતિમાની સ્થાપનાને ઉદ્દેશીને હશે એમ સમજાય છે."

આ અક્ષરાન્તર સંવત ૧૮૯૬ માં કરાવાયલું છે.

એક બીજી આ જ લેખના અક્ષરાન્તરની પ્રતિ છે, તે સ્વ. ફાર્બસ સાહેબની સાથે ગિરનારના પ્રવાસે ગયલા રા. મગનલાલ વખતચંદે સં. ૧૯૦૮ ના મહા સુદ ૭ મે ઉતારેલી પણ તેના કરતાં ઉપલી પ્રતિ વિશેષ સ્પષ્ટ સમજવાળી છે.

એક ત્રીજા કાગળ ઉપર ઉપલા લેખની ૮ થી ૧૭ પંક્તિઓનો તાત્પર્ય ગુજરાતીમાં આપેલો છે.

આ લેખ 'રિવાઇઝડ લિસ્ટ ઓફ્ એંટીક્વેરીયન રીમેન્સ ઇન બોંબે પ્રેસિડંસી' એ નામે ગ્રંથમાં પૃ. ૩૪૧-૩૪૮ માં પ્રસિદ્ધ થયો છે.

**૧૪ સૂહ મંત્રીની ગૃહિણીની વાવનો લેખ**-(સં. ૧૪૩૭) આ લેખનો પથ્થર ડાબી બાજુએથી ખંડિત હોવાથી તેટલા ભાગનું અક્ષરાન્તર ખંડિત ઉતારેલું છે. એ

અક્ષરાન્તર સાથે તેની એક બીજી નકલ પણ સામેલ છે. તેમાં મૂળની ખંડિત પ્રશસ્તિના નષ્ટ થયેલા શબ્દો તથા સંગતિયુક્ત પૂર્તિ કરીને પંડિત પુરુષોત્તમે પૂર્ણ કરેલી પ્રશસ્તિ ઉતારેલી છે. એથી સમજાય છે તેમ ભારદ્વાજ ગોત્રના વિપ્ર શ્રીમાત્ નારાયણના વંશનો, સુદ મંત્રી સોરઠના રાજા મહીપાલદેવનો રાજ્યકાર્યધૂરિ હતો. તેની પત્ની સહજલા દેવીએ પોતાને મળતા વર્ષાશનમાંથી એક વાવ કરાવી.

એ અદ્યાપિ અપ્રસિદ્ધ લેખ સોરઠના ઇતિહાસમાં ઉપયોગી અને મહત્વનો થઈ પડે એમ જણાય છે; પૂર્તિથી પૂર્ણ કરેલી પ્રશસ્તિની નકલ અતિશય જર્જરિત થઈ ગઈ છે તેમ કેટલોક ભાગ ઉજરડાયો, કરપાઈ ગયલો છે, તેથી તેની નવી પ્રતિ અવશ્ય ઉતરાવવા જેવી છે; તેમ અક્ષરાન્તરની પ્રતિ પણ પ્રતિબિમ્બત થવી જોઈએ છે. સાથે બે કાગળ ઉપર મૂળ લેખની પ્રત્યેક પક્તિનો ઉપલક તાત્પર્ય ગુજરાતીમાં આપેલો છે. આમ નાના મોટા મળી કુલ ચાર કાગળો છે, શ્લોક કુલ ૨૫ છે

---

**૧૫ દર્ભાવતીપ્રશસ્તિ**–આ પ્રશસ્તિ મરાઠી ભાષામાં રચાયલી છે; ૫૪ કડી છે; એમાં પીલાજી ગાયકવાડના (દત્તક) પુત્ર દામાજી ગાયકવાડે હાલાર, સૌરાષ્ટ્ર, દાંતા, કચ્છ, નળદેશ આદિમાં વિજય પ્રવર્તાવ્યો હતો અને પ્રાચીન નગરી દર્ભાવતી તેમ જ તેની પડોશનાં ચાદોદ, કર્નાલી આદિ ક્ષેત્રોમાં શિવાલયો બંધાવ્યાનો ઉલ્લેખ છે દામાજીનો દાસ યમુનાજી અને તેના સુત શિવાજીનો ધાત્રક તે એ સ્થળનો રક્ષક હતો એમ જણાવેલું છે.

પ્રતિ ફાટેલી છે, વચ્ચે ચાર મોટાં કાંણાં પડેલાં છે. અને તેથી પ્રતિ ખડિત થયેલી છે. કોઈ પ્રાચીન ગ્રન્થમાથી આ પ્રશસ્તિ ઉતાર્યાનું અતે જણાવેલું છે, તેમાં નીચે પ્રમાણે સંવતનિર્દેશ આદિ જણાવેલાં છે.—

रेवा उत्तरतीर संवत गणना । अब्द आंकव शत ।
विक्रम शकाचे प्रमुत्व उत्तर पथि जाणवा ॥ ४९ ॥
शके षोडश समतीत प्रजाधि(प) नाम संवत्सर आण ।
माघ मास कृष्णपक्ष तीथ सप्तमी पैं असे ॥ ५० ॥
दक्षिण तिरि नृपवर । शालिवाहन राजेश्वर ।
समाप्ति जाति गुरु वासर बुहानपुरी दरवाजे ॥ ५१ ॥
जनक विश्वेश त्र्यंबकनाथ । माता वाराणसी क्षेत्र प्राप्त ।
मातामिला गंगा आप्त । ढुंढिराज ज्येष्टबंधु ॥ ५२ ॥
दंडपाणिना सिद्धत्राण । भैरवसङ्घा धारि परिपूर्ण ।
भगिनि नाम उभयता जाण । काशी आणि मणिकर्णिका ॥ ५३॥

ગાયકવાડી સમયના તીર્થોદ્ધારનાં સત્કૃત્યો જાણવા માટે આવી પ્રશસ્તિઓ સંગ્રહવા તેમ જ વિચારવા યોગ્ય છે.

૪૯–૫૦

**૧૬ હીરા દેવીની મૂર્તિની પ્રશસ્તિ**–આ, વંથલી પાસે વિજલેશ્વર મહાદેવના દેવલના પૂર્વ તરફના ભાગમાં હીરા દેવીની જે મૂર્તિ સ્થાપેલી છે તેની હેઠળ કોતરેલી પ્રશસ્તિ છે. તેની પંક્તિ ૪૪ જણાય છે. તેમાં જણાવેલું છે કે–

જગતસિંહે (જુનાગઢના રાજા) મંડલિકને યુદ્ધમાં, જિતી વંથલી પાસે પોતાની માતા વિજલ દેવીના નામથી વિજલેશ્વર મહાદેવની સ્થાપના કીધી. તેનો પુત્ર ક્ષેમાનંદ ચૌલુક્ય વંશી વીરધવલની પુત્રી પ્રેમલ દેવીને પરણ્યો; તેનો પુત્ર વિજયાનંદ થયો, એણે વંથલીમાં બ્રાહ્મણોને ઘરોનાં દાન દીધાં, અને વિજલેશ્વર પાસે મોટી ધર્મશાળા બંધાવી. એ વિજયાનંદ રાષ્ટ્રકૂટ વંશના જૈત્રસિંહના પુત્ર ભીમસિંહની પુત્રી નાગલ દેવીને પરણ્યો; નાગલ દેવીથી વિજયાનંદને સામંતસિંહ અને તેજસિંહ નામે બે દીકરા અને હીરા દેવી નામે એક પુત્રી થઈ તે, હીરા દેવી ચૌલુક્યવંશી લાવણ્યધવલને પરણી હતી; તે હીરા દેવી મરણ પામી ત્યારે નાગલ દેવીએ તેની મૂર્તિ વિજલેશ્વર શિવાલયમાં સ્થપાવી. વિજયાનંદનો ગુરૂ માનસ વંશનો લાવણ્યશર્મા, તેનો દીકરો નારાયણ, તેનો દીકરો શ્રીધંધ અને તેનો દીકરો શ્રીધર થયો.

એક ભૂરા, અર્ધો કાગળની બે બાજુએ પંક્તિવાર ગુજરાતીમાં છપલી પ્રશસ્તિનો તાત્પર્ય આપેલો છે; અને બીજા એવા જ એક કાગળ ઉપર તેનો પંક્તિવાર અંગ્રેજીમાં સારાંશ આપેલો છે.

આ લેખ પ્રસિદ્ધ થયો નથી.

---

**૧૭ પાટણના દરવાજા ઉપરનો લેખ**-(સં. ૧૪૪૨) આ સંસ્કૃત લેખ પ્રભાસ પાટણના પૂર્વ બાજુના દરવાજા ઉપર ખોતરી ચોડેલો છે. તેના કુલ ૧૨ શ્લોક છે. એમાં જણાવેલું છે કે પ્રભાસમાં યાદવ વંશનો રાજા ભીમ(સિંહ) થયો; તેની પત્ની માણિક્ય દેવી હતી, તે બન્નેને યમુના દેવી નામની પુત્રી થઈ; તે 'રાષ્ટ્રોડ' વંશના રાજા ધર્મને પરણી હતી:—

" राष्ट्रौडवंशस्तु तथा त्रितीयः ।
तत्राभवद्धर्मनृपोऽतिधर्मः ।
तस्माच्छिवं सा यमुना जगाम ॥ १० ॥

એ યમુનાએ ઘણાં દાન દીધાં હતાં. તેણે સંગમેશ્વરના દેવાયતનને શોભાવનારી એક વાવ કરાવી:

या कारयामास नवापि वापिका
परस्त्रीदेवायतनप्रपाश्च ।
तया प्रतोलिमुखमंडनोपमं
निर्मापितं चत्वरमत्र सुंदरम् ॥
संवत १४४२ वर्षे आषाढ वदि ५ शनौ ॥

આ પ્રતિની બાજુમાં એક બીજી નોંધ આ પ્રમાણે છે:-

"संवत १४४६ वर्षे ज्येष्ठ शुदि १२ दिने संगमेश्वरः प्रस्थापितः"

આ લેખ પડીમાત્રાએ લખાયલો છે.

**૧૮ વઢવાણની હકીકત**-આ એક પાંચ ચોથીઆં કાગળનો જુમલો છે; તેમાં વઢવાણની માધા વાવ(સં. ૧૩૫૦)ના લેખનો અંત ભાગ, તથા વઢવાણના ઠાકોરોની પાછળ સતી થયલી રાણીઓના પાળીઆ હેઠળના લેખોના અક્ષરાંતરો નોંધેલા છે; એક સંવત ૧૭૯૭ નો, બીજો સંવત ૧૮૩૫ નો, ત્રીજો સંવત ૧૫૬૮નો, ચોથો, પાંચમો, છઠ્ઠો અને સાતમો સંવત ૧૮૪૪નો એમ ચાર પાળીયાની નોંધ છે.

માધા વાવના લેખ વિષે જણાવેલું છે કે,

"માધા વાવના ત્રીજા મતવાળામાં જમણે હાથ ગોખલામાં મુરતીઓ "૨ ઉભી ચણેલી છે તેની નીચે અક્ષર લખેલા છે તે—

सं. १३५० वर्षे कार्तिक शुदि ८ गुरौ नागर ब्राह्मण ज्ञातीयमहं श्री सांढणतीय व. श्री सोमसुतमहं श्री सीधू। तत्सुत महंश्री तपमहेति ॥"

---

**૧૯ શેઠશ્રી વખતચંદ ખુશાલચંદની સનદ**-આ, અમદાવાદના સુપ્રસિદ્ધ, નગરશેઠ વખતચંદ ખુશાલચંદને તેમનાં માલમિલ્કતનો વગર હેલા હરકતે ઉપભોગ કરવા દેવાની જે સનદ મળેલી તેની નકલ છે. તે સંવત ૧૮૬૮ શાકે ૧૭૩૪ માં દિલ્હીના (નામના) બાદશાહ અકબરના સમયમાં પુનાના પેશ્વા બાજીરાવ(બીજા)ની વતી ગુજરાતમાં રાજ્યકર્તા આણંદરાવ ગાયકવાડના ભાઈ ફત્તેસિંહરાવ પાસેથી વડોદરાના કુમાવીસદાર પાસે અમદાવાદ મુકામે લખાવી આપેલી છે આમાં પેશ્વાના પ્રતિનિધિ તરિકે વે. શા. સં. ગંગાધર શાસ્રીનો ઉલ્લેખ છે. ગાયકવાડીના મતાદાર બાપુજી ગોવિંદને એ સનદમાં લખ્યા પ્રમાણે વર્તવા ફરમાન કરેલું છે.

**૨૦ શેખ મલિકસેરનો પાળીયો**-(સં. ૧૪૬૨) પ્રભાસપાટણના મુખ્ય દરવાજા આગળના એક મુસલમાની મકરબામાંના એક પથ્થર ઉપર મજકુર પાળીઓ ખોતરી તેની નીચે એ સંબંધી ઓળખ આપેલી છે. સંસ્કૃત ભાષામાં એ ઓળખ લખેલી છે. એથી જણાય છે કે સંવત ૧૪૬૨ માં તુર્ક લશ્કર લઈ મહમદ સુત બહુ શફતરે પ્રભાસના રાજા બ્રહ્મદાસના રાજ્ય ઉપર ચઢાઈ કરી, તેમાં શેખ મલિકસેર નામનો નામાંકિત યોદ્ધો શ્રાવણ શુદ ૫ વાર શુક્રે મરણ પામ્યો. મજકુર લેખમાં મરનાર યોદ્ધાના પિતામહ પર્યંત પૂર્વજોની તથા ભાઈઓની ઓળખ આપેલી છે.

**૨૧ કાવી તીર્થનું રત્નતિલક જીનાલય**-(સં. ૧૬૫૪) આ ખંભાતના જૈન સાધુ પણ મૂળ નાગરજ્ઞાતીય ગાંધી બહુઆ સુત કુંવરજીએ જૈન ધર્મ અંગીકાર કરી શેઠ પીતાંબર વીરા અમદાવાદના સૂત્રધાર વીરપાળ આદિ સાથે મળીને કાવી તીર્થમાં રત્નતિલક નામનું બાવન જીનાલય સં. ૧૬૫૪ના શ્રાવણ વદ ૯ વાર શનિએ બંધાવ્યું તેનો લેખ છે.

**૨૨ ચાંપાનેરની વાવનો લેખ**-( સં. ૧૫૫૪ ) આ, ચાંપાનેર ઉર્ફે મહમ્મદાબાદમાં મહમ્મદ બેગડાના સમયમાં શાકે ૧૪૧૯ અને સં. ૧૫૫૪ ના પોષ સુદ ૫ ને ગુરૂવારે બંધાયલી વાવનો અને તે ઉપરનું મલેક શંદલ સુલતાની બાબતીએ બે હલવા એક ક્ષેત્ર ધર્માદા આપેલું તેના લેખનો ગુજરાતી સંક્ષેપ છે.

સાથે એક કાગળમાં એ લેખનું સંસ્કૃતમાં અક્ષરાન્તર ઉતારેલું છે, પણ તેનો છેવટનો ભાગ ક્ષેત્રધન સંબંધી મિશ્ર ગુજરાતી છે. એ વાવ 'છતરડી'ના નામે પ્રસિદ્ધ છે. તે પથ્થરની બાંધેલી છે.

એ વાવમાં પેસતાં ડાબી બાજુના ગોખમાં એક પથ્થરની શિલા જડેલી છે તેમાં મજકુર લેખ કોતરેલો છે આ નકલ સને ૧૮૫૭ ના મેની તા૦ ૧૫ મીએ કારકુન લક્ષ્મીશંકર દેવશંકરે ઉતારેલી છે: મૂળ લેખના અંતનો ગુજરાતી મજકુર આ પ્રમાણે છે –

"भूमि २ हल अंक हल बि वावि मसीतनुसन्या वक्फ हजीरानु पेत्ररा भूमि हळ बि अंके शर सुलतांनि समस्त दीवांनिरो भौमि हल २ धर्मार्थ दता कालिकालांरो पेत्र जिको लोपि ते दोपभागी प्याद्विरा पुन्य आमुप्या इव पापी ॥

---

**૨૩ અંબિકાની સ્થાપનાનો લેખ**-(સં. ૧૨૧૫) આ, ગિરનાર ઉપર નેમિનાથના દેવાલયની ઘરી પાસે જતાં વચ્ચે જે બારી આવે છે તેની ડાબી બાજુએ સડીલ ઉપરના લેખનું અક્ષરાન્તર છે. તેમાં સં. ૧૨૧૫ ના ચૈત્ર સુદિ ૮ ને રવિવારે શ્રી અંબિકાની સ્થાપના કર્યાનું જણાવેલું છે.

આ, લેખ એક જાડા કાગળ ઉપર ઉતારેલો છે; કીટે તેને ખાઈ વચ્ચે કાણાં પાડ્યાં છે.

**૨૪ વડાલીના દેવમંડપનો લેખ**-(સં. ૧૨૬૪) આ, "સંવત ૧૨૬૪ ચૈત્ર સુદ ૧૩ ને ગુરૂવારે રામજતુનો મંડપ" બંધાયલો તેનો અને તેને 'સંવત ૧૫૪૪ માં બાગાસુત ભાકાજ ભારજ્યાં' એ સમરાવરાવ્યો તેનો લેખ છે. એ સંસ્કૃત ભાષામાં રચાયલો છે અને તે અપૂર્ણ તેમ જ ઘણો અશુદ્ધ છે;

**૨૫ અજાવ્ય માતાની સ્થાપનાનો લેખ**-(સં. ૧૪૧૫) આ આરાસુર ઉપરનાં અંબાજી માતાની પાસે અજાવ્ય માતાની મૂર્તિ છે તેના હેઠળના લેખની નોંધ છે. એ મૂર્તિની સ્થાપના સં. ૧૪૧૫ના મહા સુદ ૧૧ ને ગુરૂવારે થયલી છે.

સાથે કુંભારિયાનાં જૈન દહેરામાંના પાંચમા દેરાના પારસનાથજીની મૂર્તિની હેઠળનો નીચેનો હસ્તલેખ ઉતાર્યો છે:-"સં. ૧૬૭૫ ના જેઠ માસ તથા શુક્લ પક્ષમાં વિમલશાએ અંજનસલાખા કરિ દેવપ્રતિષ્ઠા કરિ."

---

**૨૬ ખેરાળુની પ્રતિમાઓ ઉપરના અક્ષરો**–આ, ખેરાળુમાંના શ્રી આદિનાથજીના દેરામાં ધાતુની જે છ પ્રતિમાઓ છે તેની પુઠે લખેલા અક્ષરોની નકલ છે. એ નકલથી જણાય છે કે એ મૂળ લેખો ખંડિત છે. તેમાંની પ્રતિમા એક ઉપર સં. ૧૬૫૨ નો, બીજી ઉપર સં. ૧૨૯૭ ના આષાઢ સુદ ૩ નો, ત્રીજી ઉપર સંવત ૧૪૮૯ ના માઘ કૃષ્ણપક્ષ ૧૩ નો, ચોથી ઉપર સંવત ૧૩૪૪ નો, પાંચમી ઉપર સંવત ૧૨૬૩ ચૈત્ર સુદ ૧ વાર ગુરુનો ઉલ્લેખ તેના સ્થાપકનાં નામ ઓળખ આદિ સાથે છે.

સાથેની નોંધમાં જણાવેલું છે કે આ મૂર્તિઓ સંવત ૧૯૦૬ માં ખેરાળુની નજીકની જમીનમાંથી સ્વપ્નમાં જણ્યા પ્રમાણે વૈવંચા ભાટ જેરાજે ખોદી કઢાવી હતી.

**૨૭ પ્રાચીન મહાદેવની સ્થાપના**–(સં. ૧૧૯૬). રાધનપુરના નવાબ કમાલખાનના સમયમાં વસેલા કમાલપુર ગામથી પશ્ચિમમાં પાંચ ગાઉ દૂર જૂનાં પાંચ ભાંગેલાં શિવાલય છે; મજકુર નોંધમાં એ દેરામાંની મૂર્તિઓનું વર્ણન આપી દેરાંની બારશાખ ઉપર "સં. ૧૧૯૬"ની સાલ સાથનાં થોડાંક ભાંગ્યાં તૂટ્યાં પદો ઉતારેલાં છે.

૨૬ તથા ૨૭ અંકવાળી બાબતો બે છૂટા કાગળનાં ચાર પૃષ્ઠો ઉપર ઉતારેલી છે.

**૨૮ પ્રકીર્ણ લેખોની ટુંકી નોંધ**–જૂદા જૂદા નાના નાના ટુકડાઓ કાગળના છે, તેમાં નીચેની મતલબવાળા લેખોની ટુંકી નોંધો છેઃ–

૧ હાથરવાની વાવ સં. ૧૬૬૯ માં બંધાઈ; ૨ વડાલીની વાવ સં. ૧૬૯૭ માં શ્યામસુંદરજી વૈષ્ણવે બંધાવી; ૩ ગઢીઓલના સંવત (૧)૨૩૪ ના ચૈત્ર વદ ૫ શનિના પાળીયાની નોંધ છે; ૪ સં. ૧૬૯૧ માં સામલ બાઈએ વાવ બંધાવી. ૫ ખેડ તા. ચાંદરણીમાં સં. ૧૪૭૪ ના માઘ વદ ૬ ને દિને માણક વહુની વાવ બંધાઈ; ૬ કોઠડાની વાવનો છિન્નભિન્ન અને અસ્પષ્ટ લેખ; ૭ જામલાની ભાગોળનો સં. ૧૭૦૦ નો પાળીયો; ૮ જામલાની સીમની સં. ૧૫૦૬ માં રૂ. ૭૦૦૦.ના ખર્ચે પંડા અમુલખે વાવ સમરાવી; ૯ સં. ૧૬૨૦ નો પાળીયો; અને ૧૦ મોડાસાની સં. ૧૫૨–ની વાવનો છિન્નભિન્ન લેખ.

---

**૨૯ તીર્થંકરોની ઓળખ આદ**–આ કાગળમાં જૈનોના ૨૪ તીર્થંકરો સંબંધી જાણવા યોગ્ય મુખ્ય ૩૦ બાબતની માહિતી આપેલી છે. ૩૦ કોઠા ઉભા અને ૨૪ કોઠા આડા કાઢેલાં છે. પહેલા આડા કોઠાનાં ૩૦ ખાનાંમાં તીર્થંકરોની નગરીનું નામ, પિતાનું નામ, માતાનું નામ, દેહમાન, આયુ, વરણ, લાંછન, નક્ષત્ર, રાશિ, લગ્ન, રાજ્યકાલ, કેટલા પુરૂષ સાથે દીક્ષા, દીક્ષાનગરી, તપ, ગૃહસ્થાશ્રમનો સમય, આહાર નામ, કેવળ, તપ અંત, વૃક્ષ, ગણધર, સાધુઓનો સાથ, સાધ્વીઓનો સાથ, જક્ષ, જક્ષણી, શ્રાવક, શ્રાવિકા, મુક્તિદિન, અને સાધુસંખ્યા એટલી ત્રીસ બાબતો લખી છે; અને ૨૪ આડા કોઠામાં લખેલા તીર્થંકરોને લગતી ઉપર જણાવેલા પ્રકારની માહિતી આપી છે.

---

**૩૦ અમદાવાદના નગર શેઠની વંશાવલિ**–આમાં અમદાવાદના જૈન નગર શેઠ શાન્તિદાસનું વંશવૃક્ષ સંવત ૧૯૧૦ સુધીમાં જીવતા વંશજો પર્યંતનું ઉતારેલું છે.

એ શેઠ શાહજહાન અને ઔરંગઝેબના સમયમા છતા હતા અને અમદાવાદની શેઠ-ગિરિ તેમને હસ્ત હતી

આ વંશવૃક્ષ સ્વ ફાર્બસ સાહેબને માટે શા મગનલાલ વખતચંદે સ ૧૯૧૦ ના માહ વદિ ૧૧ અને સને ૧૮૫૪ ના ફેબ્રુઆરીની તા૦ ૨૩ મીએ અમદાવાદમા કાઢેલુ છે આવુ એક વંશવૃક્ષ "જૈન રાસમાળા"ના પહેલા ગ્રથમા પ્રકટ થયલુ છે

---

## અં. ૫૦–૩–૧ સૂર્યવંશીઓની વંશાવલિ–

### એ. ગુ. વૃ.–પૃ. ૧–૨

વિષયાદિ–બે મોટા કાગળોમાના એકમા આદિનારાયણ, તેના મોટા પુત્ર મરીચિથી અને તેના પુત્ર સૂર્યથી ચાલેલા સૂર્યવંશી ક્ષત્રિયોનું વંશવૃક્ષ (વંશાવલિ) કાઢેલુ છે તેમા થોડાક સુપ્રસિદ્ધ રાજાઓ સબધી એકાદ બે જાણવાજોગ બાબતો નોંધી છે જેવી કે સૂર્યના પુત્ર શ્રાદ્ધદેવ મનુના પૌત્ર નાભાગથી ૨૨ પેઢીના ત્રણ(તૃણ)બિંદુની પુત્રી ઇડબિડા પુલસ્ત્ય ઋષિને પરણી, તેનો પુત્ર વિશ્રવા થયો તે કૈકેયી રાક્ષસીને પરણ્યો અને તેનાથી રાવણ, કુંભકર્ણ અને વિભીષણ થયા

બીજા કાગળમા નીચેની બાબતો ઉતારેલી છે –૧ એક હારમા સૂર્યવંશી રાજાઓમાના મુખ્ય નલ રાજાથી સુમિત્ર રાજા પર્યંતના રાજાઓની આવલિ ઉતારી છે અને સાથે સુમિત્રના નામ આગળ જણાવેલુ છે કે –

"દ્વાપર યુગ સુધિ તાર પછી કલિ(લિ)યુગનો અમલ થયો અને શ્રીકૃષ્ણ સ્વધામમા પધારા તાર પછી જરાસધના વશમાં પૃથ્વીનું રાજ્ય રહ્યુ તે કલિયુગમાં પ્રથમ ક્ષત્રિયના વશમા પાચ રાજર્ષિ ચાલ્યા તેની વિગત

| "સૂર્યવંશીમાં | ચંદ્રવંશીમાં |
|---|---|
| ૧ વિકુશીનો | ૧ જાદવનો |
| ૨ નીમિનો | ૨ પાંડવનો |
| | ૩ જરાસંધનો' |

૨ બીજી હારમા પરમારોની ૩૫ અવટકોના, ત્રીજીમા રાઠોડોની ૧૩ અવટકોના, ચોથીમા ચૌહાણોની ૨૪ અવટકોના (૨૪ સખ્યા આપી છે પણ ૧૮ની જ અવટકો લખેલી છે), જાદવોની ૨૦ અવટકોના, અને સોલકીઓની ૭ અવટકોના નામ આપેલા છે, અને છેલ્લી બે હારમા પરમારોની મુખ્ય ૩૫ શાખાઓ અને તેની સામે તે જ સખ્યા ક્રમે તેમના રાજ્યસ્થાનના ગઢોના નામ આપેલા છે, જે વિષે વધુ વિગત અ ૭ મા જોવાથી મળી રહેશે અ ૪૯–૧ મા પણ આ બાબત આપેલી છે તે જોવી

વિશેષ–બીજા કાગળમા મથાળે નીચે પ્રમાણે માર્ગદર્શી સૂચના કરેલી છે –

"દ્વાપર સુધી ક્ષત્રી કેવા કલિયુગમા મજબુત કેવાયા તેમાં પાંચ થકી વશ ચાલ્યો તેમા ૮૯ શાખા ૩૫ રાજ(જ)ક(કુ)લી થઈ તેની વિગત."

---

## અં. ૫૦-૩-૨-ચંદ્રવંશી રાજાઓની વંશાવલિ-
## ઐ. ગુ. વૃ.-પૃ. ૧-૩.

વિષયાદિ-ત્રણ મોટા કાગળોમાં આદિનારાયણના પુત્ર અત્રિ અને તેના પુત્ર ચંદ્રથી ચાલેલા ચંદ્રવંશનું વંશવૃક્ષ-વંશાવલિ-વિવિધ શાખા વિસ્તારો સાથે ઉતારેલું છે. બીજા પાનામાં પાંડવોના વંશ પર્યંત શાખાવિસ્તાર છે, તેમાં પાંડવવંશી સહદેવનો અમલ પૂરો થયો ત્યારે કલિયુગનાં ૧૦૦ વર્ષ વીત્યાનું અને તેના પુત્ર રિપુંજય પછીથી વાસ્તવિક રીતે ક્ષત્રિયત્વ લુપ્ત થયાનું અને તેમાં શૂદ્રત્વ ભળેલું હોવાનું જણાવેલું છે. તે પછીથી રાજવંશના મુખ્ય રાજાનું તેના પ્રધાન કે પરિચારકને હાથે મૃત્યુ થવાનો અને એવા હણનારના વશમાં રાજ્યગાદી જવાનો પ્રઘાત પડયો. બીજા પાનામાં "રિપુંજય"ને તેના પ્રધાન સુનકે મારી રાજ્ય પચાવ્યું તેની પાંચ પેઢી પર્યંતનો શાખાવિસ્તાર આપેલો છે.

ત્રીજા પાનામાં સુનકની પાંચમી પેઢીવાળા "......ર્ધન"ને મારી શિશુનાગે રાજ્ય ચલાવ્યું ત્યાંથી આગળ શાખાવિસ્તાર કાઢેલો છે; અને પ્રથમ સુનકનો વંશ ૧૩૮ વર્ષ ચાલ્યાની નોંધ કરેલી છે. પછી શિશુનાગથી નવમી પેઢીવાળા મહાનંદિ પર્યંતનો વંશ આપી જણાવેલું છે કે-

"એ શિશુનાગથી મહાનંદિ સુધી ૩૬૦ વર્ષ રાજ્ય કર્યું ત્યાર પછિ મહાનંદી રાજાએ શુદ્રી રાખેલી તેના પેટનો મહાપદ્મ નામે છોકરો થયો તેણે એક ચક્રે રાજ્ય કર્યુ તેણે ક્ષત્રીને નાશ કરા તે મહાપદ્મને ૮ છોકરા તેમાં મોટો છોકરો સુમાલિ તેણે ૧૦૦ વર્ષ રાજ્ય કર્યુ ત્યાર પછી ચંદ્રગુપ્ત નામે રાજા થયો."

પછી ચંદ્રગુપ્તથી નવમાં બૃહદ્રથ પર્યંત વિસ્તર આપી નીચે પ્રમાણે નોંધ કરેલી છે -

"એ દશ પેઢીની મૌર્યા નામે અડક તેમણે ૧૩૭ વર્ષ રાજ્ય કર્યુ ત્યાર પછી બૃહદ્રથનો સેનાપતિ પુષ્પમિત્ર તેણે પોતાના રાજાને મારીને પોતે રાજ્ય કર્યુ તેનો પુત્ર અગ્નિમિત્ર-"

પછી અગ્નિમિત્રથી ૮ મા દેવભૂમિ પર્યંત વિસ્તર આપી નોંધ કરેલી છે કે,

"એ દશ પેડી સુધી શૃંગની અડક તેમણે ૧૫૦ વર્ષ સુધી રાજ્ય કર્યું. તે દેવભુમી રાજા પરસ્ત્રીગામી હતો તે થકી તેનો શત્રુ થયો તેનું નામ કણ્વ......તેણે રાજ્ય કર્યુ."

કણ્વનો પાંચ પેઢી સુધી ૩૪૫ વર્ષ રાજ્ય વંશ ચાલ્યો, અને તે પછી સુશર્મા ને તેના હુડા (હજુરીયા) બલિહિકે માર્યો અને તે રાજા થયો; તે પછી તેના ભાઈ કૃષ્ણનો વંશ ૨૬ પેઢી (કુલ ૨૮) પર્યંત એટલે અજયપાલ સુધી ૪૫૬ વર્ષ ચાલ્યો. પછી અજયપાલના પુત્ર મહેન્દ્રપાલની ગાદી તેના જમાઈ "ગર્ધવસેને" બથાવી, તેનો ચક્કર્તા "વિક્રમાજિત" થયો અને તેની ત્રીજી પેઢીએ ભોજ થયો. પછી નીચે પ્રમાણેની નોંધ છેઃ-

"એમ ત્રણ્ય પેડી મળીને ૧૩૫ વર્ષ રાજ્ય કર્યું તે ઉજ્જેણું નગરિના રાજા ત્યાર પછિ દક્ષિણ દિશામાં શાલિવાહન નામે રાજા તે ચક્રવર્ત્તિ થયો તે મધ્યે અવલૃથિ નામે નગરિમાં આભિર નામ અડક તે ૭ ભાઇ રાજા થયા તથા દશ ગર્ધભી નામે રાજા થયા તથા ૧૬ કંકા નામે રાજા તે મેવાસી લુટણીયા અને ૮ રાજા યવન અને ૧૪ રાજા ખંડીયા અને દશ ૧૦ રાજા મૌન નામે જમલ્લે ૬૫ પાંસઠ રાજાનુ તખત અવલુથી નગરીમાં તેમનું રાજ્ય ૧૯–૦ વર્ષ તેમાં મૌન નામે રાજા તેની પેડી ૧૧ સુધી મલીને અવલૃથી નગરીમાં ૩૦૦ વર્ષ રાજ્ય કર્યું ત્યાર પછે કિલકિલા નામે નગરીમાં ભૂતનંદી નામે રાજા થયો તેને ૪ ભાઈ ૧ ભુતનંદી ૨ શિસુનંદી ૩ યશોદાનંદી ૪ પ્રવીરક એ ચ્યાર ૪ મલીને ૧૦૫ વર્ષ રાજ્ય કર્યું ભુતનંદીને ૧૩ છોકરા બાલિક નામે અડકના ત્યાર પછિ સર્વની મ્લેચ્છ બુદ્ધિ થાય. તે પદ્માવતી નગરીમાં પુલિંદ નામે રાજા થયા. તેમણે ગંગાદ્વારથી માંડીને પ્રયાગ સુધી રાજ્ય પછિ સોરઠ. અવંતિ એ દેશના બ્રાહ્મણ જનોઈ રહિત થાય. ક્ષત્રી વૈશ્ય શૂદ્ર સરખા થાય."

અહીં શાખાવિસ્તર પૂરો થાય છે.

**યવનોત્પત્તિઃ**–બીજા પાનામાં ગાધિરાજ વિશ્વમિત્રના ૧૦૦ છોકરાંઓમાંથી ૫૦ બ્રાહ્મણો થયા અને ૫૦ યવનો થયા એટલી માત્ર નાની નોંધ છે.

**વિશેષ**–૧. આ ત્રણ કાગળોમાંથી પહેલા કાગળનો વચલો ભાગ ખવાયાથી ત્રણ મોટાં કાણાં પડ્યાં છે અને બે કટકા છુટા પડ્યા છે.

૨. આ વંશાવલિ પ્રાચીન ઇતિહાસના સશોધનમાં કામ લાગે એવી છે.

---

## અં. ૫૦–૪–તામ્રપત્રોની નોંધ–ઐ. ઇ. પૃ.–૯ પત્રો.

**નોંધ**–ખેડાના કલેક્ટર મી૦ એલેકઝાન્ડર બર્ને સં ૩૦૯–૩૯૪ આદિનાં તામ્રપત્રો, ગિરનારના અશોકના લેખનું અક્ષરાન્તર, બૌદ્ધ સમયના શિક્કાઓ આદિ ઉકેલ માટે બંગાળાની રોયલ એશિયાટિક સોસાઇટી ઉપર મોકલી આપેલાં તે સંબંધમાં એ સોસાઇટી તરફથી મી૦ પી ક્રપે મી૦ એલેકઝાન્ડર બર્ન ઉપર લખેલા મૂળ ૮ અંગ્રેજી પત્રો છે. એ પત્રોમાં બૌદ્ધ સમયની લિપિના ઉકેલ સંબંધમાં તેમ જ કેટલાંક તામ્રપત્રો સંબંધી પોતાની સમજ મી૦ ક્રપે આપેલી છે. એમાં ઉકેલ, કે તેની તપસીલો વગેરે આપેલી નથી, એટલે તે પત્રવ્યવહાર ખાસ કામમાં લાગે તેવો જણાતો નથી.

---

## અં. ૫૦-૫-ઐતિહાસિક ફારસી ગ્રંથોની નોંધ-એ. ઈ.-વૃ.-૧—૯.

**વિષયાદિ**-૧ આ સોળ પેજ નોંધપોથીમા 'તોહફતુલ કારી' -'વૈઈકર નામા' 'મુખબીર ઉલ ઓલીયા,' 'હા ધડી કાતુલ' (હિન્દી) અને જહાંગીરનામા એ ચાર ફારસી ઐતિહાસિક ગ્રન્થોની વસ્તુનું ઈંગ્રેજી તારણ છે. તેનો સાર નીચે આપેલો છે.-

૧ **તોહફતુલ કારી**-આ સંબંધમાં એવી નોધ છે કે એ મુસલમાની સુન્ની સંતોનાં જીવનવૃત્તોનો ગ્રન્થ છે. એમાં કાજી મહંમદ, શાહ હામદ, કુતુહ મહમદ, શાહ આલમ બુકહારામદે અને ખોજા મેઇનૂ-દ્દીન ચીસ્તીનાં જીવનવૃત્તો છે.

**અમદાવાદની સ્થાપના**-હીજરી સન ૭૧૦ માં થયાનું અને ત્યાંની જુમ્મા મસ્જીદની બાંધણી હીજરી સન ૭૧૨ માં થયાનું,

અને **વડોદરાની સ્થાપના** હીજરી સન ૯૧૪ માં અને ત્યાંની જુમામસીદની બાંધણી હી. ૯૧૧ માં થયાનું જણાવેલું છે

એ ઉપરાંત એમાં બુકલ્લા અલાહાએ હાજીઓને સતાવી મક્કાથી સામન ગ્રામ ખાતે લઈ જઈ દુઃખ દીધાનો, મક્કાના કાબા ઉપર નિષ્ફળ હલ્લો કર્યાનો રસિક કિસ્સો લંબાણથી આપેલો છે.

એ સિવાય બીજા પણ કિસ્સાઓ આમાં આપેલા છે.

૨ **વૈઇકરનામા**-આના બે ભાગ છે પહેલા ભાગમાં સિંધના મુસલમાનોની તવારીખ નોધેલી છે ત્યારે બીજા ભાગમાં સિંધ ઉપર ઇરાનીઓ અને આરબોએ પ્રાચીન કાળમાં કરેલા હુમલ્લાઓ નોંધેલા છે. એ ગ્રંથ કોઈ અરબ્બી ગ્રન્થનું ભાષાંતર છે.

૩ **મુખ્બી-ઉલ-ઓલીયા**-એ મુસલમાન સંતોનાં જીવનવૃત્તોનો સંગ્રહ છે એમાં અમદાવાદના મુખ્ય સંત શાહ આલમનું જીવનવૃત્ત છે. એ ઉપરાંત એમાં અરબ્બી, હિન્દુસ્થાની તથા ફારસી કવિતાઓ છે.

૪ **હારિકી કાતુબ**-એ ગુજરાતના ઇતિહાસનો ગ્રન્થ છે. એની મી૦ જસ્ટિસ ફોર્બ્સ માટે નકલ કરાવી લીધાની નોંધ છે.

૫ **મોગલ અને મરાઠાઓનો ઇતિહાસ**-એ ગ્રંથ લખવાનો શાહાબુદ્દીન સમયમા આરંભ કરેલો છે એમાં બ્રાહ્મણી વંશની સ્થાપના, બિજાપુરના ઇબ્રાહીમ આદિલશાહ, અહમદશાહ અબદાલી આદિના વૃત્તાંત સમાવેલા છે.

૬ **જહાંગીરનામા**-એમાં જહાંગીર બાદશાહના અમલનો વૃત્તાંત છે. એમાં ખુદાની મહત્તા અને શક્તિ સંબંધી ખુલાસાઓનાં નીતિ તથા બોધનાં વચનો કુરાન માથી સંખ્યાબંધ ટાંકેલાં છે.

નોંધ—આ સંક્ષેપ ઇંગ્રેજીમાં મી૦ ફ્લીને સને ૧૮૬૮ ના આગષ્ટની તા૦ ૨૭ મીએ પૂરો કરીને ઓન૦ મિ૦ જસ્ટીસ ન્યૂટનને મોકલી આપ્યો હતો.

મુખપૃષ્ઠ ઉપર નોંધ છે કે "Memo—relating to Persian Books of the late Honorable Justice Forbes."

પહેલે પાને લખેલું છે કે "Memorandum relating Persian Books for examination from the Honourable Mr. Justice Newton."

---

## ૫૦-૬-ઈડરના રાજા પુંજાજીની વંશાવલિ-ઐ. ઇ. વૃ.

વિષયાદિ-આ એક મોટા કાગળ ઉપર નાનાં લટકતાં ચોખંડાં પાંતરાંરૂપી શાખા વિસ્તાર સાથે ઇંગ્રેજીમાં લખેલા નામવાળું કાઢેલું વંશવૃક્ષ છે. એમાં બ્રહ્માના ૧૧૨ મા વંશજ ઈડરના રાવ પુંજાજીના વંશજોનાં નામ ઉતારેલાં છે. તેમ તેમાં ઈડરના આંપાવતોની વંશાવલિ પણ છે ચોખંડા પત્રાકારમાં વ્યક્તિઓનાં નામ લખેલાં છે અને કેટલેક સ્થળે કોઇ સવિશેષ માહિતીનો ઉલ્લેખ પણ કરેલો છે.

આ ઇંગ્રેજી વંશવૃક્ષ ઈડરથી મી૦ એમ. સી. હેમીલ્ટને સને ૧૮૫૨ ના જુલાઇની તા૦ ૨૯ મીએ એક ઇંગ્રેજી પત્ર સાથે મોકલેલું છે, એમ એમાં જણાવેલું છે.

---

## અં. ૫૦-૭-ઐતિહાસિક વૃત્તાન્તો આદિ-ઐ. ગુ. વૃ.-છૂટક પાનાં.

વિષયાદિ-આમાં નીચેના વૃત્તાન્તો આદિનો સમાવેશ કરેલો છે.

૧ કાઠીની ઉત્પત્તિ-આમાં શ્રી આદિનારાયણથી માંડીને સૂર્યવંશથી કાઠી લોકોની ઉત્પત્તિ થયાની કથા વર્ણવેલી છે નીચે પ્રમાણેઃ-

આરંભમાં આદિનારાયણથી માયાના અંશવડે "પંચાશ કરોડનાં મંડાણ"વાળી સૃષ્ટિની ઉત્પત્તિ વર્ણવી સૂર્યથી (પાંડુ રાજાની વહુ કુમારી અવસ્થામાં) કુંતી દ્વારા કર્ણ ઉત્પન્ન થયાનું સૂચવી વાર્તાનું મંડાણ આમ કરેલું છેઃ—

પાંડવો વનમાં રહેતા હતા, કર્ણ કુંભારને ઘેર ઉછરતો હતો. તે કુંભાર દુર્યોધનના મહેલનો પોળીઓ હતો. દુર્યોધનની સ્ત્રી-પટરાણી-એ તેને વધ કરવા જતી(?)-ગોરજી-ની પાસે તેલ મંત્રાવ્યું; (અહીં જ શંકા થાય છે કે શું તે વેળા જૈન ધર્મી જતી હતા? બારોટે તે જોડયું હશે, એમ સમજાય છે.) કર્મયોગે તે ઢોળાઈ જતાં પાતાળમાં તંબોલ નાગને માથે પડ્યું, એટલે તે એ રાણીથી મોહિત થયો અને તેણે રોજ રાત્રિએ તેના મેહેલમાં આવી દુર્યોધનને પોઢીઆરે બાંધી એ પટરાણી સાથે રંગરાગ રમવા માંડયો. એક દિવસ કુંભારને કામ હોવાથી કર્ણે પોળીયાનું કામ કર્યું અને તંબોલ નાગના નિત્યના આગમન સંબંધી કુંભારે વાત કરેલી હતી તેથી જાગતા રહી તેણે યુદ્ધ કરી હરાવ્યો અને તે દિવસથી ત્યાં ન આવવાનું અને તેની છોકરી પોતાને પરણાવવાનું વચન લીધું. દુર્યોધને આ ઉપકાર બદલ કર્ણને તે માગે ત્યારે કોઈ એક રાજ્ય આપવાનો કોલ આપ્યો. કર્ણે પેલી નાગકન્યા 'પદમણી'ને અદ્ભુત રીતે પરણ્યો અને નાગની કૃપાથી વિશ્વકર્માએ કર્ણને મોટું નગર અને મેહેલ બાંધી આપ્યાં. દુર્યોધને કર્ણને તેના ઉપકારના કૃત્ય માટે ૨૫૦૦ ગામ આપ્યાં. એ પદમણીથી 'વરકેત' (વૃષકેતુ) નામનો પુત્ર કર્ણને થયો. નાગણના

સંબંધથી 'વરકેત'ને કૃષ્ણે પોતાનો ભાણેજ ગણી સોરઠની ઉપજનો ચોથો ભાગ આપ્યો અને માળવાનો માંડવગઢ સોંપ્યો.'

મહાભારતના યુદ્ધ વેળા 'વરકેતુ' બાલક ('બાલુવો') હતો અને તે એકનો એક હોવાથી તેને 'પાછો વાળ્યો' તેથી તેનાથી થયલા વંશજો "વાળા રજપુતો" કહેવાયા. તે ઉપરથી હાલ ગોલવડના "બાળુવાળા" રજપુત કહેવાય છે. વરકેતથી રવકેત, એ રવકેત શ્રીકૃષ્ણનો જમાઈ અને તેની પુત્રી કમળાવતીનો વર હતો. તેનો અજકેત, તે પ્રદ્યુમ્નની દીકરી જમુનાજીને પરણ્યો, તેનો પુત્ર જિતકેત, તેનો 'વરસકેત', તેનો વરમકેત, તેનો સુરકેત, તેનો કરણકેત, તેનો ધીરકેત, તેનો પૂજકેત, તેનો ધરમકેત, તેનો બાલકેત, તેનો વરમકેત, તેનો જીવકેત, તેનો 'કાણદેવ' (કર્ણદેવ), તેનો અજકેત. તે રૈવતાચળ (ગિરનાર) ઉપર આવ્યો અને ત્યાંનો રાજા થયો; તેનો દેદ, તેનો દમંમ અને તેનો આણો. તે જોધપુરના રાજાનો ભાણો થાય, તેની મા રાઠોડના રાણાની પુત્રી નામે સેજબા હતી. આણાનો માણો અને તેનો એભલ. તે સાંભર ચોહાણોનો ભાણેજ, તેની મા ચોહાણ વીરપાલની દીકરી નામે શામાનંતી; એભલને ત્રણ દીકરાઃ ૧ સાખ, ૨ દગમ અને ૩ જસ. એભલવાળો કૃષ્ણે સોરઠની ઉપજનો ચોથો ભાગ આપેલો તે મેળવી વળામાં રહ્યો અને રાજા થયો. શાખના વંશમાં માણાનાં શાખ-કુમાર, જસના સુરપાળ.

આમ વંશાવલિ આપી એભલવાળાની આરણની દીકરી સાથેના પ્રસંગની વાત (વિસ્તાર માટે જુઓ અં. ૪૩-૩-૧) તથા કપોળ વાણીયાઓની કન્યાઓ તેણે એકસામટી પરણાવવાની વાત (વિસ્તાર માટે જુઓ અં. ૪૯-૩) આપેલી છે. પછી નીચેની વાત આપેલી છેઃ-

એભલનો બીજો છોકરો ચાંપરાજ જેતપુરમાં રહેતો હતો. તેના વખતમાં એક મોચી પાસે બાવાના કામણ મંત્રથી દિલ્હીના બાદશાહ (?) ની છોકરી જે દર રાતે ખેંચાઈ આવતી, પણ તે એને પરણવાની ના પાડતી. એક દિવસે એ કન્યાએ બાદશાહ પાસે દુઃખ રડ્યુ ત્યારે જેતપુર ઉપર તેણે ચઢાઈ કરી તેમાં ચાંપરાજ અને મોચી મરાયા. પણ ચાંપરાજનો વંશ જેતપુરમાં રાજ્ય કરતો રહ્યો.

(ભાટોની વાત અમદાવાદના બાદશાહની પુત્રીના પણ સંબંધમાં જેતપુરના મોચીનો પ્રસંગ ઉપર પ્રમાણે બન્યાનું જણાવે છે.)

જુનાગઢના રા' કવાટે એ વંશના રાજાને કેદમાં નાંખ્યો ત્યારે વળાવાળાના ભાયાત ઉગાવાળાએ તેને છોડાવ્યો અને તે પાવરગઢ જઈ રહ્યો. અને તે પછી કાઠીની સાત જાત થઈ. (જુઓ ૪૯-૩-૯ આમાં ૭ ને બદલે ૮ છે.) પાવરગઢથી કાઠીઓ કમાવાને સોરઠ આવ્યા; ત્યાં જામના ભાણુસો સાથે ઉતારા માટે કચ્છના રણમાં લડાઈ થઈ, પછી કાઠીની રાજકુંવરી પરણાવવાની શરતે જામે સુલેહ કરી; પછી પરણવા જામ ગયો ત્યારે દગો કરી તેને માર્યો. સૂર્યના પ્રતાપથી જામ સામેના વેરમાં પછી કાઠીઓ ફાવ્યા અને ત્યાંથી બાબરીઆવાડમાં આવી વસ્યા અને ત્યાંથી નાગાજણ (નાગાર્જુન)ના ચાર પુત્રોનો વંશ ચાલ્યો.

પછી ખાચર, ખુમાણ અને વળાવાળાની વંશાવલિ કંઈક કંઈક હકીકત સાથે ઉતારેલી છે.

નોંધ:-આ ઓળીઉં એકંદર ૬પાા ફીટ લાંબું અને ૬ા ઇંચ પોહોળું છે; બે બાજુએ લખાણ છે, લખાણભાગની લંબાઈ કુલ ૨૨ાા ફીટ થાય છે.

આમાંની હકીકત અને વંશાવલિ "એણી રીતે ઉપર પરમાણે તાલુકે કડબીના રાવલ પુંજાના ચોપડામાંથી સં. ૧૮૯૮ ના પોષનો શે માહા સુદ ૧૨ વાર શનિ તા૦ ૨૨ માહે જાનેવારી સને ૧૮૪૨ અંગ્રેજીમાં તાલુકા માળીઆની જપતી હતી ત્યારે અમદાવાદના મેહેતા બાલાજી મનસુખરામે ઉતારી છે," એવી અંત ભાગમાં નોંધ કરેલી છે.

પ્રતિ આ ઓળીઉં કરેલું છે અને પ્રતિ કંઈ જર્જરિત થયલી છે. આમાં કાઠીઓની હકીકત એકત્રિત છે, પણ કાલક્રમ જળવાયલો નથી તેમ અદ્ભુત દંતકથાને અતિ પડતું સ્થાન મળેલું છે. દુર્યોધનની રાણી અને તંબોલ નાગના પ્રસંગ જેવો પ્રસંગ સિદ્ધરાજ જયસિંહની પટરાણીના સંબંધમાં (જુઓ જગદેવની વાત અં. ૪૬-૧-૧૩ અને અં. ૩૭-૩ અને અં. ૩૮-૩) તેમ જ કરણવાઘેલાના સંબંધમાં (જુઓ અં. ૪૬-૧-૧૫ 'હરપાળ મકવાણાની વાત'-પાનું ૩૫ મું) પણ બન્યાનું કહેવાતું પ્રચલિત છે. કેટલીક દંતકથાઓ આમ કાલક્રમથી વિશિષ્ટ થયાનું સુપ્રસિદ્ધ છે.

આમાંની હકીગત વહીવંચા રાવલ પુંજા મહેરામતા ચોપડામાંથી ઉતારેલી હોવાનું જણાવે છે.

---

**૨ રાઠોડની વંશાવલિ**-આમાં નીચેની વિગતો મુખ્યત્વે છે: કનોજથી ૯૦૧ માં સીઓ રાઠોડ નીકળી દ્વારકાં જાત્રા કરવા ગુજરાતમાં આવ્યો અને મૂલરાજ સોલંકીની બેનની વેરે પરણ્યો, અને તેણે મૂળરાજના કહેવાથી એના બાપનું વેર વાળવા કચ્છના રા' લાખાને કેરાકોટમાં બરછીથી માર્યો; ૨૦ મા આસ્તાનજીએ ખેડગઢ તાબે કરી ત્યાં ગાદી સ્થાપી; તેના વંશના ચંડુજીએ મંડુરનું રાજ્ય મેળવ્યું; આસ્તાનજીના ભાઈ સોનંગ બ્રાહ્મણની કન્યા હરી લઈ જનારા ઈડરના સામળીયા સોઠને માર્યો અને ઈડરનું રાજ્ય મેળવ્યું; આસ્તાનજીનો વંશ ખેરગઢમાં રહ્યો; ૩૦ મા જોધાજીએ જોધપુર વસાવ્યું; ૩૫મા ધાંગડીજીએ વડોદરા પાસે શીનોરમાં આવી મુકામ કર્યો અને પછી સીનોર કબજે કીધું; સંવત ૧૨૩૨ માં પેટલાદ પરગણામાં ૩૬ મો અભેરાજજી રાજ્ય કરતો હતો; પછી તેમના વંશજો આણંદ અને વડતાલની આસપાસ જામ્યા.

**નોંધ**-આ બાબત ૧૭ાા ઇંચ લાંબા અને ૬ ઇંચ પહોળા એવા ૧૦ કાગળોની એક બાજુએ સામાન્ય રીતે લખેલી છે; પહેલા કાગળની પાછળ રાઠોડ સીઆજીનું ગીત ઉતારેલું છે. આ હકીકત ઈડર રાજ્યની વંશાવલિ વૃત્તાંત આદિમાં ઉતારેલી હકીકતને લગભગ મળતી છે. જુઓ અં. ૪૬-૧, અને અં. ૪૬-૨.

વડોદરાના વહીવંચા બારોટ હીમતસિંઘ પાસેથી આ હકીકત મળેલી છે.

---

**૩ દાંતાના રાણાજીની હકીકત**-આ અં. ૪૬-૨-૩ વાળી "દાંતાના દરબારની વંશાવલિ" વાળી પ્રતિમાં આપેલી બાબતોની પૂરણી છે. સાથેના એક કાગળમાં સં. ૧૮૨૯ થી સં. ૧૮૭૭ સુધીની હકીકત ટુંકમાં આપેલી છે. કુલ ત્રણ કાગળ છુટા છે.

**૪ ઈડરના રાણાની હકીકત**–આ અં. ૪૬–૨ વાળી ઈડરના રાણાની વંશાવલિની તેમ, અં. ૪૮–૮ ની પૂરણી છે. એમાં કેટલીક નાની મોટી પ્રકીર્ણ ઐતિહાસિક બાબતો સંવત ૧૯૦૩ સુધીની આપેલી છે. લગભગ ૧૫ ફીટ લંબાઈનું લખાણ આ ઓળીઆમાં ઉતારેલું છે.

એમાં નોંધ છે કે–"મોટા નવા ચોપડામાં રાણાજીની વંશાવલી લખી છે તેમાં રાણા વાઘજીથી બાકી છે, તેનું સાંધણ પાને ૧૩ મેથી ખાસ કરણજીના કુંવર ૩ ભાણજી ૧ જામમલજી ૨ પ્રતાપ શંઘજી ૩ વાઘજીપુર સ. ૧૬૧૬ માં ગાદીએ બેઠા."

આ નોંધ સં. ૧૯૦૮ સુધીની રાણા જાલમ શંઘજીના વૃત્તાંત લગીની છે. ઓળીયું મોટું છે, અને બે પાસ લખેલું છે.

**૫ રાજપુતોની જાતો**–એક કાગળીઆમાં લગભગ બધી જાતના રજપુતોનાં નામ, કેટલાકના કોડ સાથે ઉતારેલાં છે

બીજા ત્રણ છુટા કાગળોમાં સૂર્યવંશી અને ચંદ્રવશી એ ભેદે રજપુતોની વિવિધ જાતો કોઠાવાર ઉતારી છે.

**૬ ભાવનગરના ઠાકોર**–આ એક કાગળીઆમાં ભાવનગરના ઠાકોરના હંસ અને વચ્છ નામના મારવાડ અને મુજપરમાં રહેલા ધરઉશાઓના વંશજોની ટુંકી યાદી ઉતારેલી છે.

**૭ માલપુરની હકીકત**–આ એક કાગળીઆમાં માલપુરનો કિલ્લો સં ૧૮૧૬ માં બધાયાની અને માલપુરના રજપુતોની જાતની હકીકત તથા રાજકર્તાઓની વંશાવલિ આપેલી છે. સાથે સં. ૧૯૦૫ ના આષાઢ સુદિ ૧૧ ને રવિવારે લખેલા લગત પત્રમાં જણાવેલું છે તેમ મહીકાંઠાના રોબર્ટ વાલીસ પોલીટીકલ એજન્ટનો હુકમથી કારકુન સદાશિવ કૃષ્ણાએ આ હકીકત તેમજ અં. ૪૮–૪ વાળી નોંધપોથી વહીવંચાઓની નોંધોમાંથી તથા મુખકથનથી તૈયાર કરાવી હતી

**૮ વોહોરાઓના મુલ્લાંજીની હકીકત**–મથાળે જણાવ્યા પ્રમાણે સંવત ૧૯૦૯ માં એટલે હીજરી સન ૧૨૬૯ માં આ બે કાગળીયાંની હકીકત મુલ્લાં તૈયબઅલીએ લખાવેલી છે. તેમાં જણાવેલુ છે કે અરબસ્તાનના ઇમન જીલ્લામાં હીજરી સન ૫૨૭ માં મુસાના પુત્ર જોવેખ થયા, તે મુલ્લાંજીના વૃદ્ધોમાં પહેલા ગાદીપતિ થયા. મુસલમાનોના ૭૨ ફીરકામાં અરસપરસ અદાવત હતી; તેમાં વોહોરાઓની વૃદ્ધિ થઈ; તેમની ૨૩ પેઢી ઇમનમાં રહી અને ૨૪ મા યુસુફ સિદ્ધપુરમાં હીજરી સન ૯૫૮ માં ગાદીએ બેઠા એક મુલ્લાંજીની ગાદીએ તેમનો દીકરો જ બેસે એવો કાંઈ નિયમ નથી, નાતમાં જે હુશીયાર હોય તેને ગાદીપતિ પોતે બેસારે ૨૫ મા જલાલ મુલ્લાંજી અમદાવાદમા ગાદીપતિ થયા જોવેખના મોકલેલા બે શિષ્ય મોલાઇ અબદુલા અને મોલાઇ અહમદ ખભાત આવ્યા મુલાખસ નામની કપડવણજના ખોજા બીન મલખે બનાવેલી તવારીખ પ્રમાણે જણાવેલુ છે કે સિદ્ધરાજનું રાજ્ય ખંભાતમાં હતું, કારભારી ભારમલ અને તારમલ હતા. પેલા બે શિષ્યો ખંભાતના એ બ્રાહ્મણ બાળકોને બાલમનાથ અને રૂપનાથને ભોળવી સાથે અરબસ્તાન લઈ ગયા અને અરબી ભાષા તેમને

બનાવી. પછી તેઓ અબદુલા અને અહમદ સાથે ખંભાત પાછા આવ્યા અને તેમણે બીજાઓને મુસલમાન બનાવ્યા. સિદ્ધરાજના સમયમાં આથી હિન્દુ મુસલમાનો વચ્ચે ટંટા થતાં જે ઇલમમાં હારે તે સામાનો ધર્મ સ્વીકારે એવી કબૂલતથી સમાધાની થઈ. એમાં હિન્દુઓ હાર્યાં અને સવા મણ જનોઇઓ ખંભાતમાં હતરી.

તેમણે મુસલમાન બનવા છતાં હિન્દુઓનો કેટલોક ચાલ રાખ્યો. તેઓ મરનારનો મશીસો, સંવત્સરી વરસી કરે છે. લગ્નમાં માંડવો ઘાલે, ચોરી નહીં. વોહોરાઓનો આખો સમૂહ "ગાદિપતીના હુકમમાં રહો નહીં." તેથી હીજરી સન ૮૫૮ થી નાની અને મોટી એમ બે જમાતો પડી.

**૯ મારવાડી પાઘડીઓનું બ્યાન**-આમાં મારવાડી, ખડકલીઆ, અને વખાની એ ત્રણ જાતની રજપુતોની પાઘડીઓની બાંધણી, ઘાટ આદિનું વર્ણન આપેલું છે. મારવાડી એટલે ટેડીબંધ પાઘડી જોધપુરના વાણીઆ, ત્રણ આંચવાળી ખડકળીઆ પાઘડી મારવાડી રજપુતો, વખાની પાઘડી બહારવટે નીકળેલા ભાયાતી રજપુતો બાંધે છે. આ હકીકતનો માત્ર એક કાગળ છે.

**૧૦ ભેટાલીના મહાદેવ આદિના લેખ**-એક કાગળીયામાં નીચે પ્રમાણેની નોંધો છે:-૧ ભેટાલીની ઉત્તરે એક પ્રાચીન શિવાલય છે; તેમાંની એક મૂર્તિની બેઠકના પત્થર ઉપર લેખ કોતરેલો છે. તેમાં સં. ૧૫૩૫ માં વિજયસિંહ રાજાએ એ દેવાલય બંધાવ્યાનું અને તે ઘણું જીર્ણ થયાનું જણાવેલું છે.

૨ શ્રાવક વાણીઆનું દેરૂ ભેટાલીની ભાગોળમાં છે; તે સં. ૧૬૦૧ બંધાયું હતું. તેમાં સં. ૧૬૭૨ અને સં. ૧૬૫૧ માં બીજી બે મૂર્તિઓ સ્થપાઈ હતી.

સને ૧૮૫૩ ના ફેબ્રુઆરીની તા૦ ૧૦ મીએ મી૦ ધોરાએ વાંકાનેરથી ફાર્બસ સાહેબને એ હકીકત મોકલી હતી.

**૧૧ રૈંટોડાની વાવનો લેખ**-(સં. ૧૫૯૯) ઉપલા લખાણ સાથે જ એક અલગ નોંધપત્ર છે તેમાં જણાવેલું છે કે,

(૧) રૈંટોડાની (ભાગોળ ઉપરની) દક્ષિણાભિમુખી પડતર, વાવ સં. ૧૫૯૯ ના માગશર ૪ શનિવારે રાણા ભારમલના સમયમાં વ્યાસ કેશવરામે પોતાના પૂર્વજના પુણ્યાર્થે બંધાવી; તે સં. ૧૬૦૦ ના ચૈત્રમાં પૂરી થઈ અને વાસ્તુ થયું.

(૨) મોજે મકથી પા ગાઉ ઉપરના ભવનાથ મહાદેવનો જીર્ણોદ્ધાર સં ૧૭૦૬ માં થયો.

(૩) ભવનાથ પાસેનું પ્રાચીન શિવાલય સં. ૧૩૦૦ માં બંધાયાનો લેખ છે, પણ તે ઉકલ્યો નથી.

(૪) ભવનાથના શિવાલય પાસે એક પ્રાચીન કુંડ છે, તેના જલથી રક્તપીત અને કોડ મટે છે.

**૧૨ ઠાકોરોની જ્ઞાતિ**-આમાં ગુજરાતની ૧૩ ઠકરાતોના મુખી ઠાકોરોની ગણના નોંધેલી છે.

એમાં નોંધ છે કે "એ રીતે આજ રોજે તા૦ ૧૯ નવેમ્બર સને ૧૮૫૨ ને રોજે ... ફીતાબો ઉપરના ઠાકોરોને આપી છે" હકીગત નોંધવા. પણ એ હકીગત લખાઈને આવેલી હોય એમ જણાતું નથી.

**૧૩ વેરા આદિની યાદીનો પરવાનો**—આ ઈડરના રાવ ગંભીરસિંહજી અને તેના પુત્ર કુંવર ઉમેદસિંહજીએ દુર્જનસીંઘ શેરસીંઘ, અરજણસીંઘ નાહરસીંઘ, પ્રતાપસીંઘ કસનસીંઘ વગેરે તથા તેમના ભાઈ ભત્રીજા તથા બેટાઓને તેમનાં પટાનાં ગામોના ચોક્કસ વેરાની માફી આપ્યાનો પરવાનો લખી આપેલો છે. તેમાં કીયાં કીયાં ગામનો કેટકેટલો વેરો આદિ માફ તેની વિગત આપેલી છે, સાથે તે તે ગામની આબાદી અને બંદોબસ્ત કરવાનું અને સર્વ ન્યાતિના લોકોને સુખી રાખવાનું ફરમાન કરેલું છે.

આ બાબતનાં ચાર પત્રો છે. મૂળ પરવાનાપત્ર ઉપર "બાંદરી( બાહાધરી)વાલા બારોટની કટારીઓ ને આવાનાં ત્રીશુલ ૩" હોવાનું જણાવેલું છે.

**૧૪ પનારના માનાજીની લુંટ**—ઠાકોર માનાજીએ ઉમેજી અમલદાર આદિના માલ લુંટેલા અને તેને શિક્ષાઓ થયલી તે સંબંધી બાબત આ બે કાગળીઆમાં ઉતારેલી છે.

**૧૫ સુદાસણાની હકીકત**—બે છુટાં પાનાં ઉપર સુદાસણાના ઠાકોરો વિષે કેટલીક હકીકત આપેલી છે. પહેલાં બે પાનાં નથી.

**૧૬ નડીઆદની પેદાશ આદિની હકીકત**—એક બાજરીયા ફુલ્સકેપ કાગળમાં નડીઆદના નરવા વિગેરેની જમીનની વાટણી અને તેની પેદાશની વિગત ઉતારેલી છે. એમાં જણાવેલું છે કે.-

"આ ગામ પરથંમ આસરે વરસ ૭સેં ઉપર સહેરોમાં હતુ ને પાટીદાર તથા થોડાક રાવલ ગરાસીઆ લોકની વસતી હતી, તેમાં પાટીદારોએ ગરાસીઆ લોકને થોડી થોડી જમીન કાડી આપી ભાગ ઠરાવી નરવા રૂ. ૧૦૦)નો બાંધેલો પણ ગરાસીઆ લોકોએ પાટીદાર સાથે ડાંડાઈ કરાથી આ લોકોને નડીઆદમાંથી કાડા તાર પછી તેમની જમીન સરકારમાં દાખલ કરી પાટીદારોને સોંપી અને એ જમીન પોતપોતાના ભાગ પરમાણે વહેંચી લીધી...... ચકલાશી ભાગોલે સંવત ૧૮૨૧માં શ્રીસીમંત મહારાજ ખંડેરાવ ગાઅકવાડ સરકારે જથા બાંધી જથાદાર જુદાં જુદાં લાંભવાં પોતાના સહી સીકા કરી આપાં ...... બીજી પાટીઓનાં ......ત્રણ ભાગે લાંભવાં થઆં ......

સંવત ૧૮૮૨ ની સાલથી એ ફોસેદારીની ઉપજ હરરાજ કરી તેનો ઇજારો આપામાં આવે છે......

આ ગામમાં પરથમ જારે મેહેસુલ લેવાતુ ને સાહેરો હતી તારે પરગણુ સુધાં મહેસુલના રૂ. ૨૬૨૭૫ ઉપજતા...... ધરમાદા દેવસ્થાનનું ખરચ સરકારથી આપામાં આવે છે.

આ ગામમાં પરથમ વસતીનાં ઘર ૫૦૦૦ હતાં...... હાલ ઘરાં ૭૫૨૧ માલમ પડે છે તેની વીગત.

૧૧૮૩ બરાંમણનાં ૧૪૦૩ વાણીઆનાં ૧૬૨૧ પાટીદારનાં ૩૨૧૪ વસવઈઆં વીગેરે પરચુરણું એ રીતે વસતી હાલમા છે "એવુ સરકારી દફ્તરથી માલમ પડે છે."

આમા ૮ બાબતની વિગતો ટુકમા આપેલી છે તેની લખ્યા સાલ આ સાથે જો કે નોંધી નથી, પણ બીજા સાથેના કાગળો આદિથી સમજાય છે તેમ એ સં ૧૯૧૦ ના આશરામા ઉતારેલી હશે

નરવા જમીનનો એવો અર્થ છે કે વર્ષમા જે જમીન માત્ર એકજ વાર ચોમાસુ પાક આવે અને (નરવઈ)રવિ-રબિપાક ન થાય તે, કેટલાક નિર્વાહની જમીન એવો એનો અર્થ કરે છે, પણ ઉપલો પહેલો અર્થ સુસગત છે

૧૭ નોંધનાં પ્રકીર્ણ કાગળીયાં–આ ઉપરાત બીજા કેટલાક નાના મોટા છૂટાં કાગળીઆ છે તેમા કાંઈ ખાસ મહત્વનુ જણાતુ નથી

ઉપરાત એક મોટા થોકડો મોડી લિપિમાં ઉતારેલી કેટલીક બાબતોનો છે, પણ તેનો ઉકેલ કરાવી નહીં શકાયાથી તેમાની હકીકત આપવાનુ બની શકયુ નથી

વળી કવિશ્રી દલપતરામે સ્વ ફાર્બસ સાહેબ પાસેની ચોપડીઓની કરેલી કાચી નોંધના કાગળો છે તેમા કેટલાક ગ્રન્થોના વિષયોની અનુક્રમણિકા પણ ઉતારેલી છે.

તેમજ ત્રણ છૂટા કાગળમા પ્રસ્તુત નામાવલિમાના ગ્રન્થ ત્રણ નીચેના ગ્રન્થો કયાથી મળ્યા તે જણાવેલુ છે —

"હમિર પ્રબન્ધ ( અં ૨૫ ) પત્ર ૨૬ શ્લોક લેખ ૧૬૦, લખામણ ૧)= શ્રી દામનગરથી લીધો ગઢવી માવને ઘેરથી "

"રૂપશેન રાજાનો રાસ ( અં. ૨૬ ) પત્ર ૧૫ શ્લોક લેખ ૩૧૦ લખામણ ०।।= લિધો શ્રી વઢવાણથી પુંજ લબધીવર્ધન પાશેથી–આ ગ્રન્થના બધા પત્ર ૪૩ છે."

" નરવર કોટનો રાજા રાલ કુવરનો ( ઢોલામારૂ અં ૨૭) ગ્રન્થ પત્ર ૨૦ શ્લોક લેખ પત્ર લખામણ દા ૧ શ્રી મુલીયેથી લીધો ગઢવી ખેગારને ઘેરથી"

એક ઘણા મોટા ઓળીઆમા પાટીદાર જમીનદારો કેવી રીતે ભાગીયા ભાગના લાભના કરે છે તેનો મુસદ્દો ઉતારેલો છે આ ઓળીયુ સાવ જર્જરિત થઈ ગયલું છે

ઈતિશ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત
પુસ્તકોની સવિસ્તર નામાવલિનો
પ્રથમ ભાગ પુસ્તકાંક ૧ થી ૫૦ નો

સમાપ્ત.

# અનુક્રમણિકા

## અંક-૧ લો-વિષયાનુક્રમણિકા

અ.



આ.



५१

ચ.-છ.



જ.-ઝ.

ધ.



ન

પ.

ફ.



બ

ભ.

म

## શ—સ

### હ-ક્ષ-જ્ઞ



## અનુક્રમણિકા અંક ૨.



### લેખકો, સંપાદકો આદિની અનુક્રમણી

---

## શબ્દ–અનુક્રમણિકા અંક ૩

(સૂચના–આમાં જે નામો આપેલાં છે તેને લગતી વિગતો તેની સામેના પાનામાંથી સંપૂર્ણ મળશે નહીં, પણ તેના મૂળ ગ્રંથમાંથી તે વિષે પ્રસ્તુત નામાવલિમાં આપેલી છે તે કરતાં વિશેષ હકીગત મળશે. અહીં તો માત્ર તેનું સૂચન જ નોંધેલું છે. ઐતિહાસિક, ભૌગોલિક ઉપરાંત અન્ય જાણવાજોગ માહિતી જીજ્ઞાસુને મળે તે હેતુથી જ આ અનુક્રમણિકા બની શકે તેટલી વિસ્તૃત તૈયાર કરેલી છે. તેથી એને સર્વગ્રાહી માનવાની નથી. તેમ કેટલાંક નામો આ અનુક્રમણીમાં નહીં પણ આવેલાં હોય અને તેનો ઉલ્લેખ મૂળ ગ્રંથોમાં હશે. ટુંકમાં આ અનુક્રમણી માત્ર સૂચક, માર્ગદર્શક છે, એટલું અહીં નોંધવાનું છે.)

### ક

૫૬



દ

ધ

ન

ફ

